# હું કોણ ?

અથવા

# વેદાન્ત રસામૃત

લેખક

સ્વામી માધવતીર્થ

પ્રકાશક

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ,

અમદાવાદ.

# હું કોણ ?

અથવા

# વેદાન્ત રસામૃત

લેખક

સ્વામી માધવતીર્થ

પ્રકાશક

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ,

અમદાવાદ.

પ્રકાશક :

(૧) વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર
શ્રી રામકૃષ્ણ ભુવન, ગુજરાત સોસાયટી

(૨) રસીકલાલ વાસુદેવ મહેતા
સાંકડીશેરી, હજીરાની પોળ.

માનદ્ મંત્રીઓ
શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ.

મળવાનું ઠેકાણું
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,
ભદ્ર પાસે, અમદાવાદ.
અને કાલબાદેવી રોડ, મુંબાઈ.

એન. એમ. ઠક્કરની કંપની.
બુકસેલર, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ.

"પ્રબન્ધક," ઉત્થાન કાર્યાલય,
ગોયાગેટ, મકરપુરા રોડ, વડોદરા.

| | | |
|---|---|---|
| પહેલી આવૃત્તિ | પ્રત ૧૦૦૦ | સને ૧૯૪૧ |
| બીજી આવૃત્તિ | પ્રત ૧૦૦૦ | ઈ. સ. ૧૯૪૪ |

કિંમત રૂા. ૨-૪-૦

મુદ્રક :
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.
સલાપોસ રોડ, અમદાવાદ.

सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ।

( હે અર્જુન ! બધાં કર્મની સમાપ્તિ જ્ઞાનમાં છે. )

ગીતા ૪-૩૩

# પ્રકાશકનું નિવેદન

વેદાંતની પ્રક્રિયા સરળ ભાષામાં સમજાવતા પુસ્તકો લખીને સ્વા. માધવતીર્થજીએ ગુજરાતી જનતાની ઘણીજ ઉમદા સેવા કરી છે. તેમના લખેલા પુસ્તકોની યાદી આ પુસ્તકમાં અન્ય સ્થળે આપેલી છે. એમાં મૂખ્ય પુસ્તકો નીચે મુજબ છે તે વાચકને મનન કરવા અમારી ખાસ ભલામણ છે.

(૧) તું કોણ ? (પ્રકાશક—સસ્તું સાહિત્ય, અમદાવાદ)
(૨) તે કોણ ? (પ્રકાશક—ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ)
(૩) નિત્ય પ્રસાદ

જીવ, જગત, અને ઈશ્વરનો પરસ્પર શો સંબંધ છે અને જે કોયડો દરેકને મુંઝવણમાં નાંખી દે છે અને જેને વિષે જગતની ઉત્પત્તિ થઈ ત્યારથી તત્ત્વવેત્તાઓ લખ્યાજ ગયા છે અને જગત રહેશે ત્યાં સુધી લખ્યાજ કરશે તેની સમજણ આ પુસ્તકોમાંથી મળી રહેશે. શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા હતા કે 'બ્રહ્મ કદી અજીઠું થયુંજ નથી' એટલે કે બ્રહ્મને પરિમિત બુદ્ધિથી કોઇ પાર પામી શકતું નથી. આપણી પરિમિત બુદ્ધિથી અપરિમિત બ્રહ્મને પામી શકાય નહી એ સ્વાભાવિક છે એટલે દરેક યુગમાં આ વિષયમાં જુદા જુદા દૃષ્ટિકોણથી તત્ત્વવેત્તાઓ જનતાને સમજણ આપે છે.

આ પુસ્તક છપાવવા માટે અમને નીચે પ્રમાણે સહાય મળી છે.

| | | |
|---|---|---|
| એક ગૃહસ્થ તરફથી | ... | રૂ. ૫૦૦ |
| શેઠ ત્રીકમલાલ મહાસુખરામ | | રૂ. ૫૦૦ |

અમો આ બન્ને ગૃહસ્થોનો આભાર માનીએ છીએ. ખર્ચ આથી વધુ થયો છે. બુકસેલરનું કમિશન અને ભેટ પુસ્તકો ગણીએ, તો આ કિંમતમાંથી ખર્ચને પહોંચી વળાશે. આ પ્રકાશનમાં તેમજ અમારા અન્ય પ્રકાશનોમાં નફાનો હેતુ નથી.

આ પુસ્તક વાંચી બીજાને વંચાવવા વિનંતિ છે.

તા. ૧–૬–૧૯૪૪ } અમદાવાદ. }

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ
અમદાવાદ.



જ્ઞાનની સાત ભૂમિકા

પૃ. ૧૭૯ ] [ કલ્યાણની અનુમતિથી

# પ્રસ્તાવના

માણુસ શું જાણે છે અને શું નથી જાણુતો એ જાણુવું એ તેની પહેલી ફરજ છે.

સામાન્ય માણુસ પોતાને જાણુતો નથી,
જાણુનારને જાણુતો નથી તેથી જાણેલું જાણુતો નથી;
એટલું જાણુવું એ મુશ્કેલ છે, તેથી તે માટે પુરુષાર્થની જરૂર છે.
તેણે જાણ્યું તે કેવી રીતે જાણ્યું એ જાણુવાની જરૂર છે.
તેણે ન જાણ્યું તે કેવી રીતે ન જાણ્યું એ જાણુવાની પણુ જરૂર છે;
એટલું સમજાય ત્યારે જાણુવાનું જાણી શકાય;
તે માટે આ પુસ્તક સહાય આપે તેવું છે.

આવાં અગમ્ય તત્ત્વ સમજવામાં અને સમજાવવામાં ભાષાની મુશ્કેલી હમેશાં રહે છે. હાલ જે પ્રકારનો વ્યવહાર છે અને જે જાતની કેળવણી છે તેનાથી જે ભાષા માણુસો શીખે છે તે ભાષાના શબ્દો પોતાને જાણુવામાં અને જાણુવાનું જાણુવામાં કામ આવે તેવા નથી અને જે ભાષા આત્મજ્ઞાન માટે વપરાય છે, તે સમજવાની ટેવ સમાજમાંથી ઓછી થઈ ગઇ છે.

વેદાન્તના મૂળ સિદ્ધાંતો પ્રાચીન ઋષિમુનિઓ અને તે પછીના વિદ્વાન આચાર્યો બહુ સ્પષ્ટ રીતે કહી ગયેલ છે તેથી નવું કહેવાનું બહુ રહેતું નથી. તે વખતની પ્રજા તેમની ભાષા બરાબર સમજતી હતી.

પણુ નવા નવા કાળે નવી નવી પ્રકૃતિના માણુસો જન્મતા હોવાથી તેમને નવી નવી શંકા ઉત્પન્ન થાય છે અને તેથી તે સિદ્ધાંત નવી નવી રીતે સમજાવવાની જરૂર દરેક વખતે રહે છે.

છાપખાનાની કળા આ દેશમાં આવ્યા પછી હવે જોવાં પુસ્તકો જોઇએ તેવાં મળી શકે છે અને સ્ત્રી પુરૂષો વાંચી શકે છે. વળી સારાં ધાર્મિક પુસ્તકોથી કેટલેક અંશે સત્સંગ જેવું કામ થાય છે;

પણ છાપખાનાની સગવડને લઇને બીજું વાંચન અને ન્યૂસપેપરો અને હલકી નૉવેલો એટલી બધી વધી પડી છે કે શાસ્ત્રના વાંચનની સારી અસર બહુ ટકતી નથી. તેથી ધાર્મિક સિદ્ધાંતો પ્રમાણે વર્તવાની શક્તિ સમાજમાંથી ઘણી ઓછી થઇ ગઈ છે. ખરા મુમુક્ષુઓ બહુ થોડા છે. બાકી કુતુહલતા છે પણ મુમુક્ષુત્વ નથી. પશુઓને ખીલે બાંધ્યા હોય તેને છોડવાનો વખત આવે ત્યારે તેમને છૂટવું ગમતું હોય એમ લાગે છે પણ માણુસને મુક્તિ એમના જેટલી ગમતી નથી. મૅકૉલેની કેળવણીના સંસ્કારના પ્રભાવથી અને આર્થિક દ્રારિદ્ય વધારે વ્યાપક થવાથી જનસમુદાય ઉપર ભોગવૃત્તિનું પ્રધાનપણું આવી ગયું છે. માટલીમાં કાણું હોય તો તેમાં પાણી રહે નહિ તેમ જે માણુસોનાં મન ઇંદ્રિયોના સુખમાં લોલુપ્ત રહે છે, તેમને આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. એવો એક પણ દ્રષ્ટાંત જોવામાં આવતો નથી કે જેને ઇંદ્રિયોના સુખમાં લોલુપ્તતા હોય અને આત્મજ્ઞાન થયું હોય. ઇંદ્રિયોનું સુખ દેહનું અભિમાન વધારે છે અને તે અભિમાન ગયા વગર આત્માનું સુખ મળતું નથી.

વળી માયાની વિચિત્રતા એવી છે કે ઇંદ્રિયોનું સુખ સાચું નથી પણ અંતે દુઃખરૂપ છે એ વાત પણ ઘણાને ઇંદ્રિયોનું સુખ લીધા પછી સમજાય છે. જુવાનીમાં અહંકાર બહુ વધે છે અને અહંકાર વધે છે, ત્યારે જગત સાચું લાગે છે. જેને બ્રહ્મજ્ઞાન નથી તે જગતને બરાબર ખોટું માની શકશે નહિ.

હાલની વિદ્યાનો સારો ભાગ લઇએ તોપણ તે વિદ્યા પશુ જેવા માણુસોને સારા નીતિવાળા માણુસ બનાવવા પ્રયત્ન કરે છે પણ માણુસને ઇશ્વર બનાવવાની કળા અને વિદ્યા હાલની કેળવણીમાં નથી. જે મહાત્માઓ બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મશ્રોત્રિય હોય તેમની પાસેથીજ બ્રહ્મ વિદ્યા પ્રાપ્ત થઈ શકે છે. હાલની વિદ્યામાં સુખથી કેમ જીવવું એ શીખવવામાં આવે છે પણ સુખથી કેમ મરવું એ શીખવવામાં આવતું નથી. બ્રહ્મવિદ્યામાં એમ માનેલું છે કે દરેક માણુસે એવાં

કર્મ કરવાં જોઇએ કે જેથી તે આ જન્મમાં મુક્તિ મેળવે અથવા બીજો જન્મ આવે તો સારા સંસ્કારવાળા અને પવિત્ર કુટુંબમાં આવે. જેને ઘેર જન્મ લેવાની ઇચ્છા થાય એવાં સારાં કુટુંબો પણ ઓછાં થઈ ગયાં છે.

માણસના જીવનમાં 'ધર્મ, અર્થ, કામ અને મોક્ષ' એ ચાર પુરુષાર્થ માંથી "મોક્ષ" એ પરમ પુરુષાર્થ મનાય છે કારણકે તેનાથી આત્યંતિક દુઃખનિવૃતિ થાય છે અને આત્માનો પરમ આનંદ મળે છે. તે માટે મુખ્ય સાધન તરીકે ચંચળ મનને વશ કરતાં શીખવું જોઈએ. મનને વશ કરવાનાં બે મુખ્ય સાધન અભ્યાસ અને વૈરાગ્ય છે. વૈરાગ્યની બાબત કેટલેક અંશે સમજવી સહેલી છે પણ અભ્યાસ કેવી રીતે કરવો? શાનો કરવો? વગેરે માટે આ પુસ્તક ઉપયોગી થાય તેમ છે. વળી, જેઓએ વેદાન્તનું શ્રવણ કર્યું હોય તેઓને મનન અને નિદિધ્યાસન માટે પણ આ ગ્રંથ ખાસ ઉપયોગી થાય તેવો છે.

જેમને સંસારના સુખમાં વૈરાગ્ય આવેલો હોય અને તત્ત્વને જાણવાની બહુ ઉત્કંઠા હોય તેમને વેદાન્તના અભ્યાસનો અધિકાર છે. તેમણે વિવેક, વૈરાગ્ય, ષટસંપત્તિ અને મુમુક્ષુતા એ ચાર સાધનમાંથી જે કાચું હોય તે પકવ કરી લેવું જોઇએ; પછી કર્મ અને ઉપાસનાનો આગ્રહ ન રાખવો. કર્મ અને ઉપાસનાનું ફળ જે મળ અને વિક્ષેપની નિવૃત્તિ બાકી રહેલી હશે તે વેદાન્તના અભ્યાસથી બરાબર થઈ જશે. તેથી તેણે વેદાન્તનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવું એ મુખ્ય કામ છે.

હાલના કાળમાં 'સેવા ધર્મ' એ મુખ્ય ધર્મ તરીકે જોર કરી રહેલો છે. બગાડાનું પ્રમાણ વધી જવાથી સુધારા ઉપર સુધારા કરવા પડે છે અને તે સુધારાનો અંત જણાતો નથી. સમાજ સેવાથી કેટલાંક દુઃખ મટે છે પણ જન્મ મરણનાં દુઃખ, વૃધ્ધાવસ્થાનાં દુઃખ, વગેરે દૂર થતાં નથી. બીજાની સેવા કરવી, બીજાનું કલ્યાણ કરવું એ બહુ સારૂં છે પણ તે સાથે આપણે કોણ? કલ્યાણ કેટલા પ્રકારનાં છે, માણસના

જીવનનું મુખ્ય લક્ષ્ય શું હોવું જોઈએ, કોની સત્તાથી સેવા થાય છે, કોની સત્તાથી જગત ચાલે છે વગેરે બાબતોનો વિચાર કરેલો ન હોય તો સેવા કરતાં કરતાં અનાત્મભાવ વધી જશે અને ખરી સેવાથી જેવી શાંતિ ચિત્તમાં આવવી જોઇએ તેવી આવશે નહિ. સેવકમાં જે ગુણ દોષ હોય તે તેની સેવામાં પણ ચાલ્યા આવે છે. પોતાની અપકવ દશામાં સમાજસેવક થઈ લોકકીર્તિને ઇષ્ટદેવ સમાન માનવાથી અને તે માટે ઉપરચોટીઆ આચાર વિચારના સેવનથી જન્મ મરણના ચક્કરમાંથી છૂટી શકાતું નથી. જેમ ઘૂવડના રાજ્યમાં રહી સૂર્યની ઉપાસના થઈ શકતી નથી તેમ જેઓને આત્માનો અનુભવ નથી અથવા જેઓનું તે તરફ લક્ષ નથી તેમના સંગમાં હમેશાં રહીને આત્માનો અનુભવ લેવો એ બની શકે તેવું નથી.

સૂતા માણસને જગાડી શકાય છે પણ જાણી જોઇને જે સૂતો છે, જેની ઇચ્છા જાગવાની નથી, તેને જગાડી શકાય નહિ. તેમ માયામાં રહેલને બ્રહ્મજ્ઞાન આપી શકાય છે પણ જેને માયા ગમે છે તેમને બ્રહ્મજ્ઞાન આપી શકાતું નથી.

યુરોપ અને અમેરિકા અને બીજા દેશોમાં ધર્મ ગુરુઓ ત્યાંના સમાજને ધર્મને માર્ગે ચડાવી શકયા નથી. તેમના જીવનની છાપ ત્યાંના લોકો ઉપર પડતી નથી અને ત્યાંના સમાજને પણ માયા ગમે છે. ત્યાંના સમાજની સ્વચ્છંદ વૃત્તિને નિયમમાં રાખે એવા ધાર્મિક સંસ્કારનું જોર ત્યાં નથી. અહીં પણ હાલના ઘણા બ્રાહ્મણો પહેલાંના કાળના બ્રાહ્મ- ણોની માફક પોતાના જીવનની છાપ સમાજ ઉપર પાડી શકતા નથી અને વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થા તદ્દન તૂટી ગઈ છે. ખરો ધર્મ માણસના હૃદયને જાગ્રત કરે છે. માણસ માણસ વચ્ચે પ્રેમ જાગ્રત કરે છે અને તેમને નીતિ અને આત્માને માર્ગે વાળે છે. એવા ધર્મના ઉપદેશકો બહુ ઓછા થઇ ગયા છે. નીતિ વગર લડાઈ અટકવાની નથી અને સમાજ સુધરવાનો નથી. નીતિનો ઉપદેશ ફેલાવવો હોય તો નીતિથી રહેનાર સાધુઓનો ઉપદેશ સમાજમાં ફેલાવવો જોઇશે, અને સમાજની ઇચ્છા પણ માયામાંથી

નીકળવાની જોઈએ. ઉપદેશ દેનાર અને ઉપદેશ લેનાર બંન્ને બરાબર હોય તો તરત કામ થાય છે.

આખી પૃથ્વી ઉપર વનસ્પતિનો ખોરાક લેનાર પ્રજા ખાસ કરીને ગુજરાત, કાઠીઆવાડ અને મારવાડ તરફ છે. તે સિવાય જે માંસાહારી પ્રજા છે તેમને અહિંસાનો પાઠ શીખવવો એ બહુ અઘરૂં કામ છે. તેથી હાલના વિમાન અને સાયન્સના જમાનામાં યુરોપના જેવું સ્વરાજ્ય અહીં મેળવવું અને ટકાવવું એ માટે અહીંની પ્રજામાં ઘણી હિંસકવૃત્તિ જોઈએ અને એવી વૃત્તિ કેળવવામાં અહીંનું સમાજજીવન અને આર્યોની સમાન વૃત્તિવાળી વિદ્યા બગડી જવાનો સંભવ છે. એક દેશ માણસને મારવા અમુક જાતના સંચા અને ઝેર ઉત્પન્ન કરે તો બીજો દેશ તે માટે એથી પણ મોટા સંચા અને મોટાં ઝેર ઉત્પન્ન કરે, એ હરિફાઇમાં માણસ પશુ જેવા થવાનો સંભવ રહે છે. અહિંસાત્મક પ્રતિકાર પણ હજુ પ્રયોગની દશામાં છે. બધા દેશોની માંસાહારી પ્રજા એ દીશાએ વળશે કે કેમ એ નક્કી કહી શકાય તેમ નથી. જેમનો ખોરાક હિંસાથી મળે છે, તેમનું જીવન અહિંસાત્મક રાખવું એ બહુ મુશ્કેલ છે.

પહેલાંના વખતમાં પણ રાજ્યના અન્યાય વખતે નગરના શેઠ અને પ્રતિષ્ઠિત માણસો રાજાથી રીસાઇ જતા, અસહકાર કરતા અને હડતાળો પાડતા અને રાજાનાં હૃદય ફેરવી શકતા હતા, પણ નીતિનું અને એકતાનું વાતાવરણ હોય, ત્યારે જ એવા પ્રયોગનું પરિણામ ઠીક આવે છે.

હાલના કાળમાં તો હૃદય સુધારવાને બદલે બધી જગ્યાએ કારખાનાં વધારવાની હીલચાલ ચાલે છે. તે કારખાનાં શાંતિ વખતે વેપારની હરિફાઈમાં કામ લાગે છે અને લડાઈ વખતે બોંબ બનાવવામાં મદદ કરે છે. માણસનાં મન અને ચારિત્ર સુધારવાં હોય તો મોટા મનાતા માણસોએ નીતિથી રહેવાની શરૂઆત કરવી જોઇએ. નાના માણસો મોટાના જીવનનું બહુ અનુકરણ કરે છે.

જે દેશના માણુસોને પૂરતો ખોરાક અને કપડાં વગેરે જીંદગીની જરૂરીઆતની ચીજો મળે તેના ઉપર ભગવાનની દયા સમજવી અને જે દેશના માણુસો અનીતિ ન કરે અને સંસારના મોહમાં ન પડે તેના ઉપર ભગવાનની વધારે દયા સમજવી. અનીતિનું થોડું'ક કારણ ગરીબાઈ છે પણ મોટું કારણ અજ્ઞાન છે.

યુરોપના તત્ત્વજ્ઞાની પુરુષો યુરોપની વિદ્યા માટે અને હિંદની વિદ્યા માટે કેવા અભિપ્રાય આપે છે તેના નમુના નીચે આપેલા છેઃ—

## યુરોપની વિદ્યા

We (i. e. Westerners) are the disappointment of the hopes and expectations of the Ages. Think of nearly two thousand years of the Christian ideals followed instead of by the return of the Messiah and the heavenly millienium by the world war among Christian nations and its barbed wire & poison gas. What a catastrophe in heaven and on earth. Modern man is the worst conceivable disppointment of the hopes of mankind.

What do China and India think of us? What feelings do we arouse in the black man? (modern man in search of a soul by C. G. Jung.)

## હિંદની વિદ્યા

"Thou art that" is the highest summit of thought which the human mind has reached, which has found different expressions in different religions and philosophies but nowhere such a

* તે તું છો.

clear and powerful realisation as in the ancient Upanishads of India. Max Muller.

આ ઉપરથી જણાય છે કે પશ્ચિમની સંસ્કૃતિ માણસને જંગલી બનાવે છે, અને હિંદની સંસ્કૃતિ માણસને પ્રભુ બનાવે છે.

ખરી રીતે જોઈએ તો જે શહેરમાં મોટાં કારખાનાં હોય, બંદરોની સગવડ હોય. સ્ટીમરો, ટ્રેનો અને વિમાનો આવતાં જતાં હોય, જ્યાં મોટરો લાઈનબંધ દોડતી હોય, જ્યાં મોટાં મકાનો, સીનેમા અને લાયબ્રેરીઓ હોય, તે મોટું શહેર નથી પણ જ્યાં નાનું ગામ હોય અને તેમાં એક પણ જ્ઞાની પુરૂષ રહેતો હોય તો તે મોટું શહેર છે. ત્યાં તેની પાસે જતાં વિશ્વ મળે છે. જ્યાં ઘણા કાયદાની જરૂર પડતી નથી, જ્યાં સૌ પોતપોતાનો ધર્મ સમજી નીતિમાં રહે છે, ત્યાં રાજાને રાજ્ય કરવાની મહેનત પડતી નથી, ઘણા અમલદારો રાખવા પડતા નથી, ઘણી કોર્ટો અને ઘણા પોલીસની જરૂર પડતી નથી અને તેથી ઘણા કર પણ નાંખવાની જરૂર પડતી નથી; આવું ગામ નાનું હોય કે મોટું હોય, તોપણ તે મોટું શહેર છે, ત્યાં સ્વરાજ છે. તેથી ડાહ્યા, નીતિવાળા અને જ્ઞાની માણસોની સંખ્યા વધે ત્યાં ખરૂં સ્વરાજ મળે છે. તે સગવડ હોય તો બીજું બધું બરાબર થઈ રહે છે. ડાહ્યો માણસ પોતે જ રાજા છે. તેને પોતાના બચાવ માટે કોઈની મદદની જરૂર નથી, કારણ કે તે બધાને ચાહે છે. તે ભીખ માગીને પણ સમાજને નીતિનો અને જ્ઞાનનો બોધ આપે છે, સમાજ પાસેથી થોડું લઈ સમાજને ઘણું આપે છે. સારા સંસ્કારવાળી સમાજ કરવી હોય તો હાઈસ્કૂલો અને કૉલેજોની જરૂર પડે નહિ અને ઉપર પ્રમાણે સાચી વિદ્યા સમાજને લગભગ મફતમાં મળી શકે તેવું છે. એવા ભિક્ષુક જ્ઞાની પુરુષો સમાજને બોજારૂપ નથી પણ સમાજની ઉન્નતિ કરનાર છે. હજારો રૂપીઆ ખર્ચી જે પરદેશની કેળવણી લેવા જાય છે, તે જ્ઞાન કરતાં આવા ભિક્ષુકો વધારે સારું જ્ઞાન આપે છે. નવી કેળવણી વાળા એવા ભિક્ષુકોને સમાજમાં બોજારૂપ માને છે પણ

તેમની માતાઓ હજુ ખુશીથી ભિક્ષા આપે છે. વળી મહાત્માઓ પણ જ્યાં જ્ઞાન લેવાવાળા હોય ત્યાં જાય છે. મુંબઇ જેવા શહેરમાં તેમનો માલ બહુ ખપતો નથી, તેથી ત્યાં જ્ઞાની પુરુષો બહુ જોવામાં આવતા નથી.

જે માણુસો સત્તાવાન હોય, ધનવાન હોય પણ અજ્ઞાની હોય તો તે દરિદ્રી માણુસોના જેવા જ જાણુવા.

ગામડામાં ફરતા કેટલાક ભજન ગાવાવાળા ભિક્ષુકો ફક્ત રોટી માગી સારાં ભજન લોકોને સંભળાવતા ફરે છે તેથી ત્યાં નાટક કે સીનેમા જેવા મોટા ખર્ચોની જરૂર પડતી નથી અને માણુસનાં મન બગડતાં નથી. માણુસનાં મન બગડે નહિ તો તે સુધારવા માટે કમીટીઓ કોન્ફરન્સ કે સમાજસેવકોની જરૂર પડતી નથી.

મુસલમાની સાહિત્યમાં અને ક્રિશ્ચીઅન સાહિત્યમાં પ્રેમભાવ છે પણ રોટલીની ફીકરમાં તે સાહિત્યનો અભ્યાસ ઓછો થઇ ગયો છે. રોટલીની ફીકરનું એક કારણુ વસ્તીનો વધારો છે અને વસ્તીના વધારાનું કારણુ પરણુવાના સુખ કરતાં બીજું વધારે સારું સુખ મળે એવો આત્મજ્ઞાનનો અભ્યાસ નથી. તેથી સમાજને માટે રોટલીના પ્રશ્ન કરતાં ઇચ્છાને કેમ અંકુશમાં રાખવી એ પ્રશ્ન વધારે ઉપયોગી છે. શરીરને રહેવા માટે બહુ થોડી જગ્યા જોઇએ છીએ પણ મન ઠેકાણે ન હોય તો મોટા બંગલા પણ પૂરા થતા નથી. ખાવા માટે થોડું જોઇએ પણ મન ઠેકાણે ન હોય તો અથાણાં અને ચટણીઓ ઘણી કરે તોએ સંતોષ થતો નથી. ખાદીના કપડાથી ચાલી શકે તેવું છે પણ મન ઠેકાણે ન હોય તો ઘણા કપડાનો જથ્થો પડયો હોય તોએ સંતોષ થતો નથી. "તે તું છો" એ એક વાકયમાં બધું જ્ઞાન સમાઇ જાય છે પણ મન ઠેકાણે ન હોય તો ઘણાં પુસ્તકો અને ઘણી વિદ્યાથી પણ સાચું જ્ઞાન મળતું નથી. તેથી આપણે આપણા કર્મ માટે જેટલા જવાબદાર છીએ તે કરતાં આપણા વિચાર માટે વધારે જવાબદાર છીએ.

હવેનું સમાજ જીવન એટલું મુશ્કેલ બનતું જાય છે કે એક સમાજ-

સેવકમાં ચારે વર્ણનાં અને ચારે આશ્રમના ધર્મો ઘણા પ્રમાણમાં હોવા જોઇએ, એટલે કે તેનામાં બ્રહ્મજ્ઞાનીના જેવું જ્ઞાન, ક્ષત્રીયના જેવી નીડરતા, વૈશ્યોના જેવું અર્થશાસ્ત્રનું જ્ઞાન, સેવાભાવ, બ્રહ્મચારી પણું અથવા સંયમી ગ્રહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અથવા સંન્યાસીના જેવી વૃત્તિ, એવા આઠ ગુણમાંથી જેમાં વધારેમાં વધારે ગુણ હશે તે સમાજને બરાબર દોરી શકશે. એક પણ સંસારના સુખની ઇચ્છા ભગવદ્‌ભાવની વિરોધી છે, તેથી એવી દશાવાળાને આત્મજ્ઞાન થતું નથી, અને આત્માની શાંતિનો કંઇક અનુભવ લીધા વગર જે સમાજ સેવામાં જોડાય છે, તેને પરિણામે અશાંતિ મળે છે. આખું જગત કદી સુધરતું નથી. જો સુધરે તો જગત રહે નહિ.

આત્મજ્ઞાન ઉત્પન્ન થવા માટે અને ઉત્પન્ન થયા પછી તેની રક્ષા માટે જે જે નિયમોની જરૂર છે, તેની સાત ભૂમિકા આ પુસ્તકમાં પહેલા વિભાગમાં આપવામાં આવેલી છે. તે સામાન્ય ક્રમ છે. પણ ગયા જન્મમાં કરેલાં પૂણ્યના પ્રતાપે ઉંચી ભૂમિકાએથી શરૂ કરી શકાય એવી શક્તિ કોઇનામાં હોય તો તે પોતાના અધિકાર પ્રમાણે ગમે તે ભૂમિકાએથી જ્ઞાન માટે શરૂઆત કરી શકે છે.

જો કે હાલના કાળમાં બ્રહ્મજ્ઞાન આપવાવાળા અને સાંભળવાવાળા બહુ ઓછા જોવામાં આવે છે, છતાં એવા જ્ઞાન માટે જેમની તીવ્ર જિજ્ઞાસા હોય તેમને જ્ઞાન આપનાર મળી રહે છે. ઇ. સ. ૧૯૧૧ માં ધાટકુપરમાં સ્વામી શ્રી. વામદેવતીર્થ નામના એક વિદ્વાન સંન્યાસી આવ્યા હતા. તે બ્રહ્મનિષ્ઠ હોવા ઉપરાંત બ્રહ્મશ્રોત્રિય પણ હતા. સંસ્કૃત ભાષા ઉપર તેમનો કાબુ ઘણો હતો અને શાસ્ત્રનું જ્ઞાન અને સમજાવવાની ઢબ એવાં હતાં કે સાંભળનારાને શ્રવણ વખતે જ મનન અને નિદિધ્યાસન થઈ જતું હતું. સ્વામીજીએ નીચેનાં પુસ્તકોનો સારો અભ્યાસ કરેલો હતો અને એમાંથી ઘણો સારો ભાગ જિજ્ઞાસુઓને સંભળાવ્યો હતો.

૧. ચિત્તસુખી.

૨. ખંડન ખાદ્ય.

૩. અદ્વૈત સિદ્ધિ.
૪. બ્રહ્મસૂત્ર ઉપર ભામતી, કલ્પતરૂ, પરિમલ વગેરે.
૫. ઉપનિષદો ઉપર ભાષ્ય, વાર્તિક, વાર્તિકસાર.
૬. નૈષ્કર્મ્ય સિદ્ધિ.
૭. સંક્ષેપશારિરક.
૮. ન્યાય રક્ષામણિ.
૯. સિદ્ધાંતલેશ.
૧૦. વૈયાસિક ન્યાયમાળા.
૧૧. પંચદશી.
૧૨. ગીતા ઉપર માન્ય સંસ્કૃત ટીકાઓ.

તેમણે લગભગ ઈ. સ. ૧૯૨૪ માં ૬૦ વર્ષની ઉમરે દક્ષિણમાં કોઈ સ્થળે સમાધિ લીધેલી છે. સ્વામી શ્રી. વામદેવતીર્થના પૂર્વાશ્રમની હકીકત મળી શકતી નથી. તેમણે ગુજરાત, કાઠીઆવાડ, દક્ષિણ અને ઉત્તરમાં ઘણા જિજ્ઞાસુઓને જ્ઞાનનો લાભ આપ્યો છે. એક વખત દ્વારકાના તે વખતના શંકરાચાર્ય સ્વામી શ્રી. માધવતીર્થે સ્વામી શ્રી વામદેવતીર્થને પોતાની ગાદી આપવાની ઇચ્છા જણાવી પણ સ્વામી શ્રી વામદેવતીર્થનો વૈરાગ્ય એવો હતો કે તેમણે તે સ્વીકારી નહિ.

ઈ. સ. ૧૯૧૧ થી ૧૯૧૮ સુધી સ્વામી શ્રી વામદેવતીર્થ અવાર નવાર ઘાટકુપર અને મુંબઈ પધારતા હતા. તેમના મુખ્ય શિષ્યોમાં એક શ્રીયુત્ ભગવાનજી લક્ષ્મીચંદ ખોખાણી ( બી. એ. ) હતા. અમે તે મંડળીમાં ઈ. સ. ૧૯૧૩ થી ૧૯૧૮ સુધી રહીને વેદાન્તના શ્રવણનો લાભ સ્વામીજી પાસેથી લીધો હતો. ભગવાનજીભાઈમાં એક સારી ટેવ એ હતી કે વેદાન્તના સિદ્ધાંતો સ્પષ્ટ રીતે સમજવામાં જે જે બાબત સ્વામીજી પાસેથી શ્રવણ કરવામાં આવે તેમાંથી કેટલોક ઉપયોગી ભાગ પોતાની નોટબુકમાં લખી રાખતા હતા. ભગવાનજીભાઇ ઈ. સ. ૧૯૧૮ ના ડીસેમ્બરમાં સ્વરૂપા-

વસ્થાન હતા. તે પહેલાં તેમણે વેદાન્તના અભ્યાસની ત્રણ નોટ ઘાટકુપરના સંત પુરુષ બાવાજી તુલસીદાસજીને આપી હતી. બાવાજી સાથે અમારો છેલ્લો મેળાપ ઈ. સ. ૧૯૪૦ ના મેની ૧૦ મી તારીખે થયો; ત્યારે બાવાજીએ એ નોટ અમને આપી, અને બાવાજી પોતે પણ તે પછી નવ દિવસે એટલે તા. ૧૯–૫–૪૦ ના રોજ સ્વરૂપાવસ્થાન થયા. તે નોટનો કેટલોક ભાગ તો પ્રસ્થાનત્રય વાંચ્યા હોય તેમનેજ સમજાય તેવો છે અને બાકીમાં વેદાન્તના કેટલાક સિદ્ધાંતો સારી રીતે સ્પષ્ટ કરેલા લાગ્યા. તે ઉપર વિસ્તારથી બીજી એવી નોંધ ઉમેરી હોય તો વેદાન્તના અભ્યાસીને તેના અભ્યાસમાં મદદ રૂપ થાય અને એવું એક સારૂં અને ઉપયોગી પુસ્તક તૈયાર થાય, એવું અમને જણાયું. તેથી તે બાબતમાં શ્રીયુત્ ભગવાનજીભાઇના નાનાભાઈ અમૃતલાલભાઇને લખતાં તેમણે પુસ્તકના ખર્ચની સગવડ કરી છપાવવા માટે ઇચ્છા જણાવી. તે ઉપરથી આ પુસ્તકની પહેલી આવૃત્તિ તૈયાર કરવામાં આવેલી હતી. તેમાં આ પુસ્તકનો પહેલો વિભાગ હતો.

આ પુસ્તકમાં કેટલાક શબ્દો અને કેટલીક ભાષા વેદાન્તથી અપરિચિત માણસોને અઘરાં લાગે તેવાં છે. ભાષાની શૈલી બને તેટલી સરળ કરેલી છે, છતાં કેટલાક સિદ્ધાંતો વેદાન્તની ભાષા વાપર્યા વગર સમજાવી શકાય તેવા ન હોવાથી તે જગ્યાએ વેદાન્તની પરિભાષા વાપરવી પડી છે અને કોઈ જગ્યાએ વિષય સ્પષ્ટ કરવા માટે પુનરાવૃત્તિ પણ કરેલી છે.

ખાસ કરીને કાળના સ્વભાવ માટે વાંચનારાઓને કેટલુંક નવું જાણવાનું ચોથા પ્રકરણમાંથી મળી શકશે.

સ્વામી શ્રી વામદેવતીર્થનું જ્ઞાન એટલું નિશ્ચયવાળું અને અસરકારક હતું કે તે વખતે અમને સંન્યાસ લેવાની ઇચ્છા થઈ ગઈ હતી. પણ પ્રારબ્ધ યોગે તે કામ પાછળથી પુરૂં થયું.

એક વખત પુષ્ટીમાર્ગના એક વિદ્વાન વૈષ્ણવ સ્વામીજીના સત્સંગ માટે ઘાટકુપર આવ્યા હતા. તેમણે સ્વામીજીને કહ્યું કે વૈષ્ણવ

ધર્મનો સિદ્ધાંત એવો છે કે જેમ દ્રષ્ટાંતમાં સોનું સાચું છે તેમ સોનાનો ઘાટ પણ સાચો છે; તેમ સિદ્ધાંતમાં બ્રહ્મ સત્ય છે અને તેમાંથી ઉત્પન્ન થયેલ જગત પણ સત્ય છે. સ્વામીજીએ તરત જવાબ આપ્યો કે "તમે એક સોનાનો દાગીનો લઇ આવો, તેમાંથી મારૂં સોનું મને આપી દો અને તમારો ઘાટ તમે લઈ જાઓ, પણ યાદ રાખજો કે મને મારૂં સોનું આપવા જશો તો તમને તમારો ઘાટ મળશે નહિ." જેઓ જગતને બ્રહ્મરૂપે સત્ય માને છે તેઓએ જગતને જગત કહીને બોલાવવું ન જોઇએ.

ઘાટકુપરમાં એક વખત ડુંગર ઉપર ફરવા જતાં સ્વામીજીએ જ્ઞાન ચર્ચા શરૂ કરી અને જીજ્ઞાસુઓને કહ્યું કે "યોગીઓ જુદા જુદા લોકો અને ત્યાંનાં દ્રષ્ય જોતા જોતા બ્રહ્મને પહોંચે છે. જ્ઞાની પુરુષો અહીંજ બ્રહ્મસુખ પ્રાપ્ત કરે છે. જો જ્ઞાનીને ભવિષ્યમાં બ્રહ્મસ્થિતિ મળવાની હોય તો શ્રુતિમાં **तत्त्वमसि** ને બદલે **तत्त्वम् भविष्यसि** એટલે તે તું છો ને બદલે તે તું થઇશ એમ કહેત; પણ તે વાકયમાં બીજા કાળનો બાધ છે અને **अत्र ब्रह्म समश्नुते** એટલે બ્રહ્મસુખ અહીંજ મળે છે એ શ્રુતિમાં બીજી જગ્યાનો બાધ કરેલો છે"

જેમ કોઈ રાજાના કુંવરને રાજ કરતાં આવડતું ન હોય છતાં પ્રારબ્ધ યોગે રાજ ગાદી મળી જાય તો તેણે ગાદી છોડવી ન જોઇએ પણ એક સારો દિવાન પોતાની પાસે રાખી લેવો જોઇએ, તેમ જો કોઇ જિજ્ઞાસુને પ્રારબ્ધયોગે મહાવાકયનું જ્ઞાન થઇ જાય તો તેણે કર્મ અને ઉપાસનામાં પડવું નહિ પણ કોઈ બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે રહી તે જ્ઞાનને દૃઢ કરવું જોઇએ.

સ્વામી શ્રી વામદેવ તીર્થની સાથે વેદાન્ત સંબંધી બીજી કેટલીક વાતો થયેલી તે યાદ આવવાથી તેનો સાર નીચે આપેલો છેઃ—

૧ **कीटवत् महीमाचरेत** એટલે કીડાની માફક નિરભિમાનપણે જગતમાં રહેવું.

૨ અસંગત્વ વગર સર્વાત્મત્વ આવી શકશે નહિ.

૩ ગૃહસ્થાશ્રમીને વેદાન્તનું જ્ઞાન હોય પણ તે બીજાને આપે તો સર્વથા લાગે નહિ. સંન્યાસી જ્યારે બીજાને આત્મજ્ઞાન આપે છે ત્યારે તે બીજાને અસર કરે છે, કારણ કે તે જ્ઞાન પ્રમાણે તેનું જીવન હોય છે. ગૃહસ્થાશ્રમમાં ઘણીવાર દ્વૈતની વાતોમાં આવી જવું પડે છે.

૪ બાળક રડતો હોય ત્યારે તેની મા તેને કહે છે કે "ચૂપ રહે!" બસ, એજ વેદાન્ત છે. સિદ્ધાંતમાં બધી વૃત્તિઓને ચૂપ કરવાની છે.

૫. **ब्रह्मविद् आप्नोति परम्** એ શ્રુતિ વાક્યમાં પ્રાપ્તની પ્રાપ્તિ સમજવાની છે. બ્રહ્મ કોઈ જગ્યાએથી લાવવાનું નથી.

૬. હું બધાથી જુદો છું એ વ્યતિરેક ભાવનું જ્ઞાન એ પૂર્ણ જ્ઞાન નથી, તે પૂર્ણ કરવા માટે મારાથી કોઈ અલગ નથી એવો અનુભવ થવો જોઇએ.

૭. બધું ચિત્ છે, અચિત્ છેજ નહિ.

૮. **ध्यायतीव लेलायतीव** એ બૃહદારણ્યક શ્રુતિમાં એમ જણાવેલું છે કે જ્યારે માણસ ધ્યાન કરે છે ત્યારે આત્મા ધ્યાન જેવો દેખાય છે અને જ્યારે ક્રિયામાં હોય ત્યારે ક્રિયા જેવો દેખાય છે. વસ્તુતાએ એ આત્માના સ્વરૂપલક્ષણ નથી. સત્ ચિત્ અને આનંદ એ આત્માના સ્વરૂપલક્ષણ છે.

૯. બધું જેમનું તેમ છે, માત્ર અહંકાર કાઢવાનો છે.

૧૦. ગીતાનો ત્રીજો અધ્યાય કર્મયોગનો છે. છતાં જ્ઞાની પુરુષને કર્મની જરૂર નથી એ જણાવવા માટે ભગવાને નીચેના બે શ્લોક કહેલા છેઃ—

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्ट स्तस्य कार्यं न विद्यते ॥**
**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थं व्यपाश्रयः ॥**

૩–૧૭, ૧૮.

એટલે કે જેને આત્મામાંજ રતિ છે. આત્મામાંજ તૃપ્તિ છે, અને આત્મામાંજ સંતોષ છે, તેને માટે કોઇ કાર્ય રહ્યું નથી. કોઇ કામ કરવાથી તેને વિશેષ લાભ નથી અને ન કરવાથી ગેરલાભ નથી. સર્વ પ્રાણી માત્ર તરફથી તેને કાંઇ લાભ મેળવવાનો રહેલો નથી.

૧૧. સર્વજ્ઞતાનો અર્થ બધાં નામ અને રૂપવાળું જ્ઞાન હોવામાં રહેલો નથી. દ્રષ્ટાંતમાં, જેમ કોઇ કન્યાનો વિવાહ થતો હોય ત્યારે તેના સાસરાના કુટુંબ તરફથી ઘણા માણસોની જાન તેને લેવા આવે છે. તે બધાને તે ઓળખતી નથી અને બધાને ઓળખવાની જરૂર પણ નથી. તે માત્ર એટલું જાણે છે કે આ બધું મારે માટે છે. આટલું જ્ઞાન તેને માટે પૂરતું છે. તેવીજ રીતે બ્રહ્મજ્ઞાની જાણે છે કે બધું બ્રહ્મરૂપ છે અથવા બધું મારા સ્વરૂપ માટે છે. તેને અસાધારણ નામ અને રૂપના જ્ઞાનની જરૂર નથી.

૧૨. બ્રહ્મનું સવિશેષત્વ પારમાર્થિક નથી.

૧૩. લુહાર સગડીમાં લોઢું તપાવી તેણે એરણ ઉપર રાખી તે ઉપર હથોડા મારે છે, તે વખતે અગ્નિના તણખા નીકળે છે. તે ઘા અગ્નિને લાગતા હોય તેમ જણાય છે પણ તે અગ્નિને લાગતા નથી, તે લોઢાને લાગે છે, તો પછી જે મૂળ અગ્નિ ચૂલામાં છે તેને શી અસર થાય? સિદ્ધાંતમાં, સુખ દુઃખ અંતઃકરણને લાગે છે, પ્રત્યગાત્માને પણ લાગતા નથી તો પરમાત્માને ક્યાંથી લાગે?

૧૪ તત્વજ્ઞાનના વિચારથી ઘણા સંકલ્પ કપાઇ જાય છે અને છેવટે તે છેલ્લો સંકલ્પ પણ રહેતો નથી.

૧૫ લોહચુંબક પોતે ચાલતું નથી તેમ તેની પાસે પડેલી સોયને ચલાવતું નથી છતાં સોય તેની નજીકમાં ચાલ્યા કરે છે; તેમ આત્મા પોતે ચાલતો નથી, છતાં પ્રકૃતિ તેની સંનિધિમાં ચાલ્યા કરે છે.

એક વખત સ્વામીજીને કોઈએ કહ્યું કે "અમને બ્રહ્મસુખનો અનુભવ આપો, તો અમે સંસારનું સુખ છોડી દઈએ." સ્વામીજીએ કહ્યું "કોઇ ગૃહસ્થનો એક જુવાન છોકરો અનિતિને માર્ગે ચડી ગયો હોય અને તેનું સગપણ કરવાનું હોય પણ તેની આબરૂ ન હોવાથી તેને કોઈ કન્યા આપતું ન હોય ત્યારે તેનો બાપ તેને કહે છે કે "તારી ખોટી ટેવ છોડી દે તો તારી આબરૂ બંધાય અને તને કોઈ કન્યા આપે." તે છોકરો જવાબ આપે છે કે "તમે સગપણ કરો એટલે ટેવ જતી રહેશે." બાપ કહે છે કે "પણ ખોટી ટેવ ગયા વગર આબરૂ બંધાશે નહિ. અને આબરૂ બંધાયા વગર તને કોઈ કન્યા આપશે નહિ." માટે સિદ્ધાંતમાં, જેમનું મન સંસારના સુખમાં ભટકે છે તેની પરમાત્મા પાસે આબરૂ નથી, તે પરમાત્માનું સુખ લેવાને લાયક નથી."

સને ૧૯૧૮ માં અમે એક વખત સ્વામી શ્રી વામદેવતીર્થજી સાથે મુંબઈમાં (ભાયખાલામાં) માનકેશ્વરના મંદિર આગળ ફરતા હતા. તે વખતે સ્વામીજીને અમે પૂછ્યું કે "માયાનું સ્વરૂપ કેવું છે?" સ્વામીજી—માયા અભાવ પ્રતિષિદ્ધ છે એટલે નથી એમ નહિ. એ જવાબ તે વખતે બરાબર સમજવો મુશ્કેલ પડતો હતો, કારણકે 'છે' કહેવામાં શો વાંધો હશે? પણ જે વસ્તુ હોય તેનો નાશ થાય નહિ અને માયાનો નાશ બ્રહ્મજ્ઞાનથી થાય છે, તેથી 'છે' એમ કહેવાને બદલે "અભાવ પ્રતિષિદ્ધ" એ શબ્દો વાપરવામાં આવ્યા હતા. માયા અનિર્વચનીય કહેવાય છે તેનું પણ એજ કારણ છે.

ભૂલમાં રહેલ માણસોના સંગથી ભૂલ નીકળી શકશે નહિ. તે માટે સત્સંગની જરૂર છે. જેમણે માયા જીતી હોય તેમના સંગની જરૂર છે. તે સિવાય પોતાની ભૂલ સુધારવાનો બીજો કોઇ ઉપાય નથી. પોતાની બુદ્ધિથી પોતાની ભૂલ સુધારી શકાશે એવું કેટલાકને લાગે છે પણ ગુરુની સહાય વગર પોતાની મેળે આત્મજ્ઞાન પ્રાપ્ત કરનાર બહુ વિરલ હોય છે.

પોતાની બુદ્ધિ પોતાના માનેલા સ્વાર્થમાં જીવને ઘસડી જાય છે અને આત્મ સાક્ષાત્કારમાં વિલંબ થાય છે. એવું અજ્ઞાન જીવમાં ક્યાંથી આવે છે, તે માટે સને ૧૯૨૧ માં બંગાળાના એક ગવર્નરે પંડિતોની સભા ભરી હતી અને અજ્ઞાન ક્યાંથી આવ્યું ? તે બાબત તેમની પાસે નિર્ણય માગ્યો હતો. તેનો સાર બ્રહ્મજ્ઞાનના જીજ્ઞાસુઓને ઉપયોગી હોવાથી સંવાદ રૂપે નીચે આપેલ છે:—

ગવર્નર—જો બધું બ્રહ્મરૂપ છે તો અજ્ઞાન અથવા માયા આવ્યાં ક્યાંથી ?

પંડિત—અજ્ઞાન ઉત્પન્ન થયું નથી, તે અનાદિ છે, તેને આદિ (શરૂઆત) નથી.

ગવર્નર—જો અજ્ઞાનને આદિ (શરૂઆત) ન હોય તો અજ્ઞાન નિત્ય હોય અને જે નિત્ય હોય તેનો અંત આવે નહિ અને તેથી મોક્ષ મળે નહિ.

પંડિત—મેં એમ કહ્યું છે કે અજ્ઞાનને આદિ (શરૂઆત) નથી પણ મેં એમ નથી કહ્યું કે અજ્ઞાનને અંત નથી.

ગવર્નર—એવી કોઈ વસ્તુ હોઇ શકે કે જેને આદિ (શરૂઆત) ન હોય પણ જેનો અંત હોય ?

પંડિત—તે બની શકે છે. એક ઘડાનું દૃષ્ટાંત લો. ઘડાની ઉત્પત્તિ પહેલાં ઘડાનો અભાવ હતો. ઘડાની ઉત્પત્તિ થઇ ત્યારે તે અભાવનો નાશ થયો.

ગવર્નર—એ વાત સાચી છે.

પંડિત—અને તે અભાવને આદિ નહોતી.

ગવર્નર—તે વાત પણ સાચી છે

પંડિત—તે ઉપરથી સાબિત થાય છે કે બધી ઉત્પન્ન થયેલ વસ્તુને આદિ નથી પણ અંત છે.

ગવર્નર—આ વાત પણ સમજાય તેવી છે, પણ જો બ્રહ્મજ સર્વત્ર હોય તો અજ્ઞાનને માટે જગ્યા કેમ મળે ?

પંડિત—અજ્ઞાન સત્ય નથી તેમ અસત્ય પણ નથી.

ગવર્નર—એ વાત મને સમજાતી નથી.

પંડિત—જે વસ્તુનો નાશ થઈ શકે તે વસ્તુ હોવી જોઇએ એમ તમે માનો છો ?

ગવર્નર—હા.

પંડિત—જ્ઞાનથી અજ્ઞાન નાશ પામે છે, તે વાત સાચી છે ?

ગવર્નર—જરૂર.

પંડિત—તેથી સાબિત થાય છે કે અજ્ઞાન છે અને જ્ઞાનથી તેનો નાશ થાય છે.

ગવર્નર—આ બાબત સમજાય તેવી છે. અજ્ઞાન છે તે વિષે મને શંકા નથી, જે વસ્તુ ન હોય તેનો વિચાર પણ આવે નહિ માટે જે વસ્તુનો વિચાર આવી શકે છે તે હોવી જ જોઈએ.

પંડિત—તે વાત સાચી નથી. આપણા મનમાં જે વિચાર થઇ શકે તે વસ્તુ હોવી જોઇએ એ નિયમ નથી. જેમકે સસલાનાં શીંગડાં, અને વાંઝણીનો પુત્ર.

ગવર્નર—અજ્ઞાન છે એ બાબતમાં આપણે બંન્ને એક મત છીએ અને બ્રહ્મ પણ સર્વત્ર સર્વદા છે તેથી અજ્ઞાન અને બ્રહ્મ એક હોવા જોઈએ.

પંડિત—તે વાત સાચી નથી. તેમ હોય તો અજ્ઞાનનો નાશ થાય ત્યારે બ્રહ્મનો નાશ થાય પણ તેમ બનતું નથી; ઉલટું, ખરી રીતે બ્રહ્મના જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય છે.

ગવર્નર—એ વાત બરાબર સમજાતી નથી.

પંડિત—તમે ઝાંઝવાનાં પાણી દીઠાં છે ?

ગવર્નર—હા, મેં જોયાં છે અને જે પાણી દૂરથી સાચું લાગતું હતું, તે નજીક જતાં ખોટું માલુમ પડયું હતું.

પંડિત—અને ઝાંઝવાનું જળ દેખાતું હતું તે વાત પણ સાચી હતી ?

ગવર્નર—હા.

પંડિત—અને જ્યારે તમને લાગ્યું કે ત્યાં માત્ર રણુ હતું ત્યારે જળનો નાશ થયો. જળનો દેખાવ હતો તે રણુના જ્ઞાનથી જતો રહ્યો.

ગવર્નર—તે વાત સાચી છે.

પંડિત—અને ઝાંઝવાનાં જળથી રણુ (જમીન) ને કાંઈ અસર થઈ હતી ?

ગવર્નર—ના.

પંડિત—તેજ પ્રમાણે સમજવું કે અજ્ઞાન છે, તેને બ્રહ્મનો આધાર છે, છતાં બ્રહ્મના જ્ઞાનથી તે અજ્ઞાન નાશ પામે છે અને છતાં અજ્ઞાનના નાશથી બ્રહ્મને કાંઈ થતું નથી.

ગવર્નર—પણુ ઝાંઝવાના જળનું અસ્તિત્વ નથી તેમ અજ્ઞાનનું અસ્તિત્વ હોવું ન જોઈએ.

પંડિત—તમે આગળ કબુલ કરેલું છે કે અજ્ઞાન છે અને હવે કબુલ કરો છો કે અજ્ઞાન નથી તેથી, મેં જે પહેલાં તમને કહ્યું હતું કે અજ્ઞાન છે અને નથી એ વાત સાચી ઠરે છે, તેથી અજ્ઞાન અથવા માયા અનિર્વચનીય છે. અજ્ઞાન વ્યવહાર દૃષ્ટિએ છે, પરમાર્થ દૃષ્ટિએ નથી.

આ જવાબથી ગવર્નર સાહેબનું મન ચકડોળે ચડયું. તે પંડિત તેની મુંઝવણુ સમજી ગયા. તેમણે ગવર્નર સાહેબને એક બાજુ લઈ જઈને ધીરેથી કહ્યું કે “આ જ્ઞાન મહાત્માઓને જ મળે છે. જેઓ સંસારથી વિરક્ત થઈ તપ કરી, એકાગ્રતાથી આત્મચિંતન કરે છે, તેઓજ દેશ, કાળ અને ઇચ્છાના બંધનથી છૂટી શકે છે. જેઓના હૃદયમાં અનેક જાતની વાસના હોય તેમને આ જ્ઞાન મળતું નથી.” ગવર્નર સાહેબે કહ્યું “હિંદુસ્થાનના પ્રાચીન ઋષિમુનિઓ ધન્ય છે કે જેઓ વાણી અને મનથી જાણી ન શકાય તેવા અગમ્ય પ્રદેશની માહિતી આપી શકયા છે, પરમાત્મા સાથે વાતો કરી શકયા છે અને મનુષ્ય જીવનનું મોટામાં મોટું સુખ મેળવી શકયા છે.”

ઉપરના સંવાદમાં કેટલાકને નવી જાતની ભાષા જોવામાં આવશે પણ જેમ કેટલાક વ્યવહારમાં તે વ્યવહારની ભાષા શીખવી પડે છે તેમ આત્મજ્ઞાન માટે તેને લગતી ભાષા શીખવી જોઇએ. કોઈ એક નવો માણસ મુંબઈ ગયો. તેને કોઈ મુંબઇના રહીશે પૂછ્યું કે "આજના ફ્યુચર શું છે?" એવી ભાષા તે નવા માણસે કોઇ દિવસ સાંભળી નહોતી. આજના ફ્યુચર એટલે વર્તમાન કાળ અને ભવિષ્ય કાળ બન્ને એક સાથે! એટલે મુંબઇનું ફ્યુચર રોજ ફરતું હશે એમ કોઈ અટકળ કરે. મુંબઇનું સટ્ટા બજારનું જગત એ નવી જાતનું જગત લગભગ ૭૦ વર્ષ થયાં ઉત્પન્ન થયું છે. જેણે તે બજાર જોયેલા નથી તેની કલ્પનામાં તે જગત આવી શકે તેવું નથી. તે જગતમાં રમવાવાળા જીવ પણ નવીજ જાતના ઉત્પન્ન થયા છે; તેમની વાતો બીજાને સમજવી બહુ મુશ્કેલ પડે તેવું છે.

તેવીજ રીતે આત્મજ્ઞાન માટે જ્ઞાની માણસોનો પરિચય જોઇએ. તેમની સાથે અથવા તેમના આશ્રમોમાં થોડો વખત સાથે રહેવું જોઇએ. તેમની ભાષાનો અને શાસ્ત્રોનો કાંઇક પરિચય કરવો જોઇએ. પ્રત્યગાત્મા એટલે દરેક જીવનો આત્મા સર્વરસ રૂપ છે. તે નિરૂપાધિક પ્રેમ ગોચર છે. આવું પ્રત્યગાત્માનું સ્વરૂપ જે જાણતા નથી તે અલ્પ મિથ્યા સુખમાં પડે છે; પણ જેમ સૂતેલા માણસને કોઈ તેના નામે બોલાવે તો તે જાગી જાય છે, તેમાં બીજી ક્રિયાની જરૂર પડતી નથી તેમ અજ્ઞાનમાં સૂતેલો જીવ પોતાના આત્માના સ્વરૂપલક્ષણ સાંભળી જાગી જાય છે. માણસ સંસારમાં બીજું ઘણું ઘણીવાર સાંભળે છે પણ પોતાના આત્માના સ્વરૂપલક્ષણ વારંવાર સાંભળતો નથી. તત્ત્વજ્ઞાનનું પ્રયોજન અવિદ્યાની નિવૃત્તિ અને આનંદની પ્રાપ્તિ છે. તે આનંદ વસ્તુતંત્ર હોવાથી પ્રાપ્ત છે અને માત્ર અજ્ઞાન દૂર કરવાથી પ્રાપ્તની પ્રાપ્તિ અનુભવમાં આવે છે.

કોઈ અંધ માણસ હાથમાં લાકડી લઈ ચાલતો હોય અને જ્યાં તેની લાકડી અડે તેટલુંજ જગત માને અથવા જેટલું તે કોઈની

પાસેથી સાંભળે તેટલો ઇતિહાસ માને તો તે જેમ ભૂલ ભરેલું જ્ઞાન થાય તેમ સામાન્ય માણસની બુદ્ધિ પણ પરિમિત હોવાથી તેનું જ્ઞાન પણ ભૂલ ભરેલું છે. તેથી આત્મજ્ઞાન વગર સત્ય મળશે નહિ. જેને આત્મામાં પ્રીતિ થઈ જાય તેને ઉત્તમ, મધ્યમ, અને અધમ લોકમાં સુખ ભોગાત્મક પ્રયોજન નથી. સંસારમાં પડવાના કારણનો અભાવ હોવાથી તે ફરી સંસારમાં પડતો નથી. સુષુપ્તિ, સમાધિ અને મૂર્છામાં પ્રકૃતિ ન હોવાથી પુરુષને સુખદુ:ખ દેતા નથી. જાગ્રતમાં ઉપાધિ સંબંધથી તે ઉત્પન્ન થાય છે તેથી સુખદુ:ખ એ ઉપાધિના ધર્મ છે. જ્ઞાનદશા ઉપાધિનો ત્રાસ કરે છે, અજ્ઞાન દશા ઉપાધિને ઉત્પન્ન કરે છે. મરૂ ભૂમિનું જળ ધીરેધીરે સુકાતું નથી તેમ માયા ધીરેધીરે જતી નથી. મરૂ ભૂમિના જળને મૃગજળ જાણવાથી જળનો અભાવ થાય છે, તેમ માયાનું સ્વરૂપ જાણવાથી માયાનો અભાવ થાય છે. મૃગજળ જમીનને ભીની કરતું નથી તેમ અધ્યસ્તના વિકારી ધર્મોથી અધિષ્ઠાનમાં વિકાર થતો નથી. પ્રમાતા મૂળ અજ્ઞાનથી ચિદાત્મામાં કલ્પિત છે. સ્વપ્નામાં જેમ ભૂલથી અહં ઈદં થાય છે તેમ જાગ્રતમાં પણ થાય છે. આત્મજ્ઞાનથી મૂળ અજ્ઞાન નિવૃત્ત થવાથી ફરીથી પ્રમાતા ઉત્પન્ન ન થવાથી જ્ઞાનથી અમરત્ત્વ સિદ્ધ થાય છે.

શરીર અમર રાખી શકાતું નથી. તેનું નામજ શીર્યતે એટલે પરિણામ પામે તેવું છે. તે શરીરની સાથે સંબંધ થતાં સુખ લેશ અને દુ:ખ અધિક થાય છે, કારણકે દેહના અધ્યાસથી જન્મ, મરણ, ઘડપણ અને રોગના દુ:ખ ભોગવવા પડે છે. છતાં સંસારના માણસો સુખ-લેશને બહુ યાદ કરે છે અને અધિક દુ:ખને ભૂલી જાય છે. ધર્મશાસ્ત્રો સંસારના સુખનો રસ્તો બતાવતા નથી; ઉલટું તેમાંથી છોડાવવાનો પ્રયત્ન કરે છે. વળી, આત્મજ્ઞાનનો રસ્તો તો જેને તે માટે બહુ ભૂલ લાગી હોય તેમને માટે છે. જેમ એક ઓરડામાં સોનું હોય અને તેની પાસેના ઓરડામાં ચોર હોય તો તેને નિરાંતે ઉંઘ આવતી નથી. તેમ આત્મજ્ઞાનની ધગસ જેને લાગી હોય તેને આત્મજ્ઞાન લીધા વગર ચેન પડતું નથી.











દેહના અભ્યાસથી થતાં દુઃખ પ્ર. પૃ. ૨૪



**ભગવાન સર્વત્ર છે.**

પૃ. ૩૫૨

માયાના સુખમાં રહેલ માણુસને તેમાંથી એકદમ છૂટીને એકદમ બ્રહ્મમાં લીન થવું મુશ્કેલ છે. પણ એ કામ ધીરે ધીરે બની શકે તેવું છે. બે ત્રણ મહિનાને અંતરે પોતાના સ્વભાવની તપાસ કરતાં કાંઈક માયા ઘટતી હોય, નવી ભૂલો ઓછી થતી હોય, જૂની ભૂલો ભૂંસાતી હોય તો આત્મજ્ઞાનનો માર્ગ સરળ થતો જશે.×

તે માટે નીચે પ્રમાણે કેટલાંક સાધન યાદ રાખવાં જોઈએ :—

૧ ફુરસદનો બધો વખત આત્મજ્ઞાન માટે વાપરવો જોઈએ.

૨ જરૂરી કામ સિવાય બીજા નકામા કામ વધારવાં ન જોઇએ.

૩ જે દેખાય તે ખોટું અને રહે તે સાચું એ ભાવના રાખી, શું રહે છે અને શું નથી રહેતું તેનો વિચાર કરવો જોઇએ, અને

૪ પોતાની ભૂલોનો વિચાર કરી તે ચાલુ સુધારતા જવી.

એ કામમાં કાંઈક અંશે પણ કોઈ સાધન મદદમાં આવે તો તેનો ઉપયોગ જેવો તેવો નથી. આ પુસ્તક થોડે અંશે પણ માણુસના જીવનમાં થતી ભૂલો દૂર કરી આત્મજ્ઞાનના માર્ગ ઉપર પ્રકાશ પાડી શકે તો તેનો હેતુ સિદ્ધ છે. હાલ ખોટી કેળવણીના વાતાવરણમાં વધારે આશા રાખી શકાય તેવું નથી. ઘણા જીવોને એમ લાગે છે કે અમારૂં માનેલું સુખ એમને એમ રહે, અમારૂં જગત એમને એમ નભે અને મોક્ષનું સુખ પણ મળે એવો રસ્તો બતાવનાર કોઈ મહાત્મા મળે તો ઠીક; તેથી ખરા ઉપદેશકને ખરા જીજ્ઞાસુ ઘણા મળવા બહુ મુશ્કેલ છે, પણ ખરા જિજ્ઞાસુને ખરા ઉપદેશક મળી શકે છે. કોઈ જિજ્ઞાસુને ઉંચી કોટીના ગુરુ ન મળે તો પણ પોતાનાથી આગળ વધેલા જરૂર મળી રહે છે, અને તેટલા તેના ગુણુ ગ્રહણુ કરી જિજ્ઞાસુ આગળ વધી શકે છે. આગળ વધતાં પોતાનો અધિકાર થતાં ઊંચી કોટીનો સત્સંગ પણુ મળી રહેશે.

---

× ખરૂં જ્ઞાન વધતું નથી અને ઘટતું નથી પણ ખોટું જ્ઞાન વારંવાર ફેરવવું પડે છે તેથી જ્ઞાન વધે છે એમ કહેવાય છે.

બહુ ઊંચી કોટીના સાધુઓને અદ્વૈતદર્શન નિત્ય અનુભવમાં રહેતું હોવાથી કોઇને જ્ઞાન આપવા જવાની દરકાર રહેતી નથી. તેઓની દૃષ્ટિમાં જ બીજું કોઈ નથી અને સારૂં નરસું પણ દેખાતું નથી. એનો અર્થ એમ નથી કે તેમનો વ્યવહાર સ્વચ્છંદી થઈ જાય છે પણ જ્ઞાનના જોરથી દ્વૈત દર્શનનો નિષેધ થાય છે. પોતે સંયમી રહે છે, અને અખંડ એક વસ્તુનો આનંદ લીધા કરે છે. માત્ર પાંચમી ભૂમિકા સુધી કોઈ ને ઉપદેશ આપી શકાય છે અથવા પુસ્તક લખી શકાય છે અને તેટલા માટે કેટલાક જ્ઞાની પુરુષોનું પ્રારબ્ધ પાંચમી ભૂમિકાએ વધારે ટકી રહે છે. છઠ્ઠી ભૂમિકાએ લોક અને સમાજ દૃષ્ટિમાં આવતા નથી અને તેથી લોક કલ્યાણ થઈ શકતું નથી. એક અખંડ વસ્તુમાં કાંઈ બનતું નથી અને બગડતું નથી. તેનું પ્રમાણ અને જોર ગીતામાં ૧૮–૧૭, ભાગવત્‌માં ૧૧–૧૩–૨૨ અને ૧૧–૨૮–૪ ના શ્લોકોમાં અને ઉપનિષદમાં પણ ઘણે ઠેકાણે છે.

નાટક શરૂ થયા પહેલાં ત્યાં જોવા આવેલા પ્રેક્ષકો ઘણી વાત-ચીત કરે છે; કોઈ ઘરની, કોઈ ધંધાની, કોઈ વેપારની, કોઈ નોકરીની વગેરે, પણ પડદો ઊપડયો કે બધાંની વાતો એકદમ બંધ થઈ જાય છે કારણ કે ત્યાં નવું જગત અનુભવમાં આવે છે; તેમ અજ્ઞાનનો પડદો ઉપડયા પહેલાં ઘણી વાતો ગમે છે પણ પડદો દૂર થયો કે નિત્ય સ્વરૂપનો અનુભવ આવે છે અને માત્ર તે તરફ લક્ષ રહે છે. માણસની ભેદબુદ્ધિ અને તેના કાર્યો છઠ્ઠી ભૂમિકાએ નકામાં થઇ પડે છે. અહીં જગત જેવું છે તેવું દેખાય છે એટલે બ્રહ્મરૂપે ભાસે છે.

આપણા ઇતિહાસો રામાયણ અને મહાભારત પણ એ જ તત્ત્વનો મુખ્ય ઉપદેશ આપે છે અને શ્રીમદ્ ભાગવત્ વગેરે પુરાણોમાં પણ એજ તત્ત્વની ઓળખાણ આપેલી છે. તે સમજવા માટે કેટલીક માર્ગદર્શક સૂચનાઓ આ પુસ્તકને અંતે પરિશિષ્ટમાં ૧–૨–૩ માં આપવામાં આવેલી છે.

જેઓએ વેદાન્તના શાસ્ત્રોનો બરાબર અભ્યાસ કરેલો છે તેઓને ત્રીજા પ્રકરણ પછી નિદિધ્યાસનને અનુકુળ વાંચન મળી શકશે.

પહેલા વિભાગમાં સાત ભૂમિકાની પ્રક્રિયા આપવામાં આવેલી છે. બીજા વિભાગમાં વેદાન્તની બીજી કેટલીક પ્રક્રિયા આપેલી છે, અને વિરૂદ્ધ ધર્મનું સ્પષ્ટીકરણ કરી બ્રહ્મતત્ત્વ જેવું છે તેવું સમજાવવાનો પ્રયત્ન કરેલ છે. એ બધી પ્રક્રિયાનો મુખ્ય હેતુ જ્ઞાનનો આવિર્ભાવ કરી અજ્ઞાનનો અભાવ બતાવી, આત્માનો સહજ આનંદ અભિવ્યક્ત કરવાનો છે.

સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે જ્યાં અજ્ઞાન હોય ત્યાં જ્ઞાન રહે નહિ પણ અજ્ઞાન છે તેની ખબર તો જ્ઞાનથીજ થાય છે તેથી જ્યાં સુધી અજ્ઞાનની તપાસ થતી નથી, ત્યાં સુધી અજ્ઞાન જાણે કે રહેતું હોય તેવું જણાય છે. સૂર્યની આડાં વાદળાં આવી સૂર્યને ઢાંકે છે, એવું સૂર્યની દૃષ્ટિથી કહી શકાય નહિ. તેજ પ્રમાણે જ્ઞાન દૃષ્ટિવાળા એમ ન કહી શકે કે અજ્ઞાન મને આવરણ કરે છે. કારણકે એમ કહેવામાં જ્ઞાનનો પ્રકાશ થઈ જાય છે. અજ્ઞાન શોધવા જશો તો તેમાંથી જ્ઞાન થઈ જશે.

કેટલાક એમ પણ માને છે કે જ્ઞેય વગર જ્ઞાન હોઇ શકે નહિ; પણ તે વાત સાચી નથી. સૂર્યનો પ્રકાશ બીજાની મદદ વગર પ્રકાશે છે તેમ જ્ઞાન જ્ઞેય વગર પ્રકાશી શકે છે, જો જ્ઞાનને જ્ઞેયની જરૂર પડે તો જ્ઞાન પરતંત્ર થઈ જાય. જાગ્રત અવસ્થાના જેવું જ્ઞાન હોય તેજ જ્ઞાન કહેવાય એ ભૂલ છે. સ્વપ્નમાં જાગ્રત કરતાં જુદા પ્રકારનું જ્ઞાન છે, છતાં ત્યાં જ્ઞાન છે અને સુષુપ્તિમાં પણ જુદા પ્રકારનું જ્ઞાન છે. જ્યાં આત્મા છે ત્યાં જ્ઞાન અવશ્ય છે. આત્મા બધી અવસ્થામાં છે, તેથી જ્ઞાન પણ બધી અવસ્થામાં છે.

જે દશામાં દ્વૈત નથી, ત્યાં આનંદને અટકાવે તેવું કાંઈ નથી. સામાન્ય માણસની મિથ્યા જ્ઞાનની દશામાં દ્વૈત જેવું જણાતું હોવાથી આનંદ પ્રતિબદ્ધ થાય છે; તેથી સામ્રાજ્ય મળતું નથી, પણ નાનું રાજ્ય મળે છે.

જેમ ખરાં પ્રેમી પતિ–પત્ની વિયોગ સહન કરી શકતાં નથી, તેમ પ્રકૃતિ–પુરુષ નામ રૂપે દેખાતાં છતાં સ્નેહથી નિત્ય અભિન્ન છે

અને વિયોગ સહન કરી શકતાં નથી. જ્યાં એકત્વનો વિચાર સહન થતો નથી ત્યાં એના આભાસની વાત પણ કહેવા માત્ર છે. દેખાય તો તે માત્ર સતનું સ્ફૂરણ છે. કેવી રીતે દેખાય છે તે જોવા જશો તો જોનારો તેમાં ડુબી જશે.

સન્માત્ર સ્વરૂપ અજ્ઞાનનો અભાવ કરીને જ્ઞાન રૂપે રહે છે તેથી ભેદ બની શકતો નથી. દીવામાં પ્રકાશક–પ્રકાશ્ય ભાવ હોવા છતાં ભેદ નથી. વસ્તુ એક હોવાથી સત્તા એક છે અને સત્તા એક હોવાથી વસ્તુ એક છે. ઘડો લેવા જશો તો માટી હાથમાં આવ્યા વગર રહેશે નહિ, તેમ જગત લેવા જશો તો બ્રહ્મ મળ્યા વગર રહેશે નહિ.

બ્રહ્મમાં જીવ જગતની બુદ્ધિથી આવરણ ઉત્પન્ન થાય છે. જીવ જગતમાં બ્રહ્મ બુદ્ધિથી આવરણભંગ થાય છે. જેમ પોતાના હાથ અને પગ માટે જુદું નામ દેવાની જરૂર નથી અને એક નામથી વ્યવહાર ચાલે છે તેમ બ્રહ્મ માટે બીજા નામની જરૂર નથી. કાર્યરૂપ વૃક્ષ અને કારણરૂપ બી બંન્ને ગંધ તન્માત્રા રૂપ છે; તેજ પ્રમાણે સંપુર્ણ જગત બ્રહ્મરૂપ છે. કાર્યકારણ ભાવ કલ્પિત છે.

જેવું પ્રમેય હોય તેવું પ્રમાણ જોઇએ. પ્રકાશને જોવા જતાં દીવો મળે છે. શક્તિને જોવા જતાં શિવ મળે છે. એક માણુસનાં બે નામ હોય અથવા એક વસ્તુનાં બે નામ હોય તેમ એક જ સચ્ચિદાનંદને કોઇ બ્રહ્મ કહે છે, કોઇ જગત કહે છે.

સોનાના દાગીનામાં દાગીનાનું જ્ઞાન ખોટું છે, સોનાનું જ્ઞાન સાચું છે. સોનાનું જ્ઞાન બાધ્ય થતું નથી. દાગીનાનું જ્ઞાન બાધ્ય થઈ જાય છે. બપોરે ચંદ્ર ન દેખાય તેથી ચંદ્ર નથી એમ કહેવાય નહિ. જે દશાના જે ધર્મ હોય તે તે દશામાં રહીને જ અનુભવી શકાય; તેથી જેઓ કહે છે કે અમને ભગવાન બતાવો તો અમે સંસારનું સુખ છોડીએ તેમની દલીલ વિચાર વગરની છે. કોઈ કન્યા એમ કહેતી નથી કે પહેલાં મને સાસરાના ઘરનું સુખ આપો તો પિયરનું સુખ છોડું.

જેમ સૂર્યને માટે દીવાની જરૂર નથી તેમ સ્વતઃ સિદ્ધ આત્મ સ્વરૂપને માટે બીજા સાધનની જરૂર નથી. સૂર્ય અંધારૂં દૂર કરીને

પ્રકાશતો નથી. સૂર્યે અંધારૂં જોયું જ નથી. સૂર્યે સૂર્ય-ગ્રહણ પણ જોયું નથી. લાકડું અગ્નિમાં નાંખતાં અગ્નિરૂપ થઈ જાય છે, તેવીજ રીતે મિથ્યાજ્ઞાન કલ્પિત હોવાથી સાચા જ્ઞાનનું શ્રવણ કરી તે જ્ઞાનરૂપ થઇ જાય છે.

ઉતાવળા સ્વભાવના માણસોને આવી વાતો ધીરજથી સમજવા જેટલો વખત મળતો નથી. શહેરોના જીવનથી માણસોનાં મન બહુ ચંચળ બની જાય છે અને ગામડાનાં જીવન (સત્સંગ ન હોય તો,) માણસોને તમોગુણી બનાવી દે છે. મન માત્ર સત્સંગમાં શાંત થઇને સાચા વિચાર કરી શકે છે. જે વ્યવહારમાં અહંકાર છે, તે બંધનરૂપ છે. અહંકારથી રહિત વ્યવહાર બંધનનો હેતુ નથી.

જેઓને સાચું જીવન અને પૂર્ણ જીવન સમજવાની રૂચિ રહે છે, તેમનું જીવન સાધારણ માણસના જીવન જેવું રહેતું નથી. વેદાન્તના અભ્યાસથી સાચુ જીવન સમજાય છે. તેનો અનુભવ માણસ લઇ શકે છે. એક પણ સારા વિચારની કિંમત ઘણી છે.

ક્ષત્રિયો અને લશ્કરી માણસો બહાદૂરીથી મરતાં શીખે છે પણ સુંદર રીતે કેમ જીવવું એ જાણવું હોય તો બ્રહ્મજ્ઞાનીની મદદની જરૂર પડશે. તેથી જ આર્યોના સંસ્કારમાં ક્ષત્રીઓ કરતાં બ્રાહ્મણોને પ્રથમ પદ આપવામાં આવેલું છે.

એકલા શક્તિવાદથી માણસ પશુ જેવો થાય છે. તેથી સમાજમાં એક પણ જ્ઞાની પુરુષ હોય તેની કિંમત ઘણી છે. બ્રહ્મજ્ઞાનીને માટે અકિંચનતા એ રાજ્યથી પણ અધિક લાભકારક છે. આપણે થોડા ભોગ મળવાથી દુઃખી થતા નથી પણ વધારે ભોગ મળવાથી ભોગ મળે છે. અમુક માણસ દુઃખી થયો ત્યારે આપણે કહીએ છીએ કે એનો ભોગ મળ્યો!

સારૂ જીવન ગાળવું હોય તો આત્મજ્ઞાનથી જીવતાં શીખવું જોઇએ. આત્માનો સ્વભાવ જોતાં જણાશે કેઃ—

૧. તે નિત્ય હોવાથી તેની ઉત્પત્તિ બનતી નથી.

૨. કૂટસ્થ હોવાથી તેનામાં વિકાર નથી.

૩. શુદ્ધ હોવાથી તેનામાં સંસ્કારની જરૂર નથી.

૪. આત્મસ્વરૂપ હોવાથી તેની પ્રાપ્તિ બનતી નથી.

૫. વ્યાપક હોવાથી તેના સિવાય બીજી વસ્તુ નથી.

તેથી

૧. અન્યથા દર્શન એજ સૃષ્ટિની ઉત્પત્તિ છે.

૨. અન્યથા દર્શન એજ સૃષ્ટિની સ્થિતિ છે અને

૩. અન્યથા દર્શન એજ સૃષ્ટિનો પ્રલય છે.

એટલે કે ઉત્પત્તિ, સ્થિતિ, કે પ્રલય વાસ્તવમાં નથી.

સ્વપ્ન પ્રપંચ જેમ તત્ત્વના અગ્રહણવાળો છે, તેમ જાગ્રત પ્રપંચ પણ તત્ત્વના અગ્રહણના નિમિત્તવાળો છે. તેનું બીજું કારણ શોધવાની જરૂર નથી. જે વખતે મુમુક્ષુ બધા અનાત્મવર્ગમાં બ્રહ્મ બુદ્ધિ કરી લે છે ત્યારે બધા અનાત્મ પદાર્થોના નામરૂપમાં તેની અત્યંત-અભાવ-બુદ્ધિ દૃઢ થઇ જાય છે. જ્યાંસુધી એવી બુદ્ધિ થતી નથી અને નામ અને રૂપનું જ્ઞાન જોર કરતું હોય ત્યારે મુમુક્ષુને તેવી દશામાંથી સાચી સ્થિતિમાં લાવવા માટે કેટલીક પદ્ધતિ વેદાન્તમાં માન્ય થયેલી છે. તે આ પુસ્તકમાં આપવામાં આવેલી છે.

વેદાન્તમાં અપૂર્વ વિધિ માનવામાં આવેલી છે. એટલે કે વેદાન્તના શ્રવણથી જ આત્મસાક્ષાત્કાર થશે, બીજા કોઇ સાધનથી થશે નહિ.

કોઇ નિયમ વિધિ પણ માને છે એટલે વિચારપૂર્વક શ્રવણ કરવું અથવા શ્રવણની સાથે મનન અને નિદિધ્યાસન પણ જોઇએ. એવો નિયમ રાખ્યા વગર આત્મસાક્ષાત્કાર થશે નહિ.

કેટલાક વેદાન્તી પરિસંખ્યા વિધિ પણ માને છે. એટલે કે શ્રવણ મનન અને નિદિધ્યાસન કરતાં કરતાં, બીજી કોઈ અનાત્મ પ્રવૃત્તિમાં મન પડી જવું ન જોઇએ; એટલે બીજુ શ્રવણ અને બીજું મનન છોડીને માત્ર વેદાન્તનું શ્રવણ મનન વગેરે કરવું એને પરિસંખ્યા વિધિ કહે છે.

એ ત્રણે વિધિ પ્રમાણે સાધન કરવાથી આવરણભંગ થાય છે. જો કે પ્રકાશરૂપ આનંદમાં આવરણ કહેવું સંભવતું નથી, તોપણ ઘુવડના કલ્પિત અંધારાની માફક સ્વરૂપ-પ્રકાશ કલ્પિત આવરણનો વિરોધી નથી.

Ultimate unity never clashes with apparent multiplicity.

જ્યારે અનુકુળ વિષયના સંબંધમાં અંતઃકરણની વૃત્તિ થાય ત્યારે તેમાં જે આનંદનું પ્રતિબિંબ પડે છે એ વિષયાનંદ છે. જ્યારે પુણ્ય કર્મનાં ફળ સન્મુખ થાય ત્યારે વૃત્તિદ્વારા અંતઃકરણને અનુકૂળ વિષયને સંબંધ થાય છે. ઉત્કૃષ્ટ વિષયના સંબંધથી અંતઃકરણગત સત્ત્વ-ગુણનો ઉત્કર્ષ થાય છે. નિકૃષ્ટ વિષયના સંબંધથી અપકર્ષ થાય છે. બ્રહ્મજ્ઞાનથી કાર્ય સહિત અજ્ઞાનની નિવૃત્તિ થવાથી ઉત્કર્ષ અપકર્ષરૂપ અધ્યાસની નિવૃત્તિ થતાં, નિરતિશય આનંદરૂપ બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનથી વિદ્વાન કૃતકૃત્ય થાય છે. જ્ઞાન સિવાય તે દશા આવશે નહિ.

જ્યારે છીપમાં રૂપાનો અધ્યાસ હોય તે વખતે છીપનું જ્ઞાન થાય નહિ. છીપનું જ્ઞાન અને રૂપાનું જ્ઞાન એવા બે પ્રકારના જ્ઞાનની સામગ્રી પણ પ્રતિબંધક છે. રૂપા વગેરેનો અધ્યાસ વિશેષ જ્ઞાનથી પ્રતિબદ્ધ છે. એજ ધર્મિનું મિથ્યાજ્ઞાન છે. ઇંદ્રિયના સંબંધથી મિથ્યાજ્ઞાનની ઉત્પત્તિ પ્રસિદ્ધ છે પણ તેવા સંબંધથી અર્થની ઉત્પત્તિ અથવા વસ્તુની ઉત્પત્તિ પ્રસિદ્ધ નથી. છીપમાં રૂપું પહેલાં નથી, પછી નથી, અને વચમાં પણ નથી.

રૂપાનું જ્ઞાન પ્રાતિભાસિક છે, તેમ રૂપું પણ પ્રાતિભાસિક છે. જ્ઞાનના આભાસનો વિષય રૂપું માત્ર છે. જેમ છીપની ઇદંતાનો સંબંધ રૂપામાં ઉપજે છે તેમ ભ્રમજ્ઞાનનું અધિષ્ઠાન ઇદમાકાર વૃત્તિ છે. તેમાં ઇદં પદાર્થ વિષય છે. તેનો અનિર્વચનીય સંબંધ ભ્રમજ્ઞાનમાં ઉપજે છે. તેથી ભ્રમનો વિષય ઇદંતા ન માને તોપણ "આ રૂપું હું જાણું છું" એવા ભ્રમજ્ઞાનમાં ઇદં વિષયનું ભાન સંભવે છે. જો કે ભ્રમમાં ઇદંતા (આ) નું ભાન નથી તોપણ અધિષ્ઠાન હોવાથી ભ્રમનું તાદાત્મ્યવાળું ઇદમાકાર જ્ઞાન છે, તેમાં ભાસિત ઇદંતાના સંબંધના ભ્રમનું જ્ઞાન સંભવે છે.

બ્રહ્મ જો કે સ્વપ્રકાશ છે તોપણ જ્યાંસુધી આવરણ જેવું લાગે છે, ત્યાંસુધી વૃત્તિ જ્ઞાનથી તે આવરણની નિવૃત્તિ થાય છે. તેથી દ્વૈત મિથ્યાત્વના નિશ્ચયરૂપ વૃત્તિની જરૂર છે. આરોપની નિવૃત્તિને જ અપવાદ કહે છે. અબાધ્યત્વ અને સત્યત્વ એ મિથ્યાત્વના વિરોધી છે. તે પ્રત્યક્ષ પ્રમાણના વિષય નથી.

વેદાન્ત વાક્ય અજ્ઞાત અબાધિત બ્રહ્મનું બોધક હોવાથી પ્રમાણ છે. પ્રત્યક્ષ પ્રમાણ એ મુખ્ય પ્રમાણ નથી. જ્યાં શ્રુતિ પ્રમાણ અને પ્રત્યક્ષ વગેરે પ્રમાણનો વિરોધ આવે ત્યાં બાધક શ્રુતિ પ્રમાણ છે. **नेह नानास्ति किंचन** વગેરે પ્રબળ શ્રુતિથી પ્રપંચ સત્યત્વગ્રાહી પ્રત્યક્ષ પ્રમાણનો બાધ થાય છે. દ્વૈત પ્રપંચમાં પારમાર્થિક સત્તાનો શ્રુતિ બાધ કરે છે. પ્રમાણ આધીન દર્શનમાં વિધિ સંભવતી નથી

મુખ્ય સત્તા બ્રહ્મની હોવાથી જો કે સત્તાની પ્રતીતિ તો બ્રહ્મમાંજ થવી જોઇએ, પ્રપંચમાં સત્તા પ્રતીત થવી ન જોઇએ, પરંતુ બ્રહ્મ અને પ્રપંચનું તાદાત્મ્ય થવાથી તેનો ભેદ એકદમ પ્રતીત થતો નથી. કલ્પિત પદાર્થનો અભાવ અધિષ્ઠાનથી ભિન્ન અધિકરણમાં તો સદા પ્રતિયોગી સ્થિતિનો વિરોધી છે, પરંતુ અધિષ્ઠાનમાં થોડા વખત સુધી પ્રતિયોગી સ્થિતિનો વિરોધી નથી. એવા કલ્પિત પદાર્થની નિવૃત્તિ માટે વેદાન્તમાં જુદી જુદી પ્રક્રિયાઓ છે. પ્રક્રિયા મોક્ષનો હેતુ નથી પણ પ્રક્રિયાથી ઉત્પન્ન થતું જ્ઞાન મોક્ષનો હેતુ છે. તેવી પ્રક્રિયા આ પુસ્તકમાં આપવામાં આવેલી છે.

થોડાં વર્ષ પહેલાં એક "તું કોણ?" નું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. તે જ્ઞાન વાર્તાના રૂપમાં હોવાથી વાંચનારાઓને માફક આવી જવાથી તેની ત્રીજી આવૃત્તિ થયેલી છે* આ હું કોણ? નું પુસ્તક સિદ્ધાંત રૂપે હોવાથી કોઈ જગ્યાએ વાંચવામાં મુશ્કેલી પડશે, પણ તેટલી મહેનત લઇ શકાશે તો તેનું ફળ પણ ઠીક મળશે અને કેટલાક ખુલાસા

* આ પુસ્તક હાલ "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ" તરફથી પ્રસિદ્ધ થયેલું છે.

થઈ જશે. કોઈ જગ્યાએ કાંઈ શંકા જેવું લાગશે, તો તેનો ખુલાસો કોઇ બીજા પ્રકરણમાં મળી જશે.

શબ્દમાં અચિન્ત્ય શક્તિ છે. લડાઇની વાતો વાંચવાથી લડાઈનું વાતાવરણ થાય છે અને તેથી સરકાર શરૂઆતથી ન્યૂસપેપરવાળાને કબજે કરી લે છે. સંસારી પ્રેમની વાતો સંસારનો પ્રેમ વધારે છે, સટ્ટાની વાતોથી સટ્ટા બજારનું જ્ઞાન થાય તો બ્રહ્મની વાતો બ્રહ્મભાવ કેમ જાગ્રત ન કરે? પણ બ્રહ્મની વાતો જોઈએ તેટલી થતી નથી, માણસ બધું સાંભળે છે પણ પોતે કોણ? તે સાંભળતો નથી, સાંભળે તો મનન કરતો નથી, મનન કરે તો નિદિધ્યાસન કરતો નથી, નિદિધ્યાસન કરે તો અનુભવમાં સ્થિર થતો નથી. જેવો રસ બીજી બાબતોમાં આવે છે તેવો આત્મામાં આવે તો જરૂર આત્મા પોતાનું સ્વરૂપ ખુલ્લું કરી આપે.

વંટોળીઓ કોઇ સાધુને પૂછે કે વાયુ કેવો હોય? તો તેનો જવાબ એ છે કે "તારી આંટી મૂકી દે તો તને લાગશે કે "હું જ તે છું." પણ એ આંટી કાઢવામાં ઘણા પુરુષાર્થની જરૂર છે. તે માટે આ પુસ્તક મદદ આપે તેવું છે.

બધા પ્રકારના સાધનનું મૂખ્ય ફળ સર્વાત્મભાવ અને આનંદ છે. એ ફળ આવે અને કાયમ રહે તો જાણવું કે સાધન સાચું છે. તે ફળ ન આવે તો વિચાર કરી પોતાની ભૂલ શોધીને દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

જેઓની ઇચ્છા વ્યવહારની ગુંચવણમાંથી નીકળી પરમાર્થને રસ્તે પડવું હોય તેમને માટે તું કોણ? નું પુસ્તક તૈયાર કરેલું છે.

જેઓને ભક્તિમાર્ગ ગમતો હોય તેમને માટે તે કોણ? નું પુસ્તક તૈયાર કરેલું છે.

જેઓને જ્ઞાનમાર્ગ ગમતો હોય તેમને માટે આ "હું કોણ?" નું પુસ્તક ઉપયોગી થાય તેમ છે.

'ઉત્થાન' કાર્યાલય
ગોયાગેટ, મકરપુરા રોડ
વડોદરા.
તા. ૧૭–૭–૪૪

સ્વામી માધવતીર્થ

# ચિત્રો.

## વિભાગ-૧



## વિભાગ-૨

# અનુક્રમણિકા

## વિભાગ ૧



## વિભાગ ૨



## પરિશિષ્ટ

## શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૪ | ૧ | આવદ્યા | અવિદ્યા |
| ૧૨૭ | ૪ | જેનું | જેવું |
| ૧૬૦ | ૭ | **एकमेय** | **एकमेव** |
| ૧૭૪ | ૨૨ | ઘણે | ઘણો |
| ૧૭૭ | ૩ | અનુભવ કરવા માટે | અનુભવ સ્થિર કરવા માટે |
| ૨૨૧ | ૧૮ | શકે નહિ | શકે |
| ૩૫૦ | ૨૧ | સેવકતા | સેવકના |
| ૩૮૦ | ૧૬ | અલગીત | ઐલગીત |

---

### શ્રી રામકૃષ્ણ સેવા સમિતિના કેટલાક પ્રકાશનો

# હું કોણ ?

અથવા

# વેદાન્ત રસામૃત

---

## પ્રકરણ ૧ લું

## શુભેચ્છા.

વેદાન્તના અભ્યાસની પહેલી ભૂમિકાને શુભેચ્છા કહે છે. આ વખતે વિષયોમાં વૈરાગ્ય અને આત્મ–સાક્ષાત્કાર માટે તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થાય છે. કોઈ ગુરૂ મળી આવે અને રસ્તો બતાવે તો ઠીક, એવી તીવ્ર ઇચ્છા થતાં પોતાનાં અધિકાર પ્રમાણે કોઇ રસ્તો બતાવનાર મળી આવે છે. તેમની પાસે આત્માની અથવા ભગવાનની વાતો સાંભળવાની અને જીવ જગતનું રહસ્ય સમજવાની ઇચ્છા થાય છે. તેને શુભેચ્છા કહે છે.

### વ્યાવહારિક કર્મ

આ વખતે વ્યાવહારિક કર્મ પ્રત્યે કેવી દશા ઉત્પન્ન થાય છે અથવા કેવી દશા ઉત્પન્ન થવી જોઇએ તેનો વિચાર કરવો ઘટે છે. પ્રાચીન કાળમાં અથવા સો બસો વર્ષ પહેલાં જેવો વ્યવહાર હતો તેવો હાલમાં નથી. શાસ્ત્રોમાં પણ પહેલાના કાળમાં ન્યાય, વૈશેષિક વિગેરે વેદાન્તના પૂર્વ પક્ષમાં હતાં તે શાસ્ત્રોનો અભ્યાસ હાલમાં નથી. હાલમાં ઈ. સ. ૧૮૩૬ થી શરૂ થયેલી મેકોલેની કેળવણીના સંસ્કાર એ આર્યધર્મના પૂર્વ પક્ષમાં છે. તે કેળવણીથી બુદ્ધિ વધી છે પણ

સુધરી નથી. તેથી માયાનું સુખ એજ સાચું સુખ છે એવા સંસ્કાર સમાજમાં પડેલા છે. એ વિદ્યા લગભગ ચાર્વાકના જેવી છે. વળી આર્થિક સ્થિતિ છેલ્લાં બસો વર્ષમાં બહુ નબળી થઈ જવાથી અને વસ્તી વધવાથી લોકોને કમાવાની ચિંતા વધી છે અને તેથી આત્માનો વિચાર કરવા જેટલી ફુરસદ પણ મળતી નથી. ગરીબાઈ વધી છે તેની સાથે ઇચ્છા અને વાસના પણ વધી છે તેથી માત્ર ગરીબાઇ દૂર કરવાનો પ્રશ્ન સમાજ પાસે નથી પણ ઇચ્છાઓને કેમ અંકુશમાં રાખવી એ પ્રશ્ન આર્થિક પ્રશ્ન કરતાં પણ વધારે મોટો પ્રશ્ન છે. આવા સંયોગોમાં વ્યવહારમાંથી પરમાર્થનો રસ્તો કેમ કાઢવો ? એ બતાવવું એ જ્ઞાની પુરૂષોની મુખ્ય ફરજ રહે છે.

હાલના સંયોગોમાં "શુભેચ્છા" એટલે બીજાની સેવા કરવી. દેશ સેવા કરવી, એ અર્થમાં એ શબ્દ વપરાય છે. જે હેતુ સિદ્ધ કરવા માટે જે સેવા થાય છે તે સેવાથી તે હેતુ સિદ્ધ થાય છે, તેથી માણસના જીવનનો હેતુ શો છે ? તેનો વિચાર કરવો જરૂરનો છે. માણસનું જીવન બરાબર ચલાવવા માટે જીવનમાં ૪ હેતુ આર્યોના સંસ્કારમાં માનેલા છે. તેને ૪ પુરૂષાર્થ કહે છે. તેનાં નામ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે. પણ હાલની કેળવણીનું લક્ષ્ય ફક્ત અર્થ અને કામ તરફ છે. પહેલાંની કેળવણીનું લક્ષ્ય ધર્મ પ્રમાણે અર્થ અને કામ સિદ્ધ કરાવવામાં હતું. નીતિનું તત્ત્વ હાલ ઓછું થઈ જવાથી રાગદ્વેષ વધ્યા છે અને નીતિ પ્રમાણે રાજવ્યવહાર અને સમાજ વ્યવહારની રચના માટે ફરીથી જરૂરીઆત ઉત્પન્ન થયેલી છે.

ખરી નીતિ એ છે કે બીજાને દુઃખમાં અથવા અગવડમાં મૂકયા વગર પોતાનો વ્યવહાર ચલાવવો; તે માટે સાચું બોલવું, પ્રમાણિકપણું રાખવું, બધાને પ્રભુરૂપ માનવા, બીજા તરફથી વિઘ્ન આવે તે સહન કરવાં, નિર્ભયતા કેળવવી, ઇંદ્રિયો ઉપર સંયમ રાખવો, અને આત્મજ્ઞાન મેળવવું જોઇએ. આ બાબત ઘણા જાણે છે પણ તે પ્રમાણે વર્તન રાખવામાં ખરી કસોટી છે. ભગવાન બધે છે પણ બધું સુખ એ

ભગવાનનું સુખ નથી. ભગવાન સંસારમાં છે પણ સંસારનું સુખ એટલે માયાનું સુખ, એ ભગવાનનું સુખ નથી. સંસારનું સુખ લેતાં શરીરનું અભિમાન વધે છે અને તે આત્માનું સુખ લેવામાં મોટું વિઘ્ન છે. તેથી સંસારના સુખમાં રહીને ભગવાન મેળવવા નથી પણ ભગવાનમાં રહીને સંસાર ચલાવવાનો છે. તેટલા માટે જેઓને સંસારનું સુખ ગમતું હોય તેમનાથી અસંગ રહ્યા વગર આત્મભાવ કેળવવો બહુ મુશ્કેલ છે. માણસોની વચ્ચે રહીને માણસના જેવું થવું સહેલું છે. એકાંતમાં રહી સત્સંગ કરી આત્મભાવ કેળવવો એ પણ સહેલું છે. પણ માયાના સુખમાં રહેલાં માણસોના સંગમાં રહેવું અને આત્માનું સુખ મળે એવો ભાવ કેળવવો એ બહુ મુશ્કેલ કામ છે. અશક્ય તો નથી, પણ બહુ વિરલ માણસ એ ભાવ કેળવી શકે છે. સંસારનું સુખ રહેતું નથી અને તેથી ખોટું છે એ માનવામાં જેમને સંસારનું સુખ ગમે છે તેમના પ્રત્યે કંઇક અભાવ આવવાનો સંભવ છે. વળી કોઇ પ્રત્યે અભાવ ન રાખવો અને બધાને પ્રભુ રૂપે માનવામાં તેમને જે સુખ ગમે છે તે ખોટું છે એ ભાવના બરાબર જાગ્રત થશે નહિ. વર્ણાશ્રમ ધર્મવાળા કહે છે કે જેઓને સંસારનું સુખ બહુ ગમે છે, જેઓ કામી છે, ક્રોધી છે, તેમનાથી અસંગ રહેતાં શીખો. એ સિદ્ધાંતમાંથી સ્પર્શાસ્પર્શની ભાવના ઉત્પન્ન થયેલી છે. સત્યાગ્રહવાળા કહે છે કે બધા પ્રભુરૂપ છે માટે બધાની સેવા કરો. એ સિદ્ધાંતમાંથી હરિના જન થયા વગર હરિજન થયા છે. બન્નેના કહેવામાં થોડુંક સત્ય છે અને બન્ને માર્ગે ભૂલ થવાનો સંભવ પણ છે.

માણસની ફરજ છે કે પોતાના કુટુંબના ભરણપોષણ માટે ધન કમાવું. એ ધન કમાવામાં બીજાને નુકસાન થતું હોય અને બીજા ગરીબ થઈ જતા હોય, બીજાનાં કુટુંબ દુઃખી થઈ જતાં હોય તો તેનો વિચાર કરવો કે નહિ? તેમાં ખોટું બોલવું પડતું હોય, અનીતિ કરવી પડતી હોય તો કરવી કે કેમ? વકીલોએ ખોટા કેસ હાથમાં લેવા કે કેમ? બીજા અનીતિ કરી આપણને છેતરતા હોય તો આપણે અનીતિ

કરી તેમને છેતરવા કે નહિ? વગેરે પ્રશ્નોથી જણાઇ આવે છે કે વ્યવહારમાં ઘણા માણસો માટે વ્યવહાર ચલાવવા પ્રસંગે બે ત્રણ ફરજ એકજ વખતે ઉત્પન્ન થાય છે અને ઘણીવાર તે વખતે શું કરવું, શું ન કરવું એની કેટલાકને ખબર પડતી નથી. હાલના કાળમાં જેઓને સંસારનું સુખ ગમે છે તેમાંથી કેટલાક તો ઘણે ભાગે નીતિ કે અનીતિનો વિચાર કરતા નથી પણ જેમને નીતિનું સુખ, ધર્મનું સુખ, આત્માનું સુખ ગમે છે તેઓને બહુ કસોટીમાંથી પસાર થવું પડે છે અને જ્યારે અનીતિવાળા ધનની છોળોમાં ઊછળતા હોય છે ત્યારે નીતિવાળાને ગરીબાઇમાં પણ રહેવું પડે છે. જેઓ હાલ સુખ ભોગવે છે તેઓએ પહેલાં પુણ્ય કર્યાં હોય છે, જેઓ હાલ નીતિ અને ધર્મથી રહી પુણ્ય બાંધે છે તેમને ભવિષ્યમાં સારૂં જીવન જરૂર મળશે.

પણ ધન જોઈએ છે શા માટે?–કુટુંબ માટે;
કુટુંબ શા માટે જોઈએ છે?—કુટુંબના સુખ માટે;
કુટુંબનું સુખ શા માટે જોઇએ છે? કારણકે બીજા વધારે સુખની ખબર નથી; અને ઘણા સમુદાયને કુટુંબનું સુખ ગમે છે તેથી તે સુખ જ સાચું હશે એવી માન્યતા નાની ઉમરથી ઘડાઇ જાય છે. પણ આ દેશમાં જ્યારે આર્થિક સ્થિતિ સારી હતી, જ્યારે શાસ્ત્રોનો અભ્યાસ સારો થતો હતો. હાઇસ્કૂલો અને કોલેજો (કે જે હાલ રોટલા–કોલેજ તરીકે કામ કરે છે) તે ધર્મ અને નીતિ શિખવાડતી અને વિદ્વાન બ્રાહ્મણોના ઘરમાં હતી, તે વખતે સંસારના સુખને, વિષયના સુખને સાચા સુખ તરીકે માનવામાં આવતું નહિ. તે વખતે એમ માનવામાં આવતું હતું કે અનિત્ય વસ્તુમાંથી મળતું સુખ અનિત્ય છે, ખોટું છે; નિત્ય વસ્તુમાંથી (એટલે આત્માથી) મળતું સુખ જ ઇચ્છવા જેવું છે.

જો વિષયમાં સુખ હોય તો

(૧) બીજા વિષયની ઇચ્છા થયા છતાં પહેલા વિષયનો આનંદ કાયમ રહેવો જોઈએ.

(૨) જે પુરૂષનો પ્રિય પુત્ર ઘણા કાળે અકસ્માત્ મળે ત્યારે જે

આનંદ થાય છે તે હંમેશાં રહેવો જોઈએ પણ રહેતો નથી. વિષય તો હાજર છે, છતાં તેનું સુખ નથી.

(૩) સમાધિ વખતે વિષય વગર જે આનંદ આવે છે તે આવવો ન જોઈએ.

(૪) જે વિષયથી એક જીવને સુખ થાય છે તેજ વિષયથી બીજાને દુઃખ થાય છે. નાગણને જોઈ નાગને સુખ થાય છે પણ બીજાને ભય થાય છે.

(૫) નિદ્રામાં વિષય નથી છતાં નિદ્રાનું સુખ સૌને ગમે છે. વિષયથીજ સુખ મળતું હોય તો તે સુખ ગમવું ન જોઇએ.

નારદજી કે જે હાલની બધી વિદ્યા જાણતા હતા તેઓ સનત્કુમાર પાસે બ્રહ્મવિદ્યા લેવા ગયા હતા. કારણકે બીજી વિદ્યાથી શોક કે મોહ જતા નથી. માયાવાળું જ્ઞાન અજ્ઞાનનું વિરોધી નથી. સનત્કુમારે કહ્યું 'આત્માનું સુખ એજ સાચું સુખ છે, **यो वै भूमा तत्सुखम्**, જે પરિપૂર્ણ છે તેમાંજ સુખ છે' એવા સુખનું મુખ્ય સાધન બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્યનું પાલન ન થાય તો દેહનું અભિમાન વધે છે અને તે આત્માના સુખમાં મોટું વિઘ્ન છે. વળી બ્રહ્મચર્યનું પાલન થઈ શકે તો કુટુંબ વધે નહિ, કુટુંબ બહુ વધે નહિ તો કમાવાની ચિંતા બહુ ન રહે ( એક બાળકની પણ ૨૦ વર્ષ સુધી અથવા કેટલીકવાર ૪૦ વર્ષ સુધી સંભાળ રાખવી પડે છે. ) કમાવાની ચિંતા બહુ ન રહે તો આત્મજ્ઞાન માટે અને બીજાની સેવા માટે પુરતો વખત રહે માટે બધા સાચા સુખનું મૂળ સાધન બ્રહ્મચર્ય છે અને બધા દુઃખનું મૂળ બ્રહ્મચર્યનો ભંગ છે. ઘરમાં વસ્તી બહુ વધવાથી આપણા કર્મની ચિંતા ઉપરાંત બીજાના કર્મની ઉપાધિ પણ નડે છે. બ્રહ્મચર્ય પાળવામાં પહેલાં અઘરૂં લાગશે પણ પાછળથી બહુ સહેલું થઇ પડશે. બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છાવાળાએ સંગમાં બહુ ધ્યાન રાખવું જોઇએ. બને ત્યાં સુધી તેણે સ્ત્રીઓનો સંગ અને સ્ત્રીઓના સંગીનો સંગ કરવો ન જોઇએ. ગીતામાં ભગવાને અઢારમા અધ્યાયમાં કહેલું છે કે જે સુખ મેળવવામાં

શરૂઆતનાં સાધન બહુ મુશ્કેલ લાગે, ઝેર જેવાં લાગે પણ પાછળથી સાધન સિદ્ધ થતાં, આત્માકાર વૃત્તિ થતાં, જે સુખ આત્મ–પ્રસાદ રૂપે નિત્ય રહે તેવું મળે છે તે સાચું સુખ છે. જેમ પાયખાનામાં રહીને ફૂલની સુગંધ ન મળે તેમ માયાના સુખમાં રહીને આત્માનો આનંદ ન મળે. આગળ કહ્યું તેમ હાલના કાળમાં શુભેચ્છાનો અર્થ, પરોપકાર, કુટુંબસેવા, દેશસેવા એ થાય છે. તે સેવા રાગદ્વેષ વગર થાય તો જીવન કંઈક વિશાળ બને છે. પહેલાંના કાળમાં શુભેચ્છાનો અર્થ વિષયોમાં વૈરાગ્ય અને આત્મામાં પ્રીતિ એ થતો હતો અને મોક્ષની ઈચ્છા રાખનારને "આર્યપુત્ર" કહેવામાં આવતા. આત્મજ્ઞાનથી જીવન પૂર્ણ વિશાળ થાય છે. મનુષ્ય જીવનનો હેતુ સમજ્યા વગર જીવનના સુખનાં સાધન ભેગાં કરવામાં જીવનને અંતે સુખને બદલે દુઃખ મળે છે.

સમાજવાદી કહે છે કે સમાજ માટે વ્યક્તિએ પોતાનું બલિદાન આપવું જોઈએ. પણ એ ભાવનામાં વ્યક્તિનું સ્વતંત્રપણું રહેતું નથી, અને અજ્ઞાનીઓના સંઘથી જ્ઞાન પણ વધતું નથી. માટે કયા હેતુ માટે બલિદાન માગવામાં આવે છે તે બરાબર સમજાવવું જોઈએ અને તે હેતુથી તેનું જ્ઞાન વધવું જોઈએ. યુરોપની સમાજની ભાવનામાં સુખના પ્રકાર સ્પષ્ટ કરેલા નથી. ત્રણ પ્રકારના દુઃખની નિવૃત્તિ કેમ કરવી તે તેમને ખબર નથી. જેમ દેહનું અભિમાન અહંજન્ય છે તેમ સામાજિક અભિમાન પણ અહંજન્ય છે. યુરોપ અને અમેરિકાવાળા પુનર્જન્મ માનતા નથી, તેઓ જ્ઞાન કરતાં શક્તિમાં વધારે શ્રદ્ધા રાખે છે અને તેમના બાપદાદા પશુ હતા એવી માન્યતા રાખી બેઠા છે.

મહાત્મા ગાંધીજી કહે છે કે "મારૂં જીવનધ્યેય આત્મદર્શન છે, ઈશ્વરનો સાક્ષાત્કાર છે, મોક્ષ છે, મારૂં ચલન વલન બધું એ દષ્ટિએ છે" છતાં એમના અનુયાયીઓનું અને એમની સ્તુતિ કરનારાઓનું બધુંય ચલન વલન એ દષ્ટિએ કેમ રહેતું નથી ? એ બહુ અઘરૂં કામ છે. એ દ્રષ્ટિએ બધો વ્યવહાર ચલાવવો એ સહેલું નથી. વ્યવહારમાં ભેદ–બુદ્ધિ તરત આવી જાય છે અને આત્મ–સાક્ષાત્કાર માટે

અભેદ બુદ્ધિની જરૂર છે. જેટલું દુઃખ પૈસો ઓછો થવાથી થાય છે તે કરતાં વધારે દુઃખ આત્માને ભૂલવાથી થવું જોઇએ. તેથી અંતઃકરણની શુદ્ધિ માટે પહેલાં વ્યવહાર શુદ્ધિ થવી જોઇએ. વ્યવહારમાં સંયમ અને નીતિ જે રાખી શકે છે તેમને આત્મ–સાક્ષાત્કાર માટે યોગ્ય બુદ્ધિ પ્રાપ્ત થાય છે. તે ઉપરાંત ખરો જીજ્ઞાસુ હોય તેણે વ્યવહારમાંથી જેટલો ફુરસદનો વખત મળે તેટલો આત્મ–સાક્ષાત્કારના સાધન માટે ગાળવો જોઈએ. તે પછી તે માટે વધારે ફુરસદની જરૂર પડશે તો તે મળી રહેશે; પણ મળેલા વખતનો પુરો સદુપયોગ થવો જોઈએ.

## શાસ્ત્રીય કર્મ

શાસ્ત્રીય કર્મ એટલે યજ્ઞ, પૂજા, માળા, દેવદર્શન, ધૂન, કીર્તન, વગેરેમાં પણ જે હેતુ માટે તે કરવામાં આવે છે તે કાયમ લક્ષમાં ન રહે તો આત્મ–લાભ મળતો નથી, પણ ઉલટો કલેશ વધે છે. ધાર્મિક ક્રિયામાંથી સંયમ, દયા, પ્રેમ, જ્ઞાન નીકળવાને બદલે, અમારો ધર્મ, તમારો ધર્મ એમ થઈ જાય છે. તેથી જેમ સંસારના સુખમાંથી છૂટવું મુશ્કેલ છે તેમ શાસ્ત્રીય કર્મમાંથી છૂટવું તેટલુંજ મુશ્કેલ છે. શાસ્ત્રીય ક્રિયા બહુ વ્યાકુળ ચિત્તવાળાને નિયમમાં લાવી ભગવાન તરફ, આત્મા તરફ, વાળવાને માટે છે. મૂર્તિપૂજામાં મૂર્તિની પૂજા કરવાની નથી પણ જે દેવની મૂર્તિ છે તેની પૂજા ત્યાં થાય છે એમ સમજવાનું છે. કેટલાકને એમ પણ લાગે છે કે મૂર્તિપૂજા અને માળા વિગેરે કરતાં જીવતાં માણસોની સેવા એ પ્રભુની સેવા છે એમ માની તેમની સેવા કરવી. એ ભાવ પણ સારો છે. પણ જેમ પતિ મળ્યા વગર પતિ-સેવા થાય નહિ તેમ ભગવાનના સ્વરૂપના જ્ઞાન વગર બીજામાં ભગવાનનો સંબંધ થવો મુશ્કેલ પડશે અને ત્યાં ભગવાન દેખાવાને બદલે બીજા દેખાશે. ઘણીવાર સમાજના માણસોને ઉત્સાહ આપવા માટે એક શબ્દ દૈવિ પ્રકૃતિનો લઇને નવા શબ્દોથી શરૂઆત થાય છે; જેમકે, ઋષિકુળ, ગુરુકુળ, આર્ય સમાજ, દેવજાતિ, આત્મબળ, સત્યાગ્રહ,

સ્વરાજ, હરિજન, ગીતા–મંદિર, સ્વાધ્યાય–મંદિર, પ્રાર્થના–સમાજ, બ્રહ્મસમાજ, Divine life society, આનંદ–આશ્રમ, યોગાશ્રમ, વગેરે. પણ ધીરે ધીરે વખત જતાં પહેલા શબ્દોનો અર્થ ગૌણ થઈ જાય છે અને બાકી કુળ, સમાજ, જાતિ, બળ, આગ્રહ, રાજ, જન, મંદિર, સમાજ, Society, આશ્રમ વગેરે રહે છે. જે લક્ષ્યથી જે સમાજ શરૂ થાય છે તે લક્ષ્ય મૂળ પુરૂષની હયાતીમાં ઠીક રહે છે પણ પાછળથી પરમાર્થી લક્ષ્યને બદલે વ્યાવહારિક લક્ષ્ય બંધાઈ જાય છે. બધી ધાર્મિક પ્રવૃત્તિનું મૂળ લક્ષ્ય બધાં પ્રાણી તરફ પ્રેમભાવ ઉત્પન્ન કરવો, તે પ્રેમ ઉત્પન્ન થવા માટે આત્માને જાણવો અને જેવો પોતાનો આત્મા છે, તેવો સૌનો છે એમ જાણી સૌ ઉપર સમાન ભાવ રાખવો, એ છે.

બધું વાસુદેવમય છે એ વાત મનથી સમજાય પણ પ્રાણ અને શરીર માર્યાનું સુખ માગે તો નિષ્ઠા બંધાશે નહિ. સંસારના સુખમાં જતી વૃત્તિ આત્મા તરફ વળી શકતી નથી. સમાજસેવા કરતાં કરતાં ઘણીવાર અનાત્મભાવ વધી જાય છે અને તે વાતની તરત ખબર પડતી નથી. ભગવાન જીજ્ઞાસુ જીવને શોધે છે પણ તે તેના હાથમાં આવતો નથી અને પાંચ ઇંદ્રિયોના વિષયોમાં ભટકતો રહે છે. આર્યોના સંસ્કારની દ્રષ્ટિએ હાલના કેટલાક માણસો એ તો જાણે કે નવી જાતનાજ પ્રાણી છે. તેઓને જીવનનો લક્ષ્યની બરાબર ખબર હોતી નથી. ચિત્તમાં ખરી શાંતિ હોય તેજ ખરી ભક્તિ છે. તે માટે જ્ઞાન અને વૈરાગ્ય પણ મદદમાં જોઇએ. બહાર માળા ચાલે, પરોપકારના કામ થાય પણ ચિત્તમાં અશાંતિ હોય તો તેનું નામ ભક્તિ નથી. અનિત્યમાં નિત્ય બુદ્ધિ થવી, અશુચિમાં શુચિ બુદ્ધિ, દુઃખ આપે તેવા કર્મમાં સુખબુદ્ધિ, અનાત્મામાં આત્મબુદ્ધિ એને અવિદ્યા કહે છે. જે કર્મથી પ્રભુને સંતોષ થાય, તે ખરૂં કર્મ છે; જે વિદ્યાથી પ્રભુમાં મતિ રહે તેજ ખરી વિદ્યા છે.

માટે દુઃખનું મૂળ અજ્ઞાન છે, પોતાને ન ઓળખવો એ છે. અજ્ઞાનથી અવિવેક, પછી અભિમાન, પછી રાગદ્વેષ, પછી કર્મ,

પછી શરીર અને પછી દુઃખ આવે છે. દુઃખ દૂર કરવા માટે શરીર આવવું ન જોઇએ, તે માટે સકામ કર્મ ન જોઇએ, તે માટે રાગદ્વેષ ન જોઇએ અને તે માટે અભિમાન ન જોઈએ, તે માટે અવિવેક દૂર કરવો અને તે માંટે અજ્ઞાન દૂર કરવું જોઇએ, એ શાસ્ત્રનો સિદ્ધાંત છે. પણ હાલના પ્રવૃત્તિના કાળમાં નિવૃત્તિપરાયણ થવું બહુ મુશ્કેલ છે. જેનામાં જ્ઞાન ન હોય, વૈરાગ્ય ન હોય અને શ્રદ્ધા ન હોય તે જો કર્મનો ત્યાગ કરે તો વિક્ષેપરહિત થતો નથી.

તેથી એવી દશામાં જે ભગવાનની સતાથી બધા જીવ જગતનું જીવન ચાલી રહ્યું છે તેના આશ્રયે રહીને, તેના સતત સ્મરણથી, તેના સ્વરૂપના જ્ઞાનના લાભ માટે જ પ્રવૃત્તિ કરવામાં આવે તો તે પ્રવૃત્તિને શાસ્ત્રોએ નિવૃત્તિજ માનેલી છે. તેથી જેમ ધનવાન પાસે કોઈ જાય તો ધન મળે તેમ એવા આત્મવાન પાસેથી બીજાને આત્મા મળવો જોઇએ.

આપણે ભગવાન માટે બધા કર્મ કરતા હોઈએ તો બીજાને આપણી પાસેથી ભગવાન મળવા જોઈએ. જો કર્મ કરનાર માને કે બધાં કર્મમાં ભગવાન છે તો બધાં કર્મથી ભગવાન પ્રગટ થવા જોઇએ. ભિન્ન પ્રવૃત્તિ વચ્ચે જ્યાં અભિન્નતાનું અસ્તિત્વ નિત્ય સિદ્ધ છે, થોડા કામમાં પણ જેની સંપૂર્ણ સત્તા અધિષ્ઠાન રૂપે રહેલી છે, તો તે સત્તાનો પરિચય લેવો અને દેવો એજ બધી પ્રવૃત્તિનું મુખ્ય કામ હોવું જોઈએ. એ બધા ધનમાં ખરૂં ધન છે, ત્યારેજ ખરો આનંદ અને ખરી નિષ્કામ સેવા કરી છે એમ માની શકાય.

પણ જો બીજાને આપણી પ્રવૃત્તિથી આપણી પાસેથી ભગવાન મળવાને બદલે વિષય સુખ મળે તો તે પ્રવૃત્તિનો શાસ્ત્રોમાં નિષેધ છે અને જ્ઞાની પુરૂષોએ નિષેધ માનેલો છે. તેથી સાચી પ્રવૃત્તિનું રહસ્ય જાણીને સાચી પ્રવૃત્તિ કરવી એ મુખ્ય કામ છે.

લોક સેવામાં અનાત્મભાવના વિચાર રાખવા પડે છે અને તે વિચારને પોષવા માટે બીજા અનાત્મભાવના વિચાર વધારવા પડે છે. નિશાળમાં જે વિદ્યાર્થીનું મન રમતમાં હોય તે બરાબર અભ્યાસ કરી

શકતો નથી. તેમ જ્યાં સુધી જરાપણ બીજે આસક્તિ હોય ત્યાં સુધી ખરી વિદ્યા મળી શકતી નથી. વિષયોનો સ્વભાવ એવો છે કે તે ન મળે તો ચિંતા થાય છે અને મળે તો શાસ્ત્રથી ઉત્પન્ન થયેલ વિવેકબુદ્ધિનો નાશ કરે છે. જેમ મધ્યકાળનો સૂર્ય પ્રકાશતો હોવા છતાં જેને નેત્ર નથી તેને માટે આવૃત્ત છે તેમ પરમ–આનંદ રૂપ આત્મા પણ અજ્ઞાનીને અનુભવમાં આવતો નથી.

એક પણ ખોટી ઇચ્છા મનને નિર્બળ કરી નાંખે છે. જેમ સાચી પ્રવૃતિની જરૂર છે તેમ સાચી નિવૃતિની પણ જરૂર છે. ઘણા મહાત્માઓએ નિવૃત્તિમાં રહી એકાંત સેવન કરી, આત્મલાભ મેળવી બીજાને તે રસ્તો બતાવેલો છે; તેથી નિવૃત્તિનો બરાબર ઉપયોગ કરતાં આવડે તો તેનું ફળ જેવું તેવું નથી. જે માણસ પોતાના મનનો નિગ્રહ કરવાને સમર્થ છે તે જો બીજાને એ કામ શિખવી શકે તો તેનો ઉપયોગ જેવો તેવો નથી. આગળ નીતિ અને ધર્મનું શિક્ષણ આપવા-વાળા અને તે પ્રમાણે રહેવાવાળા સમાજમાં ઘણા હતા, તેથી હાલની માફક કોર્ટની, વકીલોની કે પોલીસોની જરૂર પડતી નહોતી.

સાયન્સવાળા પણ કેટલાક પ્રશ્નોના ખુલાસા માટે, ઊંડા વિચાર માટે, એકાંતમાં રહેવાનું પસંદ કરે છે; તેવીજ રીતે સાધુઓ પોતાના આત્માના ઊંડાણમાં ઉતરવા માટે, આત્માનું સ્વરૂપ ઓળખવા માટે એકાંત પસંદ કરે છે. બુદ્ધે, ક્રાઇસ્ટે અને ઘણા મહાત્માઓએ એકાંત સેવન કરેલું છે અને તેમના વિચારોએ જગતમાં ઘણું પરિવર્તન કરેલું છે. તેથી ઉલટું પ્રવૃત્તિવાળાઓએ અને સંસારીઓએ તેમના ઉપદેશોને છિન્નભિન્ન કરી નાંખેલા છે.

સંયમી મહાપુરૂષોની હાજરીથીજ અને તેમના વાતાવરણથી બીજા સંયમી બનવા લાગે છે. આત્મજ્ઞાનમાં આગળ વધેલા બહુ થોડા હોય છે, તેઓએ એકાંતમાં રહી આત્મધન મેળવેલું હોય છે, તેમના કહેવા પ્રમાણે ચાલવાથીજ સમાજ સુધરે છે. ક્યાં સાચું સુખ છે તે તેઓ બતાવે છે. પોતાના દરેક સંયોગો દરેકે કેમ સુધારવા એ બતાવી

શકાય નહિ; બધાના સંયોગો માટે એક પ્રકારના ધારા ધોરણ બનાવી શકાય નહિ, પણ સામાન્ય નિયમો ઋષિ મુનિઓ બરાબર કહી ગયા છે અને તેનાથી ઘણાં વર્ષો સુધી માણસોનાં જીવન સુધરી શકયા છે. તે નિયમો હાલના માણસો કેવી રીતે પાળી શકે તે બતાવવું એ હાલના કાળના સાધુઓનું કામ છે. વ્યાવહારિક અને સામાજિક બાબતો ઉપર સમાજના નેતાઓ લોકોનું લક્ષ દોરે છે, તેથી અર્થશાસ્ત્રના અને સમાજ જીવનના કેટલાક પ્રશ્નો આ પુસ્તકમાં લીધેલા નથી.*

## વર્ણાશ્રમ ધર્મ

આત્મસાક્ષાત્કારને યોગ્ય શુભેચ્છા ઉત્પન્ન થવામાં આગળના વખતમાં વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ બહુજ ઉપયોગી થતી હતી પણ હવે બધા વર્ણો અને બધા આશ્રમો છિન્નભિન્ન થઈ ગયા છે. બ્રાહ્મણો બ્રાહ્મણનાં કામ કરી શકતા નથી, ક્ષત્રિઓ તેમનું કામ કરી શકતા નથી, વગેરે વગેરે, જોતાં વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થા તૂટી ગઈ છે. કૃતયુગમાં એટલે સત્યુગમાં ફક્ત એકજ જાતિ હતી, તે વખતે બ્રાહ્મણો એટલે બ્રહ્મજ્ઞાની હતા, પાછળના યુગમાં બીજી જાતિઓ થયેલી છે. કૃત-યુગમાં માબાપ સંસ્કારી હતા અને તેથી તેને ત્યાં સંસ્કારી જીવોજ જન્મ લેતા હતા. બધાને મુખ્ય સુખ આત્મામાં લાગતું હતું અને તેથી સંસારના સુખ માટે હાલની માફક ક્લેશ થતા નહોતા. ત્રેતામાં અને દ્વાપરમાં સંસારના સુખ તરફ વૃત્તિ થતાં વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ રચાયેલી જાણવામાં આવે છે. છતાં મુખ્ય લક્ષ્ય મોક્ષના સુખ તરફ હતું અને રાજ્યસુખ અને વિષયસુખને બહુ હલકું સુખ માનવામાં આવતું હતું. કલિયુગમાં તે પદ્ધતિ પણ નષ્ટ થઈ છે, કારણ કે ચાર પુરૂપાર્થને બદલે બે (અર્થ અને કામ) રહેલ છે અને તેથી મૂડીવાળા અને મજૂરીવાળાના ઝગડા નજરે પડે છે.

---

* આ બાબતની કેટલીક હકીકત આ લેખકના "આર્યોના સંસ્કાર" નામના પુસ્તકમાંથી મળી શકશે. મળવાનું ઠેકાણું—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ.

જોકે વર્ણવ્યવસ્થા જેવી હતી તેવી ફરીથી થઈ શકે તેવું લાગતું નથી પણ આશ્રમ વ્યવસ્થા આટલી પડતી દશામાં પણ કામ આવે તેવી છે. તે માટે બ્રહ્મચર્ય અવસ્થામાં આત્મજ્ઞાનની કેટલીક બાબતો વિદ્યાર્થીઓને સંભળાવવાની જરૂર છે. તેના સંસ્કારથી ગૃહસ્થાશ્રમ સંયમથી ચાલે અને તે સંયમથી ચાલે તો ઘરમાં વસ્તી વધે નહિ અને તેમાંથી વાનપ્રસ્થાશ્રમ ઉત્પન્ન થઇ શકે. વાનપ્રસ્થાશ્રમમાં પણ કેટલાક નિયમોથી બરાબર રહી શકાય તો સંન્યાસ આશ્રમમાં જઈ પોતાના આત્માનો આનંદ સારી રીતે લઈ શકાય.

જો માબાપ બ્રહ્મચર્યથી રહે તો તેમની પ્રજામાં બ્રહ્મચર્ય પાળવાનું બહુ જોર આવે છે પણ નબળા મનનાં માબાપનાં બાળકો નબળા મનવાળાં રહે છે અને નબળા મનવાળા ઉપર બ્રહ્મચર્યનાં ભાષણો બહુ અસર કરી શકતાં નથી. હિંદુસ્થાનની વિધવાઓ અને હિંદુસ્થાનના લાખો સાધુઓ બ્રહ્મચર્ય પાળી શકે છે. એક સારો બ્રહ્મચારી સમાજસેવામાં અને દેશસેવામાં બહુ સારૂં કામ કરી શકે છે. મહાભારતના યુદ્ધમાં ભિષ્મ બ્રહ્મચારી હતા અને તેમની શક્તિથી ઘણાને બીક લાગતી હતી. ઈ. સ. ૧૯૧૪ થી ૧૯૧૮ની લડાઇ વખતે અંગ્રેજ તરફ લડાઈખાતાના પ્રધાન કીચનર બ્રહ્મચારી હતા.

મહાત્મા ગાંધીજીને પણ બ્રહ્મચર્યના પ્રતાપે નવી નવી મુશ્કેલીમાં નવું નવું સૂઝે છે. નેપોલીઅન બ્રહ્મચર્યના અભાવે હારી ગયો હતો, તેથી બ્રહ્મચર્યનું પાલન એ વ્યવહાર અને પરમાર્થ બન્ને માટે લાભકારક છે. એ બાબત ઉપર વર્ણાશ્રમ પદ્ધતિમાં ખાસ ભાર મૂકવામાં આવેલ હતો. તે વખતના બ્રાહ્મણો બહુ સંયમી હતા, દુરાચારમાં સમજતા નહિ અને કર્મસંયોગે બીજો જન્મ આવે ત્યારે કયાં જન્મ લેવો એવો વિચાર આવે ત્યારે સમાજમાં એવાં ઘણાં સારાં કુટુંબો નજરે જોવામાં આવતાં હતાં કે જેને ત્યાં જન્મ લેવાની ઇચ્છા થાય. હાલ એવાં કુટુંબો ઓછાં થઇ ગયાં છે. વળી જન્મથી બ્રાહ્મણ માનવાનું કહેવામાં આવે છે પણ કોઇ બ્રાહ્મણ હાલના કાળમાં દુરાચારથી ઉત્પન્ન થયેલ હોય તેને જન્મથી બ્રાહ્મણ માનવો પણ શી રીતે ?

જ્યાં સુધી દુશ્ચરિતમાંથી (એટલે ખોટા કર્મમાંથી) નિવૃત્તિ થઈ ન હોય ત્યાંસુધી આત્મપ્રાપ્તિ થઈ શકતી નથી, એટલે આત્મદર્શન થતું નથી. નૈષ્ઠિક બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસી એ ઉર્ધ્વરેતા બનાય છે. તેઓ સ્ત્રીના શરીરને મડદા માફક જાણે છે.

પહેલાની સમાજમાં એક જ્ઞાતિ જેમ બહુ વિદ્વત્તાવાળી હતી તેમ જેનામાં કામ ક્રોધ વધારે હતા તેવી એક જ્ઞાતિને અસ્પૃશ્ય માનવામાં આવતી હતી. હાલના કાળમાં તેવું રહ્યું નથી. જેનામાં બહુ દુર્ગુણો હોય તેમના સંગથી સમાજમાં દુર્ગુણો વધે છે; એવી માન્યતાથી તેમને અસ્પૃશ્ય રાખેલા હતા. તેમને રસોડા સુધી આવવા દેવામાં આવશે અને તેમની સાથે ખાવાપીવાની છૂટ રહેશે તો પછી તેમની સાથે પરણવાની છૂટ થઇ જશે અને માણસનું બી બગડી જશે. આ કારણને લઇને વરકન્યાની પસંદગી વખતે કુળની પણ પરીક્ષા કરવામાં આવતી હતી, કયા ઝાડનું બી છે તે તરફ લક્ષ્ય રહેતું હતું. સ્ત્રી પતિને પરમેશ્વર માનતી અને પતિ સ્ત્રીને દેવી માનતા. એ રીતે વ્યાસ અને વાલ્મિકી જેવા સત્પુરૂષો ઉત્પન્ન થતા હતા. હાલની કન્યાઓ જે હાઇસ્કૂલો અને કૉલેજોમાં ભણે છે તે એમ કહે છે કે અમારે પતિને પરમેશ્વર માનવા નથી, અમારે એવી ગુલામી જોઇતી નથી; પણ ખરી રીતે જોઇએ તો બાળક પતિ પાસેથી મેળવવાનાં છે. તેથી જો પતિને પરમેશ્વર માને તો તેની પાસેથી પરમેશ્વર જેવા બાળક મળી શકે અને પુરૂષો પણ જો સ્ત્રી પ્રત્યે સન્માન રાખે તો સારી પ્રજા ઉત્પન્ન થાય. જો પુરૂષ સ્ત્રી પ્રત્યે અથવા સ્ત્રી પુરૂષ પ્રત્યે માનની દ્રષ્ટિ નહિ રાખે તો તેમનાં બાળકો માબાપનું માન રાખતાં શીખશે નહિ. માજી વાઇસરૉય લૉર્ડ લિન્લીથગો ઢોરની ઓલાદ સુધારવા માટે સારા બળદ ખેડૂતોને ભેટ આપતા પણ માણસનું બી બગડી જાય છે તેની સંભાળ લેવાતી નથી. બગડેલા બીના છોડની પાછળથી સંભાળ લેવા કરતાં બી બગડે નહિ તેની સંભાળ શરૂઆતથી રાખવામાં વધારે લાભ છે. ખેડૂતો પણ ખેતી માટે સારૂં બી પસંદ કરે છે. મનુષ્ય

લોક સારા પુત્રથી દીપે છે, પિતૃલોક શુભ કર્મથી મળે છે, દેવલોક સગુણ વિદ્યાથી મળે છે અને આત્મભાવ આત્મસાક્ષાત્કારથી અનુભવાય છે. હાલના સાયન્સવાળા કહે છે કે બધા માણસનું લોહી તપાસતાં તેમાં ૪ પ્રકાર માલુમ પડે છે તેથી ૪ જ્ઞાતિની જરૂર છે. તે વર્ણાશ્રમધર્મની જરૂર સૂચવે છે.

વળી વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિમાં મોટાની સેવા તરફ ખાસ ધ્યાન રાખવામાં આવેલું હતું. સેવા તો મોટાની થાય. નાના ઉપરે તો દયા થાય. બાળકો માબાપની સેવા કરે, સ્ત્રી પતિની સેવા કરે, પ્રજા રાજાની સેવા કરે, શિષ્ય ગુરૂની સેવા કરે, તો મોટાનું જ્ઞાન નાનામાં આવી શકે પણ જ્યારે મોટા નાનાની સેવા કરવા લાગી જાય છે ત્યારે નાના તેમનાં વખાણ કરે છે અને નાનાનાં વખાણથી મોટામાં અભિમાન વધી જાય છે. તેમાં નાનાને બહુ ફાયદો થતો નથી અને મોટાને ફાયદો થતો નથી. નાના ઉપર દયા રાખી શકાય, તેમને કેટલીક જોઈતી સગવડ પૂરી પાડવી જોઇએ પણ જીવન ઉત્તમ પ્રકારનું ઘડવું હોય તો ઓછી બુદ્ધિવાળાએ વધારે બુદ્ધિવાળાની સેવા કરવી જોઇએ.

પરોપકાર તે પુરૂષોને માટે છે કે જેના ચિત્તમાં સંગજન્ય દોષનો સંચાર ન થાય. જેનું હૃદય બહુજ કોમળ છે તે સંગદોષથી દુષિત થાય છે તેને માટે પરોપકારથી લાભ નથી. તેને માટે એકાંતમાં રહી સાધન કરવું એ ઉત્તમ છે વિદ્વાન પરોપકાર કરે છતાં તેમાં બંધાતા નથી. ગીતામાં ભગવાને નિષ્કામ કર્મ કરવાવાળા માટે બે મુખ્ય બાબત જણાવેલી છે. ૧ અસંગ રહેતાં શીખવું અને ૨ ફળનો ત્યાગ કરવો. વિદ્વાનની પ્રવૃત્તિ રાગથી થતી નથી પણ રાગના અભાવથી થાય છે. જેમ લસણના પાત્રમાંથી લસણ કાઢી લીધા પછી તેની ગંધ રહે છે તેમ જ્ઞાનીના અંતઃકરણમાં વાસનાના આભાસ જેવું બની રહે છે. તેને રાગનો આભાસ કહે છે. વસ્તુતાએ તે રાગ નથી પરંતુ તે રાગની સમાન જણાય છે. જેનામાં ખરો રાગ હોય તેનું ચિત્ત તો આ મલમૂત્રથી ભરેલ શરીરને અધિક પવિત્ર સમજે છે. તેજ

ચિત્ત જો વૈરાગ્યથી શુદ્ધ થઈ જાય તો હિરણ્યગર્ભ સુધી બધા ભોગને તૃણુ સમાન જાણે છે.

આ કારણને લઈને હિંદુ સમાજમાં બ્રાહ્મણોને એટલે જ્ઞાની પુરૂષોને રાજા કરતાં વધારે માન આપી તેમને પહેલે નંબરે મૂકેલ છે અને ક્ષત્રીઓનો બીજો નંબર રાખેલ છે. રાજા બીક વગર મરતાં શીખવે છે, પોતાના દેશ માટે મરતાં શીખવે છે. બ્રહ્મજ્ઞાની બીક વગર જીવતાં શીખવે છે અને બધા દેશ પોતાના છે એવું સમજાવે છે. તેથી રાજાઓ રાજ છોડી બ્રહ્મ–જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખતા હતા. એ પદ્ધતિ આ પૃથ્વીના પરસ્પર વ્યવહારમાં પણ કામ આવે તેવી છે. જો લડાઇ કાયમને માટે અટકાવવી હોય તો બધા દેશના નિઃસ્વાર્થી, પવિત્ર હૃદયના મહાત્મા જેવા પુરૂષોનું એક મંડળ કરી તેમના કહેવા પ્રમાણે બધા દેશોની એક પાર્લામેન્ટ કરવી જોઇએ. જ્યારે પાર્લામેન્ટમાં મતભેદ થાય ત્યારે તે મહાત્માઓની મંડળીનો અભિપ્રાય લેવામાં આવે તો ભવિષ્યની લડાઇ અટકે તેવું છે. વળી પ્રેસ, સીનેમા, કેળવણી, રેડીઓ વિગેરે જે સાધનો રાગદ્વેષ વધારવાના સાધન તરીકે ઘણીવાર વપરાય છે તે પરસ્પર પ્રેમ વધે તેવી રીતે વપરાય તેવી ગોઠવણુ પહેલી મંડળીની સલાહથી થવી જોઇએ અને વૃદ્ધ માણસો માટે, અશક્ત માટે, રાજ્ય તરફથી મફત ખોરાક, કપડાં, દવા અને રસોડાં ખુલ્લાં મુકાવાં જોઇએ. વેપારની લેવડ દેવડમાં હરિફાઈ વધી ન જાય તે માટે બધા દેશોના વેપારીઓની મંડળી ભેગી કરવામાં આવે તો બધાને લાભ થાય તેવી વેપારની યોજના ઘડી શકાય. રૂશીઆની ચાલુ પદ્ધતિમાં આર્યોની ધાર્મિક પદ્ધતિનું મિશ્રણુ કર્યું હોય તો ભવિષ્યની સમાજરચના અને ધર્મરચના સારા પાયા ઉપર મૂકી શકાય તેવું છે. માત્ર પોતાના દેશનું હિત ઇચ્છવું, એવી ભાવનાથી લડાઇ અટકશે નહિ. બીજા દેશવાળા પણુ માત્ર પોતાના દેશનું હિત ઇચ્છે અને તે હિત સાધતાં બીજાના દેશોનું ગમે તે થાય એવી ભાવનાથી લડાઇ અટકશે નહિ. બધા દેશ બધાના છે એ ભાવના ઉત્પન્ન થવી જોઇએ. શરૂઆતમાં બ્રાહ્મણોનાં રાજ્યો હતાં. તે બરાબર સાચવી

ન શક્યા અને સ્વાર્થી થવા લાગ્યા એટલે ક્ષત્રીઓનાં રાજ્યો આવ્યાં. ક્ષત્રીઓ સ્વાર્થી થવા લાગ્યા એટલે વેપારીઓનાં રાજ્ય આવ્યાં અને વેપારીઓ સ્વાર્થી થવા લાગ્યા એટલે હવે તેમની સામે મજૂરો થયા છે. હવે મજૂરોના રાજ્યોનો વખત આવ્યો છે, પણ મજૂરોમાં બુદ્ધિ નથી, નીતિનું તત્ત્વ રહે તેવો પાયો નથી, તેથી તેમાં સ્વાર્થ આવશે એટલે ફરીથી બ્રાહ્મણો એટલે મહાત્માઓનો એટલે ડાહ્યા પુરૂષોનાં રાજ્ય શરૂ થવાનો વખત આવશે. તે સમાજને સ્વધર્મનો અને નીતિનો પાઠ ભણાવશે. નીતિની કાંઇક શરૂઆત મહાત્મા ગાંધીજીએ કરેલી છે.

સ્વધર્મ એટલે આત્માનો ધર્મ ઉત્પન્ન કરે એવાં કર્મ જીંદગીની શરૂઆતથી શિખવવાં પડશે, ફળની આસક્તિ છોડી ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ થાય તો જ્ઞાનપ્રાપ્તિ માટે યોગ્યતા આવે છે. જેમ કર્મનું ફળ છોડવાનું છે તેમ કર્તાપણાનું અભિમાન પણ છોડવાનું છે. એ બાબત ઘણાએ સાંભળેલી હોય છે પણ તે પ્રમાણે વર્તન થવું બહુ મુશ્કેલ છે. સમુદ્રનું પાન કરવું સહેલું છે પણ મનને વશ કરવું એ ઘણું મુશ્કેલ કામ છે. બાહ્ય સ્પર્શથી થતા સુખમાં જે અનાસક્ત રહે છે તે આત્માનું સુખ મેળવી શકે છે. અર્થ–શાસ્ત્રથી ધર્મ–શાસ્ત્ર પ્રબળ છે. શરીર પણ આપણું નથી તો બીજું આપણું ક્યાંથી થાય ?

શોક અને મોહ એજ સંસાર છે. તે અજ્ઞાનનું કાર્ય છે, જ્ઞાનથી અજ્ઞાન મટે તો અજ્ઞાનના દોષ મટે, તેનાથી ખોટી પ્રવૃત્તિ ઓછી થાય, તેનાથી જન્મ મટે અને જન્મ મટે તો દુઃખ મટે. શાસ્ત્ર જાણવાનાં અનંત છે, આયુષ્ય અલ્પ છે, વિઘ્ન બહુ છે, તેથી જેમ હંસ દૂધ અને પાણીને જુદાં કરી માત્ર દૂધ ગ્રહણ કરે છે તેમ જે સારભૂત વસ્તુ છે તેનીજ ઉપાસના કરવી જોઇએ સમાજ સુધારવી હોય તો સમાનભાવથી રહેનાર અને સમાજને સમાન ભાવ સમજાવનાર સાધુ પુરૂષોની રક્ષા કરી તેમને ઉત્તેજન આપવું જોઈએ. સમાજમાં ગૃહસ્થાશ્રમમાં જે હોય તેમણે સારી પ્રજા ઉત્પન્ન કરવા તરફ લક્ષ્ય આપવું જોઈએ અને ઘણી પ્રજા ઉત્પન્ન કરવી ન જોઇએ. લડાઇ પછી

વિધવાઓનો પ્રશ્ન મુશ્કેલ થઇ પડવાનો છે. લડાઈ પછી છોકરી- ઓને બદલે ઘણા છોકરા જન્મે છે, પણ સારા છોકરા જન્મતા નથી. સારી પ્રજા માટે લગ્ન વ્યવસ્થા ફેરવવી પડશે અને પવિત્ર સ્ત્રી પુરૂષોનાં લગ્નને ઉત્તેજન આપવું પડશે.

હાલ જે જ્ઞાન હાઇસ્કૂલો અને કોલેજોમાં આપવામાં આવે છે તે માયાનું જ્ઞાન છે. એવું ગુણભૂત જ્ઞાન એટલે objective knowledge અવિદ્યા દૂર કરી શકતું નથી. લોકોમાં સાયન્સ વિગેરે જે કળા કૌશલ્યનું જ્ઞાન છે, કાયદાનું જ્ઞાન, દાક્તરી વિદ્યાનું જ્ઞાન, એ અવિદ્યાનું વિરોધી નથી. એવાં વ્યાવહારિક જ્ઞાન દેહને આત્મા મનાવે છે અને જગતને પોતાથી જુદું બતાવે છે. એ ચાર્વાકની વિદ્યા છે. ચાર્વાક સિવાય બધા સંપ્રદાય આત્માને દેહથી જુદો માને છે. વેદધર્મ પ્રમાણે દેહથી આત્માને જુદો માનવામાં આવે છે એટલુંજ નહિ પણ આત્માનો અનુભવ લીધા પછી આત્મભાવે બધું બ્રહ્મરૂપ છે એવો અનુભવ થાય છે તેથી વિરોધમાં કોઇ રહેતું નથી અને બ્રહ્મ રૂપે આનંદ રહી શકે છે. તે દશાએ પહોંચવા માટે મુખ્ય ત્રણ પગથીઆં છે:—

કર્મકાંડમાં શુભ કર્મથી પાપ રૂપ મળ દૂર કરવાનું સમજાવેલું છે, ઉપાસના કાંડમાં ભક્તિથી ચિત્તની એકાગ્રતા વધારી ચિત્તનો વિક્ષેપ દૂર કરવાનું બતાવેલું છે, જ્ઞાનકાંડમાં અજ્ઞાનની નિવૃત્તિ માટે આત્મ સાક્ષાત્કારને યોગ્ય તત્ત્વ–વિચાર બતાવેલ છે. એ ત્રણેનો પરસ્પર સંબંધ કેવો છે તેનો વધારે ખુલાસો ત્રીજા પ્રકરણમાં આપવામાં આવેલો છે.

સામાન્ય રીતે સાધનના ક્રમ નીચે પ્રમાણે રહે છે:—

૧ સ્વધર્મનું અનુષ્ઠાન.
૨ અંતઃકરણની શુદ્ધિ, વિવેક, વૈરાગ્ય.
૩ શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, મુમુક્ષુતા.
૪ શ્રવણ, મનન, નિદિધ્યાસન.
૫ પદાર્થ શોધન.
૬ સંન્યાસ.

૭ નિઃશેષ કર્મ ત્યાગ.
૮ બ્રહ્મજ્ઞાનમાં નિષ્ઠા.

બહિરંગ સાધન એટલે શુભ કર્મ અને ક્રિયાવાળી ભક્તિ એ જીજ્ઞાસા ( વિવિદિષા ) ઉત્પન્ન કરવામાં સાધન છે અને અંતરંગ સાધન એટલે સાધન ચતુષ્ટય અને શ્રવણ વગેરે અથવા વિરહવાળી ભક્તિ જ્ઞાનની ઉત્પત્તિમાં સાધન છે.

જેનામાં આત્મજ્ઞાન માટે સારી જિજ્ઞાસા ઉત્પન્ન થયેલી હોય તેમનાથી સમાજ સુધરે ત્યાંસુધી રાહ જોઇને બેસી રહેવાય નહિ. માણુસની બુદ્ધિ બહુ સારી થાય તો અસત્ય શું છે તેની ખબર પડી શકે પણ સત્ય પ્રાપ્તિ માટે જેમને સત્યનો અનુભવ થયો હોય તેમનાં વચનોની મદદ લેવી પડશે. જે માત્ર હજુ સત્યના પ્રયોગ કરતા હોય તેમના અનુભવ ઉપર પણ આધાર રાખી શકાય નહિ.

## ઉપાસના

ઉપાસનામાં માણુસની ભાવના પ્રમાણે ઘણા પ્રકાર છે. તેનો મુખ્ય હેતુ ચિત્તનો વિક્ષેપ દૂર કરી જીવને ભગવાન તરફ વાળવાનો છે. કોઇને મૂર્તિપૂજા ગમે છે, કોઇને પ્રાણાયામ ગમે છે, કોઇને ધ્યાન ગમે છે, કોઇને જપ ગમે છે, કોઇને ૐ કાર ગમે છે, કોઇ લોક સેવા પણ ભગવાનની ઉપાસના માનીને કરે છે. એમ અનેક પ્રકાર છે અને ભાવના પ્રમાણે ફળ મળે છે. પ્રાણનું ચલન અને વાસના બંન્ને ચિત્તને જગાડે છે. એમાંથી એક ક્ષીણ થાય તો બન્ને સત્વર નાશ પામે છે. Bhakti marga points out that if we fill up the mind with God, other things will disappear automatically.

વસ્તુતાએ ભગવાન સિવાય બીજું કંઇ નથી તેથી ખરી રીતે ભગવાનની મૂર્તિ પણ ચિદ્રૂપ છે. તેમાં જડપણું અધ્યસ્ત છે. તેને ઘણો કાળ અભિનિવેશથી ચર્મચક્ષુ દ્વારા જોતાં મૂર્તિમાં અધ્યસ્ત કરેલું જડપણું તિરોહિત થાય છે અને ચૈતન્યનો આવિર્ભાવ થાય છે.

તેથી અચેતન દેખાતી મૂર્તિનું તત્ત્વ પણ વિશ્વરૂપ છે. આખા વિશ્વના અધિપતિનો એક જગ્યાએ અનુભવ લેવો એનું નામ મૂર્તિપૂજા છે. કોઇ માણસની સેવા કરવામાં તેનામાં રાગદ્વેષ દેખાવાનો સંભવ રહે છે. તેના શરીરમાં મલમૂત્ર હોવાથી તેનું શરીર પણ પૂજ્ય ન ગણી શકાય પણ મૂર્તિમાં એવું કંઇ હોતું નથી. તેથી મૂર્તિપૂજા કેટલાકને ફાવે છે અને ભક્તનો ભાવ વધે ત્યારે ત્યાં પણ ભગવાન વ્યક્ત થઇ નવા નવા અનુભવ આપે છે.

તેવીજ રીતે બાળકમાં બાળકપણું અધ્યસ્ત છે. બાળકને ભગવાન માની જે તેની સેવા કરે છે તેની દૃષ્ટિએ ધીરે ધીરે તેમાંથી બાળકપણું તિરોહિત થાય છે અને ભગવાન ત્યાં અનુભવમાં આવે છે. એ સિદ્ધાંત સર્વ પ્રકારની ઉપાસનામાં સમજી લેવો. વસુદેવજીએ શ્રીકૃષ્ણને પુત્ર રૂપે માની લીધા તો જ્ઞાન માટે નારદજી પાસે જવું પડયું. જેણે તેમને ઇશ્વર માન્યા તેમનું આત્મકલ્યાણ થઇ ગયું હતું.

કેટલાકને એમ લાગે છે કે જડમૂર્તિનું પૂજન કરવાને બદલે સમાજસેવા, લોકસેવા, હરિજનસેવા વગેરે કરવાથી ભગવાનનું પૂજન પણ થાય છે અને બીજાને લાભ પણ થાય છે. તેઓ સમાજને અથવા હરિજનોને દેવ-મૂર્તિ તરીકે માને છે. તેમાં પણ સેવા કરનારની ભાવના પ્રમાણે ફળ મળે છે. થોડો વખત તો ત્યાં ભગવદ્‌ભાવ ટકે છે અને જેની સેવા થાય છે તેમના તરફથી મળતા લખાણથી સેવકમાં ઉત્સાહ રહે છે પણ પાછળથી સેવકની નિંદા કરનારા નીકળે છે, લોકેષણા સ્ફુરે છે અને ભગવદ્‌ભાવને બદલે લૌકિક ભાવ આવી જાય છે. પોતાની આવી ભૂલ કોઇક જ જોઇ શકે છે. સેવકને ભક્તિમાં આગળ વધારવા માટે ભગવાન તેની સેવામાં વિઘ્ન નાખી પરીક્ષા પણ બહુ કરે છે. જો વિઘ્ન નાખે નહિ તો ભક્ત અટકી જાય છે.

પરમાત્માને દેહ કે ઇંદ્રિય નથી તેથી તે જે જીવનું નિયમન કરે છે તેના દેહ ઇંદ્રિયનો ઉપયોગ કરી તેના કર્મ પ્રમાણે, તેની નિષ્ઠા પ્રમાણે તેનું નિયમન કરે છે. જીવ પોતે એટલે વ્યવહારમાં જેને જીવ

કહેવામાં આવે છે તે ઉપાધિથી પરિચ્છિન્ન હોવાથી સકલ પૃથ્વી વગેરેમાં રહી પણ શકે નહિ અને નિયમન પણ કરી શકે નહિ. પોતાના શરીરને પણ જીવ બરાબર નિયમમાં રાખી શકતો નથી તો બધાની વાતજ કયાં ?

ઉપર કહ્યું તેમ ભકતને ભગવાનની ઉપાસના પ્રમાણે ફળ મળે છે. એક પ્રકારની ઉપાસના કરતો હોય તેને બીજા પ્રકારની ઉપાસનાનું ફળ મળતું નથી. બધી ઉપાસનાનું ફળ સમાન હોય તો મોટા પ્રયત્નવાળી ઉપાસના કોઇ કરે જ નહિ. સવિશેષ બ્રહ્મભાવમાં અવાન્તર તારતમ્ય રહે છે. એક ભગવદ્-વિષયમાં અવિચ્છિન્ન એકાગ્રતા રહે તેને ઉપાસના અથવા ભકિત કહે છે.

આપણી ભકિત બરાબર થાય છે કે નહિ અને ભકિત વધે છે કે નહિ તેનું એક ખાસ લક્ષણ એ છે કે જેમ જમતી વખતે જેટલું જમાય તેના પ્રમાણમાં એક સાથે શાંતિ મળે છે, શરીરનું પોષણ થાય છે અને ભૂખ મટે છે, તેમ ભકિત જેટલા પ્રમાણમાં વધે તેટલા પ્રમાણમાં એક સાથે આત્મજ્ઞાન વધવું જોઇએ અને સંસારના સુખમાં વૈરાગ્ય ઉત્પન્ન થવો જોઇએ. જ્ઞાન અને વૈરાગ્ય વગરની ભકિત રડતી રહે છે એ શ્રીમદ્ ભાગવતમાં શરૂઆતમાં સમજાવેલું છે.

સાચા ઉત્તમ ભકતના લક્ષણમાં મુખ્ય લક્ષણ એ છે કે તે બધામાં આત્માને અથવા ભગવાનને જુએ છે અને આત્મામાં અથવા ભગવાનમાં બધાને જુએ છે.

જેઓ ઇશ્વરમાં પ્રેમ, તેના ભકતો સાથે મિત્રતા, નાના ઉપર કૃપા અને દ્વેષ કરનારની ઉપેક્ષા કરે છે તે મધ્યમ ભકત છે કારણ કે તેનામાં થોડીક ભેદબુદ્ધિ આવેલી છે અને જેઓ માત્ર મૂર્તિપૂજા કરતા હોય પણ બીજા પ્રત્યે કામ ક્રોધ કરવાનો વખત આવે તો તે કરવામાં સંકોચ પામે નહિ અને બીજાના હૃદયમાં રહેલા ભગવાનને માને નહિ તેને પ્રાકૃત ભકત એટલે હલકા ભકત માનેલા છે.

નૃસિંહ અવતાર વખતે ભગવાનના ઉગ્ર સ્વરૂપથી ઘણા બીતા

હતા. બધા પોતાના અપરાધથી બીતા હતા. લક્ષ્મીજી પણ કંપાયમાન થઇ ગયાં હતા. પણ પ્રહ્લાદ શાંત હતા. પ્રહ્લાદે ભગવાનને કહ્યું "હું આપના ઉગ્ર રૂપથી બીતો નથી પણ સંસારના વિષયોથી બીઉં છું."

સોપાધિક બ્રહ્મના ઉપાસકને ભેદબુદ્ધિ એકદમ જતી નથી તેથી તેને કર્મ–સ્વરૂપ ત્યાજ્ય નથી પણ ફળ ત્યાજ્ય છે. નિરૂપાધિક બ્રહ્મ ઉપાસકને કર્મ – સ્વરૂપ ત્યાજ્ય છે. કારણ કે તેને અભેદ બુદ્ધિ છે. ઇશ્વર ઉપાસનાથી ક્રમમુક્તિ છે. તેનું ફળ અદષ્ટ હોવાથી દેહ પડી ગયા પછી મુકિત મળે છે. એટલે વિલંબથી મુક્તિ મળે છે. જ્ઞાનથી સદ્યોમુક્તિ થાય છે. તેનું ફળ દષ્ટ છે અને અહીજ જીવ – બ્રહ્મની એકતાનો અનુભવ થતાં બ્રહ્મસુખ મળે છે.

જે ફળ ભાવના–જન્ય છે અને કર્મ–જન્ય છે તે સ્રીસંગની પેઠે અનિત્ય છે. મુક્તિ ૪ પ્રકારની છે. સાલોકય, સારૂપ્ય અને સામીપ્ય. મુક્તિ ભાવના–જન્ય છે, સાયુજ્યતા જ્ઞાનની નજીક છે.

સાલોકયભાવ–દાસભાવે ચર્યાથી મળે છે.

સારૂપ્યતા–પૂજા વિગેરે ક્રિયાથી મળે છે.

સામીપ્યતા—યમ, નિયમ વિગેરે યોગસાધનાથી મળે છે, અને સાયુજ્યતા બ્રહ્મ–જ્ઞાનથી પ્રાપ્ત થાય છે.

સામાન્ય રીતે જ્ઞાની પુરૂષો જીવની ચાર દશાનો એટલે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયાનો વિચાર કરે છે અને ભક્ત ફક્ત એક જાગૃત દશાના અનુભવનોજ વિચાર કરે છે.

તેથી જ્ઞાનીને જીવ જગત ખોટાં લાગે છે અને ભક્તને સાચાં લાગે છે. એ કારણને લઇને જ્ઞાન માર્ગનું મુખ્ય સાધન વૈરાગ્ય છે અને ભક્તિમાર્ગનું મુખ્ય સાધન શરણાગતિ છે.

શરણાગતિ છ પ્રકારની છેઃ—૧. ભક્તિને અનુકુળ સંકલ્પ કરવા. ૨. ભક્તિને પ્રતિકુળ સંકલ્પનો ત્યાગ કરવો. ૩. ભગવાન મારી રક્ષા કરશે એવો વિશ્વાસ રાખવો. ૪. ભગવાનને પોતાના કરવા. ૫. આત્મ સમર્પણ કરવું. ૬. ભગવાન તરફ દીનતા રાખવી.

એ પ્રમાણે આગળ વધતાં વધતાં ત્રણ પ્રકારની દશા ઉત્પન્ન થાય છે. પહેલી દશામાં એમ લાગે છે કે "હું ભગવાનનો છું" એ કર્મ યોગ છે. બીજી દશામાં એમ લાગે છે કે "ભગવાન મારા છે;" એ ભક્તિયોગ છે. ત્રીજી દશામાં એમ લાગે છે કે "હું અને ભગવાન એક છીએ." એ જ્ઞાનયોગ છે. ભગવાનની સાથે એકતા થતાં બીજા જીવ અને જગત સાથે પણ સહજ એકતા થઈ જાય છે. કારણ કે ભગવાનથી ભિન્ન કંઇ નથી. ટુંકામાં, પરમાત્માને જે ચાહે છે તે તેને પામી શકે છે.

શરણાગતિ રાખવી એમાં જીવ કંઇ વધારે કરતો નથી. તે તેની ફરજ છે. તેવી ભાવના ન રાખે તો પ્રત્યવાય લાગે છે.

ઉપાસનાનું આખર ફળ ઉપાસ્યરૂપ થઈ જવું તે છે અને તે ભાવના-જન્ય હોવાથી અદૃષ્ટ છે. અનુગ્રહ વખતે તે ભગવજ્જન્ય બની જાય છે.

ઉપાસના ભિન્ન ભિન્ન હોવાથી અદૃષ્ટ પણ ભિન્ન ભિન્ન છે. ઉપાસનામાં મરણ સુધી આવૃત્તિની અપેક્ષા છે. કર્મ અને ઉપાસનામાં છેલ્લા પ્રત્યય અનુસાર અદૃષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે. જેવાં કર્મ હોય છે તેવું વિજ્ઞાન થાય છે અને તેવા વિજ્ઞાન સહિત તે પ્રાણને છોડે છે. ભાવના કરવી એ સવિશેષતા છે. ઉપાસક ઉપાસ્ય સાથે તાદાત્મ્ય માને છે છતાં પણ પોતે કર્તાભોક્તા છે, ઈશ્વર સર્વજ્ઞ સર્વશક્તિમાન છે એ ભાવ જતો નથી. જેમ વાઇસરોયને હું રાજા છું એવો ભાવ થાય છે તેમ ઉપાસકને તાદાત્મ્ય જણાય છે પણ સગુણ ઉપાસકમાં મૂળ અવિદ્યા નિવૃત્ત થયેલી નહિ હોવાથી કર્તૃત્વ બુદ્ધિ છૂટતી નથી.

માનસિક ઉપાસનામાં શરીર સ્થિતિનો નિયમ નથી. બેઠા બેઠા અથવા સૂતા સૂતા પણ થઇ શકે છે. થોડો કાળ વૃત્તિનો અભ્યાસ કરી ઉપાસના છોડી જ્ઞાનમાં લાગવું જોઇએ. ૐ કાર પણ બ્રહ્મનો પ્રતીક છે. ૐ કારની ઉપાસનામાં પણ ૐ કાર બ્રહ્માત્મા હું છું એવું સ્મરણ કરવું જોઇએ. બધા રૂપ બધા નામથી જુદા નથી અને બધા

નામ ૐ કારથી જુદા નથી અને ૐ બ્રહ્મથી ભિન્ન નથી તેથી ૐ માં સર્વવ્યાપક બ્રહ્મ સિદ્ધ છે.

શરણાગતિની સાથે સાથે જ્ઞાન અને વૈરાગ્ય હોય તો તરત કાર્ય સિદ્ધિ થાય છે, એટલે કે આત્માનો આનંદ, ભગવાનનો આનંદ તરત મળે છે. આવા ભક્તને સ્વર્ગનું સુખ, બ્રહ્માના લોકનું સુખ, પૃથ્વીનું રાજ્ય કે યોગ્ય સિદ્ધિ તુચ્છ લાગે છે.

હાલની કેળવણીવાળા ઘણાને એમ લાગે છે કે આવા આવા ઉપદેશથી હિંદુસ્થાન સ્વતંત્ર દેશ તરીકે દુનિયામાં રહી શકતો નથી અને પરદેશી રાજ્યની ગુલામી વેઠયા કરે છે. પણ સિંહ માણસને મારી શકે તેથી સિંહનું જીવન માણસના જીવન કરતાં સારૂં માની શકાતું નથી. બીજા દેશો એમ માને છે કે તેમના બાપા દાદા પશુઓ હતા તેથી તેમનામાં પશુને ખાવાની અને પશુ જેવા થઇને રહેવાની વૃત્તિ રહી ગઈ છે. તેઓ હજુ માણસ થઇ શકયા નથી. આર્યોના સંસ્કારની વિદ્યાની કિંમત થવાનો વખત નજીક આવ્યો છે. નીતિ અને ધર્મ આપણા દેશનું ખરૂં ધન છે. બીજું ધન નાશ પામે તેવું બીજા દેશો સંઘરે છે પણ તે રહેતું નથી. સમાજમાં જેમ પૈસાના સુખની અને કુટુંબના સુખની જરૂર છે તેમ નીતિ અને ધર્મના સુખની પણ જરૂર છે. યુરોપ અને અમેરિકાના ધર્મોમાં અદ્વૈત તત્ત્વ જણાતું નથી. બધા એક બ્રહ્મરૂપ છે એવું શિક્ષણ ત્યાં નથી તેથી કોઇને કોઇ ઉપર ખરો પ્રેમ કાયમ ટકતો નથી. તેથી હવે તેમની નજર અહીની વિદ્યાના સંસ્કાર તરફ દોડી છે. ધાર્મિક ભાવના વગરનું પાર્લામેન્ટનું રાજ્ય પણ લોકોને ખરી શાંતિ આપી શકતું નથી. તે કરતાં એક ડાહ્યો અને નીતિવાન રાજા ધર્મ અને નીતિ પ્રમાણે રાજ્ય કરે તો ઘણા માણસોને રાજ્યની ચિંતા ઓછી થઈ જાય અને વધારે સારા જીવન તરફ સમાજનું લક્ષ રહે. કોઇપણ કાઉન્સીલના મેમ્બરો 'વોટ'થી એટલે પ્રજાના મતથી ચૂંટવામાં આવે ત્યારે ચૂંટનારમાં મેંબરો પ્રત્યે

અવસ્ય રાગદ્વેષ હોય છે તેથી પ્રજામાં રાગદ્વેષ વધે છે. એવી રાજનીતિ આત્મજ્ઞાનને અનુકૂળ નથી.

માણસના જીવનનું કેટલુંક આયુષ્ય રાત્રે નિદ્રામાં, કેટલુંક નાની ઉંમરે બાલક્રીડામાં, કુમાર અવસ્થાએ અભ્યાસમાં, જુવાનીમાં વિષય ભોગમાં, વૃદ્ધાવસ્થામાં રોગથી, ચિંતાથી, દીકરાના અને તેના દીકરાના વિવાહ કરવામાં, નાના બાળકોની કાલી કાલી વાતો સાંભળવામાં ચાલ્યું જાય છે અને પોતે કોણ છે, ઈશ્વર કોણ છે, આપણો અને તેનો સંબંધ શો છે તે જાણવાનો વખત રહેતો નથી.

સંસારનું સુખ એ મૃગજળના જેવું છે. જેમ મૃગજળથી તરસ છીપતી નથી તેમ સંસારના સુખથી ખરી શાંતિ મળતી નથી, એટલું જ નહિ પણ તે અનેક જાતની ભૂલો કરાવે છે. સંસારમાં સુખ માનનારને જ્ઞાન રુચતું નથી એટલું જ નહિ પણ ઊલટો જ્ઞાન પ્રત્યે દ્વેષ આવે છે, તેમને માયામાં સુખબુદ્ધિ રહેવાથી વારંવાર જન્મ મરણના ચક્કરમાં પડવાનું રહે છે તેથી જેઓને સંસારનું સુખ ગમે છે તે વેદાન્તના અધિકારી થઇ શકતા નથી.

કામ તૃપ્તિથી જે સુખ મળે છે, સંસારની વસ્તુ પ્રાપ્ત થવાથી જે સુખ મળે છે તે તૃષ્ણાક્ષયથી મળતા સુખના સોળમા ભાગ જેટલું નથી. જ્ઞાનમાર્ગ બહુ થોડા માટે છે. ગીતામાં પણ ભગવાન કહે છે કે હજારો મનુષ્યમાં કોઇક જ આ માર્ગે પડે છે અને તેવામાંથી કોઇક જ મને બરાબર જાણી શકે છે. જે કામ કરવા માટે જેવી બુદ્ધિની જરૂર છે તેવી બુદ્ધિ ઉત્પન્ન થવી જોઇએ. લાકડાવાળાની દુકાને જઇને એમ ન કહેવાય કે 'મને બે પાલી લાકડું આપો' અને દાણાવાળાની દુકાને જઇને એમ ન કહેવાય કે 'મને બે ફૂટ દાણા આપો' અને ભગવાન પાસે જઇને એમ ન કહેવાય કે "તમારા વૈકુંઠમાં મને અને મારી ભેંસ બન્નેને રહેવા દો."

જેમને આત્માનો અનુભવ થયો હોય તે બીજાને અનુભવનો રસ્તો બતાવી આપે છે. માત્ર પુસ્તકો વાંચવાથી જ જોઇએ તેવી કાર્યસિદ્ધિ

થતી નથી. વાંચન પહેલાં ત્રણ તાપ હોય છે. આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક અને જો શાસ્ત્રવિચાર યોગ્ય ગુરૂ દ્વારા કરેલ ન હોય તો બીજા ત્રણ તાપ એટલે વિસ્મૃતિ, માનભંગ અને ગર્વ વધે છે. માણસોને મોટા થવું બહુ ગમે છે કારણ કે તે સ્વરૂપે મોટો છે, સાક્ષાત્ બ્રહ્મ રૂપછે પણ તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન નથી હોતું તેથી લોકોના વખાણથી મોટો થવા ઇચ્છે છે, એ ભૂલ છે. એવી રીતે મેળવેલું મોટાપણું એ ખરૂં મોટાપણું નથી. અભિમાન બધે નડે છે અને માણસ જાણે કે પોતાનું અભિમાન નીકળી ગયું છે ત્યારે પણ તે ગુપ્ત રીતે અંતઃકરણના કોઇ ખૂણામાં પડેલું હોય છે.

ગુરૂચરણ એજ ગતિ એમ કહીને શિષ્ય નદીમાં પડયો તો તે નદી ઓળંગી ગયો. ગુરૂ પોતાના ચરણની એટલી મહત્તા છે એમ જાણી પોતાના ચરણ ગતિ છે એવું બોલી નદીમાં પડયા તો તે ડૂબી ગયા. અહંકાર જરા પણ આવે છે કે તરત જે જ્ઞાન દશા પ્રાપ્ત થઈ હોય ત્યાંથી ઊતરીને મન અને વાસનાના પ્રદેશમાં જીવ આવી જાય છે. અહંકાર દૂર કરવા માટે ભોગ્યમાંથી પ્રીતિ હઠાવી આત્મામાં (દ્રષ્ટામાં) લગાવવી જોઇએ. આત્માને પ્રકૃતિ સાથે તાદાત્મ્યપણાથી પ્રકૃતિને કર્તાપણું પ્રાપ્ત થાય છે અને પ્રકૃતિનું આત્મા સાથે તાદાત્મ્યપણાથી આત્માને ભોક્તાપણું થાય છે. સ્વતઃ આત્માને કર્તૃત્વ ભોકતૃત્વ નથી. એ બાબત વધારે વિસ્તારથી પાછળનાં પ્રકરણોમાં સમજાવેલ છે. આત્મા પરમાર્થે આનંદમય છે અને વિદ્યમાન છે છતાં તેનો આનંદ કેમ આવતો નથી? કારણ કે તેને પોતાનો કરેલો નથી. વ્યવહારમાં પણ જે માણસ પોતાના કરેલા હોય તેની સાથે વ્યવહાર થઇ શકે છે. આવો આનંદમય આત્મા પાસે હોવા છતાં તેનું સ્વરૂપ ન જાણવું અને તેનો આનંદ ન લેવો એ એક પ્રકારની હત્યા જેવું છે અને દેહને આત્મા માનવો એ બીજા પ્રકારની હત્યા જેવું છે. બાલ્યાવસ્થા, કૌમાર અવસ્થા, જુવાની, વૃદ્ધાવસ્થા વગેરે દેહની સ્થિતિઓ છે, છતાં તે પોતાની માનવાથી શોક અને મોહ થાય છે. સુખ વિયોગને શોક કહે છે, દુઃખ સંયોગ મોહથી થાય છે.

સૃષ્ટિ બહુ વિચિત્ર પ્રકારની છે, જેમ પુરૂષમાંથી નખ કેશ વિગેરે જડ વસ્તુ નીકળે છે તેમ ચેતનમાંથી અચેતન પણ થઈ શકે છે. નખ કે કેશ કોઇ કાપી જાય તો પુરૂષને ખબર પડતી નથી. કોઈ વખતે અચેતન છાણુ વિગેરેમાંથી ચેતન વીંછી વિગેરે પણ થાય છે. ચારે બાજુ બંધ બોરની અંદરથી ઇયળ નિકળે છે અને તે ઇયળના પેટની અંદર પણ પોલાણુ હોય છે. સ્વપ્નમાં સૃષ્ટિ રચવાની સામગ્રી વગર પણ સૃષ્ટિ જોવામાં આવે છે. તે વિષે વધારે ખુલાસો પાંચમા પ્રકરણમાં આપેલો છે. આવી માયા પામર દ્રષ્ટિવાળાને સાચી લાગે છે, જીજ્ઞાસુને અનિર્વચનીય લાગે છે અને તત્ત્વ દ્રષ્ટિવાળાને તુચ્છ લાગે છે. જે સુખને પરિણામે દુઃખ આવે તે સર્વથા દુઃખરૂપ છે, એમ વિદ્વાનો માને છે. વિદ્વાન અતિ અલ્પ દુઃખથી પરિતાપ પામે છે અને તેથી આત્યંતિક દુઃખ નિવૃત્તિ માટે પ્રયત્ન કરે છે. અવિદ્વાન દુઃખથી પીડાતો હોવા છતાં તેનો ઉપાય કરતો નથી.

પૂર્વ જન્મમાં સારા સંસ્કાર પડ્યા હોય તો આ જન્મમાં ભક્તિનું જોર સારૂં લાગે છે. પૂર્વ જન્મના કર્મની ખબર નથી તેથી ભક્તિ શરૂ કરી દેવી જોઇએ. આ જન્મ એ આવતા જન્મનો પૂર્વ જન્મ છે. તેથી પૂર્વ જન્મ સુધારવાનો અવકાશ છે. પ્રહ્‌લાદને હિરણ્યકશિપુએ ભક્તિમાંથી રોક્યો છતાં તે રોકાયો નહિ. આવો ભક્ત વેદના કર્મકાંડનું ઉલ્લંઘન કરે છે તો પિતાની આજ્ઞા શા હિસાબમાં ? ધર્મી સાચો થાય કે તેની સાથે જ સાચો ધર્મ આવે છે.

## પ્રારબ્ધ કર્મ

જ્યાંસુધી આત્મજ્ઞાન થયું નથી ત્યાંસુધી કર્મ એ પોતાનું સ્વરૂપ લાગે છે તેથી ત્યાંસુધી કર્મ પ્રમાણે ફળ મળે છે. કર્મ સુખ માટે થાય છે છતાં તેમાંથી દુઃખ આવી પડે છે. સુખ આત્મામાં નિત્ય સિદ્ધ છે પણ તેની ખબર નથી હોતી, ત્યાંસુધી જીવ બહારના કર્મથી સુખી થવા ઇચ્છા રાખે છે, તેથી આત્માના અજ્ઞાનથી કર્મ કરવાની વૃત્તિ સ્ફૂરે છે. જ્યારે આત્માનું જ્ઞાન થાય છે અને તેમાં નિષ્ઠા

થાય છે ત્યારે આત્માનું સુખ મળે છે અને પછી કર્મથી મળતા સુખ તરફ રૂચી રહેતી નથી, માટે બધાં કર્મનું મૂળ આત્માનું અજ્ઞાન છે. એ અજ્ઞાન પહેલું કયારે આવ્યું એ વિષે વધારે વિચાર પાછળનાં પ્રકરણોમાં કરેલો છે. અહીં માત્ર કર્મનો વિચાર લીધેલો છે. ગયા જન્મોમાં જે કર્મ કર્યાં હોય તેમાંથી જે કર્મ ફળ આપવાને તૈયાર થયાં હોય તે ગયા જન્મનું શરીર છોડતી વખતે આગળ આવે છે અને તેમાં જીવની અહંબુદ્ધિ થાય છે. એ અહંબુદ્ધિ થતાં, સૂક્ષ્મ શરીર બંધાય છે અને તેને લાયક સ્થૂલ શરીર મળવાનું નિમિત્ત આવે ત્યારે તેમાંથી સ્થૂલ શરીર બંધાય છે. અજ્ઞાનને કારણે સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ પ્રાણને આધારે રહે છે, તે પ્રાણની શુદ્ધિ માટે તેના ગયા જન્મનાં સગાં શ્રાદ્ધ તર્પણ વગેરે કરે છે. માણસ રાત્રે રોજ નિદ્રા લે છે ત્યારે પણ તેનું સૂક્ષ્મ શરીર તેના પ્રાણને આધારે રહે છે. જો પ્રાણ ચાલતો ન હોય તો તે મરી ગયો એવી ભ્રાંતિ કોઈને થાય. મર્યા પછીના સૂક્ષ્મ શરીરને મર્યા પહેલાંનો કાળ નથી. ત્યાં દેશકાળ સ્વપ્નાની માફક ફરી જાય છે. સવારે રોજ માણસ ઊઠે છે ત્યારે તેને તે દિવસે જે કામ કરવાનાં હોય તે યાદ આવતાં જાય છે અને તેમાં અહંબુદ્ધિ થઇ જાય છે અને બાકીનાં કર્મ પાછળ રહી જાય છે તેમ ગયા જન્મનું શરીર છોડતી વખતે આ જન્મમાં કરવાનાં કર્મ આગળ આવે છે અને તેમાં અહંબુદ્ધિ થઈ જાય છે. તેને પ્રારબ્ધ કર્મ કહે છે. બાકીનાં જે કર્મ ફળ આપવાને તૈયાર ન થયાં હોય તેને એટલે જેના અંકુર ફૂટયા નથી તેને સંચિત કર્મ કહે છે. કોઇ પણ કર્મ ફળ આપ્યા વગર નાશ પામતું નથી. આ જન્મમાં આત્મજ્ઞાન થયા પહેલાં કરેલાં કર્મ પણ સંચિત કર્મ છે. ચાલુ કર્મને ક્રિયમાણ કહે છે અને ભવિષ્યમાં હવે થવાના કર્મને આગામી કર્મ કહે છે. જ્ઞાન થયા પછી કર્તૃત્વ બુદ્ધિ જતી રહે છે તેથી પહેલાંનાં કર્મ પોતે કરેલાં નહોતાં એવું ભાન થાય છે તેથી સંચિત કર્મ બળી જાય છે. ક્રિયમાણ કર્મ સાથે અને આગામી કર્મ સાથે સંબંધ થતો

નથી અને તેથી માત્ર પ્રારબ્ધ કર્મ કે જેનાથી આ શરીર બંધાયું છે તેજ ભોગવવાનાં રહે છે. દુઃખ પ્રારબ્ધ કર્મથી આવે છે પણ તે વખતે શાંતિ રાખવી અને "મને દુઃખ કેમ થયું?" એવો ભ્રમ ઉત્પન્ન થવા ન દેવો એ પુરૂષાર્થનું ફળ છે.

પ્રારબ્ધ કર્મ વિદ્યા ઉત્પતિનું કારણ છે તેથી તે સમ્યક જ્ઞાનથી બળવાન છે. જ્ઞાન થાય કે તરત જ્ઞાનીનું શરીર જમીનમાં સમાઇ જતું નથી. પ્રારબ્ધનો વિચાર જ્ઞાનીને માટે છે. અજ્ઞાનીને તો બધાં કર્મોનો વિચાર રહે છે. કર્મની આવરણ શક્તિનો નિઃશેષ ક્ષય જ્ઞાનીને થયો હોય છે, વિક્ષેપ શક્તિ અંશ તેમને રહે છે. તે ચોથી ભૂમિકાએ બાધિત થાય છે, છતાં રહે છે. સમ્યક જ્ઞાનથી તે દબાય છે, છતાં પણ તે નિઃશેષ નાશ પામતો નથી. તેથી જીવન્મુક્તને દેહ પડ્યા પછી વિદેહ કૈવલ્ય પ્રાપ્ત થાય છે.

પ્રારબ્ધ કર્મ પણ બે પ્રકારનાં હોય છે. મંદ પ્રારબ્ધ અને તીવ્ર પ્રારબ્ધ. આત્મ જ્ઞાન પ્રારબ્ધનો નાશ કરી શકતું નથી. પ્રારબ્ધનો ક્ષય ભોગવવાથીજ થાય છે છતાં જો પ્રારબ્ધને રોકવું હોય તો શાસ્ત્રીય પુરૂષાર્થથી મંદ પ્રારબ્ધ રોકી શકાય છે, એટલે યોગથી અથવા જ્ઞાન નિષ્ઠાથી કેટલુંક મંદ પ્રારબ્ધ રોકી શકાય છે પણ તીવ્ર પ્રારબ્ધ તો ભોગવવું પડે છે. શ્રી શંકરાચાર્યને પણ ભગંદરનો રોગ થયો હતો અને તેમને પણ ભોગવવો પડયો હતો. જો તીવ્ર પ્રારબ્ધ જીતી શકાતું હોત તો કોઇ મહાત્મા માંદા પડત નહિ અથવા શરીર ત્યાગ કરત નહિ. પ્રારબ્ધના ભોગ માટે દેહ, ઇંદ્રિય વગેરેની સ્થિતિ છે. આ દેહનું પ્રારબ્ધ પૂરૂં થાય છે ત્યારે દેહ છૂટી જાય છે.

એક માણસ પોતાના હાથમાં પાણીનો પ્યાલો લઇ વિચાર કરે કે તે પીવાને પોતે સ્વતંત્ર છે કે નહિ? છતાં પાણી પીધા પહેલાં કોઈ જરૂરી કામ આવી પડે તો તે પ્યાલો ત્યાં રહેવા દઇ તે કામમાં પડી જાય અને કદાચ તે પ્યાલો પીવાનો વખત પણ ન આવે, એટલે પ્રકૃતિના ક્ષેત્રમાં પૂરી સ્વતંત્રતા નથી.

સંચિત અને આગામી કર્મથી જ્ઞાન પ્રબળ છે, જ્ઞાનથી પ્રારબ્ધ પ્રબળ છે. પ્રારબ્ધથી પુરૂષાર્થ એટલે જ્ઞાન સહિત યોગ પ્રબળ છે. તેનાથી મંદ પ્રારબ્ધ દૂર થઇ શકે છે. પ્રારબ્ધ અદ્રષ્ટ રૂપ છે. પુરૂષાર્થ દ્રષ્ટ છે. પુરૂષ પ્રયત્ન પ્રારબ્ધ કર્મ કરતાં પ્રબળ ન હોય તો લૌકિક અને વૈદિક કર્મ નકામાં થઇ જાય. સગુણ બ્રહ્મની ઉપાસના વાળાને પણ આગામી અને સંચિત કર્મનો ક્ષય થાય છે. માત્ર પ્રારબ્ધ પ્રતિબંધક રહે છે.

કર્મની ગતિ એવી ગહન છે કે કેટલાક સંજોગોમાં માણસે પુન્ય કર્યું કે પાપ? તે પણ ખબર પડતી નથી. કોઇ માણસે ગામ બહાર જઇ કીડીઆરૂં પૂર્યું, તેના ઉપર કીડીઓ થઇ, તે ત્યાંથી ચાલ્યો ગયો, પાછળથી કૂતરો આવ્યો અને કીડીઓ સહિત લોટ ચાટી ગયો. કોઇએ શેરડીના કૂચા ટ્રેનમાંથી રસ્તા ઉપર નાંખી દીધા, તે ઉપર કીડીઓ થઇ, તે ઉપર ટ્રેન ચાલી અને કીડીઓ કચરાઇને મરી ગઇ. એક વખત દુકાળ પડવાથી એક તળાવનું પાણી સૂકાવા માંડયું. તેમાં રહેલાં માછલાં તરફડવા લાગ્યાં. ત્યાંના જૈન મહાજનને દયા આવી એટલે તેઓએ માછલાં ભેગા કરી એક કુવામાં નાંખ્યા. કૂવાનું પાણી માછલાંને માફક ન આવ્યું એટલે માછલાં તરત મરી ગયાં. તળાવમાં રહ્યાં હોત તો તે થોડા દિવસ વધારે જીવત.

આવા સંયોગોમાં કર્મની ગતિ સમજવી બહુ મુસ્કેલ પડે છે. ઉપરના દ્રષ્ટાંતોમાં તે જીવોનું એટલું જ આયુષ્ય હતું એમ કલ્પના થઇ શકે. લડાઇમાં ઘણા નિર્દોષ માણસો મરતા હોય એમ જણાય છે, છતાં તેમણે આગલા જન્મમાં કયાં કર્મ કરેલાં હશે અને તેમણે કોને મારેલા હશે તે કોણ કહી શકે?

શાસ્ત્રને આધારે કર્મ કરવાની રુચિ રહે તો શાસ્ત્રોએ કર્મની રચના એવા પ્રકારની કરેલી છે કે ધીરે ધીરે માણસ કર્મથી છૂટી શકે. શાસ્ત્ર નીતિમાં લાવી અનીતિમાંથી છોડાવે છે અને પછી આત્મજ્ઞાન થતાં બધાં કર્મમાંથી મુક્ત થઈ શકાય છે. શાસ્ત્રના આધાર વગરનાં કર્મ, કર્મ

બંધનમાંથી છોડાવી શકતાં નથી. જે ભાવથી જે કર્મ કરવાં જોઈએ તે ભાવ સાચો છે કે નહિ તે માટે માત્ર શાસ્ત્રપ્રમાણ છે. આગળ કહ્યું તેમ સામાન્ય રીતે કર્મ બહારના સુખ માટે થાય છે અને શાસ્ત્ર એમ સમજાવે છે કે કે ખરૂં સુખ આત્મામાં છે તેથી કર્મ તરફ રુચિ ઓછી થતી જાય છે અને આત્મા તરફ વળતી જાય છે. શાસ્ત્રમાં આપેલા મહાપુરૂષોના અનુભવ આપણને ઉપયોગી થાય છે. વ્યવહારના કર્મમાં સુખ અલ્પ અને દુઃખ વિશેષ રહે છે. ઘંટીમાં ખીલાને આધારે રહેલા દાણા બચી જાય છે, બીજાનો ભૂકો નીકળી જાય છે, તેમ ભગવાનને આધારે રહેલા જીવને રક્ષણ મળે છે. અગ્નિ પાસે બેસે તેની ટાઢ ઊડે છે તેથી ભગવાન પાસે પક્ષપાત નથી.

સામાન્ય જ્ઞાનથી જે કર્તવ્ય પ્રાપ્ત થાય છે તે ખરૂં કર્તવ્ય નથી. આપણે આપણી અલ્પબુદ્ધિથી આપણી ફરજ નક્કી કરી નાખીએ છીએ. તે આપણી ખરી ફરજ નથી. શાસ્ત્રને આધારે ચાલનારા સુખી થયા છે તેથી શાસ્ત્રને પ્રમાણ તરીકે માનવાં જોઇએ. આગળ વધ્યા પછી શાસ્ત્રના બંધનમાંથી પણ શાસ્ત્ર છોડાવે છે એ ભૂલી જવાનું નથી.

ઊંધા માટલામાં પાણી ભરાય નહિ તેમ જે ચિત્ત સંસારમાં લાગેલું છે તેને આત્મજ્ઞાન થાય નહિ. ધનમાં જેની મમતા હોય તેને ધન ઓછું થાય તો એમ લાગે છે કે હું મરી ગયો તો દેહમાં મમતા હોય તેને દેહ જતાં હું મરી ગયો એમ લાગ્યા વગર કેમ રહે ? આત્માનું સત્ય બધાને સંતોષ આપે તેવું નથી કારણ કે તેમની લાગણી નિરંકુશ છે. જીવ પોતાના આત્મામાં પોતાને રાખી શકતો નથી, તેથી કોઇ જગ્યાએ રહેવા માટે પ્રયત્ન કરે છે, તેથી માયામાં રહે છે અને પછી કોઇ પૂછે કે તમે કોણ ? ત્યારે જવાબ આપે છે કે ઘેલીનો વર, અથવા બેબીનો બાપ, અથવા કીકાનો કાકો, અથવા ગાંડીઆનો મામો થાઉં છું, અને મરણ પ્રસંગે એ સંબંધ તૂટી જાય તોએ તે સંબંધ યાદ કરી રડયા કરે છે. ગયા જન્મનાં સગાંને યાદ કરતો નથી, ચાલુ

સ્થિતિ જે અનિત્ય છે તે નિત્ય રાખવા મથે છે અને જે નિત્ય પોતાનું સ્વરૂપ રહે તેવું છે તેની સંભાળ રાખતો નથી.

જીવનનો હેતુ સમજ્યા વગર જીવનના સુખનાં સાધન ભેગાં કરવામાં સુખને બદલે દુ:ખ મળે છે. હાલની કેળવણીથી જેટલું જ્ઞાન વધે છે તેટલું અજ્ઞાન વધે છે. વ્યાવહારિક જ્ઞાન એજ અજ્ઞાન છે. એ જ્ઞાનથી પ્રપંચ સાચો લાગે છે અને વૃત્તિઓ ઉપર અંકુશ રહેતો નથી. ખોટા સંસ્કારવાળી પ્રજા જન્મે છે અને તેની સંખ્યા બહુ વધે છે ત્યારે બ્રહ્મા પ્રજા ઉત્પન્ન કરીને થાકી જાય છે, વિષ્ણુ પાલન કરીને થાકી જાય છે, એટલે સંહાર માટે મહાદેવજી જાગે છે.

કર્મનું ખરૂં સ્વરૂપ સમજાવતાં શ્રીમદ્ ભાગવતમાં કહેલું છે કે (૮–૯–૨૯) માણસ પોતાના પ્રાણ, ધન, કર્મ, મન અને વાણી વિગેરેથી શરીર માટે અને કુટુંબ અને દેશ માટે જે જે કર્મ કરે તેમાં ભેદબુદ્ધિ હોય તો તે કર્મ વ્યર્થ છે પણ જે સાધનથી જે કર્મ ભગવાનની પ્રીતિ સંપાદન કરવા માટે કરવામાં આવે છે તે અભેદભાવ યુક્ત હોવાથી સફળ છે. વૃક્ષના મૂળમાં પાણી નાંખવાથી જેમ પાંદડા વગેરેને લાભ મળે છે તેમ અભેદ ભાવનાથી કરેલાં કર્મ બધાને સુખરૂપ થાય છે.

તેથી બધા દુ:ખની આત્યંતિક નિવૃત્તિ કરવી હોય તો આત્મજ્ઞાનને માર્ગે ચઢવું જોઇએ. તેની પહેલી ભૂમિકા શુભેચ્છા છે. તે માટે સંસારના સુખ તરફ અરુચિ થવી જોઇએ અને આત્માના કલ્યાણનો માર્ગ શોધવાની તીવ્ર જીજ્ઞાસા જોઇએ. આ ભૂમિકાએ થોડું આગળ વધ્યા પછી એકાંત ગમે છે અથવા શાસ્ત્ર અને સત્સંગ ગમે છે.

## પ્રકરણ ૨ જું

# વિચારણા

પહેલી ભૂમિકાએ જે કાંઇ શાસ્ત્ર અને ઉપદેશ સાંભળેલો હોય તેનું મનન આ ભૂમિકાએ થાય છે અથવા વધારે નિશ્ચય માટે વધારે ઊંડા શાસ્ત્રનો અભ્યાસ થાય છે. જેટલા વિચાર પોતાના કર્યા હોય તેની અસર પોતાના જીવન ઉપર જરૂર થાય છે, અને તે વિચાર બીજા વધારે સારા વિચાર ઉત્પન્ન કરે છે. એક સારો વિચાર અનેક ખોટા વિચારને દૂર કરી શકે છે. સત્ય જાણવા માટે પોતે વિચાર કરવો પડશે, કોઇ મહાત્મા માથે હાથ મૂકી દે તો આત્મવિચારની મહેનત બચી જાય એવી આશા રાખી બેસવાથી વખત નકામો જાય છે.

### સાચી માન્યતા

હાલના માણસોને ઘણી શંકાઓ અને ઘણાં તર્ક થયા કરે છે, પણ શુષ્ક તર્કથી લાભ નથી. સામાન્ય માણસની બુદ્ધિ પાગલ છે, નિરંકુશ છે, તેથી તેના આધારે તત્ત્વ નિર્ણય થઇ શકે નહિ, તેથી મહાત્માઓના અનુભવ કે જે શાસ્ત્રોમાં આપેલા છે તેને અનુકૂળ તર્ક કરવા જોઇએ. જેઓ શાસ્ત્રના અવલંબન વગર માત્ર પોતાની બુદ્ધિથી આત્મ-દર્શન કરવા ચાહે છે તેમને ઘણાં વર્ષ સુધી કંઇ ફળ જોવામાં આવતું નથી. પ્રમાતા ચૈતન્ય એ અંતઃકરણ ઉપહિત ચેતન છે. પ્રમાણ ચૈતન્ય એ અંતઃકરણની વૃત્તિવડે અવચ્છિન્ન ચૈતન્ય છે. વિષય ચૈતન્ય એ ઘટાદિ વિષયવડે અવચ્છિન્ન ચૈતન્ય છે અને ફળ ચૈતન્ય એ ઘટ વિગેરે વિષયના સમાન આકારને પ્રાપ્ત થયેલી વૃત્તિ વડે અભિવ્યક્ત ચૈતન્ય છે. વેદાન્તમાં પ્રમાણ પ્રમેયને અધીન છે. ન્યાયમાં અને વ્યવહારમાં પ્રમાણને અધીન પ્રમેય છે. વ્યવહારમાં જેને પ્રમાતા પ્રમાણ અને પ્રમેય કહે છે તે સાચા નથી, માટે શાસ્ત્ર પ્રમાણ તરીકે લેવું જોઈએ. બીજા પ્રમાણથી નહિ જણાયેલ નિર્દુઃખી આત્માનો

સાક્ષાત્ બોધ કરતાં શાસ્ત્રો પ્રમાણ નથી એમ કોણ કહી શકે? શ્રુતિ સંશયિત અર્થને જણાવતી નથી. સર્વ સંશયના હેતુ અહંકાર વગેરે અનાત્માને મહાવાકયથી હઠાવ્યા પછી આત્મામાં સંશય કેવી રીતે બને? શાસ્ત્રપ્રમાણના સ્વભાવથી સંશય બનતો નથી.

પ્રમેય સ્વભાવ એટલે આત્માના સ્વભાવથી પણ સંશય બનતો નથી, જેમાં સંશય હોય તે આત્મા છે એમ પંડિતો જાણતા નથી. આત્મા સ્વયંપ્રકાશ હોવાથી સંશય માટે જગ્યા નથી. સંશય અસંશય બંન્નેનો સાક્ષી આત્મા છે.

પહેલો વિચાર જડ અને ચેતનના સ્વભાવનો કરવો જોઈએ. ચેતન એટલે જે જ્ઞાનરૂપ છે, જે બીજાને જાણી શકે અને જેને બીજા જાણી શકે નહિ. જડ એટલે જે પોતાને ન જાણે અને બીજાને પણ ન જાણે.

બજારમાંથી કેટલીક ચીજો ખરીદ કરી ઘેર લાવી ઘરમાં રાખેલા કાંટાથી માપી લીધી અને બરાબર લાગી નહિ. પછી ખબર પડી કે ઘરનો કાંટોજ ખોટો હતો. તે વખતે સાચો કાંટો મંગાવી બધું ફરીથી માપવું પડે છે, તેમ ખોટી બુદ્ધિથી જીવ જગત અને ઇશ્વરના તત્વનો જેમ તેમ નિર્ણય કરી નાંખ્યો પણ છતાં બરાબર સમજાયું નહીં; પછી ખબર પડી કે પોતાની બુદ્ધિમાંજ ભૂલ રહેલી હતી. તે વખતે કોઈ મહાત્મા આવીને કહે છે કે પહેલાં જે તત્વ સમજવા માટે જેવી બુદ્ધિની જરૂર છે તેવી બુદ્ધિ તૈયાર કર અને પછી અગમ્ય તત્વો પણ તને ગમ્ય થવા લાગશે. વ્યાવહારિક બુદ્ધિની શુદ્ધિ માટે શાસ્ત્રવિચારની જરૂર છે. આપણા જીવનમાં થતી ભૂલો માત્ર સત્સંગ અને શાસ્ત્રવિચારથી સુધરી શકે છે. પોતે માની બેસે કે મારી સમજમાં ભૂલ નથી તો એ માન્યતા કોઇ વખત દગો દેશે પણ જો પોતાની સમજણ, શાસ્ત્ર પ્રમાણે મહાત્માઓના અનુભવ પ્રમાણે, મેળવેલી હશે તો પછી શંકા માટે સ્થાન રહેશે નહિ. વેદાન્તમાં ગીતા ઉપનિષદ બ્રહ્મસૂત્ર અને કોઇ વખત શ્રીમદ ભાગવત પ્રમાણ તરીકે

મનાય છે. તેથી તે પ્રમાણભૂત શાસ્ત્રમાં આપેલા ઉપદેશ વિષે કંઇક આ પ્રસંગે વિચાર કરવાની જરૂર રહે છે.

## ગીતા

ગીતા શ્રી કૃષ્ણ ભગવાનના મુખે અર્જુનને મળેલી હોવાથી તેમાં શંકા હોવાનો સંભવ નથી છતાં તેનો અર્થ કરવામાં કેટલાક ટીકાકારોએ ખેંચતાણ કરેલી છે. ખરી રીતે જેવા ભગવાન છે તેવી ગીતા છે. ભગવાન જ્યારે કંસને મારવા ગયા ત્યારે કંસને કાળરૂપ લાગ્યા, મલ્લને મલ્લ જેવા લાગ્યા, વસુદેવને પુત્ર રૂપે, યોગીઓને પરમ તત્ત્વ રૂપે વગેરે વગેરે તેમ ગીતા વાંચનાર જે દ્રષ્ટિથી વાંચે છે તેને પોતાના મતને અનુસરતું દેખાયા કરે છે. માણસની પ્રકૃતિ ભિન્ન ભિન્ન હોવાથી ગીતામાં અનેક પ્રકારે એક તત્વ કહી શકાય તેમાં ગૌરવ છે. ગીતાનું મહાવાક્ય શોધવું હોય તો તે મુશ્કેલ પડે તેમ નથી.

**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥**

બધું અહં ઇદં વાસુદેવ રૂપ છે એવો અનુભવ કરનાર મહાત્મા બહુજ દુર્લભ છે. એ ગીતાનું મહાવાક્ય માની શકાય તેવું છે. એ મહાવાક્ય ઉપનિષદના સિદ્ધાંતને અને બ્રહ્મસૂત્રને અને શ્રીમદ ભાગવતના સિધ્ધાંતને મળતું આવે છે. બધું વાસુદેવમય છે એવી દશા ઉત્પન્ન થવા માટે ગીતામાં અનેક પ્રકારનાં જે સાધન બતાવેલાં છે. તેમાંથી મુખ્ય સાધન શોધી લેવું હોય તો ગીતાના છેલ્લા શ્લોકમાં "**सर्व धर्मान् परित्यज्य** વગેરેમાં છે એટલે બધા ધર્મ છોડી તું મારે એકને જ શરણે આવ, હું તને બધા પાપમાંથી મૂકાવીશ, તું શોક કર નહિ" એ ભાવનામાં મુખ્ય સાધન છે. વેદાન્તનું મહા વાક્ય "તત્વમસિ" એટલે "તે તું છે" એ પણ ગીતાના સિદ્ધાંતમાં ઘટી શકે તેવું છે. વ્યવહારમાં જેને જીવ કહે છે તે ખરો જીવ નથી, વ્યવહારમાં જેને ઇશ્વર કહે છે, તે ખરા ઇશ્વર નથી. તેથી ત્વંપદ અને તત્પદના સાચા અર્થની શોધની જરૂર છે. ગીતામાં પહેલા ૭ અધ્યાયમાં ત્વંપદનું (જીવનું) શોધન છે. વચલા ૭ અધ્યાયમાં તત્

પદનું (ઇશ્વરના સ્વરૂપનું) શોધન છે અને છેલ્લા છ અધ્યાયમાં જીવ બ્રહ્મની એકતાનો સિદ્ધાંત છે. જીવની શરણાગતિ એ જીવના વાચ્યાર્થ-નો ત્યાગ છે; એ વેદાન્તનું સાધન છે.

વળી ગીતા એવે પ્રસંગે કહેવામાં આવેલી છે કે જ્યારે અર્જુન પાસે બે ત્રણ ફરજ એકજ વખતે ઉત્પન્ન થયેલી છે. માણસના જીવનમાં પણ ઘણીવાર બે ત્રણ ફરજ એકજ વખતે ઉત્પન્ન થાય છે અને તે વખતે શું કરવું તેની તેને ખબર પડતી નથી સામાન્ય રીતે જ્યારે સંસારના સુખ વચ્ચે અને આત્માના સુખ વચ્ચે પસંદગી કરવાનો વખત એકજ વખતે ઉત્પન્ન થાય છે ત્યારે જેઓને સંસારનું સુખ ગમે છે તે આત્મા તરફની ફરજ ગૌણ કરી નાખે છે અને જેઓને આત્માનું સુખ ગમે છે તે સંસારની ફરજ ગૌણ કરી નાખે છે. તે ઉપરથી જણાઇ આવે છે કે ફરજનો વિચાર સુખબુદ્ધિ ઉપર છે.

અર્જુનથી પોતાનાં સગાં ભૂલાતાં નહોતાં. ભગવાને તેને કહ્યું "પહેલાં તું કોણ ? એ નક્કી કરીએ પછી તારાં સગાં નક્કી કરીએ. પોતાનું સ્વરૂપ જાણ્યા પછી આખું જગત પશુ, પક્ષી વગેરે પણ પોતાની નજીકનાં સગાં લાગશે." આપણે આપણા કુટુંબની સેવા કરવી જોઇએ પણ આપણે કોણ ? અને આપણું કુટુંબ કેવડું ? સમાજ સેવા કરવી જોઈએ પણ આપણે કોણ ? અને આપણી સમાજ કેવડી ? સમાજસેવાથી કેટલાંક દુઃખ દૂર થાય છે, પણ જન્મ મરણનાં દુઃખ, વૃદ્ધાવસ્થાનાં દુઃખ, વગેરે જે દુઃખ દેહના અભિમાનથી ઉત્પન્ન થાય છે તે સમાજ સેવાથી દૂર થઇ શકતાં નથી. અહીં મુખ્ય હેતુ સર્વાત્મભાવ કેળવવાનો છે અને રજોગુણી પ્રકૃતિથી કામ કરાવવાનું છે. તે માટે બે સાધન બતાવેલાં છે. સાંખ્ય રીતે ગુણ ગુણનું કામ કરે છે એમ સમજી આત્માને પ્રકૃતિથી અસંગ માનવો અથવા યોગની રીતે બધું એક સત્તાથી ચાલે છે એમ માની સર્વાત્મભાવ કેળવવો. બન્ને રીતે પોતાનો અહંકાર દૂર થાય છે અને એ સિદ્ધાંત તરફ ગીતાનું મુખ્ય લક્ષ્ય છે. દેહને લઇને બધો સંસાર છે અને

દેહ એ પોતાનું સ્વરૂપ નથી એ વાત ચાર્વાક સિવાય બધા માને છે. દેહનું રક્ષણ કરવાની જરૂર છે પણ તેને માટે જીંદગીનો ઘણો વખત જાય તો ઊંચો પુરૂષાર્થ થઈ શકે નહિ.

દેહમાં આત્મબુદ્ધિ લૌકિક છે. તે આત્મ-નિશ્ચય થતાં સુધી પ્રમાણ છે. જો દેહ અનાત્મા છે તો દુઃખ કોને થાય છે? જેમ કોઇ સ્ત્રીને વળગાડ હોય તે વખતે તેને કોઈ મારે તો જેણે તેના દેહનું અભિમાન તે વખતે લીધું હોય તેને લાગે છે પણ તે સ્ત્રીને લાગતું નથી તેમ જાગ્રત અવસ્થામાં જે માણસને જેટલું અભિમાન છે તેટલું તેને દુઃખ થાય છે. સમષ્ટિ અભિમાન બાધક નથી. વિશ્વ મારૂં છે એવું અભિમાન બાધક નથી પણ થોડામાં "હું અને મારૂં" એવું વ્યક્તિગત અભિમાન દુઃખ ઉપજાવે છે કારણકે તેની સામે ઘણા રહી જાય છે. એ અભિમાન લડાઇનું કારણ બને છે. અભિમાન એ બંધનું કારણ છે. સાન્નિધ્ય એ બંધનું કારણ નથી. સુષુપ્તિમાં અભિમાન નહિ હોવાથી સુખ દુઃખ મોહ વિગેરે થતાં નથી. સુખ દુઃખ બુદ્ધિનિષ્ઠ છે પણ જીવ એને પોતાનું સ્વરૂપ ભૂલથી માની લે છે તેથી આત્મામાં સુખ દુઃખ હોય તેમ લાગ્યા કરે છે. રજોગુણી પ્રકૃતિવાળા માટે અભિમાન વગરના કર્મથી અભિમાન દૂર થાય છે. સત્વગુણી પ્રકૃતિવાળા માટે ભક્તિ અને જ્ઞાનથી અભિમાન દૂર થાય છે.

ગીતા એવું પુસ્તક છે કે તેને ઘણા અર્થમાં લઈ શકાય છે, છતાં તેનું મુખ્ય લક્ષ્ય જીજ્ઞાસુને મોહમાંથી છોડાવી પોતાના આત્માને ઓળખાવી આત્મજ્ઞાન પ્રમાણે કર્મ કરાવવાનું છે. અમેરીકન તત્વજ્ઞાની પુરૂષ એમર્સન ગીતાનો અંગ્રેજી તરજુમો હમેશાં ખીસ્સામાં રાખતા હતા અને એક વખત ઈંગ્લાંડમાં તેના મિત્ર કર્લાઇલને મળવા ગયા ત્યારે તેને કહ્યું "કે જગતમાં સારામાં સારૂં પુસ્તક હું તમને ભેટ આપવા આવ્યો છું" એમ કહી ગીતાનો તરજુમો એમર્સને કાર્લાઇલને આપ્યો હતો.

ગીતા કહે છેઃ—

માત્ર કર્મનું ફળ છોડવાનું નથી પણ કર્તાપણું પણ છોડવાનું છે, સાંખ્યની રીતે આત્મામાં કર્તાપણું કે કર્મપણું નથી, તે પ્રકૃતિનું કાર્ય છે અને યોગની રીતે જે ભગવાનની સત્તાથી બધાં કર્મ થાય છે, તેજ કર્તા કર્મ અને ક્રિયા રૂપ છે. જેને સંસાર સાચો લાગે છે તેને માટે યોગમાર્ગ છે, જેને સંસાર મિથ્યા લાગે છે તેને માટે જ્ઞાનમાર્ગ છે. જે ઉહાપોહમાં કુશળ છે તેને માટે જ્ઞાનમાર્ગ છે. જે તે બાબતમાં કુશળ નથી તેને માટે યોગમાર્ગ છે. જેનામાં રાગ દ્વેષ છે, તે સાંખ્યની પેઠે આત્મા અને અનાત્માનો વિવેક કરે અથવા યોગીની પેઠે ચિત્તનો નિરોધ કરે તોએ જ્ઞાન–નિષ્ઠા થતી નથી.

બધાં કર્મનો મુખ્ય હેતુ આપણાં હૃદય, મન અને જીવનને વિશાળ કરવાનો છે. તેથી સમાજ સેવા અને દેશ સેવામાં જીવન વિશાળ થાય છે પણ જો સાથે રાગદ્વેષ રહી જાય તો તે કર્મ પણ આપણું જીવન ટૂંકું કરી નાંખે છે અને અને નાનાં કામ પણ જો રાગદ્વેષ વગર થાય તો આપણું જીવન વિશાળ કરે છે. કર્મ એ બંધનનું કારણ નથી પણ રાગદ્વેષ અને 'મેં કર્યું' એવું અભિમાન એ બંધનકારક છે.

તેથી બન્ને માર્ગે રાગ–દ્વેષ છોડવાનો છે, અને બન્ને માર્ગનું ફળ નિર્વિકલ્પ સમાધિ છે. ચંડીપાઠ પ્રમાણે સુરથા રાજાને પોતાનું રાજ્ય ગયું અને તે પાછું મળવાનું નથી તોએ ભૂલાતું નથી અને સમાધિ નામનો વૈશ્ય ઘરના કંકાસથી વનમાં ગયો તોએ તેનાથી ઘર ભૂલાતું નથી; એટલું બધું માયાનું જોર હોય તેમને માટે સગુણ ઉપાસના એજ સાધન છે. જેને જગતમાં સત્યત્વ બુદ્ધિ નાશ પામતી નથી તેને જગતને બ્રહ્મરૂપે જોવાનું શિખવવામાં આવે છે. જેનો યોગ અધૂરો રહે તેને ભગવાન બીજા જન્મમાં પવિત્ર અને શ્રીમંતના કુટુંબમાં જન્મ આપે છે કે જેથી તે યોગ ત્યાં પૂરો કરી શકે. વળી શ્રીમંતના કુટુંબમાં મોહ વધી ન જાય તેટલા માટે અધિકારી પુરૂષને ભગવાન

ઠોકર પણ લગાડે છે અને તેના માનેલા સુખમાં વિઘ્ન પણ નાખે છે. જો સંસારમાં વિઘ્ન ન આવે તો આગળ યોગ માટે તે પ્રયત્ન ન કરે. અર્જુનને જે શોક થયો હતો તેનું કારણ મોહ હતો. મોહ નિવૃત્ત થાય તો શોક પોતાની મેળેજ નિવૃત્ત થાય છે. મોહની નિવૃત્તિ આત્મજ્ઞાન વગર થતી નથી.

અર્જુને ભગવાનને પૂછયું કે આ લડાઈથી કુળધર્મ નાશ પામશે. તેનો જવાબ ભગવાને આપેલો નથી. તેથી એમ જણાઇ આવે છે કે ભગવાનના મતમાં કુળધર્મ કરતાં વ્યક્તિધર્મ મોટો છે. સમાજ વ્યક્તિની બનેલી છે અને વ્યક્તિ સુધરશે તો સમાજ સુધરશે. એક પવિત્ર જીવનવાળા મહાત્માની અસર સમાજ ઉપર ઘણી થાય છે. મહાપુરૂષો સમાજના મત પ્રમાણે ચાલતા નથી પણ પોતાના જ્ઞાન પ્રમાણે સમાજને ચલાવે છે.

ગીતાના ૭મા અધ્યાયમાં ધ્યેય અને જ્ઞેય બ્રહ્મ ટૂંકામાં કહેલ છે. આઠમામાં ધ્યેય બ્રહ્મનો વિચાર છે. નવમામાં જ્ઞેય બ્રહ્મનો વિચાર છે. દશમામાં વિભૂતિ છે, અગ્યારમામાં વિશ્વરૂપ દર્શનનો જ્ઞાનચક્ષુથી સાક્ષાત્કાર છે. જ્ઞેય બ્રહ્મ, શુદ્ધ બ્રહ્મ છે. કાર્યકારણ બ્રહ્મ ધ્યેય છે. તેનો વધારે ખુલાસો પાછળ આપવામાં આવેલો છે.

ગીતાના નવમા અધ્યાયમાં ૪–૫ શ્લોકમાં સ્વરૂપલક્ષણ બતાવતાં ભગવાન કહે છે કે સદ્રૂપે બધાં પ્રાણી મારામાં છે, પ્રાણી રૂપે તે મારામાં નથી. સામાન્ય રૂપે હું તેમાં છું પણ વિશેષ રૂપે તે મારામાં નથી. મારૂં સ્વરૂપ પ્રકૃતિથી નિરાળું છે.

અદ્વૈત દર્શન જેને છે તે ઉત્તમ દ્રષ્ટિવાળો છે, કારણ બ્રહ્મનો ઉપાસક મધ્યમ દ્રષ્ટિવાળો છે, કાર્ય બ્રહ્મનો ઉપાસક મંદ દ્રષ્ટિવાળો છે. પરમાત્મા એક છે પણ ઉપાધિની કલ્પનાથી જીવ અને ઈશ્વરની અને જીવોની પરસ્પર વ્યવસ્થા બને છે. પુરૂષાર્થ ઉપાયમાં છે, ઉપેયમાં નથી. વિચાર સિવાય વિશેષ જ્ઞાન થતું નથી. વિશેષ જ્ઞાન અજ્ઞાત હોવાથી વિચાર કરવા યોગ્ય છે. જો દરેક કર્મની શરૂઆતમાં આત્મા

યાદ રહે તો દરેક કર્મને છેડે પણ આત્મા યાદ રહેશે, તેથી દરેક કર્મની શરૂઆત સુધારવાની છે; માટે જ ભગવાન અર્જુનને કહે છે કે **योगस्थ कुरु कर्माणि;** એમ કરતાં કરતાં સ્થિત પ્રજ્ઞ થઇ શકાશે. ગીતામાં સ્થિત-પ્રજ્ઞ અને ગુણાતીતનાં લક્ષણુ આપેલાં છે તે જીવન્મુક્તનાં લક્ષણુ છે.

દરેક જગ્યાએ દરેક વખતે માત્ર પરમાત્મા જ છે તો બીજા કોઈની સત્તા રહેતી નથી, તેથી જેણે જેણે જે જે કર્મ કરવાનાં રહે તે તે સત્તા સાથે યુક્ત રહીને કરે તો જે જ્ઞાન અને જે ભાવપૂર્વક કર્મ કરશે તે જ્ઞાન અને તે ભાવ તેના કર્મમાં જરૂર પ્રગટ થશે. તેથી ભગવદ્ તત્ત્વને વ્યવહારમાં લાવવું, આત્માનો પરિચય લઇને પોતાના દરેક કામથી આત્માનો પરિચય આપવો એ ગીતાનો મુખ્ય કર્મયોગ છે. એવા કામ માટે જે જ્ઞાનની જરૂર છે, જે ભાવની જરૂર છે તે જ્યાં સુધી સિદ્ધ ન થાય ત્યાં સુધી મુશ્કેલીઓ આવ્યા કરશે અને ખાસ કરીને હાલના કાળમાં જે વિદ્યા હાઇસ્કૂલો અને કોલેજોમાં આપવામાં આવે છે તે "એક સત્તાવાદ" વાળી નથી. તેથી વિદ્યાર્થીની ભાવનામાં ભગવાનને બદલે માયા રહે છે. માયાનું સુખ એવું છે કે પૃથ્વીના બધા ભોગ એક માણસને આપવામાં આવે તોએ તેને તૃપ્તિ થાય તેમ નથી. જ્ઞાન થવા માટે એ પ્રકૃતિને નિયમમાં લાવવાનું શીખવું પડશે. મનને વશ કરતાં શીખવું પડશે. તેને માટે અભ્યાસ અને વૈરાગ્ય એ મુખ્ય સાધન છે. આ કામ કઠણ છે તેથી ભગવાન કહે છે કે "બહુ થોડા માણસો જ આવો પુરૂષાર્થ કરે છે અને તેમાં કોઇક જ મને બરાબર જાણી શકે છે." ભગવાનની માયા બહુ દુસ્તર છે. રસ્તે ચાલતાં વાળંદની નજર બધાની દાઢી તરફ રહે છે, મોચીની નજર સૌનાં પગરખાં તરફ રહે છે, દાંતના દાક્તરની નજર સૌના દાંત તરફ રહે છે, તેમની દ્રષ્ટિમાં માણસના બીજા ભાગ અને તેનો આત્મા આવી શકતો નથી. ઘણા જન્મનાં પુણ્ય ભેગાં થયાં હોય ત્યારે આત્મા તરફ લક્ષ રહે છે.

ભક્તિમાં આગળ વધવા માટે બારમા અધ્યાયમાં ભગવાન ભાક્તનો

ક્રમ બતાવે છે. પહેલાં કહે છેઃ—"મારામાં મન અને બુદ્ધિ અર્પણ કર. તે ન બને તો (૨) અભ્યાસયોગ કર. તે ન બને તો (૩) મારે માટે કર્મ કર અને (૪) તે પણ ન બને તો બધા કર્મના ફળનો ત્યાગ કર." તેનો પ્રયોગ કરવા માટે સવારે ઊઠતાં એકદમ જાગવું નહિ પણ બિછાનામાંજ બેઠા થઈ ૫૧ કલાક મન અને બુદ્ધિ ભગવાનને અર્પણ કરી બેસી રહેવું અને આત્માને પોતાનું સ્વરૂપ પ્રગટ કરવા માટે વખત આપવો. તે પછી બહુ વિચાર આવે ત્યારે તે વિચાર, નામ રૂપ કે કર્મ પોતાનું સ્વરૂપ નથી પણ પોતે સચ્ચિદાનંદ છે એવો અભ્યાસ અર્ધો કલાક કરવો. તે પછી બહુ વિચાર આવે ત્યારે બિછાનામાંથી ઊઠી શૌચસ્નાન કરી રોજની પોતાની માળા પૂજા વિગેરેનો ક્રમ કરવો અને રાત્રે સૂતી વખતે બધા કર્મ જેની સત્તાથી દિવસમાં થયાં તેને અર્પણ કરી, સવારે તે પોતાનું સ્વરૂપ પ્રગટ કરે એવી પ્રાર્થના કરી સૂઇ જવું. એમ બે ચાર મહિના અભ્યાસ કરવાથી કંઇક નવો અનુભવ થશે. ભગવાન જીજ્ઞાસુને શોધે છે પણ તે તેના હાથમાં આવતા નથી. તે પાંચ ઇંદ્રિયોના વિષયોમાં સંતાઈ જાય છે. જીજ્ઞાસુએ એવી દશામાં રહેવું કે ભગવાન તેની પાસે આવી આત્મ-લાભ આપી શકે. આપણે ભગવાનના સ્મરણ માટે બેઠા હોઇએ ત્યારે આપણી ઇચ્છા વગર બીજા વ્યવહારના વિચારો આવે તો જાણવું કે ઈંદ્રે અપ્સરા મોકલેલી છે. હાલના કાળમાં અપ્સરાઓ નવાં નવાં રૂપ લઇને આવે છે. તેમાં એક અપ્સરાનું નામ "પૂર્વ ચિતિ" (ભાગવત ૧૧–૧૫) એટલે પહેલાં કરેલાં કર્મનું સ્મરણ છે. આત્માના અનુભવ માટે તે બધા સંસ્કાર ભૂલવા જોઇએ. ભેદ-બુધ્ધિથી જે જે કામ કર્યાં, અહંકારથી જે જે કામ કર્યાં, તે બધા બંધનકર્તા થાય છે. જ્યાં બધું એક સત્તાથી ચાલે છે ત્યાં પોતાના કર્મ જેવું કંઇ રહેતું નથી. આ બાબત સમજવી અને તે પ્રમાણે ભાવ રાખવો એ ઘણું મુશ્કેલ કામ છે. નિષ્કામ કર્મ બરાબર થાય તો તેના પરિણામે નિષ્કામ વૃત્તિ ઉત્પન્ન થયા વગર રહે નહિ, સંસારી

સુખની વાસનાનો નાશ થયા વગર રહે નહિ અને ભગવાનનો અનુગ્રહ થયા વગર રહે નહિ. ભગવાનનો અનુગ્રહ થાય છે ત્યારે એક પ્રકારની આત્મિકદશા ઉત્પન્ન થાય છે, સંસારના સુખ તરફ વૈરાગ્ય આવે છે, ભગવાન આપણી નજીક લાગે છે અને આપણી મુશ્કેલીઓ દૂર થવા લાગે છે.

ગીતાની અંદર કોઇ જગ્યાએ સ્વપ્નાનું દ્રષ્ટાંત જોવામાં આવતું નથી અને એજ ભગવાને જ્યારે સ્વધામ જતી વખતે ઉદ્ધવજીને ઉપદેશ આપ્યો છે (ભાગવત એકાદશ સ્કંધ) ત્યારે સ્વપ્નાના દ્રષ્ટાંતનો ખૂબ છૂટથી ઉપયોગ કરેલ છે. તેથી જેઓને જગત સાચું લાગે છે, જે માત્ર જાગ્રત અવસ્થાના અનુભવનોજ વિચાર કરે છે તેમને વ્યવહારમાંથી પરમાર્થમાં લાવવા માટે ગીતાનો ઉપદેશ ઉપયોગી છે, અને જે જીજ્ઞાસુઓને સંસાર મિથ્યા લાગે છે તેમને માટે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરિયા એ ચાર અવસ્થાનો વિચાર ઉપયોગી છે. રાખથી ઢાંકેલો અગ્નિ જેમ તિરોહિત છે તેમ જીવને માત્ર કલ્પિત અવિદ્યાનું તિરોધાન છે, તેથી વિદ્યાની જરૂર છે, એટલે આત્મ–જ્ઞાનની જરૂર છે; પણ આવા જીજ્ઞાસુનો જીવ કર્મ સિવાય રહી ન શકતો હોય તો વેદાન્ત કહે છે "શ્રવણ મનન અને નિદિધ્યાસન કર, તેનાથી તારા પ્રાણ રહેશે." શ્રુતિમાં જે ન્યાયે કર્મમાં આવૃત્તિ માની છે તે ન્યાય શ્રવણ વગેરેમાં પણ માનવો.

## ઉપનિષદ

ઉપનિષદ એટલે વેદના છેડાનો ભાગ. તેને વેદાન્ત પણ કહે છે. ઉપનિષદનો બીજો અર્થ આત્માની નજીક લઇ જનાર અથવા અવિદ્યાનો ઉચ્છેદ કરનાર એમ પણ થાય છે. ઉપનિષદોની સંખ્યા સામાન્ય રીતે ૧૦૮ છે તેમાં લગભગ ૧૦–૧૨ ઉપર આચાર્યનાં ભાષ્ય હોવાથી તે વેદાન્તના અભ્યાસમાં લેવામાં આવે છે. ભાષ્યની મદદ વગર ઉપનિષદના અર્થ સમજવા બહુ મુશ્કેલ છે. ઉપનિષદને શ્રુતિ પણ કહે છે.

અનાદિ હિરણ્યગર્ભ ગુરૂ પરંપરાથી જે સંભળાયું છે તેને શ્રુતિ કહે છે. બહુ સાંભળેલાનું સ્મરણ તેને સ્મૃતિ કહે છે. પશ્ચિમના માણસો માને છે કે તેમના બાપદાદા વાંદરામાંથી આવેલા છે, તેવું આ દેશમાં મનાતું નથી. અહીંના પૂર્વજો ઋષિ મુનિઓ હતા અને તેનું પ્રમાણ ઉપનિષદો છે.[1] ઉપનિષદોનો મુખ્ય સિદ્ધાંત જીવબ્રહ્મની એકતા છે. તે ચાર વેદના ચાર મહાવાકયથી સિદ્ધ થાય છે. છતાં દરેક ઉપનિષદની વાણી, કહેવાની ઢબ, પદ્ધતિ વિગેરે જુદી જુદી જોવામાં આવે છે. ઇશ ઉપનિષદ યોગ અને ભક્તિવાળાને વધારે ફાવે છે. કેન ઉપનિષદમાં અન્વય વ્યતિરેક વડે બ્રહ્મનું પ્રતિપ્રાદન છે અને ઉપાસનાને ગૌણ રૂપ આપેલું છે. કઠ ઉપનિષદમાં વૈરાગ્યની ભાવના બહુ સારી રીતે સમજાવવામાં આવેલી છે.

નચિકેતાને જ્યારે યમરાજાએ વરદાન માગવાનું કહ્યું ત્યારે નચિકેતાએ કહ્યું કે "માણસ મરી ગયા પછી ક્યાં જાય છે?" એ હું જાણવા ઇચ્છું છું." યમે કહ્યું "આ બાબત જાણવી સહેલી નથી. આ સૂક્ષ્મ વાત છે. દેવોને પણ આ બાબત જાણવી મુસ્કેલ લાગે છે. તારે જોઇએ તો સો વર્ષનું આયુષ્ય, પુત્ર, પૌત્ર, ધન, સોનું, પૃથ્વીનું રાજ્ય અથવા જેટલું આયુષ્ય જોઇએ તેટલું માગી લે. માણસના જીવનમાં જે સુખ દુર્લભ હોય તે માગી લે, સુંદર સ્ત્રીઓ, ભોગના સાધન સહિત માગી લે, પણ મરણનો પ્રશ્ન પૂછ નહિ. નચિકેતા—"એ બધું નાશવાન છે, મનુષ્યને તેનાથી તૃપ્તિ થતી નથી તેથી મારે બીજો પ્રશ્ન પૂછવો નથી." યમ—"જેનામાં ભેદ બુદ્ધિ છે તે મૃત્યુને પામે છે, અને જે સર્વ પ્રાણીમાત્રમાં રહેલા એક આત્માનો અનુભવ લે છે તેનુંજ સુખ કાયમ રહે છે, બીજાનું નહિ વગેરે વગેરે." તેનો

૧ હાલ ગોરખપુરના ગીતા પ્રેસ તરફથી શ્રી શંકર ભાષ્યના હિંદી અનુવાદ સહિત ઉપનિષદો નીકળેલાં છે, તેથી મુમુક્ષુઓને ઉપનિષદ સમજવામાં ઘણી સગવડ થયેલી છે. ગુજરાતીમાં 'સસ્તું સાહિત્ય' તરફથી ઉપનિષદોના સુંદર ગ્રંથો થોડા સમયમાં બહાર પડનાર છે.

વિસ્તાર આ નાના પુસ્તકમાં થઇ શકે તેમ નથી. વધારે ખુલાસા માટે ઉપનિષદનો અભ્યાસ કરવો જોઇએ. પ્રશ્નોપનિષદમાં આ પ્રજા ક્યાંથી થઇ? તેનો દેવ કોણ છે? મુખ્ય પ્રાણનું સ્વરૂપ શું છે? આ પુરૂષના શરીરની અંદર કોણ સૂએ છે? કોણ જાગે છે? ૐકારના ધ્યાનનું સ્વરૂપ કેવું છે? પુરૂષની સોળ કળાનું સ્વરૂપ કેવું છે? વગેરે બાબતોનો વિચાર છે. મુંડક ઉપનિષદમાં પરાવિદ્યા અને અપરા વિદ્યાનો વિચાર છે, માંડુકયમાં ૐકારનું સ્વરૂપ અને જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય એ ચાર અવસ્થાનું વર્ણન છે. તે ઉપનિષદ નાનું હોવા છતાં અર્થમાં બહુ ગંભીર છે અને તેથી શ્રી ગૌડપાદાચાર્યે તે ઉપનિષદ ઉપર કારિકા લખેલી છે.

વેદાન્તમાં પ્રધાનપણે અજાતવાદ માનેલો છે. અજાતવાદના બે આચાર્ય શ્રી ગાડપાદ અને શ્રી વસિષ્ઠ મુનિ છે. સામાન્ય રીતે સાંખ્ય, યોગ વૈષ્ણવ, જૈન અને પશ્ચિમના ધર્મો માત્ર એક જાગ્રત અવસ્થાના અનુભવનોજ વિચાર કરે છે અને જે માત્ર જાગ્રત અવસ્થાનો વિચાર કરે છે તેમને સૃષ્ટિ અને પ્રાણીઓ સ્થિર જેવા દેખાય છે અને તે કેમ ઉત્પન્ન થયાં તેનો વિચાર કરવો પડે છે. જેઓ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા એ ચાર અવસ્થાના અનુભવનો વિચાર કરે છે તેમને સૃષ્ટિ અને જીવો કલ્પિત લાગે છે, કારણકે જે વસ્તુ સત્ય હોય તે બધી અવસ્થામાં રહેવી જોઇએ. આત્મા બધી અવસ્થામાં રહે છે માટે સત્ય છે અને સૃષ્ટિ બધી અવસ્થામાં રહેતી નથી. નિદ્રામાં, સમાધિમાં, મૂર્ચ્છામાં, ક્લોરોફોર્મ વખતે સૃષ્ટિ અનુભવમાં આવતી નથી; તેથી તે મિથ્યા અથવા કલ્પિત માનવામાં આવે છે, જાગ્રતમાં પણ સૌને સરખી અનુભવમાં આવતી નથી તેથી સૃષ્ટિ શ્રુતિને વેદાન્તમાં ગૌણ માનવામાં આવેલ છે, અને અજાતવાદને મુખ્ય સિદ્ધાંત તરીકે માનેલ છે.

જીવને પોતાના રક્ષણ માટે અને સુખ માટે કંઇક ઉત્પત્તિ કરવાની જરૂર પડે છે. તેથી તેની દ્રષ્ટિ ઉત્પત્તિની જરૂર જેવી થઇ

જાય છે; પણ ભગવાન નિત્યતૃપ્ત, નિત્યસિદ્ધ છે, તેને પોતાના રક્ષણ માટે અથવા પોતાના સુખ માટે કંઈ ક્રિયાની જરૂર પડતી નથી. સાચા સાધુઓની પણ એવી દશા થાય છે. જો ભગવાનમાં સૃષ્ટિનું કારણ માનીએ તો સૃષ્ટિના ધર્મ, દુઃખ અને અજ્ઞાન પણ ભગવાનમાં માનવા જોઇએ પણ તે કોઇ માનતું નથી. The merits may be asserted as true to justify the Sagun nature of the Brahman but why should the faults of Maya be also posited as true. પૃથ્વી ઉપર રહેલા માણસને ઉત્તર દિશા અને દક્ષિણ દિશા જણાય છે, પણ આખી પૃથ્વીના અભિમાની દેવને ઉત્તર દક્ષિણ જેવું કાંઇ નથી. તેમ ભગવાન અખંડ એક સ્વરૂપ હોવાથો તેમાં સૃષ્ટિના ભેદ નથી. માટે જગતમાં જગત બુદ્ધિથી રહેનારને જગત દેખાય છે. આ બાબતનો વધારે ખુલાસો ચોથા પ્રકરણમાં આપવામાં આવેલો છે.

તૈતરિય ઉપનિષદમાં ત્રણ વલ્લીમાં વચલી વલ્લીમાં બ્રહ્મનું સ્વરૂપ, અને તેનો અનુભવ લેવા માટે પાંચ કોશનું વર્ણન અને તે કોશના ધર્મથી રહીત આત્માનું બ્રહ્મરૂપે વર્ણન આપેલ છે. પંચકોશથી રહિત આત્મા સર્વ શકિતમાન છે અને અખંડ આનંદસ્વરૂપ છે. તે આનંદની માણસના આનંદ સાથે તુલના કરતાં બ્રહ્મનો આનંદ અનંતગણો વર્ણવેલો છે.

જેમ તૈતરિય ઉપનિષદની અંદર વ્યતિરેક ભાવે આત્મ સાક્ષાત્કારની પદ્ધતિ બતાવેલી છે તેમ ઐતરેય ઉપનિષદ્‌માં અન્વય ભાવે બધું આત્મામાંથી નીકળેલું હોવાથી આત્મારૂપ છે એમ જણાવેલું છે.

છાંદોગ્ય ઉપનિષદમાં પહેલા પાંચ પ્રપાઠકમાં સગુણ બ્રહ્મવિદ્યા અને કર્મકાંડનો વિષય છે. છઠ્ઠામાં 'તત્વમસિ' એટલે 'તે તું છે" એ મહાવાકયનો ઉપદેશ છે. સાતમામાં નારદે સનત્કુમાર પાસેથી ભૂમા વિદ્યાનું એટલે બ્રહ્મવિદ્યાનું જ્ઞાન લીધેલું છે અને આઠમામાં દહર વિદ્યારૂપે ઉપાસનાનો વિષય છે.

બૃહદારણ્યક ઉપનિષદ તો અરણ્યમાં ભણવા જેવું છે. તે બધાં ઉપનિષદોથી મોટું છે અને અર્થમાં પણ મહાન છે. તેના છઠ્ઠા અધ્યાયમાં બધા ઉપનિષદોનો સાર છે. **अहं ब्रह्मास्मि** એ આ ઉપનિષદનું મહાવાક્ય છે. તેમાં પહેલાં **ब्रह्मैवाऽहमस्मि** એટલે બ્રહ્મ છે તે હું છું એમ કહેલું છે અને પછી હું બ્રહ્મ છું એમ જ્ઞાન થાય છે. બ્રહ્મ કે જે કોઇને પોતાથી જુદા રાખી શકતું નથી, તેનું જ્ઞાન થાય એટલે જીવ જુદો રહી શકે નહિ. શ્વેતાશ્વેતરોપનિષદ યોગમાર્ગવાળાને ફાવે તેવું છે અને કૈવલ્ય ઉપનિષદમાં ત્યાગ ઉપર જોર હોવાથી સંન્યાસીઓને માટે નિત્યપાઠમાં યોજાએલું છે. આ નાના પુસ્તકમાં બધા ઉપનિષદોનો સાર આપી શકાય તેમ નથી, ઉપનિષદોનો અભ્યાસ આ કાળમાં બહુ ઓછો થઇ ગયેલો છે. તેનું રહસ્ય સમજાવનારા અને સમજનારા બહુ થોડા છે.

સાંખ્યને મતે પ્રકૃતિ સત્ય છે તેથી તે નિવૃત્ત થવી બહુ મુશ્કેલ છે. આ મત સંસારમાં ઘણા માણસોનો છે. વેદાન્તને મતે પ્રકૃતિ સત્યવત છે. જ્ઞાન થયા પછી અસત્ય છે. તેથી તેને અનિર્વચનીય માનેલી છે. પ્રકૃતિ ન હોય તો જીવને ભોગ કે મોક્ષનો સંભવ ન બને. જગદાકાર પ્રકૃતિને શરીર છે તો બ્રહ્મ વિચારને અવકાશ છે પણ જગત અને બ્રહ્મનું બાધ–ઐક્ય છે એટલે જ્ઞાનકાળે તે જગત નથી પણ બ્રહ્મ છે, મરૂ ભૂમિમાં જળનું બાધ–ઐક્ય છે તેમ. જીવ અને બ્રહ્મનું ઐક્ય એ ઘટાકાશ અને મહાકાશના ઐક્યની પેઠે લક્ષ્યાર્થે મુખ્ય ઐક્ય છે. પ્રકૃતિથી આત્મા જુદો છે એ સાંખ્યનું ફળ છે અને વેદાન્તનું સાધન છે. આત્માથી ભિન્ન કંઇ નથી એ વેદાન્તનું ફળ છે. ઘટબુદ્ધિથી તેમજ ઘટ પદાર્થથી જેમ દ્રષ્ટા ભિન્ન છે તેમ અહંબુદ્ધિથી અને અહંબુદ્ધિગમ્ય દુઃખિત્વ વિગેરે ધર્મથી દ્રષ્ટા ભિન્ન છે. દ્વૈત પોતાથી સિદ્ધ નથી. બુદ્ધિ, દેહ, ઘટ વિગેરેને આત્મામાંથી હઠાવો તો તે પરમાર્થ રીતે અભાવ તુલ્ય થાય છે, તે પોતાની સતાથી રહી શકતા નથી. અહંકારના મિથ્યા આરોપથી પોતાને દુઃખી માનનાર પોતાનું સ્વરૂપ

જાણવાની ઈચ્છાથી શ્રુતિને શરણ આવતાં "અહંકાર તું નથી" એમ શ્રુતિએ કહેવાથી કૈવલ્યને પામે છે.

### બ્રહ્મસૂત્ર

ઉપનિષદોના સાર રૂપ વ્યાસ ભગવાને બ્રહ્મસૂત્ર રચેલા છે. તેને વેદાન્ત સૂત્ર કહે છે અથવા ઉત્તર મિમાંસા કહે છે. તેમાં ચાર અધ્યાય છે. પહેલા અધ્યાયમાં શ્રુતિની એકવાકયતા કરેલ છે, બીજામાં વેદાન્તના વિરોધ પક્ષવાળાને જવાબ આપેલ છે. ત્રીજા અધ્યાયમાં સાધન છે અને ચોથામાં ફળ છે. પહેલા અધ્યાયના પહેલા સૂત્રમાં ત્વમ્ પદનું શોધન છે. બીજા સૂત્રમાં તત્ પદનું શોધન છે. ત્રીજા સૂત્રમાં શાસ્ત્રનું પ્રમાણ આવે છે, ચોથા સૂત્રમાં તત્ ત્વમ્‌ની એકતા સિદ્ધ કરેલ છે. બુદ્ધિ વિગેરેનું અનાત્મત્વ અનુમાનથી પણ સિદ્ધ થાય છે, પણ બુદ્ધિ વિગેરેની નિવૃતિ અનુમાનથી સિદ્ધ થતી નથી તેથી શાસ્ત્રનો આશ્રય કરવો જોઈએ. અનુમાન માત્રને શરણ થયેલ માણસ ઇચ્છિત અર્થ (અખંડ ઐકય) ને પ્રાપ્ત કરી શકતો નથી એટલું જ નહિ પણ અનર્થને પ્રાપ્ત કરે છે.

બૌદ્ધ સંઘાતવાદ માને છે.

કણાદ આરંભવાદ માને છે.

સાંખ્ય પરિણામવાદ માને છે.

બ્રહ્મ સૂત્રમાં વિવર્તવાદ જણાય છે.

પૂર્વ રૂપ છોડીને રૂપાન્તરની પ્રાપ્તિ એ પરિણામવાદ છે. જેમ દૂધમાંથી દહીં.

પૂર્વ રૂપ છોડયા વગર રૂપાન્તરની પ્રતીતિ એને વિવર્તવાદ કહે છે. જેમ દોરડીમાં ભૂલથી દેખાતો સર્પ.

સત્‌માંથી અસત્ ઉત્પન્ન થાય છે એમ તાર્કિક માને છે. સત્‌માંથી સત્ થાય છે એમ સાંખ્ય માને છે. સત્‌માં બીજું ભ્રાંતિથી દેખાય છે એમ વેદાન્ત માને છે. કાર્ય કારણ રૂપે ત્રણે કાળે સત્ય છે, કારણ વગર કાય ત્રણે કાળમાં નથી માટે સત્ કારણમાંથી

અનિર્વચનીય અજ્ઞાન દ્વારા અનિર્વચનીય કાર્ય દેખાય છે એમ શ્રી શંકરાચાર્ય માને છે. આ બાબત ઉપર વધારે ખુલાસો બીજા વિભાગમાં છે.

જગત કારણ ચેતન છે કારણ કે સંકલ્પ અચેતનમાં બનતો નથી તેથી વેદાન્તમાં માયા અસ્વતંત્ર છે. સાંખ્યની પ્રકૃતિ સ્વતંત્ર જગત્કારણ છે.

આ પદ્ધતિ વ્યવહાર સમજાવવા માટે છે. બ્રહ્મને કારણ રૂપે બતાવવામાં વેદાન્તનું તાત્પર્ય નથી પણ સાંખ્ય વિગેરે માર્ગવાળા જે અચેતન પ્રકૃતિ વિગેરેને જગતનું કારણ માને છે તેનો ભ્રમ કાઢવા માટે બ્રહ્મને કારણ માનેલ છે. શુદ્ધ બ્રહ્મ કારણ થતું નથી તો કાર્ય ક્યાંથી થાય. વેદાન્તમાં કાર્ય અંગિકાર કરે ત્યારે સત્કાર્ય વાદ અંગીકાર કરે છે. કાર્ય–કારણ વાદ ઉપદેશ માટે કલ્પેલ છે. જેમ સ્વપ્નમાં બાપ દીકરો જોવામાં આવ્યા ત્યારે સ્વપ્નમાં સૂતેલ માણસે કલ્પના કરી કે બાપ કારણ છે અને દીકરો કાર્ય છે અને બાપ દીકરા કરતાં ત્રીશ વર્ષ પહેલાં જન્મેલ છે. હવે ખરૂં જોઈએ તો ત્યાં ત્રીશ વર્ષનો કાળ નથી તેમ કાર્ય–કારણ ભાવ પણ બનતો નથી. સ્વપ્નાનો બાપ અને સ્વપ્નાનો દીકરો બંન્નેનું કારણ સ્વપ્નાનો સ્થાન ધર્મ છે. સ્વપ્નાનો બાપ ત્રીસ વર્ષ પહેલાં ઉત્પન્ન થયો નથી. આવી ભૂલો જાગ્રતમાં પણ બને છે.

બાપ જન્મે છે ત્યારે તે કોઈનો દીકરો હોય છે. તેને દીકરો થાય ત્યારે તે બાપ કહેવાય છે અને વ્યવહારમાં પણ કેટલાક માણસો તેને કહે છે કે "હવે તો ભાઈ બાપા બન્યા" એટલે દીકરો થયો ત્યારે બાપા થયા. કોઈ વખતે સાચો બાપ ન હોય તોએ માના કહેવાથી દીકરાને માની લેવું પડે તેથી દીકરો અને બાપ સાથે જન્મે છે, છતાં બાપ પહેલાં અને દીકરો પછી એમ ભૂલથી માને છે અને કાર્ય–કારણ ભાવ પણ ભૂલથી ઉત્પન્ન થાય છે. કારણ કાર્યની પહેલાં હોવું જોઈએ પણ બંન્ને સાથે દેખાય છે. તેથી કાર્ય–કારણ

ભાવ બનતો નથી. ઘડો માટીમાંથી નીકળ્યો નથી. જેમ ઘડામાંથી પાણી નીકળી જાય છે તેમ માટીમાંથી ઘડો નિકળતો નથી અને તેમ ભગવાનમાંથી જગત નીકળતું નથી. જેને ઘડામાં માટી દેખાય છે, જગતમાં બ્રહ્મ દેખાય છે તેને કાય-કારણ ભાવ જણાતો નથી. યોગ અને સાંખ્યની માફક જે સંપ્રદાયમાં પ્રકૃતિ સાચી માનેલી છે, તેમના મતમાં આત્મા સર્વ વ્યાપક થઇ શકતો નથી. વેદાન્તમાં જ્ઞાનકાલે પ્રકૃતિનો અત્યંત અભાવ માનેલ હોવાથી આત્મા સર્વ-વ્યાપક થઈ શકે છે, કારણ કે તેના વિરૂદ્ધ કોઈ રહેતું નથી.

માટે જે અવિજ્ઞાત સત્ જગતનું કારણ મનાય છે તેજ વિજ્ઞાત થતાં શુદ્ધ બ્રહ્મ રૂપે રહે છે. સાંખ્ય ત્વં પદાર્થનું શોધન કરે છે, યોગ તત્ અને ત્વં બંન્ને પદાર્થનું શોધન કરે છે. વેદાન્ત બંન્નેનું ઐક્ય પ્રતિપાદન કરે છે. સામાન્ય દ્રષ્ટિએ જોતા કાર્ય બ્રહ્મ જગત્ છે અને કારણ બ્રહ્મ અવ્યાકૃત છે પણ વિશેષ દ્રષ્ટિએ જોતાં વિજ્ઞાતં બ્રહ્મ શુદ્ધ બ્રહ્મ છે, અજ્ઞાત બ્રહ્મ કારણ છે અને અન્યથાજ્ઞાત બ્રહ્મ કાર્ય છે. અવિદ્યા અવ્યક્ત છે, અવિદ્યાકાર્ય વ્યક્ત છે. સત્યની અભિસંધી જ્ઞાનીને છે, અનૃતની ( અસત્યની ) અભિસંધી અજ્ઞાનીને છે.

જેમ અમૃત વિષબુદ્ધિથી જાણ્યું હોય તો વિષ થાય છે, તેમ આનંદમય બ્રહ્મ પણ જગત બુદ્ધિથી જાણ્યું હોય તો દુઃખરૂપ થાય છે.

ધર્મીનો અધ્યાસ થયા પછી ધર્મનો અધ્યાસ થાય છે.

કોઇને એમ શંકા થાય છે કે જો આત્મા એક હોય તો સુખ દુઃખ વિગેરેની સંકરતા થશે. જો આત્મા એક હોય તો એક સુખી થવાથી બીજા સુખી થવા જોઇએ અને એક દુઃખી થવાથી બીજા દુઃખી થવા જોઇએ પણ તેમ દેખાતું નથી. તેનું સમાધાનઃ-સુખદુઃખ અંતઃકરણના ધર્મ છે, લિંગ શરીરના ધર્મ છે. ધર્મ ધર્મીનો અભેદ છે. અનિત્ય ધર્મ જે ધર્મીને હોય તે ધર્મી પણ અનિત્ય જેવો છે. આ સિવાય બીજો સંબંધ બનતો નથી. અનિત્ય ધર્મની સાથે નિત્ય ધર્મીનો સંબંધ બનતો નથી. વિાકયા સિવાય દુઃખીપણું ન બને, દુઃખનો જે સાક્ષી

છે તે વિકારી કેમ થઈ શકે? ઉપાધિથી વસ્તુ–ધર્મ ફરતો નથી. મહાભારતમાં કહેલ છે કે બાષ્કલિ શિષ્ય બાધ્વ રૂષી પાસે જઈ આત્મા સંબંધી પ્રશ્ન પૂછે છે ત્યારે રૂષીએ બે વખત જવાબ નહિ આપ્યો, ત્રીજી વખત પૂછયું ત્યારે જવાબ આપ્યો, કે "આત્મા શાંત છે, ઘટ વિગેરેની માફક સતનો વિષય નથી, નિષેધનો વિષય નથી. પંચ મહાભૂતોના ગુણોથી યુક્ત મને દેખે છે તે મારી માયા છે. માયાને જોવાથી મને જાણી શકીશ નહિ."

ઉપાધિની કલ્પનાથી જીવ અને ઈશ્વરની અને જીવોની પરસ્પર વ્યવસ્થા બને છે. સમ્યકજ્ઞાન થયા પછી ઉપાધિનો બાધ થાય છે તેથી ઉપાધ મિથ્યા કહેવાય છે. જેમ દોરડીમાં ભૂલથી દેખાતો સર્પ દોરડીના જ્ઞાનથી બાધ પામે છે તેમ બ્રહ્મમાં ભૂલથી દેખાતા જીવ જગત અને ઈશ્વર બ્રહ્મજ્ઞાનથી બાધ પામે છે.

દોરડીમાં જેમ સર્પ અવિદ્યાનું પરિણામ છે, તેમ સર્પનું જ્ઞાન પણ અવિદ્યાનુંજ પરિણામ છે અને તે એકજ વખતે ઉત્પન્ન થાય છે. વેદાન્તમાં આગળ લધેલા અવિદ્યાને ભાવ રૂપ માનતા નથી. તેનો ખુલાસો બીજા વિભાગમાં છે. દોરડી ઉપાધિવાળા ચેતનની અવિદ્યાનો જે વખતે સર્પાકાર પરિણામ થાય છે તેજ સમયે સાક્ષી આશ્રીત અવિદ્યાનો સર્પના જ્ઞાનને આકારે પરિણામ થાય છે, અને તેજ વખતે ત્યાં સાપ ઘણા વખતની પડયો હશે એવો ભાવ પણ થાય છે માટે દોરડીનું જ્ઞાન થતાં જેમ દોરડીમાં સર્પ ખોટો છે, સર્પનું રૂપ ખોટું છે, સર્પનો કાળ ખોટો છે અને સર્પનું જ્ઞાન ખોટું છે એમ ખબર પડે છે તેમ બ્રહ્મમાં જીવ જગત ખોટા છે, જીવ જગતનું રૂપ ખોટું છે, જીવ જગતનો કાળ ખોટો છે અને જીવ જગતનું જ્ઞાન ખોટું છે. એનો અર્થ એમ નથી કે જીવ જગત કાંઈ વસ્તુજ નથી. બ્રહ્મ રૂપે તે સત્ય છે અને જ્યારે તે બ્રહ્મ રૂપે અનુભવાય ત્યારે તેનો વ્યવહાર બ્રહ્મરૂપે થાય છે. દોરડીને બદલે સર્પરૂપે વ્યવહાર થાય તો દોરડીના વ્યવહારનો લાભ મળે નહિ.

દોરડીમાં "આ સાપ છે," એવા જ્ઞાનમાં, "આ" દોરડીનું સામાન્ય રૂપ છે અને દોરડી એ વિશેષ રૂપ છે. તેમાં 'આ' શબ્દ ભૂલથી



સાપને લાગુ પાડવામાં આવે છે. તેવીજ રીતે જગતનું 'આ' બ્રહ્મને બદલે જગતને લાગુ પાડવામાં આવે છે. બધા ભ્રમ સ્થલમાં સામાન્ય રૂપ દેખાય છે અને વિશેષ તિરોહિત થાય છે. જગતમાં પણ બ્રહ્મનું સત્ એ સામાન્ય રૂપ છે અને તે દરેક પદાર્થમાં સતા રૂપે (અસ્તીત્વ રૂપે) દેખાય છે અને અસંગતા, નિત્યમુક્તતા, વ્યાપકતા, આનંદરૂપતા વગેરે વિશેષ રૂપ, ભ્રમરૂપ જગતના પદાર્થોથી ઢંકાયેલું રહે છે માટે દેખાતું નથી. જેમ દૃષ્ટાન્તમાં દોરડી એ વિશેષ રૂપનું જ્ઞાન થવાથી સર્પનો ભ્રમ દૂર થઈ જાય છે તેમ અસંગતા, આનંદરૂપતા, અદ્વિતીયતા, વિગેરે બ્રહ્મના વિશેષ રૂપનું જ્ઞાન થવાથી જગતભ્રમ દૂર થઈ સર્વત્ર બ્રહ્મ દેખાય છે. દોરડીનો નિર્ણય ન થયો હોય ત્યાં સુધી તેમાં ભૂલ થવાનો સંભવ છે, તેમ બ્રહ્મનું તત્વ બરાબર નિશ્ચયમાં ન આવ્યું હોય ત્યાંસુધી તેમાં ભૂલ થવાનો સંભવ છે.

રજ્જુમાં સર્પ દેખાય ત્યારે દેખાય છે રજ્જુ, પણ બુદ્ધિમાં સર્પનું જ્ઞાન પેસી જાય છે. ત્યાં કાંકરો મારીએ તો રજ્જુને લાગે છે. તેવીજ રીતે સિદ્ધાંતમાં દેખાય છે બ્રહ્મ, પણ જીવ પોતાની અલ્પબુદ્ધિથી તેને જગતરૂપે ગ્રહણ કરી જગતનું જ્ઞાન રાખે છે. સર્પ અને સર્પનું જ્ઞાન એવી બે વસ્તુ નથી. સર્પ છેજ નહિ તેથી સર્પનું જ્ઞાન ખોટું છે. તેમ જગત છેજ નહિ માટે જગતના જ્ઞાનની ભ્રાંતિ છે. મૂરખને જગત દેખાય છે, જો જગતમાં કોઈ મુરખ ન હોય તો જગત દેખાય નહિ. ઈદં અંશમાં ભ્રાંતિ નથી પણ તેના વિશેષ અંશમાં ભ્રાંતિ છે. આ કાંઈક

છે ત્યાંસુધી થોડી ભૂલ છે પણ આ (બ્રહ્મ છે તેને બદલે) જગત છે એમ માનવું એ મોટી ભૂલ છે.

પણ ઘણા એમ પ્રશ્ન કરે છે કે દોરડીમાં સર્પ દેખાય તો સર્પ બીજી કોઈ જગ્યાએ સત્ય હોવો જોઇએ અને તેથી જો બ્રહ્મની જગ્યાએ જગત દેખાય તો જગત સત્ય રૂપે કોઈ જગ્યાએ હોવું જોઈએ. તેનો જવાબ શાસ્ત્રોમાં ટીકાકારોએ ઘણી જગ્યાએ આપેલો છે. ભૂલમાં માત્ર પૂર્વ પ્રતીતિની જરૂર છે પણ તે પ્રતીતિ સાચી હોવી જોઇએ એવો નિયમ નથી. કોઈએ આંબાનું ઝાડ જોયું ન હોય, કોઈ બાજીગરે પોતાની માયાથી એની દૃષ્ટિ રોકી એક તેના જેવું ઝાડ બતાવ્યું અને કહ્યું કે આ આંબાનું ઝાડ છે. પછી કોઇને આસોપાલવનું ઝાડ આંબાના જેવું જોઈ તેમાં આંબાના ઝાડની પ્રતીતિ થઈ. પહેલાં પણ તેણે સાચું આંબાનું ઝાડ જોયું નહોતું છતાં મિથ્યા પ્રતીતિ થાય છે.

માટે સજાતીય વસ્તુના જ્ઞાનથી ઉત્પન્ન થયેલા સંસ્કાર જ ભૂલમાં હેતુ છે; અથવા જ્ઞાન સંસ્કારનો હેતુ છે અને સંસ્કાર અધ્યાસનો હેતુ છે. સ્વપ્નમાં દીઠેલ રજ્જુ–સર્પમાં રજ્જુ અને સર્પ બંને મિથ્યા છે, છતાં રજ્જુ સત્ય અને સર્પ મિથ્યા એ વિકલ્પનું આલંબન સ્વપ્ન વ્યવહાર માત્ર છે. ત્યાં વસ્તુતત્વનું આલંબન નથી. તેવીજ રીતે જાગ્રતમાં પણ સમજવું.

કોઈ એક આંધળાએ ભૂતની વાત સાંભળી બીજા આંધળાને કહેવાથી તેને કોઈ ખડખડાટમાં ભૂતનો ભ્રમ થાય છે. તેમ નાની ઉંમરમાં માણસ જે જુએ છે, તેને ભૂલથી જગત માનતાં શિખી જાય છે. જગત ઉત્પન્ન થયું ત્યારે કોઈએ જોયું નથી. જે જગ્યાએ કોઈ ન હોય તે જગ્યાએથી જગત કેવું દેખાય છે તે કોઈ કહી શકે નહિ. જીવ જન્મે છે, ત્યારે તેને ખબર નથી કે પોતે જન્મ્યો. તેના જન્મનું જ્ઞાન માબાપને થાય છે અને માબાપના મરણનું જ્ઞાન પુત્રને થાય છે. હું મર્યો એમ કોઈ કહી શકતું નથી, હું ઊંઘું છું એમ કોઇ કહી શકતું નથી. ઊંઘ અને મરણ "હું" ની સાથે રહી શકતા નથી.

પણ જેમ સિંહનું બચ્ચું બકરા વચ્ચે રહી બકરાનો સ્વભાવ પકડી લે છે, તેમ માણસની વચ્ચે જન્મેલો જીવ માણસના જેવો બની જાય છે અને પોતાને સાચે સાચ્ચો માણસ માનવા લાગે છે. મૂર્ખને ભ્રમ થાય છે, જ્ઞાનીને થતો નથી.

દોરડીમાં સર્પ દેખાય ત્યારે સર્પ બીજે ઠેકાણે છે કે નહિ તે પ્રશ્ન નથી. જ્યાં સર્પ દેખાય છે ત્યાં સર્પ છે કે નહિ? બીજે સર્પ કોઈ વખત જોયો હોય તો યાદ આવે, તોએ આંહી જે સર્પ દેખાય છે તે દ્રષ્ટિનો વિષય છે અને બીજે જોયેલો સર્પ યાદ આવે તે સ્મૃતિનો વિષય છે. દ્રષ્ટિના જ્ઞાનમાં અને સ્મૃતિના જ્ઞાનમાં ફેર છે. અજ્ઞાનનો વિષય દ્રષ્ય છે, તે વિષય અજ્ઞાન વખતે હાજર જેવો જણાય છે. વળી જ્ઞાન થાય છે, ત્યારે સ્મૃતિનો સર્પ બાધ પામતો નથી પણ દ્રષ્ટિનો સર્પ બાધ પામે છે. તેવી જ રીતે બ્રહ્મમાં દેખાતું જગત એ દ્રષ્ટિનું જગત છે અને જ્ઞાન થતાં દ્રષ્ટિનું જગત બાધ પામે છે. તે સાથે જગતનું જ્ઞાન પણ બાધ પામે છે. જે વસ્તુનો બાધ થાય છે, તેના જ્ઞાનનો પણ બાધ થાય છે.

સૃષ્ટિના અર્થવાદમાં, એટલે તેના સ્વાર્થમાં તાત્પર્ય નથી. સૃષ્ટરી (સર્જકમાં) તાત્પર્ય છે. અતાત્પર્યમાં વિવાદ શા વાસ્તે છે? અતાત્પર્ય અતાત્પર્ય (એટલે ભ્રાંતિ) છે, એ જણાવવા માટે. જે અવિદ્યમાન છે તે છે એવું દેખાડે તેને અવિદ્યા કહે છે. ભગવાનને જાણ્યા વગર તેમાંથી ઉત્પન્ન થયેલ જગત જાણી શકાશે નહિ અને ભગવાનને જાણવા જતાં પોતે, જગત કે બીજું દ્વૈત રહેશે નહિ.

અવિદ્યાની વિરોધી તત્વવિદ્યા છે, આત્મ-જ્ઞાન છે. કર્મ અવિદ્યાનું વિરોધી નથી, તેથી કર્મથી અવિદ્યા દૂર થશે નહિ. કર્મથી કાંઇક ઉત્પન્ન થાય છે, જેમકે ઘટ વિગેરે. કર્મથી કાંઇક સંસ્કાર કરી શકાય છે જેમ ડાંગરમાંથી ઘઉં કાઢી શકાય. કર્મથી કાંઇક વિકાર કરી શકાય, જેમ દૂધમાંથી દહીં; અને કર્મથી કાંઈક પ્રાપ્ત કરી શકાય, જેમ એક ગામથી બીજે ગામ જઈ શકાય. એ ચારે

(એટલે ઉત્પત્તિ, સંસ્કૃતિ, વિકૃતિ અને પ્રાપ્તિ) આત્માના ધર્મ નથી તેથી કર્મથી આત્માનો સાક્ષાત્કાર થાય નહિ. દોરડીમાં ભૂલથી જણાતો સર્પ કોઈ કર્મથી દૂર કરી શકાય નહિ. તેમાં ફક્ત દોરડીના જ્ઞાનની જરૂર છે; તેમ ભગવાનને બદલે દેખાતા જગતને બદલે ભગવાન જોવા માટે જ્ઞાનનીજ જરૂર છે.

દોરડીનું જ્ઞાન અને સર્પના અધિષ્ઠાનનું જ્ઞાન એકજ છે. તેમ ભગવાનનું જ્ઞાન અને જગતના અધિષ્ઠાનનું જ્ઞાન પણ એકજ છે. આવરણ–ભંગ વૃત્તિથી થાય છે. દોરડીના આકાર જેવા આકાર-વાળી અંતઃકરણની વૃત્તિથી દોરડી વડે અવિચ્છન્ન (જુદા પાડેલા ચેતનના) આવરણનો ભંગ થાય છે અને વૃત્તિમાં જે ચિદાભાસ રહેલો છે તેનાથી દોરડીનો પ્રકાશ થાય છે. તેવીજ રીતે બ્રહ્માકાર વૃત્તિથી બ્રહ્મ ઉપરનું આવરણ દૂર થાય છે. દ્રષ્ટાંતમાં સાભાસ વૃત્તિ જ્ઞાનનો કેવળ જડ દોરડીજ વિષય નથી, પણ અધિષ્ઠાન ચેતન સહિત દોરડી એ સાભાસ વૃત્તિજ્ઞાનનો વિષય છે. આ કારણથી વૃત્તિજ્ઞાન બધે બ્રહ્મને વિષય કરે છે એટલે વૃત્તિ જ્ઞાનનો વિષય પણ બ્રહ્મજ છે. દોરડીની ઉપાધિવાળું ચેતન અને વૃત્તિની ઉપાધિવાળું ચેતન એક થાય છે ત્યારે દોરડીનું જ્ઞાન થાય છે. ખરીરીતે વૃત્તિ ઉપહિત ચેતનજ કલ્પિતનું અધિષ્ઠાન છે. વધારે અંતર્વૃત્તિથી જોઇએ તો સાપનું અધિષ્ઠાન પણ સાક્ષી ચેતન છે માટે તમામ કલ્પિત પદાર્થોનું અધિષ્ઠાન એજ કલ્પિતનો દ્રષ્ટા છે. સર્પના અભાવથી સર્પના જ્ઞાનનો પણ અભાવ થાય છે. તેવી જ રીતે જીવ જગતના અભાવથી જીવ જગતના જ્ઞાનનો પણ અભાવ થવો જોઇએ. વિષયોમાં દોષદ્રષ્ટિ થાય તે પુરતું નથી. તેમાં દોષ દ્રષ્ટિ થશે, તો કોઈ વખતે ગુણદ્રષ્ટિ પણ થઇ જશે; તેથી દોરડીમાં જેમ સર્પ મિથ્યા છે તેમ વિષયોમાં મિથ્યાદ્રષ્ટિ થવી જોઈએ.

વેદાન્તમાં વપરાતી ભાષાનો કાંઈક પરીચય હોય તો વેદાન્ત સમજવું સહેલું પડે છે. જેમ સાસુ વહુને કહે કે "ઘઉં વીણી નાંખ" અને વહુ કાંકરા વીણે છે, ઘઉં વીણતી નથી, પણ લક્ષ્યાર્થથી તે

ભાષાનો અર્થ બંન્ને સમજી જાય છે, તેમ વેદાન્તના શબ્દોના અર્થનો પરિચય થવો જોઈએ.

## શ્રીમદ્ ભાગવત.

બધા પુરાણોમાં શ્રીમદ્ ભાગવત બહુ કિંમતી ઉપદેશવાળું મનાય છે. કેટલાક વિદ્વાનો શ્રીમદ્ ભાગવતને બ્રહ્મસૂત્ર ઉપર વ્યાસની ટીકા સમાન માને છે. મૂળ ૪ શ્લોકના ભાગવત ઉપર વ્યાસ ભગવાને સરસ્વતી નદીને કિનારે સમાધિ કરી અને સમાધિમાં તેમને જે અનુભવ થયો તેમાંથી તેણે ૧૮૦૦૦ શ્લોક બનાવ્યા. તેથી શ્રીમદ્ ભાગવતની મુખ્ય ભાષા એ સમાધિ ભાષા છે, એટલે આખું ભાગવત મૂળ ચાર શ્લોકમાં આપેલા અર્થમાં સમજીને આપણા હૃદયમાં બનતા બનાવોમાં ઘટાવી શકાય તેવું છે. આત્માને કૃષ્ણ માની તેની સત્તાથી પ્રકૃતિના ગુણોને ધીરે ધીરે તાબે કરવાની કળા એ શ્રીમદ્ ભાગવત છે. માહાત્મ્યમાં તેને જ્ઞાનયજ્ઞ પણ કહેલ છે. બારમા સ્કંધમાં કહેલું છે કે ભાગવત એ **सर्व वेदान्तसारं यद् ब्रह्मात्मैकत्व लक्षणम् । वस्त्वद्वितीयं तन्निष्ठं कैवल्यैक प्रयोजनम्** એટલે બ્રહ્મની અને જીવાત્માની એકતા કરનાર, અદ્વિતીય વસ્તુમાં નિષ્ઠા કરનારને કૈવલ્ય પદ આપવાના પ્રયોજનવાળું શ્રીમદ્ ભાગવત પુરાણ છે. જ્યારે શુકદેવજીએ પરીક્ષિત રાજાને ભાગવત સંભળાવી દીધું ત્યારે બારમા સ્કંધમાં તેમણે રાજાને કહેલું છે કે:—હે રાજા, તું દેહ છે એવી પશુબુદ્ધિ છોડી 'હું બ્રહ્મ છું, બ્રહ્મરૂપી પરમધામ એ મારૂં સ્વરૂપ છે, બ્રહ્મરૂપ પરમ પદ એ હું છું,' એવી ભાવના કર. સ્વપ્નમાં જેમ પોતાનો શિરચ્છેદ ભૂલથી દેખાય છે તેમ ભૂલથી અજ્ઞાનીને મરણની પ્રતીતિ થાય છે. જેમ ઘટાકાશમાં આકાશને જન્મ અને મરણ નથી તેમ માણસને જન્મ મરણ નથી, માત્ર મનથી ગુણ અને માયા સરજાય છે, પણ આત્મા સ્વયંજ્યોતિ અનન્ત અજર અમર છે, માટે આત્માને આત્મામાં આત્માથી સ્થિર કર, તો તને તક્ષક કરડશે નહિ, અને વિશ્વ અને શરીર પણ બ્રહ્મ રૂપ લાગશે." અહીં તક્ષક નામ એ ખરો સર્પ

સમજવાનો નથી. બારમા સ્કંધમાં છેવટે એમ પણ કહેલું છે કે જે શુક-દેવજીએ પરીક્ષિતને **સંસાર રૂપી સર્પ કરડતો હતો,** તેમાંથી બચાવ્યા તે બ્રહ્મરૂપ યોગીન્દ્ર શુકદેવજીને અમે નમન કરીએ છીએ. તેથી તક્ષક એ સર્પ નથી પણ સંસાર છે. માટે શ્રીમદ ભાગવતની સમાધિ ભાષા સમજવાની ટેવ પાડવી જોઇએ. એ ભાષા સમજાવવાં માટે શ્રી વલ્લભાચાર્યે સુબોધિની નામની ટીકામાં પ્રયાસ કર્યો છે પણ તે કામ તે પોતાના જીવનમાં પુરૂં કરી શક્યા નથી; છતાં તેમણે જે માર્ગસૂચક ટીકા લખી છે તે ઉપરથી ભાગવત્ વાંચનારને વેદાન્તને અનુકૂળ બીજું નવું નવું જાણવાનું ઘણું મળી શકે છે. બીજા સ્કંધમાં આપેલું મૂળ ચાર શ્લોકનું ભાગવત એ વેદાન્તના અર્થવાળું છે. વળી ભાગવતની શરૂઆતમાંજ ભક્તિના બે દીકરા માથી મોટા જ્ઞાન અને વૈરાગ્ય બતાવેલા છે. તે ખરેખરા દીકરા સમજવાના નથી કારણ કે મા કરતાં દીકરા મોટા હોય નહિ, તેથી ભાગવત્ સાંભળનારાના જ્ઞાન અને વૈરાગ્ય સાત દિવસમાં પરીક્ષિતના જ્ઞાન અને વૈરાગ્યની માફક જુવાન થવા જોઇએ. જ્ઞાન અને વૈરાગ્ય વગરની ભક્તિ રડતી રહે છે એ ભાગવતની શરૂઆતમાંજ સમજાવેલું છે. એ વાત ઉપર બધા વૈષ્ણવોએ ધ્યાન આપવા જેવું છે. વૈષ્ણવના આચાર્યો એટલે શ્રી વલ્લભાચાર્ય, શ્રી ગૌરાંગ મહાપ્રભુ, શ્રી રામાનુજાચાર્ય, સ્વામી શ્રી રામાનંદજી, સ્વામીનારાયણ વિગેરે સંન્યાસી હતા. છતાં તેમના કેટલાક અનુયાયીઓ સંન્યાસની જરૂર બરાબર સમજતા નથી.

શ્રીમદ ભાગવત એટલે સાત દિવસમાં મોક્ષ મળે તેવી કથા પણ શુકદેવજી જેવા અવધૂતે કહેલી છે. તે બરાબર સાંભળવામાં આવે તો બીજા કર્મની અપેક્ષા વગર, સાંભળવા માત્રથીજ પરીક્ષિતની માફક મોક્ષ આપે તેવી છે. તેમાં પહેલે દિવસે કથા સંભળાય એટલે કપિલ આખ્યાનમાં આપેલ જ્ઞાન જેવું જ્ઞાન સાંભળનારને થવું જોઇએ એટલે પ્રકૃતિ પુરૂષનો વિવેક થવો જોઇએ

એટલે આત્મા માયાના ગુણથી અસંગ છે એટલું જ્ઞાન થવું જોઇએ. બીજે દિવસે જડભરતના જેટલું જ્ઞાન થવું જોઇએ. આંહીથી અદ્વૈત જ્ઞાનની શરૂઆત છે. ત્યાં જડભરત રહુગણને કહે છે કે જે અદ્વય જ્ઞાન વિશુદ્ધ છે, જેની અંદર બહાર કોઇ નથી એવું પરમાર્થનો અનુભવ આપનાર છે અને જે જ્ઞાન પ્રત્યેક આત્મામાં સૌને પ્રાપ્ત છે તેનેજ ભગવાન અથવા વાસુદેવ કહે છે. ત્રીજે દિવસે પ્રહલાદના જેટલું જ્ઞાન થવું જોઇએ. એટલે સ્વ અને પરનો ભેદ દૂર થવો જોઇએ. ચોથે દિવસે શ્રી રામચંદ્રજી અને શ્રી કૃષ્ણના જેટલું જ્ઞાન થવું જોઇએ.

શ્રી રામચંદ્રજીનું ચલણ ( ચારિત્ર ) પ્રમાણ છે. વચન માત્ર નીતિ છે. શ્રી કૃષ્ણનું વચન પ્રમાણ છે અને તેમનું ચારિત્ર એ સિદ્ધ સ્થિતિ બતાવે છે. શ્રી કૃષ્ણનું ચરિત્ર એ જીવન્મુક્તિનો ક્રમ છે. શ્રી કૃષ્ણનું ખરૂં સ્વરૂપ તેમના જન્મ વખતે દેવોએ કરેલી સ્તુતિમાં, વસુદેવની સ્તુતિમાં અને દેવકીજીની સ્તુતિમાં બરાબર વર્ણવેલું છે. જ્યાં બે ન હોય ત્યાં બે દેખે એ કંસનું સ્વરૂપ છે.

પાંચમે દિવસે રુકિમણી વિવાહ સુધી કથા પહોંચે છે, ત્યાં માયાને પોતાને વશ કરી લેવાનું સામર્થ્ય જણાવેલું છે. રુકિમણીની કથા ઉપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે જ્યાં જ્યાં શ્રી કૃષ્ણ સાથે સ્ત્રીઓના સંગની વાત આવે છે ત્યાં જીવ અને બ્રહ્મની એકતા સમજવાની છે. છઠ્ઠે દિવસે ગુરૂદત્તાત્રેયના આખ્યાન સુધી કથા પહોંચે છે. અત્રિ એટલે ત્રણ ગુણથી રહિત જે રહી શકે છે તેના પુત્ર ગુણાતીત દશામાં આત્માનો આનંદ લેતા ફરે છે, ત્યાં સુધીનું જ્ઞાન, સાંભળનારને છ દિવસમાં મળે, અને સાતમે દિવસે શુકદેવજીએ એકાદશસ્કંધમાં ચોખ્ખું બ્રહ્મજ્ઞાન પરીક્ષિતને આપ્યું છે, તેટલું જ્ઞાન સાંભળનારને થઈ જાય, તો જેમ પરીક્ષિત રાજાનો મોક્ષ સાત દિવસમાં થયો તેમ શ્રીમદ ભાગવત સાંભળનારનો મોક્ષ પણ સાત દિવસમાં થઇ જાય એવી કથા છે. શ્રીમદ ભાગવતમાં બ્રહ્મજ્ઞાનનું

ઘણું જોર છે. શ્રીમદ ભાગવતનો વૈરાગ્ય તો અજોડ છે. તેમાં ખરા ભક્તનાં લક્ષણ બતાવતાં ત્રણ જગ્યાએ જણાવેલું છે કે ખરો ભક્ત સ્વર્ગનું રાજ્ય કે પૃથ્વીનું રાજ્ય માગતો નથી; બ્રહ્માનું પદ, કે યોગ સિદ્ધિ કે ઇંદ્રનું પદ માગતો નથી પણ માત્ર ભક્તિ માગે છે. આવો વૈરાગ્ય જેને સ્વરાજ્ય જોઇએ છે તેમને માફક આવે તેવો નથી. આ દેશની વિદ્યાજ ચાર પુરૂષાર્થ વાળી હોવાથી અને તેમાં મોક્ષ એ મુખ્ય પુરૂષાર્થ માનેલો હોવાથી હાલમાં જેને સ્વરાજ્ય કહે છે તેવું સ્વરાજ્ય એ વિદ્યામાંથી નીકળી શકે તેમ નથી અને પાર્લામેન્ટના જેવા બહુમતિના રાજ્યમાં પણ લોકોને ઉમેદવાર ચૂંટવાની એટલી ઉપાધિ વધી પડે તેવું છે કે તે માટે રોજ ન્યૂસપેપર વાંચવાં જોઇએ, અને તેથી પોતાની ઉપાધિ દૂર કરવાની મુશ્કેલીની સાથે સાથે બીજાની ઉપાધિના વિચાર પણ આવી પડે છે. મોક્ષ માટે અદ્વૈત વિદ્યાની, અદ્વૈત જ્ઞાનની જરૂર છે; તેવી વિદ્યા યૂરોપના જેવા સ્વરાજ્યમાં અથવા તેના જેવી સમાજમાં ઉત્પન્ન થઇ શકતી નથી. તેથી મોક્ષને પુરૂષાર્થ તરીકે માનવાને બદલે દેશસેવા એ હાલમાં મુખ્ય પુરૂષાર્થ તરીકે મનાય છે. પણ જ્યારે પશ્ચિમના દેશોમાં નીતિ અને ધર્મનું જોર બહુ ફેલાશે ત્યારે ત્યાં પણ ધર્મ અને મોક્ષની જરૂર વધારે જણાશે અને રાજ-નીતિ એવા પ્રકારની ઘડાશે કે કોઇને પૈસો ભેગો કરવાની જરૂર લાગશે નહિ અને બધાની જીંદગીની જરૂરીઆત પૈસો ભેગો કર્યા વગર પૂરી થઇ શકે એવી સમાજ રચાશે. એવી દશામાં કેળવણીમાં મોટો ફેરફાર થવાનો સંભવ છે અને બધા દેશો એ એક દેશ જેવા થઇ જશે. તે વખતે સ્વદેશાભિમાનનો અર્થ પણ ફરી જશે. બહુમતિનાં રાજ્યો કરતાં રામચંદ્રજી જેવા એક ડાહ્યા રાજાની જરૂર છે, અને એવા પુરૂષો જન્મશે ત્યારેજ શાંતિનો સમય આવશે. તે સિવાય આ પૃથ્વી ઉપર કાયમની શાંતિ રહેવાનો સંભવ નથી.

હાલ રાગ-દ્વેષથી મરેલા માણસો પાછા થઇને, ફરીથી રાગદ્વેષ ઉત્પન્ન કરે છે, અને નિયમસર થોડા થોડા વર્ષને અંતરે લડાઇનું

નિમિત્ત બને છે. શ્રીમદ ભાગવતનો વૈરાગ્ય તો આ લોક અને પર-લોકના સુખને તુચ્છ ગણીને માત્ર ભગવદ્ સુખ કે જે સૌને પોતાના આત્મામાં નિત્ય રહેલું છે, તે મેળવવામાં રહેલો છે. શ્રીમદ ભાગવતમાં ભક્તિનું તત્વ ઘણે પ્રકારે સમજાવવામાં આવેલું છે. જેઓને ક્રિયાવાળી ભક્તિ ગમે છે તેમને માટે ક્રિયાવાળી ભક્તિ બતાવેલી છે, તે દુઃખીઓને દુઃખમાં મદદ આપે તેવી છે. ગજેન્દ્ર, દ્રાપદી, કુંતાજી વગેરે આર્ત ભકતો હતા; ભગીરથ, ઉદ્ધવજી વગેરે જીજ્ઞાસુ ભક્ત હતા; સુગ્રીવ, સુદામા, ધ્રુવ વિગેરે અર્થાર્થી હતા અને નારદ, અંબરીષ, પ્રહ્લાદ વિગેરે જ્ઞાની ભક્ત હતા.

ખરા ભકતો એમ માને છે કે જેણે મીઠાં ઝાડ ઉગાડયાં છે તેણે જ કડવાં પણ ઉગાડયાં છે અને જે મીઠા ઝાડને પાણી પાય છે તે કડવાને પણ પાણી પાય છે. આવી ભાવનાથી સમતા સારી રહે છે અને પોતાના યોગક્ષેમની ફીકર રહેતી નથી.

જેમ જેમ ભકિત વધે તેમ તેમ બહારની ક્રિયા ઓછી થાય છે, ભકત સંસારને યાદ કરતો નથી અને ભગવાનને ભૂલતો નથી, પણ જે પોતાનું માનેલું હોય તે ભગવાનને અર્પણ કરે છે.

જો એક મન ભગવાનને અર્પણ થાય તો બધું અર્પણ થયું એમ સમજવાનું છે, તેથી "મન મને અર્પણ કર" એમ ભગવાન ઘણી જગ્યાએ કહે છે. તેનાથી આગળ વધતી ભકિતમાં ભગવાન ભકતને યાદ કરે એવી દશામાં ભકત રહે છે. એવી દશા એ ગોપીઓનો વિરહ છે. સ્ત્રીઓને માટે ભકિતના નમૂના જેવા શ્રીમદ ભાગવતમાં છે તેવા બીજા કોઇ શાસ્ત્રમાં નથી. નિર્વિશેષ બ્રહ્મ મગજમાં ન ઉતરે તેટલા માટે તેવા અધિકારી ઉપર અનુગ્રહ કરવા માટે ભગવાન સગુણ રૂપ પણ ધારણ કરે છે. બહાર જેઓને દર્શન જોઇએ તેમને બહાર દર્શન આપે છે અને અંતરાત્મામાં જેને આત્મજ્ઞાન જોઇએ, આત્માનો આનંદ જોઇએ તેમને તેવો અનુભવ આપે છે. બહુ સારો અનુભવ લેવો હોય તો ભકતે બધા વિચાર છોડી નિર્વિકલ્પ થતાં શીખવું જોઇએ,

મૌન રહેતાં શીખવું જોઇએ. જેટલા પ્રમાણમાં અંદરથી મન અને પ્રાણનો ખોટો સ્વભાવ દૂર થતો જશે તેટલા પ્રમાણમાં આત્મભાવ, ભગવદ્દભાવ અંદર ભરાતો જશે.

ખરા આશક પોતાના ઉપાસ્યમાં પ્રભુને જુવે છે. તે ભાવ પ્રાપ્ત થવા માટે દર્દ ઉત્પન્ન થવું જોઇએ. દર્દ વગર દાક્તર આવતા નથી. ગોપીઓ એવા પ્રેમમાં પોતાના દેહને અને ઘરને પણ ભૂલી ગઇ હતી. ગોપીઓનું દર્દ અને મીરાંબાઇનું દર્દ તેના જેવીજ સમજી શકે છે. જ્યારે ભગવાને ગોપીઓને દર્શન આપ્યાં ત્યારે ગોપીઓને **योगीवानंद संप्लुता** યોગીઓને આત્માનો આનંદ મળે છે તેવો આનંદ મળ્યો અને વિરહનો તાપ બળી ગયો. **जहु विरहजं तापं प्राज्ञं प्राप्य यथा जनाः** એટલે જેમ જીજ્ઞાસુને આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં જે સુખ મળે છે અને દુઃખ દૂર થાય છે તેવી દશા થઇ. એ ગોપીઓની બ્રહ્મરાત્રી હતી, બ્રહ્મસંબંધનો વખત હતો. વિરહના રસ્તાનું દુઃખ જે સહન કરી શકે છે, પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા છોડી શકે છે અને નિરાશ થતો નથી તેને એવો અનુગ્રહ મળે છે. તડકામાં નદીમાં ઊભેલા માણસને તડકો અને ઠંડી બંને લાગે છે તેમ વિરહમાં સુખ અને દુઃખ બન્ને લાગે છે. વિરહના સુખમાં ભક્તનાં પુણ્ય બળી જાય છે અને વિરહના દુઃખમાં ભક્તના પાપ બળી જાય છે. એ રીતે તેના કર્મ બળી જાય છે. જ્ઞાની પુરૂષો જીવના વાચ્યાર્થનો ત્યાગ કરે છે અને વિજાતીય પ્રત્યય છોડે છે તે પણ એક પ્રકારનો વિરહ છે. વિરહમાં ભગવાન સિવાય બીજું યાદ આવતું નથી. જે ચીજની જેટલી કિંમત બેસે છે તેટલી કિંમત આપ્યા વગર તે ચીજ મળતી નથી. તેમાં શ્રદ્ધાની બહુ જરૂર છે. જ્યારે ભક્તિ વધારવા માટે જીવ પોતાની બધી ક્રિયાથી થાકયો હોય, તેને કાંઈ રસ્તો સૂઝતો ન હોય ત્યારે એવી વિરહ દશા ઉત્પન્ન થાય છે અને તેમાં અંતઃકરણની શુદ્ધિ થાય છે. તે વખતે ભગવાન તેની વ્યાવહારિક બુદ્ધિ લઈ લે છે, તેને અંધકારમાં છોડે છે, કે જેથી જીવ માત્ર શ્રદ્ધાથી આગળ વધે. શ્રદ્ધાથી ઉત્પન્ન થયેલો એક સાચો

વિચાર અનેક ખોટા વિચારને દૂર કરે છે. તે દશામાં ભગવાન સાધન છે અને ભગવાન ફળ છે.

ગોપીઓના પ્રસંગનું પ્રકરણ એટલે રાસલીલાના અધ્યાયો સમાધિ ભાષામાં પણ સમજી શકાય તેવા છે. તેમાં અંગસંગની વાત આવે છે. તે સમજવામાં કેટલાક મુંઝાઈ જાય છે. તેનો અર્થ એવો છે કે જીવ પહેલાં વ્યતિરેકભાવે પંચકોશથી આત્માને જુદો જાણે છે અને પોતાના આત્માનો થોડોક અનુભવ લીધા પછી, જ્યારે તે અનુભવમાં તેની નિષ્ઠા બંધાવા લાગે છે ત્યારે તેની અસર તેના મન ઉપર, પ્રાણ ઉપર અને છેવટે શરીર ઉપર આવે છે અને બહુ નિષ્ઠા થતાં શરીરના પરમાણુઓ પણ આનંદરૂપ થઇ જાય છે. એ કૃષ્ણરૂપ આત્મા સાથે ભક્તના શરીરને અંગસંગ છે અને એવો અંગસંગ બધા ભક્તોને ગમે તેવો છે.

ગોપીઓના પ્રસંગમાં પ્રેમ અલૌકિક છે પણ અલૌકિક પ્રેમ સમજાવવા માટે અલૌકિક ભાષા મળી શકતી નથી, તેથી લૌકિક ભાષામાં અલૌકિક પ્રેમ સમજાવેલો હોવાથી ઘણા વિદ્વાનોને પણ રાસ-લીલાનો ખરો અર્થ બેસતો નથી.

શ્રીમદ્ ભાગવત, રામાયણ અને મહાભારત એ સમાધિ ભાષાના ગ્રંથો છે, તે સમજવા માટે થોડીક સૂચના પરિશિષ્ટ ૧–૨ અને ૩ માં આ પુસ્તકને અંતે આપવામાં આવેલી છે.

તત્વજ્ઞાનની તૈયારી માટે એકલો અભ્યાસ ન ચાલે, એકલો વૈરાગ્ય પણ ન ચાલે. બન્ને સાથે જોઇએ. માત્ર અપર વૈરાગ્યથી સાક્ષાત્કાર થતો નથી. પર વૈરાગ્ય પણ કેળવવો જોઇએ. બુદ્ધિની ભૂલો અભ્યાસથી સુધરે છે, લાગણીઓની ભૂલો વૈરાગ્યથી સુધરે છે.

ભિન્ન બુદ્ધિથી આત્મા ભિન્ન ભાસે છે. કલ્પિત અનાત્મ વસ્તુ હોવાથી એકમાં ભૂલથી વિરૂદ્ધ ધર્મ દેખાય છે. પોતાની બુદ્ધિનો દોષ દૂર થતાંજ જેવી વસ્તુ હોય તેવી દેખાય છે. તેને માટે વધારે સૂક્ષ્મ વિચારની જરૂર છે. તે ત્રીજા પ્રકરણમાં આપેલ છે.

કોઈ માછીમાર દરિયામાં માછલાં પકડવા જાળ નાંખે અને તેની જાળમાં જેટલાં માછલાં આવે તે ઉપરથી અટકળ કરે કે આ દરિઆમાં આવાંજ પ્રાણી છે તો તે ભૂલ છે. કેટલાંક ઝીણાં માછલાં તેની જાળમાં આવતાં નથી અને દરિયાનાં બધાં પ્રાણી સરખાં હોતાં નથી. તેવીજ રીતે આપણી બુદ્ધિરૂપી જાળમાં જેટલું જગત આવે તેટલું અને તેવું જગત છે નહિ. તેમાં ન સમજાયેલું અને ન જોયેલું બીજું ઘણું છે. તે માટે બુદ્ધિ વધારે શુદ્ધ કરી વધારે તપાસ કરવાની જરૂર છે.

દશમસ્કંધમાં જે બલરામજીનું તત્ત્વ છે તે સાંખ્યનું તત્ત્વ છે અને જે શ્રી કૃષ્ણનું તત્ત્વ છે તે યોગનું તત્ત્વ છે. એ સિદ્ધાંત, બલિરાજાએ કરેલ સ્તુતિમાં (દશમસ્કંધમાં ૮૫મા અધ્યાયમાં) નીકળે છે. સાંખ્યના પુરૂષ અસંગ હોવાથી બલરામજીએ રાસલીલામાં અથવા મહાભારતમાં ભાગ લીધેલ નથી પણ ભેદબુદ્ધિ રૂપી દ્વિવિધ વાનર જ્યારે દ્વારકામાં રંજાડ કરવા આવ્યો ત્યારે બલરામજીએ તે વાનરને મારી નાંખેલ છે. ત્યાં જ્ઞાનની જરૂર હતી. બલરામજી શેષ નાગનો અવતાર હતા. નામ અને રૂપનો બાદ કરતાં જે સચ્ચિદાનંદ રહે તેને શેષ કહે છે. તે મોટા ભાઇ તરીકે પહેલાં પ્રગટ થયેલ છે. વળી બલરામજીના મુખ્ય હથીઆર હળ અને મુસળ છે. પ્રકૃતિ અને પુરૂષના ધર્મો જુદા કરવા એ હળથી જમીન જુદી કરવા જેવું છે અને મુસળથી પુરૂષના ધર્મમાં જીજ્ઞાસુઓને બલરામજી ટકાવી દે છે. શ્રીકૃષ્ણનું હથીઆર સુદર્શન એટલે સમ્યક દર્શન છે.

## પ્રકરણ ૩જું

# તનુ માનસા

ત્રીજી ભૂમિકાએ નિદિધ્યાસન શરૂ થાય છે. નિદિધ્યાસન એટલે સજાતીય પ્રત્યયનો પ્રવાહ રાખવો અને વિજાતીય પ્રત્યયનો પ્રવાહ કમી કરવો.[1] આંહી મન સૂક્ષ્મ થવા લાગે છે અને સંકલ્પ ઓછા થાય છે તેથી આ ભૂમિકાને તનુ માનસા કહે છે. એને પ્રત્યાહાર પણ કહે છે. તે પછી ધ્યાન શરૂ થાય છે અને ધારણા બંધાય છે. ચિત્તવૃત્તિના નિરોધથી દ્રષ્ટા પોતાના સ્વરૂપ તરફ વળે છે અને મનમાં કેટલીક શાંતિ ઉત્પન્ન થવા લાગે છે.

શ્રવણ મનનમાં તત્પરતા એ જ્ઞાન થવામાં સારી શરૂઆત છે. ચિત્તની એકાગ્રતા એ જ્ઞાન થવામાં મુખ્ય કારણ છે. સુખ પ્રાપ્તિમાં સૌ ચિત્તને એકાગ્ર કરે છે. મોક્ષમાં સુખ છે એવી બુદ્ધિ હોય તો તેમાં ચિત્ત એકાગ્ર થાય છે.

### પદાર્થ શોધન

વેદાન્તમાં ઉપદેશક મહાવાક્ય "તત્ત્વમસિ" છે, એટલે "તે તું છે" એટલે "તું બ્રહ્મ છે;" પણ જે જીવ દેહનું અભિમાન લઇને પોતાને માણસ માની બેઠો છે તે બ્રહ્મ સ્વરૂપ છે એમ કહેવું બને નહિ તેથી બન્ને પદનું શોધન થવું જોઇએ. તત્ પદનો ખરો અર્થ અને ત્વમ્ પદનો ખરો અર્થ નક્કી કરવો જોઇએ. અજ્ઞાન દશામાં જેને જીવ કહે છે તે ખરો જીવ નથી. જ્યાંસુધી તત્પદ અને ત્વંપદ બરાબર જાણવામાં નહિ આવે ત્યાંસુધી 'તત્વમસિ' એ વાક્યનો બોધ બરાબર થશે નહિ. વાક્યાર્થ જ્ઞાન થયા પહેલાં પદાર્થ જ્ઞાન થવું જ જોઇએ.

---

૧. હું સત્ ચિત્ આનંદ સ્વરૂપ છું, એ સજાતીય પ્રત્યય છે, નામ રૂપ કર્મ મારા સ્વભાવમાં નથી એમ માનવું એ વિજાતીય પ્રત્યયનો ત્યાગ છે.

સામાન્ય રીતે વેદાન્તમાં નીચે પ્રમાણે પદાર્થશોધન થાય છેઃ—

(૧) સર્વજ્ઞ, સર્વ, શક્તિમાન વિભુ, માયાને અધીન રાખનાર ઇશ્વરચેતન તે તત્પદનો વાચ્યાર્થ છે.

(૨) અલ્પજ્ઞ, અલ્પ શકિતમાન પરિચ્છિન્ન, માયાને અધીન વિગેરે (ઇશ્વરના ધર્મથી) વિપરીત સ્વભાવવાળું જીવચેતન એ ત્વંપદનો વાચ્યાર્થ છે.[૧]

ઉપરના બન્નેની એકતા બનતી નથી તેથી બન્નેમાં ભાગત્યાગ લક્ષણાથી માયાનો અંશ દૂર કરતાં બાકી જે

(૩) ઇશ્વર સાક્ષી રહે છે તે તત્પદનો લક્ષ્યાર્થ અને

(૪) જીવ સાક્ષી રહે છે તે ત્વંપદનો લક્ષ્યાર્થ છે.

એ પ્રમાણે પદાર્થ શોધન કરતાં ઇશ્વર ચેતન અને જીવ ચેતનનું ઐક્ય બની શકે છે. વાચ્યાર્થ એક નથી પણ લક્ષ્યાર્થ એક છે. જેમ સોનાનો મુગટ ચાખડી વગેરે બોલવામાં જુદા લાગે છે પણ સુવર્ણ રૂપે એક છે. સોના ઉપર થયેલી ક્રિયાનો વિચાર ન કરીએ અને માત્ર સત્તાનો વિચાર કરીએ તો સોનુંજ સોનું છે તેમ જીવના શુદ્ધ ચૈતન્યની સાથે ક્રિયાદ્રષ્ટિનો આરોપ ન કરીએ તો જીવ બ્રહ્મસ્વરૂપ છે.

અવિચારથી જીવ કર્તા ભોકતા છે અને બંધનમાં રહેલો જણાય છે પણ વિચાર કરે તો કર્મનું બંધન તેના સ્વરૂપમાં નથી. જો કર્મ એ આત્માના સ્વરૂપમાં હોય તો કદી નિવૃત્ત થાય જ નહિ અને ઉંઘમાં પણ કર્મ બંધન લાગ્યા કરે. નાની ઉમરનાં કર્મ જતાં રહેતાં આત્માને કંઇ થતું નથી, સ્વપ્નનાં કર્મ જતાં રહેતાં આત્માને કંઇ થતું નથી, તેથી આત્મા સ્વરૂપે કર્મથી મુક્ત છે, પણ તે વાત વારંવાર સાંભળી દ્રઢ કરેલી ન હોવાથી કર્મને પોતાનું સ્વરૂપ માની આત્મા જાણે કે બંધનમાં પડયો હોય તેમ લાગે છે. મૂઢ પુરૂષ આત્મામાં સંસારને કલ્પે

૧. "વાચ્યાર્થ" શબ્દ આવે ત્યાં વ્યવહારમાં પ્રકૃતિનું અભિમાન લઇને રહેલ એમ સમજવાનું છે અને 'વાકયાર્થ' શબ્દ આવે ત્યાં 'તત્વમસિ' એટલે તે તું છો એ વાકયનો અર્થ લેવાનો છે.

છે. આત્મામાં સર્વ કલ્પનાનો અત્યંત અસંભવ છે. જે ચંડાલની બુદ્ધિનો દ્રષ્ટા છે તેજ બ્રહ્માની બુદ્ધિનો દ્રષ્ટા છે. બંન્નેનું જ્યોતિ એક છે. ભાસ્યમાં ભેદ હોવાથી અનેકની માફક લાગે છે, વાસ્તવમાં અનેક નથી.

'તે તું છે' એ સાક્ષાત પ્રમાણનો અનાદર કરી બીજા પ્રમાણથી જે આત્માને જાણવાને ઈચ્છે છે, તે આંખથી રસ ગ્રહણ કરવા ઈચ્છે છે. અપ્રતિહત પ્રમાણનો બોધ કરતાં છતાં પણ વાક્ય બોધ નથી કરતું એમ વાદીનું માનવું હોય તો કોઈપણ પ્રમાણથી જ્ઞાન થશે નહિ. મહા વાક્યથી જ્ઞાન થાય છે છતાં તે પ્રમાણ ખોટું છે એમ કહેશો તો જ્ઞાન સામાન્યને લીધે બીજા પ્રમાણમાં પણ વિશ્વાસ આવશે નહિ, અનાત્મામાં આત્મબુદ્ધિ અસ્ખલિત થઈ રહે છે તેનું કારણ મિથ્યાજ્ઞાન છે.

સર્વ દેહમાં આત્મા એક હોય તો બધાનું દુઃખ જ્ઞાનીને થવું જોઈએ એવી શંકા કોઈ કરે છે. તેનું સમાધાન થઈ શકે છે. બોધ થયા પહેલાં પણ જેને અન્ય દેહનું દુખીત્વ નહોતું, અને બોધ થયા પછી પોતાના દેહમાં પણ દુખીત્વ નથી તો બીજાના દેહનું દુખીત્વ શી રીતે આવે ? અન્યગત દુખીત્વ એટલે અંતઃકરણનું દુખીત્વ આત્મામાં અવિદ્યાથી આરોપાય છે, તે અવિદ્યા નિવૃત્ત થયા પછી આત્મામાં દુખીત્વ કેમ થાય ? વિક્રિયા સિવાય દુઃખીપણું ન બની શકે. ક્ષેત્રજ્ઞમાં વિકારીત્વનું પરિગણન નથી. ક્ષેત્રજ્ઞ નિર્વિકારી છે, તેને સવિકારી કહી શકાય નહિ. સવિકારીત્વનું ક્ષેત્રજ્ઞમાં પરિગણન નથી.

જન્માંધ માણસ જેમ હાથીને જુદી જુદી રીતે કલ્પે છે તેમ એક અદ્વય બ્રહ્મ નિર્વિકાર સ્વરૂપને કુબુદ્ધિવાળા અજ્ઞાની માણસો હજાર રીતે કલ્પે છે.

કોઈ ૪ આંધળા માણસ હાથી પાસે જાય. તેમાં જેના હાથમાં હાથીનો પગ આવે તે કહે કે હાથી થાંભલા જેવો છે, પૂંછડી હાથમાં આવે તો કહે છે કે હાથી દોરડા જેવો છે અને થાંભલાની પછી પૂંછડી હાથમાં આવે તો કહે છે કે થાંભલામાંથી આ દોરડી નીકળેલી છે, જેના હાથમાં કાન આવે તે કહે છે કે હાથી સૂપડા જેવો છે,



ચાર આંધળાએ જોયેલ હાથી.

જેના હાથમાં સૂંઢ આવે છે તે કહે છે કે હાથી સાંબેલા જેવો છે, પણ હાથી જેમ અખંડ વસ્તુ છે તેમ બ્રહ્મ એક અખંડ છે, પણ દ્રષ્ટિ ભેદથી પર જેવું લાગે છે. તે ભેદ જ્ઞાનથી શાંત થવાથી સ્વરૂપ પ્રાપ્તિ બને છે અને પછી નામ રૂપના વિશેષ જ્ઞાનની જરૂર રહેતી નથી, એટલું જ નહિ પણ ભેદ જ્ઞાન, સાથેના હાથીના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે, મૂળ સ્વરૂપના જ્ઞાનને અટકાવે છે.



જે હાથીને પ્રત્યક્ષ દેખે છે, તેને ચારે આંધળાની વાતો સાંભળી આશ્ચર્ય થાય છે.

જીવ પણ કોઇ વખતે બ્રહ્મ નથી એમ નથી છતાં પોતાને એક જગ્યાએ રહેલો, અમુક નામવાળો અમુક રૂપવાળો કલ્પે તેથી સ્વરૂપ જેવું છે તેવું અનુભવમાં આવતું નથી.

કોઇને એવી શંકા થાય છે કે અજ્ઞાન એટલે જ્ઞાનનો અભાવ. એ અવસ્તુ સ્વભાવ હોવાથી અજ્ઞાન સંસારનું કારણ કેમ બને ?

અસત્‌માંથી સત્‌નો જન્મ બને નહિ. તેનું સમાધાનઃ—બુદ્ધિનો જન્મ થયા પહેલાં સર્વ પદાર્થ અજ્ઞાત માત્ર છે. એક સત્‌થી સર્વ પદાર્થ સત્ છે તેથી સત્ અજ્ઞાત છે. સત્ અજ્ઞાત કોણ છે એવી અપેક્ષા થતાં શાસ્ત્ર કહે છે કે જાણવાની ઇચ્છામાં પ્રમાતા પ્રમાણને જે ભાસક સિદ્ધ કરે છે, તે પોતાના મહિમાથી સિદ્ધ છે, તેનો સત્ તરીકે નિશ્ચય કરો. એક જ સત્ સર્વવ્યાપક હોવા છતાં વિરૂદ્ધ ધર્મ એટલે અજ્ઞાન દુઃખ વગેરે જે અનુભવમાં આવે છે તે જીવની કલ્પનામાંથી સ્ફૂરે છે. જેમ એક સ્ત્રીમાં કોઈને મોહ થાય છે, સાધુને અપવિત્ર લાગે છે, તેના ભાઈને બ્હેન રૂપે લાગે છે, કૂતરાને કરડવા લાયક પ્રાણી લાગે છે, તેમ કલ્પના માત્રના મોહથી અજ્ઞાની મનુષ્ય અશુચિનો સ્પર્શ કરે છે. અજ્ઞાનથી દેહમાં અભિનિવેશ થાય છે અને દ્વિતીય અર્થ નથી છતાં મિથ્યા અભિનિવેશથી માણસ પોતાને સુખી દુઃખી માની પોતાને ઠગે છે.

અજ્ઞાનીને ભોક્તવ્યમાં સત્યતાની ભ્રાંતિ છે તેટલા માટે તેને તેમાં વ્યસન થાય છે.

જેવી રીતે બાળક માટીના હાથીમાં હાથીનો અધ્યાસ કરીને ચેષ્ટા કરે છે અને રમે છે અને હાથી ભાગી જાય ત્યારે રડે છે એવી રીતે મૂઢ માણસ આત્મામાં દેહ વગેરેનો આરોપ કરીને દેહની માફક ચેષ્ટા કરે છે. બાળક જેવી બુદ્ધિવાળાને બ્રહ્મ જગત્ આંકારે ભાસે છે. બધું બ્રહ્મ પરિણામ પામે તો કારણ રહે નહિ. થોડું પરિણામ પામે તો બ્રહ્મમાં અંશ થાય. નિરંશમાં અંશ બની શકે નહિ. જગતના આવિર્ભાવથી બ્રહ્મ પૂર્ણ થાય તો તે આવિર્ભાવ થયા પહેલાં બ્રહ્મ અપૂર્ણ હોવું જોઈએ પણ બ્રહ્મ સર્વદા પૂર્ણ છે. નિત્ય બોધથી માયા નિત્ય નિવૃત્ત છે; છતાં વેદ અને આચાર્યના ઉપદેશનાં વાકયો માયાને દૂર કરે છે.

મૂળ આત્મ સ્વરૂપમાં અજ્ઞાન કે દુઃખ નથી છતાં વ્યવહારમાં અજ્ઞાન અને દુઃખ જણાય છે તેના ખુલાસા માટે વેદાન્તમાં પહેલાં અજ્ઞાનને સિદ્ધ કરવામાં આવે છે, પછી સમ્યક જ્ઞાન બતાવીને તેના

બળથી અજ્ઞાનની નિવૃત્તિ બતાવે છે. તેથી વેદાન્તની શરૂઆતમાં ત્રણ સત્તા માનેલી છે :–

જગત—વ્યાવહારીક સત્તાએ જણાય છે.

બ્રહ્મ—પરમાર્થિક સત્તાએ રહે છે.

દોરડીમાં દેખાતો સર્પ અને સ્વપ્નાં પ્રાતિભાસિક સત્તાવાળા છે. જેમ જેમ આત્મજ્ઞાન થાય છે અને અજ્ઞાન દૂર થવા લાગે છે તેમ તેમ વ્યાવહારિક સત્તા એ પ્રાતિભાસિક જેવી દેખાય છે અને છેવટે માત્ર પારમાર્થિક સત્તાનો અનુભવ રહે છે. જીવ જગત અને ઈશ્વર મિથ્યા નથી પણ ઉપાધિ મિથ્યા હોવાથી જીવનો પ્રતિબિંબ રૂપે અને ઈશ્વરનો બિંબરૂપે વ્યવહાર મિથ્યા છે. પ્રતિબિંબ ઉપાધિની અંદર છે, બિંબ ઉપાધિની બહાર છે. ઉપાધિને અથવા ભેદ ભ્રમને હઠાવવાનું છે. જીવ અને ઇશ્વરને હઠાવવાના નથી કારણકે તે સ્વરૂપે બ્રહ્મ છે, બ્રહ્મને જગત રૂપે અજ્ઞાની દેખે છે પણ બ્રહ્મ જગતમય નથી. જગતને બ્રહ્મ રૂપે દેખે તો જગત બ્રહ્મમય છે.

છીપમાં રૂપું દેખાય ત્યારે તે રૂપું દ્રષ્ટિની પહેલાં કે જ્ઞાન થયા પછી હોતું નથી. તેવીજ રીતે જે વસ્તુ જ્યારે દ્રષ્ટિમાં આવે છે અને જ્યાંસુધી દ્રષ્ટિમાં (વિચારમાં) આવતી રહે છે ત્યારેજ અને ત્યાંસુધી તે છે. દ્રષ્ટિમાં આવતા પૂર્વે કે દ્રષ્ટિમાં ન આવતાં પછી તે વસ્તુ ન હતી અને નથી રહેતી. આ વાદમાં જગતના સમસ્ત પદાર્થો પ્રાતિભાસિક છે. પ્રાતિભાસિક પદાર્થ જ્યારે જ્ઞાત હોય છે ત્યારેજ તેની સત્તા હોય છે. જગત પ્રાતિભાસિક હોવાથી તેનું જ્ઞાન રાખવાની જરૂર નથી.

દેહમાંથી આત્મબુદ્ધિ કાઢવા માટે એક ઉપાય એ છે કે દેહ જાણે નાનું બાળક હોય અને બાળકને મા જેમ કહે છે કે "લે તને ચા પાઉં" "લે તને ખવરાવું" તેમ દેહને જમાડતી વખતે મનથી કહેવું કે "લે તને જમાડું", ઊંઘ વખતે તેને કહેવું કે "લે તને સુવાડું" વગેરે વગેરે.

જેમ જેમ પુરૂષ દેહ વગેરેને હઠાવીને અંદર જાય છે તેમ તેમ

તત્ પદાર્થ ત્વં પદાર્થના અર્થમાં પ્રવેશ કરવાને ઈચ્છે છે. તત્ ત્વમ્‌ની સમીપ આવતું હોય તેમ જણાય છે. તે જીવની અપેક્ષાનો અનુભવ છે. બ્રહ્મની દ્રષ્ટિથી સમીપપણું કે દૂરપણું નથી. સર્વ પ્રકારે અન્વય વ્યતિરેકથી અનાત્માને હઠાવીને શમ દમ વગેરે સાધનવાળો પુરૂષે આત્માથી આત્માને જાણી તેનો બ્રહ્મ રૂપે અનુભવ લેવો.

જેમ મોઈદંડાની રમતમાં પહેલાં મોઇને ઊંચી કરીને પછી છોકરા દંડો લગાવી તેને વ્યાપક કરે છે તેમ પહેલાં જડથી આત્માને જુદો જાણી તે આત્માને બ્રહ્મ રૂપે વ્યાપક કરી દેવો એટલે ઇદંતા ( આ ) જેવું બીજું કંઈ રહે નહિ.

જે માણસ પોતાને 'અહં' કહે છે તેને બીજા 'ઇદં' કહે છે અને જેને તે 'ઇદં' કહે છે તે પોતાને 'અહં' કહે છે. સ્થાન વિશેષથી આવા માયિક ધર્મ ઉત્પન્ન થાય છે. યુષ્મદ્ અર્થ એટલે ઇદંતા ખોટી અહંતામાંથી ઉત્પન્ન થાય છે. તેને હઠાવ્યા પછી "હું કોણ છું ?" એમ જાણવાની ઇચ્છાવાળાને "તે તું છે" એમ શ્રુતિ કૃપાથી કહે છે. અહંકારના બાધથી વાકયાર્થ જણાય છે. તે બાધ પણ અહંકારનો આશ્રય કરીને થાય છે. પરમાત્મ જ્ઞાનનું ફળ ભ્રાંતિનિવૃત્તિ સિવાય બીજું કંઈ નથી. વસ્તુમાં અવસ્તુના આરોપને અધ્યારોપ કહે છે. અવસ્તુ અવસ્તુ છે એમ સમજવું એને અપવાદ કહે છે.

બુદ્ધિની શુદ્ધિ માટે કર્મયોગ છે. બુદ્ધિ શુદ્ધ થયા પછી કર્મનો સંન્યાસ અપેક્ષિત છે, પછી માત્ર જ્ઞાનથી કર્મની સિદ્ધિ થઈ જાય છે. બ્રહ્મમાં દોષ-સંયોગ નહિ હોવાથી વિધિ અથવા કર્મ બનતાં નથી. બ્રહ્મવેત્તાને કર્મ ક્ષય ન માનો તો કર્મનું ફળ અવસ્ય ભોગવવું પડશે. જેણે જીવ અને ઇશ્વરનું ઐકય જાણ્યું છે તેના પાપ ઘાસમાં અગ્નિ નાખવાથી જેમ ઘાસ ભસ્મ થાય છે તેમ ભસ્મ થઈ જાય છે. આત્માના અકર્તાપણાના બોધથી જ કર્મ બળી જાય છે. બ્રહ્મવેત્તા આગામી કર્મમાં માનતો નથી. જ્ઞાનનું ફળ પરોક્ષ નથી.

કોઇને એવી શંકા થાય કે કરોડો કલ્પથી વધેલી "હું દુઃખી છું, અજ્ઞાની છું" એવી ભાવનાનો નાશ થાય તો થોડા પ્રયત્નથી ઉત્પન્ન થયેલી "હું બ્રહ્મ છું" એવી ભાવના કાયમ કેમ રહે? તેનું સમાધાન–શાસ્ત્ર વસ્તુયાથાત્મ્યનો બોધ કરે છે. શાસ્ત્ર પદાર્થને શક્તિ આપતું નથી. આત્માનું નિર્દુઃખીત્વ સ્વતઃ સિદ્ધ છે. જ્યાં જ્ઞાન કર્મનો પ્રયોજ્ય–પ્રયોજક ભાવ અજ્ઞાનથી થાય છે ત્યાં સમુચ્ચય બને છે. જેમકે ચોરબુદ્ધિથી સ્થાણુને ગ્રહણ કરીને બીનેલો માણસ ભાગે છે તેમ બુદ્ધિ વગેરેમાં આત્માનો આરોપ કરીને ભ્રાન્તિવાળો ચેષ્ટા કરે છે. અભ્રાન્ત ચેષ્ટા કરતો નથી. સ્થાણુમાં યથાર્થ જ્ઞાન ભાગવામાં હેતુ નથી તેવી રીતે આત્માનું યથાર્થ જ્ઞાન ક્રિયા વિધિમાં અંગ નથી. જે જેના તાબામાં રહીને તેના સ્વભાવને અનુવર્તે છે તે તેનું ગુણભૂત (તાબેદાર) છે, પણ જે માયાનો સંહાર કરે છે તે ગુણભૂત નથી અને તેથી ગુણભૂત થતો નથી.

જ્ઞાનના અને કર્મના હેતુ, સ્વરૂપ અને કાર્ય, વગેરે પ્રકાશ અને અંધકારની માફક વિરોધી છે.

તત્વજ્ઞાનનો અભાવ હોય તો પ્રપંચમાં સત્યપણું નિવૃત્ત થતું નથી તેથી પદાર્થાકાર વૃત્તિવડે વૃદ્ધિને પામેલ મન અત્યંત સ્થૂલ થઈ જાય છે. આવી સ્થૂલતાને પ્રાપ્ત થયેલ મનનો જલદી નાશ થતો નથી. મનોનાશનો અભાવ હોય તો વિક્ષિપ્ત ચિતવાળા મનુષ્યને બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી.

ન્યાય રક્ષામણિ નામનો ગ્રંથ કે જે શ્રી અપૈય દીક્ષિતનો લખેલો છે તેના ઉપોદ્ઘાતમાં આ બાબત ઉપર ઘણું ચોખ્ખું સ્પષ્ટીકરણ કરેલું હોવાથી અને કેટલાક વર્ષ પહેલાં સ્વામી શ્રી વામદેવતીર્થને તે બહુ ગમી જવાથી તે ભાગ લખી લેવા માટે તે વખતે અભ્યાસ કરતા શિષ્યોને આજ્ઞા કરી હતી, અને એટલું સાથે કહ્યું હતું કે મારૂં શરીર ન હોય ત્યારે પણ આટલું બરાબર યાદ રાખશો તો કર્મ ઉપાસના કે જ્ઞાનના સંબંધમાં તમને કંઈ શંકા રહેશે નહિ. તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

## કર્મ, ઉપાસના અને જ્ઞાન

"ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થમાં મોક્ષ જ એક મુખ્ય પુરૂષાર્થ છે એમ મોક્ષવાદીઓ શંકા વગર માને છે. તેનાં સાધન સાક્ષાત્ અથવા પરંપરાથી ત્રણ છેઃ–કર્મ, ઉપાસના અને જ્ઞાન. એ ત્રણમાં મોક્ષનું સાક્ષાત્ સાધન જ્ઞાન છે, કર્મ અને ઉપાસના સાક્ષાત્ સાધન નથી. તે માટે ઉપનિષદમાં કહે છે કે "આત્માને જાણીને મૃત્યુને તરે છે, મોક્ષને માટે બીજો રસ્તો નથી; યજ્ઞરૂપ કર્મ એ અદ્રઢ વહાણ છે, તેનાથી જે કલ્યાણ ઇચ્છે છે તેને કલ્યાણને બદલે જન્મ મરણ મળે છે." એ પ્રમાણે કર્મ એ મોક્ષનો હેતુ નથી. ઉપાસનામાં પણ ભેદબુદ્ધિ રહી જાય છે. દેવ મારાથી જુદો છે, હું જુદો છું, એમ માની દેવના પશુ જેવો ઉપાસક બની જાય છે એમ બૃહદારણ્યક ઉપનિષદમાં કહેલું છે, તેથી ઉપાસના પણ મોક્ષનું સાધન થઇ શકતી નથી. ગીતામાં પણ કહેલું છે કે બુદ્ધિયોગ કરતાં કર્મયોગ હલકો છે. માટે બુદ્ધિને શરણ થવું. બ્રહ્મસૂત્રકાર વ્યાસભગવાન પણ કહે છે કે "આત્મજ્ઞાનીને અગ્નિ વગેરેની એટલે કર્મની અપેક્ષા નથી." ઉપાસનાનું ફળ પણ જ્ઞાનના ફળની સમાન નથી. છતાં કર્મ અને ઉપાસના જ્ઞાન ઉત્પન્ન થવામાં સાધન છે એ વાતની વેદમાં અનુમતિ છે. તેમાં શ્રુતિનું પ્રમાણ પણ છે. યજ્ઞ, દાન અને તપથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. જેને દેવમાં ભક્તિ છે, જેવી દેવમાં છે તેવી ગુરુમાં ભક્તિ છે તેનામાં ગુરુના કહેલા વચનોથી જ્ઞાન જાગ્રત થતું જાય છે. સ્મૃતિમાં પણ કર્મ અને ઉપાસનાને જ્ઞાનનું સાધન માનેલું છે. ગીતામાં કહેલું છે કે "બુદ્ધિથી યુક્ત થઈ કર્મબંધન તોડી શકે છે, મારો ભક્ત આ પ્રમાણે જાણીને મારા ભાવને પામે છે, ચાર પ્રકારના ભકતમાં જ્ઞાનીભકત ઉત્તમ છે" વગેરે પ્રમાણથી એમ સિદ્ધ થાય છે કે કર્મ અને ઉપાસના જ્ઞાન ઉત્પન્ન કરીને મોક્ષમાં ઉપયોગી બને છે. તેથી જ્યાં જ્યાં કર્મ અને ઉપાસનાને મોક્ષના સાક્ષાત્ સાધન તરીકે બતાવવામાં આવેલાં છે ત્યાં ત્યાં શ્રુતિ સ્મૃતિમાં તે જ્ઞાનદ્વારા મોક્ષનાં

સાધન બને છે એવો અર્થ લેવો એ યોગ્ય છે. તેમાં કર્મ ચિત્તશુદ્ધિ માત્ર કરતું સાધન હોવાથી જ્ઞાનનું બહિરંગ સાધન છે અને ઉપાસના પરમેશ્વરના ગુણના શ્રવણ વખતે પણ ચાલુ રહેતી હોવાથી જ્ઞાનનું અંતરંગ સાધન છે, એટલી કર્મ અને ઉપાસનામાં વિચિત્રતા છે.

તેથી કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણે દ્વારભેદથી પરમાત્મામાંજ પહોંચાડે છે. કઠોપનિષદમાં કહેલું છે કે "બધા વેદ તે બ્રહ્મપદનેજ જણાવે છે." તેમાં કર્મની બાબતમાં જૈમિની આચાર્યે પૂર્વ મીમાંસામાં પૂરતો વિચાર કરેલો છે તેથી તેને માટે બીજા શાસ્ત્રની જરૂર નથી.

બાકી રહેલ ઉપાસના અને જ્ઞાનનું સ્વરૂપ કેવું છે તેના નિર્ણય માટે વ્યાસ ભગવાને બ્રહ્મસૂત્ર અથવા ઉત્તરમીમાંસા રચેલ છે. એ શાસ્ત્રનું પરમ તાત્પર્ય તો જ્ઞાનમાં છે પણ જ્યાં જ્ઞાનને ઉપયોગી ઉપાસના આવે છે ત્યાં જ્ઞાનના સાધન તરીકે ઉપાસનાનો વિચાર કરેલો છે. ઉપાસનાને સ્વતંત્ર માનેલી નથી, તેથી બ્રહ્મસૂત્રના મૂળભૂત ઉપનિષદોનું પણ પરમ તાત્પર્ય જ્ઞાનનિષ્ટામાં છે. ત્યાં પણ ઉપાસનાને જ્ઞાનના સાધન તરીકે લીધેલી છે.

ત્યારે ઉપાસના અને જ્ઞાનમાં શો ભેદ છે? બંન્નેનો વિષય તો બ્રહ્મ છે. એમ શાસ્ત્રમાં જણાવેલું છે, અને કેટલાક આચાર્યો તો જ્ઞાન અને ઉપાસના એકજ છે એમ પણ કહે છે. તેના ઉત્તરમાં–જ્ઞાન અને ઉપાસના વચ્ચે (૧) કારણથી (૨) વિષયથી (૩) ફળથી અને (૪) સ્વરૂપથી જે ઘણો ભેદ માલુમ પડે છે, તે નીચે જણાવેલ છે:—

## જ્ઞાન અને ઉપાસનાનો કારણથી ભેદ

જ્ઞાન પ્રમાણમાત્રથીજ ઉત્પન્ન થાય છે. એવી રીતે ઉત્પન્ન થયેલું જ્ઞાન પુરૂષ પ્રયત્નથી દૂર થતું નથી, તેમ અન્યથા પણ થતું નથી, અને ધ્યાનના આલંબનવાળી ઉપાસના તેનાથી વિપરીત સ્વભાવવાળી છે. શ્રુતિ કહે છે કે જેના કષાય શાંત થઈ ગયા છે તેવા નારદજીને સનત્કુમારે જ્ઞાન આપ્યું, એમ ઉપદેશ વખતેજ જ્ઞાનસિદ્ધિ જણાવેલી

છે, માટે જ્ઞાન પ્રમાણુતંત્ર છે, પ્રશ્નોપનિષદમાં પણ જ્ઞાન થયા પછી શિષ્ય તરત ગુરૂને કહે છેઃ–" તમેજ અમારા પિતા છો કે જેમણે અમને અવિદ્યાથી પાર કર્યો." માટે વિદ્યાના ઉપદેશ વખતે જ અવિદ્યા દૂર થાય છે. ઉપાસનાનો ઉપદેશ કરતું શાસ્ત્ર એમ કહે છે કે પુરુષે આ પ્રમાણે અમુક પદ્ધતિથી ઉપાસના કરવી. તેથી ઉપાસનાના વાકયવાળું જ્ઞાન, ઉપાસના કરવાની વિધિ બતાવે છે, તેથી તે કર્મમાં જોડે છે. ઉપાસના કરવી એટલા જ્ઞાનથી જ ઉપાસના સિદ્ધ થઈ જતી નથી. તે સાંભળ્યા પછી ઉપાસના કરવાની રહે છે. ઉપાસનાના શબ્દો પણ વારંવાર અવિચ્છિન્ન પ્રત્યયના પ્રવાહ રૂપે ઉપાસના રાખવાનું જિજ્ઞાસુને સમજાવે છે; એવી આવૃત્તિ રહે તો જ તેનું ફળ મળે છે. સૂત્રકાર ત્રીજા અને ચોથા સૂત્રમાં બ્રહ્મજ્ઞાન પ્રમાણ–તંત્ર છે, કર્મ–તંત્ર નથી એમ નિર્ણય આપીને ત્રીજા અધ્યાયમાં કહે છે કે જ્યાં ઉપાસનાની વાત આવે છે ત્યાં ઉપાસના કરવી એમ વિધિ સમજવાની છે. તેથી તે પણ ઉપાસના અને જ્ઞાનનો ભેદ અંગીકાર કરે છે. તેથી જ્ઞાન પ્રમાણતંત્ર છે અને ઉપાસના પુરૂષકૃતિ સાધ્ય છે, એમ બંને વચ્ચે કારણથી ભેદ જણાવ્યો.

## જ્ઞાન અને ઉપાસનાનો વિષયથી ભેદ

જ્ઞાન જેવી વસ્તુ છે તેવી જણાવે છે. ઉપાસના એવું જણાવતી નથી. તેમાં બૃહદારણ્યક શ્રુતિનું પ્રમાણ છે કેઃ—તે સુષુપ્તિમાં જોતો નથી, જોતો છતાં જોતો નથી, તેનાથી જુદું કાંઇ નથી કે જે તેનાથી જુદું દેખાય; એમ સુષુપ્તિમાં વિશેષ જ્ઞાનનો અભાવ બતાવી બીજી વસ્તુનો અભાવ જણાવી, વ્યતિરેક ભાવે જ્ઞાન જેવી વસ્તુ છે તેવી જણાવે છે. ઉપાસનાના વાકયોમાં એમ કહે છે કે જેવા જેવા કર્મથી જેવી ભકિત કરે છે તે પ્રમાણે આ શરીર છૂટયા પછી તેને તેવો લોક મળે છે, તેથી ઉપાસનાનું ફળ ઉપાસકની ભાવનાને અધીન છે અને ભવિષ્યમાં ફળ છે. તેથી ઉપાસના જેવી વસ્તુ છે તેવી જણાવતી નથી. કેન ઉપનિષદમાં પણ કહેલું છે કે " જેની સત્તાથી મન ચાલે છે પણ જેને મન પહોંચી શકતું નથી તે બ્રહ્મ છે એમ

તું જાણ. જેની ઉપાસના થાય છે તે બ્રહ્મ નથી." તેથી ઉપાસનાનો વિષય બ્રહ્મ નથી એમ બતાવતી શ્રુતિ, એમ નક્કી કરી આપે છે કે ઉપાસના જેવી વસ્તુ છે તેવી જણાવતી નથી. ગીતામાં પણ કહેલું છે કે "જે ભક્ત જેવા ભાવથી મારે શરણે આવે છે તેના ઉપર હું તે પ્રમાણે ભાવ રાખું છું." તેથી ઉપાસકની ભાવનાને અનુસરતું ફળ ઈશ્વર આપે છે, માટે ઉપાસના જેવી વસ્તુ છે તેવી જણાવતી નથી; કારણ કે પરમેશ્વર નિર્વિકારી છે અને પુરૂષની બુદ્ધિને અંકુશ નથી. તેમાં કોઈ શંકા કરે છેઃ— જો જ્ઞાનથી જેવી વસ્તુ હોય તેવીજ જણાતી હોય તો સ્વપ્નાના જ્ઞાનથી જણાતી વસ્તુ સત્ય હોવી જોઈએ. સમાધાન–તે દોષ નથી, વસ્તુ છે તેથી સાચી છે એમ કહી શકાય નહિ. જો સાચી હોય તો નિત્ય રહેવી જોઈએ. સ્વપ્નાના વિષયો જાગ્યા પછી બાધ પામે છે તેથી નામમાત્ર સત્ય છે. આત્મા પણ તેની માફક અનુભવમાં આવતો હોવા છતાં તે અસત્ય નથી કારણકે તેનો અભાવ જાગ્રતમાં નથી. તેથી જ્ઞાન જેવી વસ્તુ છે તેવી જણાવે છે. સૂત્રોમાં પણ ઉપાસના અને જ્ઞાનના વિષયમાં સ્પષ્ટ ભેદ જણાવેલો છે. વળી ઉપાસનાના પ્રકાર પ્રમાણે પણ ભેદ રહે છે. શાસ્ત્રનો આધાર લીધા વગર શાલીગ્રામમાં વિષ્ણુબુદ્ધિ ઉપાસક કરી શકતા નથી, અને તે આધાર વગર તેમાં વિષ્ણુનો આકાર જણાય નહિ; તેથી જ્ઞાન અને ઉપાસનાના વિષયમાં બહુજ ફેર છે.

## જ્ઞાન અને ઉપાસનાના ફળમાં ફેર

તેવીજ રીતે જ્ઞાનથી તરતજ અજ્ઞાનની નિવૃત્તિ થતાં અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા સંસારની નિવૃત્તિ તરત થવાથી એક બ્રહ્મભાવરૂપ ફળ અહીંજ મળે છે.

ઉપાસનાનું ફળ એટલે કર્મની માફક ભવિષ્યમાં, બીજા દેશમાં, સંસારની અંદર રહેલું હોય એવું, એટલે સંસારના જેવું વધારે સુખ મળે છે. શ્રુતિ તો એમ કહે છે કે જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મરૂપ થાય છે, એવું જ્ઞાન જન્મ વખતે વામદેવને થયું હતું. "વિદ્વાન નામ

અને રૂપથી મુક્ત થાય છે," એવી શ્રુતિઓ બ્રહ્મ જ્ઞાન વખતે જ બ્રહ્મભાવ રૂપ ફળ બતાવી જ્ઞાનનું ફળ તરત બતાવે છે. વળી 'તે તું છે' એ વાક્યથી ઉત્પન્ન થયેલ સમ્યક બુદ્ધિ ઉત્પન્ન થતાં અવિદ્યા અને તેના કાર્ય આત્મામાં નહોતા અને ન રહેશે એમ શ્રુતિ સ્પષ્ટ બતાવે છે. ઉપાસનામાં તો છેલ્લી ભાવના પ્રમાણે મર્યા પછી ઉપાસનાનું ફળ બતાવે છે. ઉપાસનાનું એવું ફળ શ્રુતિ, સ્મૃતિ અને સૂત્રમાં સ્પષ્ટ છે. જ્ઞાનના ફળ માટે શ્રુતિ કહે છે કે "મૃત્યુવાળો જીવ અમર થઇ અહીંજ બ્રહ્મભાવનું ફળ અનુભવે છે. તેના પ્રાણુ નિકળતા નથી પણ અહીંજ બ્રહ્મમાં સમાઇ જાય છે." તેથી જ્ઞાનીને અહીંજ જ્ઞાનનું ફળ મળે છે, તેને બીજા લોકમાં ઉપાસકની પેઠે જવાની જરૂર નથી. યાજ્ઞવલ્કયે પણ જનકને ઉપદેશ આપી કહેલું છે કે "હે જનક! તું હવે અભયને પ્રાપ્ત થયો." એ શબ્દો જ્ઞાનના ફળની તાત્કાલિક સિદ્ધિ બતાવી તેને બીજા દેશમાં જવાની આવશ્યક્તા નથી એમ જણાવે છે.

જ્ઞાનથી તરત ફળ મળતો આવો ઉપદેશ ઉપચારિક નથી. "અહીંજ બ્રહ્માનંદ ભોગવે છે" એવી શ્રુતિનું પ્રમાણુ છે, તેના વિરૂદ્ધ પ્રમાણુ ન હોવાથી ઉપચારિક કલ્પનાને અવકાશ નથી. ગીતામાં પણુ કહેલું છે કે "જેનું મન સમભાવને પામી ગયું છે તેમણે અહીંજ સંસારને જીતી લીધો છે. બ્રહ્મ સમરૂપ અને નિર્દોષ છે, તેથી આવા જ્ઞાની પુરૂષ બ્રહ્મમાં અહીંજ સ્થિત થયેલા છે." તેથી જ્ઞાનીના પ્રાણુને નીકળવાની જરૂર નથી અને બીજા દેશમાં જ્ઞાનના ફળ માટે જવાની પણુ જરૂર નથી. ઉપાસનાવાળાને તો "જેવી શ્રદ્ધા તે પ્રમાણે અર્ચિ માર્ગે કે બીજા માર્ગે બ્રહ્મલોકમાં જઈ ત્યાં ઉપાસનાનું ફળ ભોગવે છે" એવી શ્રુતિઓ કર્મના ફળની માફક પરલોકમાં ઉપાસનાનું ફળ બતાવે છે. વળી ઉપાસકને શુકલ પક્ષમાં ઉત્તરાયણમાં મરવામાં ખાસ લાભ બતાવેલો છે. જ્ઞાનીને તો પ્રાણુનું નીકળવું જ થતું નથી, તેથી જ્ઞાનનું ફળ અહીંજ છે, ઉપાસનાનું ફળ પરલોકમાં મળે છે. તેથી ધ્યાનનું ફળ અને જ્ઞાનનું ફળ જુદા પ્રકારનું રહે છે.

વળી જ્ઞાનનું ફળ જે બ્રહ્મભાવ છે એમાં વધઘટ થતી નથી, બ્રહ્મસ્વરૂપ નિર્વિશેષ હોવાથી, તેમાં શ્રુતિનું પ્રમાણ એવું છે કે "દેવમાં કે ઋષિમાં કે મનુષ્યમાં" જેને બ્રહ્મજ્ઞાન થાય છે તેમને સરખું ફળ મળે છે.

જ્યાં બધું આત્મારૂપ લાગે ત્યાં જ્ઞાનનું ફળ એકરૂપ જ રહે છે. ઉપાસનામાં તો જે પ્રકારની ઉપાસના તે પ્રમાણે ફળની વ્યવસ્થા છે. ઉપાસનાના પ્રકાર ભેદ તો સામાન્ય માણસોના જાણવામાં જ છે. વળી ઉપાસનાથી જે બ્રહ્મલોકનું સુખ મળે છે તેમાં પણ અવાન્તર ભેદ છે. એક પ્રકારની ઉપાસનાવાળાને બીજા પ્રકારની ઉપાસનાનું ફળ મળે નહિ. ઊંચી ઉપાસનાનું ફળ ઊંચા પ્રકારનું, મધ્યમ ઉપાસનાનું ફળ મધ્યમ પ્રકારનું, એવું તારતમ્ય અવશ્ય રહે છે, માટે બધી ઉપાસનાનું એટલે સવિશેષ બ્રહ્મભાવનું સમાન ફળ બનતું નથી.

## જ્ઞાન અને ઉપાસનાનું સ્વરૂપ

કેટલાક જ્ઞાન અને ઉપાસનાનું સ્વરૂપ એક માનીને ઉપાસનાથી મોક્ષ મળે છે એવું માને છે. તે શાસ્ત્રના તાત્પર્યને જાણતા નથી. તેમને માટે શ્રી શંકરાચાર્યે ઉપનિષદની અંદર ઉપાસના અને જ્ઞાનકાંડનો તફાવત બરાબર બતાવેલો છે. તે ઉપરાંત ભગવાન વ્યાસે પણ બ્રહ્મસૂત્રમાં પહેલા ચાર અધિકરણમાં બતાવી આપ્યું છે કે મોક્ષનું સાધન બ્રહ્મજ્ઞાન છે, બ્રહ્મનું લક્ષણ, તેમાં શાસ્ત્રપ્રમાણ અને શાસ્ત્રનો બીજી રીતે અર્થ થઇ શકતો નથી, એટલું કહી પાંચમા અધિકરણથી બીજા પક્ષોને હઠાવી બધા વેદાન્તોની ગતિ બ્રહ્મમાં છે એમ કહ્યા પછી બાકી કહેવાનું ન રહ્યું છતાં અમુક પ્રકરણ ઉપાસના પર છે, અમુક જ્ઞાન પર છે એમ વિભાગ કરી બતાવ્યા છે. તેથી જ્ઞાનનું સ્વરૂપ એ ઉપાસનાથી વિલક્ષણ છે. જ્ઞાન, આત્મા અને બ્રહ્મનો અભેદ સિદ્ધ કરે છે. ઉપાસના બ્રહ્મમાં ભેદ બતાવીને રહે છે. ભેદમાં અસત્યની સાથે સંબંધ થઇ જાય છે અને તેથી ભેદવાદીને બંધન છે, સત્યના સંબંધવાળો મુક્ત થાય છે એમ છાંદોગ્ય ઉપનિષદમાં કહેલું છે. બીજી શ્રુતિમાં

પણ કહેલું છે કે કોઇ રીતે ભેદ ઘટી શકતો નથી, છતાં જેઓ ભેદ માફક જુએ છે તે મૃત્યુ રૂપ થઈ મૃત્યુને પામે છે. પોતાના અભાવની જગ્યાએ ભાવ જેવું જણાવે તેને અસત્ય કહે છે. બ્રહ્મમાં એવું જે દેખાય તે અસત્ય છે, તેનો સંબંધ તે અસત્યનો સંબંધ છે. તેનાથી વારંવાર જન્મ મરણ અને બંધ થાય છે. આત્યન્તિક જન્મ મરણનો ઉચ્છેદ થાય તેને મોક્ષ કહે છે. તેથી ભેદમૂલક ઉપાસનાથી વિલક્ષણ પરમાર્થ વિષયવાળું પ્રમાણતંત્રવાળું અભેદ જ્ઞાન એ જ મોક્ષનો હેતુ છે એમ શ્રુતિમાં સ્પષ્ટ કહેલું છે.

તેથી એવો સિદ્ધાંત નીકળે છે કે જેઓનું અંતઃકરણ નિષ્કામ કર્મથી શુદ્ધ થઈ ગયું છે અને ભગવાનની ઉપાસના કરીને તેના અનુગ્રહથી જેમનો વિક્ષેપ દૂર થઈ ગયો છે તે પુરૂષોને મહેનત વગર તત્ પદ અને ત્વં પદનું શોધન કરી તેનાથી ઉત્પન્ન થયેલી બુદ્ધિ વડે બન્ને પદની એકતા રૂપ મહાવાકયના અર્થનો અનુભવ થાય છે, અને તેના પરિણામે સમસ્ત અનર્થના બીજ રૂપ અજ્ઞાનની નિવૃત્તિ થતાં નિરતિશય આનંદમાત્ર સ્વરૂપ (બ્રહ્મભાવ રૂપ મોક્ષ) પ્રાપ્ત થાય છે અને તેથી કૃતકૃત્યતા થાય છે."

આવી રીતે કર્મ ઉપાસના અને જ્ઞાનનું સ્વરૂપ બરાબર જાણવામાં આવવાથી મુમુક્ષુના મનમાંથી કર્મ અને ઉપાસનાના વિચાર નીકળી જાય છે અને બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિને લાયક સજાતીય વિચાર રહે છે. તેનાથી સવિકલ્પ સમાધિનો અનુભવ કોઇ કોઈ વાર આવતો જાય છે. અજ્ઞાન નિવૃત્તિનું દૃષ્ટ ફળ છે. તેનું સાધન જ્ઞાન અવિધેય છે એટલે શ્રવણ માત્રથી, પવિત્ર હૃદયના પુરૂષમાં જ્ઞાનનાં અંકુર ફૂટે છે.

કર્મ મીમાંસાવાળા કહે છે કે વેદાન્તમાં કોઇ જાતનું અનુષ્ઠાન નહિ હોવાથી ( એટલે શું કરવું એમ કર્મની માફક કહેલું નહિ હોવાથી ) વેદાન્ત પ્રમાણ નથી. તેને વેદાન્તી જવાબ આપે છે કે 'તમારા નિષેધ વાકયમાં અનુષ્ઠાન નથી છતાં તમે તે પ્રમાણ માનો

છે માટે કર્મમીમાંસા પણ પ્રમાણ નથી. પરોક્ષ જ્ઞાન થઇ ગયું તોપણ ઉપાસના બગડે છે. તત્વોપદેશ પછી ઉપાસના બની શકતી નથી.

## દાસ ભાવ

કાઠીઆવાડમાં એક પહેલા વર્ગના રાજ્યમાં એક ગરાસીઆ નોકર હતા. થોડા વખત પછી તેના પ્રારબ્ધ યોગે તેને જ કોઇ બીજા વર્ગનું રાજ્ય મળ્યું અને તે રાજા થયા. તેના ગુરુ બ્રહ્મજ્ઞાની છે. તે રાજાએ ગુરૂને કહ્યું કે 'મને તો બ્રહ્મજ્ઞાન કરતાં ભગવાનના દાસ થવું વધારે ગમે છે.' ગુરુએ કહ્યું કે "તમે પહેલાં બીજા રાજ્યમાં નોકર હતા, દાસ હતા, તે ગમતું હતું કે હવે રાજા થયા તે ગમે છે?" રાજાએ જવાબ આપ્યો કે "નોકર થવા કરતાં રાજા થવામાં વધારે સુખ છે કારણ કે નોકરની વિરોધમાં ઘણા હોય." ગુરુએ કહ્યું "તેવીજ રીતે ભગવાનના દાસ થવા કરતાં બ્રહ્મસ્વરૂપ થવામાં વધારે સુખ છે."

## સાંખ્ય મત

સાંખ્ય એમ માને છે કે શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ વગેરે અનાત્મામાં આત્મભાવ કરવો એ મિથ્યાજ્ઞાન છે અને એ અજ્ઞાન છે, અને એ મિથ્યાજ્ઞાનનો એના કાર્ય સાથે સંબંધ છે. તે મિથ્યા જ્ઞાન વ્યતિરેક ભાવથી હઠાવી શકાય છે એટલે દેહ, મન, પ્રાણ, બુદ્ધિ વગેરે હું નથી એવી રીતે હઠાવી શકાય છે તેથી "તે તું છે" એ મહાવાક્યની જરૂર નથી. તે એમ માને છે કે તત્પદ અને ત્વંપદના શોધનથી જ કાર્યસિદ્ધિ થાય છે માટે "તે તું છે" એ વાક્યની જરૂર નથી અને તેથી વેદાન્તની જરૂર નથી. તેનું સમાધાન આ પ્રમાણે થાય છેઃ—આત્મા અને અનાત્માના વિભાગનું જ્ઞાન એ ભેદ જ્ઞાન છે. સાક્ષીમાં ભેદનો અભાવ છે તેથી વાક્ય જ્ઞ–સ્વરૂપ આત્મબોધથી અવિદ્યા અને અવિદ્યા કાર્ય બન્નેને છોડાવી દે છે. ભેદ જ્ઞાન પણ અવિદ્યાનું કાર્ય છે. હું અનાત્મા નથી, અનાત્મા મારાથી જુદો છે એ ભેદ જ્ઞાન છે. તે

"તે તું છે" એ વાક્યથી મટે છે. વાક્યનો અર્થ એવો પણ થાય છે કે અનાત્મા મારાથી વ્યતિરિક્ત એટલે જુદો નથી.

કેવળ સ્વતંત્ર પ્રકૃતિની કલ્પનાથી નહિ પણ આત્મભેદ કલ્પનાથી પણ સાંખ્ય શાસ્ત્ર વેદાન્તથી વિરૂદ્ધ છે. સાંખ્ય અને યોગમાંથી (૧) ભેદવાદ તથા (૨) પ્રકૃતિ સ્વતંત્ર વાદ તથા (૩) ઇશ્વર જીવાત્માથી અન્ય છે એ ત્રણે વાદ કાઢી નાંખે તો સાંખ્ય અને યોગ વેદાન્તને મળી જાય. સાંખ્યના જેવા બીજા મત પ્રકૃતિને સાચી માનવાવાળા ઘણા છે તેથી તેમનો પણ અહીં સમાવેશ કરી લેવો.

સાંખ્ય મિથ્યાજ્ઞાન માને છે તે સિવાય બીજું મૂળ અજ્ઞાન છે એમ માનતા નથી. વેદાન્તમાં મૂળ અજ્ઞાન અને તેનું કાર્ય મિથ્ય જ્ઞાન બન્નેને સ્વીકારે છે* અને બન્નેને આત્મજ્ઞાનથી દૂર કરે છે. જે દૂર કરી શકાય છે તે છે એમ (સમજાવવા માટે) લેવું પડે છે. જ્ઞાનથી અજ્ઞાન દૂર થાય છે તેથી અજ્ઞાન છે એમ થોડીવાર માનવું પડે છે પણ તેનો નાશ થાય છે તેથી તે અનિર્વચનીય છે. જે વિશેષ જ્ઞાનરૂપ પ્રમાણથી દૂર છે તે પ્રમાણથી સિદ્ધ થઇ શકે નહિ. અજ્ઞાન છે છતાં બાધ્ય છે, ચિદાભાસ સહિત કુટસ્થ સંસારી છે, અધિષ્ઠાનમાં સંસારનો આરોપ છે, આત્મવિચારથી તેનો અપવાદ થાય છે.

પણ જો મૂળ આત્મા આનંદ રૂપ છે તો જ્ઞાનનું શું પ્રયોજન? તેલ તલમાં છે તો વ્યાપારનું શું કામ? તેની અભિવ્યક્તિ કરવાથી ઉપયોગમાં આવે છે, તેમ આત્મામાં રહેલ આનંદની અભિવ્યક્તિ કરવાની છે.

## વિદ્યા અને અવિદ્યા

રાજકુમારને જન્મ વખતે તે રાજકુમાર છે એવું જ્ઞાન નથી છતાં બધા તેને રાજકુમાર તરીકે બોલાવવા માંડે છે અને એ શબ્દો સાંભળી પોતાનું રાજત્વ અનુભવમાં આવે છે, તેમ જીવ પોતાને સ્વરૂપે બ્રહ્મરૂપ

* આ મત વેદાન્તમાં એક પક્ષવાળાનો છે. આગળ વધેલા અજ્ઞાનને ભાવરૂપ માનતા નથી (જુઓ વિભાગ-૨ છેલ્લું પ્રકરણ)

છે. જે ભૂલી ગયો છે તેને રોજ કોઈ તેના સ્વરૂપનું સ્મરણ કરાવે તો તેનું કામ થઈ જાય છે. હાલના કાળમાં એવું સંભળાવનારા અને એવું સાંભળનારા બહુ ઓછા થઇ ગયા છે અને માત્ર બહારની ક્રિયા બતાવનાર અને ક્રિયા શીખનાર વધી પડયા છે. સગુણ બ્રહ્મ એ કારણ બ્રહ્મ છે, તે કાર્યની અપેક્ષાથી છે. વેદાન્તમાં **નેતિ નેતિ** બે વાર કહ્યું છે તેનો અર્થ એ છે કે કાર્ય પ્રપંચ બ્રહ્મ નથી, કારણ પણ બ્રહ્મ નથી. એક બ્રહ્મમાં કાર્યકારણ ભાવ બનતો નથી. તેથી વાણીને જાણવી નહિ, વક્તાને જાણવો, જાણનારને જાણવો, દ્રષ્ટાને જોવો.

દ્રષ્ટાને અથવા સાક્ષીને જાણવા માટે વૃત્તિજ્ઞાનની જરૂર છે. વૃત્તિ જ્ઞાન અજ્ઞાનનું બાધક છે. ચક્ષુનું સામર્થ્ય ઘટ બતાવવામાં છે પણ ઘટ જાણવામાં ઘટાકારવૃત્તિ થવી જોઇએ. માખી ઘડા ઉપર બેઠી હોય તેની વૃત્તિ ઘટાકાર થતી નથી તેથી તેની દ્રષ્ટિમાં ત્યાં ઘડો નથી. તેમજ બ્રહ્મમાં રહેલ જીવની વૃત્તિ બ્રહ્માકાર ન થાય તો બ્રહ્મની હાજરીમાં પણ બ્રહ્મ જાણી શકાય નહિ. જે વસ્તુ જાણી ન હોય પણ જાણવી હોય તેના આવરણની નિવૃત્તિ માટે તેવી વૃત્તિની અપેક્ષા છે. ભાનને માટે ચૈતન્યની અપેક્ષા છે. આત્મામાં આવરણ ભંગની જરૂર છે તેથી વૃત્તિની જરૂર છે. સ્ફૂર્તિ માટે, ભાન માટે બીજા ચૈતન્યની જરૂર નથી કારણકે આત્માકારવૃત્તિ થયા પછી આત્મા પોતે પ્રકાશ સ્વરૂપ હોવાથી ફળ આપે છે, અને અજ્ઞાન દૂર થાય છે.

વૃત્તિમાં આરૂઢ જ્ઞાન અજ્ઞાનનો નાશ કરે છે. જેમ લાકડું કાપવા માટે લોઢું લાકડાની અપેક્ષા રાખે છે તેમ જ્ઞાન અજ્ઞાનના નાશ માટે વૃત્તિની અપેક્ષા રાખે છે. સામાન્ય ચૈતન્ય અવિદ્યાનું સાધક છે, વિશેષ ચૈતન્ય એટલે વૃત્તિમાં આરૂઢ ચૈતન્ય અવિદ્યાનું બાધક છે.

અવિદ્યાનો બ્રહ્મની માફક ભાવ નથી, તેમ હોય તો અવિદ્યાનો ઉચ્છેદ થાય નહિ. અવિદ્યાનો વાંઝણીના દીકરાની પેઠે અભાવ નથી. તેમ હોય તો વેદ શાસ્ત્ર અપ્રમાણ થાય માટે અવિદ્યા અનિર્વચનીય છે. એટલે સત્ નહિ, અસત્ નહિ, ભાવ નહિ, અભાવ નહિ, તેવી છે, તે

અવિદ્યા જ્ઞાનથી બાધ પામે છે. તાર્કિક જ્ઞાનના અભાવને અજ્ઞાન માને છે. વેદાન્તમાં અજ્ઞાન વસ્તુ રૂપે લીધેલ નથી છતાં અજ્ઞાન આવરણ કરનાર હોય તેવું અજ્ઞાનીને દેખાય છે. જ્ઞાનના અભાવનું જ્ઞાન છે તેથી જ્ઞાનનો અભાવ એ અજ્ઞાન બની ન શકે. આવા પૂર્વ પક્ષ હાલના કાળમાં બહુ થતા નથી. હાલમાં તો હાઇસ્કૂલ અને કોલેજની કેળવણીથી પડેલા સંસ્કાર એ આત્મજ્ઞાનમાં આવરણ કરનાર છે.

હાલની વિદ્યા એ અવિદ્યા વધારે છે. અવિદ્યા અને અવિદ્યા કાર્ય બંન્ને અજ્ઞાનથી થાય છે, અવિદ્યા–કાર્યમાં બીજા અજ્ઞાનની જરૂર નથી. જેમ કમળાવાળાને અંદર રહેલા પીળાપણાથી બહાર પીળાપણું જણાય છે તેમ પ્રત્યક્ ચૈતન્ય અજ્ઞાનથી બહિર્વત્ દેખાય છે.

અહંકારનો પરિચ્છેદ હઠાવવાથી કાંઈ ન હડે તેવું દ્વૈતજાત બાકી રહેતું નથી કારણ કે દ્વિતીય સંબંધનું મૂલ અહંકાર છે. અહં બુદ્ધિ મટવાથી મમ બુદ્ધિ નાશ પામે છે. મમ બુદ્ધિનું બીજ અહંકાર છે. અંધકાર ન હોય તો દોરડીમાં સર્પ ક્યાંથી આવે ? અહંકાર અનુસ્યૂત નથી તેથી તે આત્મધર્મ નથી. અહંકાર આત્માનો ધર્મ હોય તો મુક્તિ અને સુષુપ્તિમાં તે હોવો જોઈએ.

દ્વૈત અને પરોક્ષતા રહિત આત્મા તત્ અને ત્વમ્ અર્થની નિષ્ઠા છે. આત્મા સિવાય અદ્વિતીયત્વ બનતું નથી. નિત્ય દ્રક પરમાત્મા સિવાય પ્રત્યગાત્મા હોય નહિ. તત્ અને ત્વંપદની નિષ્ઠા અખંડ ઐક્યમાં છે. તો પછી અહીં ત્યાગવા યોગ્ય શું છે ? અને ગ્રહણ કરવા યોગ્ય શું છે ? તેનું સમાધાનઃ—પ્રત્યગાત્માના અર્થને કહેવાવાળા ત્વંપદથી બે પ્રતીતિ સામાન્ય રીતે થાય છેઃ–હું દુઃખી છું, તથા પ્રત્યગાત્મા છું. પ્રત્યગાત્મામાં હું દુઃખી છું એવો સંબંધ આત્મ સ્વરૂપને નહીં જાણવાથી જ છે; તેથી અહમર્થ અનર્થની સાથે સંબંધ ધરાવતો હોવાથી તથા અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલો હોવાથી ત્યાગવાળાને યોગ્ય છે એમ પ્રત્યક્ષ હેતુથી સિદ્ધ થાય છે.

તદર્થ એટલે બ્રહ્મના અર્થમાં શું ત્યાગ કરવું અને શું ગ્રહણ કરવું? તેનો નિશ્ચય જેને ન થાય તેને માટે શાસ્ત્ર કહે છે:—તદર્થમાં જે પારોક્ષ્ય છે તે અહમર્થની પેઠે ત્યાગ કરવું. પ્રત્યગાત્મામાં જેમ અહંનો અજ્ઞાનથી ભેદ છે તેમ સાક્ષી સ્વભાવ પ્રત્યગાત્માને પરમાત્મા પરોક્ષ છે એવું લાગે તે પણ અજ્ઞાનકૃત બંધ છે; તેથી પરોક્ષતાનો ત્યાગ કરવો. છતાં નીચે પ્રમાણે પ્રશ્નોત્તર થઈ શકે છે:–

**પ્રશ્ન**—અદ્વિતીય લક્ષણવાળો તદર્થ પ્રત્યગાત્માને આશ્રયે રહેલ સદ્વિતીયત્વને અને દુઃખીત્વને કેવી રીતે નિઃશેષ હઠાવે છે?

**ઉત્તર**—એ બંન્નેનો નિવર્ત્ય નિવર્તકભાવ અમે કહ્યો નથી.

**પ્રશ્ન**—ત્યારે શું કહ્યું?

**ઉત્તર**—ત્વમર્થ પ્રત્યગાત્મામાં પહેલાં જે અદ્વિતિયતા જાણવામાં આવી નહોતી તેનો તેથી બોધ થાય છે તેથી કરી અજ્ઞાનને હઠાવીને અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલ ત્વમર્થનું સદ્વિતિયત્વ તથા તદર્થનું પરોક્ષત્વને હઠાવે છે. આંહી વૈયધિકરણ વગેરેના દોષનો અવસર નથી. તેથી વિશેષમાં કહેવાનું કે:–ત્વમર્થની સાથે સંબંધ થયેલ તત્ નાનાત્વને (ભેદને) દૂર કરે છે. પારોક્ષ્યનો ત્યાગ કર્યા વગર ત્વં તદર્થને સ્પર્શ કરી શકતો નથી.

**પ્રશ્ન**—કયા કારણથી અદ્વિતીયત્વ લક્ષણ તદર્થ ત્વમર્થ પ્રત્યગાત્માથી જુદો અર્થ હોઇને અવિદ્યાથી ઉત્પન્ન થયેલ સદ્વિતીયત્વનો નાશ કરે છે?

**ઉત્તર**—વિરોધ હોવાથી. સંસારિતાનો અદ્વિતીયની સાથે અને પારોક્ષ્યનો આત્માની સાથે વિરોધ છે. તે પ્રમાણે વિરોધ હોવાથી જીવની સંસારિતા અને બ્રહ્મની પારોક્ષ્યતાનો તત્ અને ત્વંથી પ્રાસંગિક બાધ થાય છે.

વળી તત્ અને ત્વમર્થના બાધકપણામાં બીજું પણ કારણ છે. તત્ અને ત્વમર્થ અજ્ઞાત હોવાથી, પુરૂષાર્થ સાધતા હોવાથી, શ્રૌત હોવાથી, પોતાના મૂળ અર્થનો ત્યાગ કર્યા સિવાય તેનાથી જે વિરૂદ્ધ છે તેનો બાધ કરે છે.

"તે તું છે" એ વાકયમાં વાચ્યાર્થ વિવક્ષિત નથી પણ લક્ષ્યાર્થ વિવક્ષિત છે. વાચ્યાર્થને હઠાવવું એ બાધસમાનાધિકરણ છે. લક્ષ્યાર્થનું ઐકય એ મુખ્ય સમાનાધિકરણ છે. તદર્થ સ્વયં સિદ્ધ છે, છતાં પણ દેહ વગેરેના અંતરાયથી પરોક્ષતાથી જાણે છે. દેહ વગેરેને અનાત્મા જાણવાથી તદર્થ અપરોક્ષ થાય છે.

માટે પ્રસિદ્ધ ભ્રાંતિનો અનુવાદ કરીને ભ્રાંતિનો બાધ કરીને તત્ત્વં વાકય 'આ તું નથી' એમ ઉપદેશ કરે છે. જેવી રીતે સ્થાણુમાં ભૂલથી દેખાતા પુરૂષને 'આ પુરૂષ છે' એવી ભ્રાંતિનો અનુવાદ કરીને "આ પુરૂષ નથી" એમ ભ્રાંતિનો બાધ કરવાથી તેનો બોધ થાય છે તેમ અવિદ્યાથી આરોપિત કર્તૃત્વ વિગેરેનો અનુવાદ કરીને જીવની ભૂલનું યાથાત્મ્ય હઠાવીને બોધ કરવામાં આવે છે. આ અર્થ દ્રષ્ટાંતથી બેસે છે.



સ્થાણુ (ઝાડનું ઠૂંઠું) માં પુરૂષની ભ્રાંતિ.

આ સ્થાણુ છે સ્થાણુ છે એવા વચન તેમાં થયેલ પુરૂષબુદ્ધિને હઠાવતાં નથી; પણ પુરૂષ નથી પણ સ્થાણુ છે એમ કહેવાથી બરાબર

જ્ઞાન થાય છે. તેવી રીતે જેમાં અનુવાદ નથી એવાં વચન માણસની ભ્રાંતિનો નાશ કરતાં નથી.

સિદ્ધાંતમાં, માત્ર 'બ્રહ્મ છે બ્રહ્મ છે' એમ કહેવાથી બ્રહ્મજ્ઞાન થતું નથી પણ તારો જીવભાવ મિથ્યા છે અને તારો બ્રહ્મભાવ સત્ય છે એ બન્ને વાત કહેવાથી બ્રહ્મજ્ઞાન થાય છે. જેણે ખોટું જાણેલું છે તેને જ્ઞાન આપવા માટે નિષેધ વાકય અને વિધિ વાકય બન્નેની જરૂર છે.

માટે જેમ સજાતીય પ્રત્યની જરૂર છે તેમ વિજાતીય પ્રત્યય જાણીને તેનો ત્યાગ કરવાની જરૂર છે. તેને નિદિધ્યાસન કહે છે અને તે આત્મજ્ઞાનની સાત ભૂમિકામાં ત્રીજી ભૂમિકાનો અભ્યાસ છે.

લોઢાનો ગોળો પાણીમાં બૂડી જાય છે પણ તેનું પતરૂં કરી, વાટકો કરી પાણીમાં મૂકયો હોય તો તરે છે. તેમ સ્વરૂપને વ્યાપક માનવું જોઈએ. કીડો ભમરી થવા માટે મરે છે તેમ ચિદાભાસ (અહં-ભાવ) બ્રહ્મપ્રાપ્તિ માટે મરે છે. વાસ્તવ રૂપની પ્રાપ્તિ માટે પોતાનું ખોટું રૂપ નાશ થાય એમ ઇચ્છવું.

સાચા ભકતો પણ ભગવાનના પ્રેમમાં પોતાનો અહંકાર બાળી નાખવાનું ઈચ્છે છે. તે વેદાન્તની ભાષામાં જીવના વાચ્યાર્થનો ત્યાગ છે.

ઉપર કહ્યું તેમ આત્મજ્ઞાન થવામાં 'ત્વં' અનાત્માને હઠાવ્યા સિવાય બીજો માર્ગ છે નહિ. ભ્રાંતિનો કોઇ આશ્રય નથી. જે ભૂલ સર્વ ન્યાયની વિરોધી છે તે તત્વવિચારને સહન કરી શકતી નથી. જેવી રીતે અંધકાર સ્વનિવર્તક પ્રકાશને સહન કરતો નથી તેવી રીતે ભ્રાંતિ સ્વનિવર્તક વિચારને સહન કરી શકતી નથી. અજ્ઞાનની નિવૃત્તિ સમ્યક જ્ઞાનથી થાય છે. સર્વ પ્રત્યક્ષ વગેરે પ્રમાણ બહાર વિષયને જુએ છે, આત્મામાં જોતા નથી. 'તે તું છે' એવા વાકય પ્રત્યગાત્મામાં સાક્ષાત્ પ્રવૃત્ત છે. "હું બ્રહ્મ છું" એ વાકય લૌકિક પ્રત્યક્ષ વગેરે પ્રમાણથી ગમ્ય નથી તેટલા વાસ્તે દેહથી લઇને મન સુધી અન્વય વ્યતિરેકથી હઠાવીને 'હું કોણ છું' એ જાણવાની ઇચ્છાવાળાને "તે તું છે" એમ શ્રુતિ કહે છે.

અન્વયવ્યતિરેકવાળું વાકય ઐકય વગેરેથી અવિદ્યા સમુહનો નાશ કરીને મુમુક્ષુને સ્વરાજ્યપદે સ્થાપે છે.

વેદાન્તમાં દશ માણુસ નદી ઊતરીને ગયાનો દ્રષ્ટાંત છે. તેમાં કોઈ બૂડી ગયો કે નહિ તે માટે સૌ નવને ગણે છે અને પોતાને ગણતો નથી. તેથી દશમો ડૂબી ગયો એમ માને છે અને કોઇ સાધુ આવીને સમજાવે છે કે 'દશમો તું છે'. નવનું અતિક્રમણ કરીને દશમાને જાણવાની ઇચ્છાવાળા ખેદને પામતાને "તું દશમો છે" એવું વાક્ય પ્રમા ઉત્પન્ન કરે છે. તે પ્રમા "તે તું છે" એ વાક્ય શ્રવણથી ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થવાથી જ વિરૂદ્ધ પ્રત્યયાન્તર ઉત્પન્ન કરતી નથી. તે દ્રષ્ટાંતથી વધારે ચોખ્ખું કરે છે. "તું દશમો છે" એ વાક્યથી ઉત્પન્ન થયેલી તેની બુદ્ધિ વિઘાતને પામતી નથી, કારણ કે જ્ઞાન થયા પહેલાં, સાથે અને અંતમાં નવ સંખ્યામાં તેનો સંશય નથી. તેવી રીતે "તું તે છે" એ વાક્યથી ત્વમર્થ જેણે સમ્યક જાણ્યો છે તેને પ્રત્યગાત્મામાં દ્વૈતને હઠાવનારી દ્રઢ પ્રમા ઉત્પન્ન થાય છે. જેવી રીતે સૂતેલા પુરૂષને તેના નામથી જગાડવામાં આવતાં તરત તે ઊઠે છે, તેવી રીતે અવિદ્યામાં સૂતેલો પુરૂષ મહાવાક્યથી પ્રત્યગાત્માના બોધને પામે છે. દ્રષ્ટાંતમાં, શરીરથી સૂતેલા પુરૂષને નામની સાથે સંબંધ નથી તોપણ નામથી પુરૂષ જાગે છે. 'તે તું છે' એ વાક્યનો શબલ પ્રમાતાની સાથે સંબંધ છે, તોપણ લક્ષણાવૃત્તિથી અખંડ ઐક્ય બોધ થાય છે. 'હું બ્રહ્મ છું' એવી રોક ટોક વિનાની પ્રમા ઉત્પન્ન કરતાં છતાં પણ વાક્ય જ્ઞાન કરતું નથી એમ માનવું હોય તો કોઈપણ સ્થળેથી તમને પ્રમા થશે નહિ. અવગતિ (જ્ઞાન) થાય છે છતાં પણ અપ્રમાણ છે એમ કહેનારને બીજે પણ વિશ્વાસ નહિ થાય. શ્રુતિપ્રમાણ સંશયવાળા અર્થનો બોધ કરતું નથી. જેમાં સંશય થાય તેને પંડિતો આત્મા માનતા નથી. આત્મા જ્ઞાનરૂપ હોવાથી આત્મામાં સંશય બનતો નથી. બોધ્ય સુખરૂપ આત્માનો જેને કોઈ પણ રીતે અનુભવ થતો નથી તેવા જડને શાસ્ત્ર કેવી રીતે બોધ કરે! જેને જગતમાં બધું જાણવું છે પણ પોતાને જાણવો નથી તેને કોઈ રીતે જ્ઞાન થઇ શકે નહિ. જીજ્ઞાસુ માટે રસ્તા ખુલ્લા છે.

ગીતામાં કહે છે કે યોગ કરવાની ઇચ્છાવાળાને કર્મ કારણ છે. એકાગ્રતા પ્રાપ્ત થઇ તેને માટે કર્મની નિવૃત્તિ એ સાધન છે. જ્ઞાનની પેઠે કર્મ અવિદ્યાનું વિરોધી નહિ હોવાથી કર્મ અવિદ્યાને દૂર કરતું નથી. કર્મનું કાર્ય અણુ માત્ર પણ મુક્તિમાં સંભવતું નથી. મુક્તિમાં જે સંભવે છે તે કર્મની અપેક્ષા કરતું નથી. અકારક બ્રહ્મમાં જેનો બોધ સમાપ્ત થાય છે તેની બધી ક્રિયા કુંઠિત થાય છે. લાંબા કાળની ભ્રાંતિ એ સંસાર વૃક્ષનું મૂળ છે. તેનો બોધ તત્વ દર્શનથી થાય છે.

પોતાનો અધિકાર કર્મમાં છે કે જ્ઞાનમાં તેનું પ્રમાણ જાણવું હોય તો પોતાના અંતઃકરણમાં શા વિચાર આવે છે તે તપાસવું. મારે કંઇક કરવું જોઈએ એવો વિચાર આવતો હોય તો કર્મમાં અધિકાર છે અને " હું કોણ ? " એ જાણવાની ઇચ્છા થતી હોય તો જ્ઞાનમાં અધિકાર છે એમ સમજવું.

અન્યથાજ્ઞાન, વિપરીતજ્ઞાન, સંશયજ્ઞાન, એ મૂળ અવિદ્યાનાં કાર્ય છે. કાર્યને તૂલા અવિદ્યા પણ કહે છે. વેદાન્તમાં અદ્વિતીયત્વ બોધ ન હોવો એ મૂળ અજ્ઞાન છે. જડ ચેતનના વિવેક જ્ઞાનથી તૂલા અવિદ્યા મટે છે પણ મૂળ અવિદ્યા મટતી નથી. વિવેક જ્ઞાન એ ભેદ જ્ઞાન છે. સાક્ષીમાં ભેદ નથી. તેથી 'તે તું છે' એ વાક્યથી સકાર્ય મૂળ અવિદ્યા-એટલે–અજ્ઞાન મટાડવું. લેશા અવિદ્યા પ્રારબ્ધના ભોગ માટે રહે છે. એ પંચદશીવાળા શ્રી વિદ્યારણ્ય સ્વામી અને વિચાર સાગરવાળા શ્રી નિશ્ચલદાસજી વગેરેનો મત છે અવિદ્યા માટે વધારે ખુલાસા માટે જુઓ વિભાગ–૨, છેલ્લું પ્રકરણ.

બાળક રડતું હોય ત્યારે મા પોતે પોતાને માથે ધાબળો ઓઢીને બાળકને કહે છે " જો ! બાધડો આવ્યો, રડ નહિ " પણ થોડીવારમાં બાળક માનો સાદ ઓળખી કાઢે છે અને ધાબળો ઊંચો કરી જાણી લે છે કે આતો મારી મા છે, આનાથી બીવા જેવું નથી. તેમ માયાને જાણ્યા પછી માયાની બીક લાગતી નથી.

પદાર્થ જ્ઞાન થયા છતાં પણ અનુભવ ન થતો હોય તો બીજી વિધિની કલ્પના કરવી જોઈએ. જેણે પદાર્થ શોધન કરેલ છે તેને 'તે

તું છે' એ વાકયથી સાક્ષાત્કાર થાય છે, એટલે વિધિની કલ્પના કરવી જરૂરની નથી. 'તે તું છે' વગેરે વાકય વિધિ પર છે એવો અર્થ જણાતો નથી. જો કે આત્માનું દુઃખીત્વ પ્રત્યક્ષ વિગેરે પ્રમાણથી ગૃહીત છે તોપણ 'તે તું છે' એ વાકયથી ઉત્પન્ન થયેલ પ્રત્યયજ બળવાન છે એવો નિશ્ચય રાખવો. પ્રમેય અવ્યભિચારી પ્રમાણવાળા વાકયથી ગ્રહણ થયેલું હોવાથી તેનું સ્વતઃ નિર્દુખીત્વ સિદ્ધ છે. પ્રત્યક્ષ વગેરે પ્રમાણ વ્યભિચારી હોવાથી દુઃખીત્વની સંભાવનાનો આધાર પુરૂષની કલ્પના માત્ર ઉપર છે. અજ્ઞાનજનક પ્રવૃત્તિ તત્વસ્મૃતિને ભૂલાવી દે છે. માટે અનાત્મ દ્રષ્ટિ છોડીને આત્મએકાકાર થઈ જવું. વિરામ અભ્યાસથી ચિત્તવૃત્તિને હઠાવી શકાય છે. એ ત્રીજી ભૂમિકાનો અભ્યાસ છે. બ્રહ્મ સિવાય બીજી વસ્તુમાં સત્તા માનવાથી બ્રહ્માર્થ દુર્લભ થઈ પડે છે. દોરડીમાં સર્પ જોનારને દોરડીના સ્વભાવનો લાભ મળતો નથી.

જે શાસ્ત્રને પ્રમાણ માને અને તે પ્રમાણે ચાલે તે આસ્તિક કહેવાય છે. શાસ્ત્રને પ્રમાણ માને પણ તે પ્રમાણે ચાલે નહિ તે નાસ્તિક છે. વેદમાં કહેલ છે કે જગત મિથ્યા છે છતાં જે માને નહિ તે નાસ્તિક છે.

આત્મા સ્વયંપ્રકાશ છે, અનાત્મા વેદ્ય છે. તેથી અનાત્મા આત્માને દેખી ન શકે પણ શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી શુદ્ધ થયેલ બુદ્ધિવૃત્તિથી આત્મા આત્માનો અનુભવ લઈ શકે છે.

વાચસ્પતિ મિશ્ર વાકયથી પરોક્ષજ્ઞાન થાય છે એમ માને છે. વાકયાર્થ સહકૃત ધ્યાનથી સાક્ષાત્કાર માને છે. વિવરણાચાર્ય વાકયથી અપરોક્ષ જ્ઞાન થાય છે એમ માને છે. સૂતેલા માણસને જેમ બીજા તેનું નામ બોલી ઊઠાડે છે તેમ "તે તું છે" એ વાકય શબ્દ શક્તિ લક્ષણાથી, બીજો સંબંધ કર્યા વગર બોધ કરે છે. શબ્દ શક્તિ અચિન્ત્ય છે. શબ્દનો સંબંધ સૂતેલાને (સાંભળનારને) થયો નથી છતાં પણ તે જાગી જાય છે. સુષુપ્તિમાં જાગ્રતની માફક શબ્દને જાણતો નથી છતાં જાગી જાય છે. એ શબ્દની શક્તિ છે. કોઇ પણ શબ્દ સાંભળતાંજ જે અર્થની ઉપસ્થિતિ સર્વ સામાન્ય માણસને થાય છે તે પ્રસિદ્ધ અર્થમાં તે શબ્દની શક્તિ મનાય છે.

## પ્રકરણ ૪થું

# સત્વાપત્તિ

બ્રહ્મચિંતન પછી બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન થઈને આવરણ ભંગ કરે છે, ત્યારે સ્વયંપ્રકાશ આત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે. નિર્વિકલ્પ સમાધિ આ ભૂમિકાએ પ્રાપ્ત થાય છે. નિત્ય આનંદ સ્વરૂપ આત્મામાંથી અનુભવ આવતો હોવાથી તેની અસર નિત્ય રહે છે. વ્યુત્થાન કાળમાં પણ તે શાંતિનો અને તે આનંદનો અનુભવ કેટલેક અંશે આવ્યા કરે છે અને ફરીથી બ્રહ્માકારવૃત્તિ કરવી હોય તો સહેલું કામ થઇ પડે છે.

આ દશામાં પહેલાંના પ્રમાણ અને પ્રમાતા ફરી જાય છે. પહેલાં માણસની દ્રષ્ટિથી જે જગત દેખાતું હતું તે દ્રષ્ટિ ફરી જવાથી તે દ્રષ્ટિનું જગત પણ ફરી જાય છે. જે આત્મા પોતાના શરીરની અંદર અનુભવમાં આવે છે તેજ બધામાં દેખાય છે તેથી જીવ અને જગત પણ આત્મામય એટલે બ્રહ્મમય લાગે છે. યોગી આત્માનો અનુભવ એક જગ્યાએ એટલે પોતાના હૃદયની અંદર લે છે પણ વ્યુત્થાન કાળમાં તેને જગત દેખાય છે. યોગીને તત્પદ અને ત્વંપદનું અપરોક્ષ જ્ઞાન થાય છે પણ તત્પદ અને ત્વંપદનું ઐક્ય તત્વજ્ઞાન વિના થતું નથી. જ્ઞાની આત્માનો અનુભવ એક જગ્યાએ લઇ તેને બ્રહ્મરૂપે વ્યાપક કરી દે છે, અથવા શરૂઆતથીજ આત્માને અંદર બહાર સર્વત્ર જુએ છે તેથી વ્યુત્થાન કાળે પણ તેને જગત દેખાતું નથી પણ બ્રહ્મ જણાય છે અને તેથી તેની સમાધિ નિત્ય બની રહે છે. સંબંધ બે પરિમિત વસ્તુ વચ્ચે બને છે અને બે વસ્તુ એટલે દ્વૈત શાસ્ત્રથી અને અનુભવથી સિદ્ધ થતું નથી તેથી સંબંધ બનતો નથી. સંસારનું સુખ પરિમિત સંબંધથી છે તેથી એક્તા કરવાથી મળે છે. બ્રહ્મની એકતા કૃતક નથી. તે સિદ્ધ છે.

કોઈ ક્રિયાથી વૃત્તિને વાળવી તેને નિદિધ્યાસન કહે છે. સહજવૃત્તિ બ્રહ્માકાર રહે તેને સહજાવસ્થા કહે છે.

## સત્વનું સ્વરૂપ

જ્ઞાની જાગે છે ત્યારે બીજાની માફક જાગતો નથી, સૂએ છે ત્યારે બીજાની માફક સૂતો નથી. તેનો વ્યવહાર બીજાની દષ્ટિમાં સમજાતો નથી. સરખા સ્વભાવવાળા માણસો જ એક બીજાની વાતો સમજી શકે છે. જેમ પ્રલય વખતે બધા દેવતાઓ વાયુમાં અંતર્ભુત થાય છે, તેમ અજ્ઞાનીને સુષુપ્તિમાં બધી ઇંદ્રિયો પ્રાણમાં અંતર્ભુત થાય છે. જ્ઞાનીના પ્રાણ કોઈ વખતે ધીમા ચાલે છે, કોઈ વખતે બંધ જેવા થઈ જાય છે, કોઇ વખતે અમુક વખતે જ જાગવાની ઇચ્છા થાય તો જાગી શકે છે .અને જાગે ત્યારે આત્મભાવથી જાગે છે. અજ્ઞાની અનાત્મ ભાવે જાગે છે.

સામાન્ય રીતે દ્રષ્ટા દષ્યને બતાવે છે પણ વેદ દષ્યથી બ્રહ્મ દ્રષ્ટાનું ભાન થાય છે. પ્રમાણ પ્રમેયને બતાવે છે તેથી વેદાન્તનાં વાકયોના અર્થમાં રમવાવાળા, ભિક્ષાથી મળેલા અન્નથીજ સંતુષ્ટ, શોક વગરના અંતઃકરણમાં જ્ઞાનથી ખેલતા લંગોટીઆ સાધુઓજ ભાગ્યશાળી છે. છતાં સંન્યાસીઓનેજ આત્મજ્ઞાન થાય તેવો કાંઇ નિયમ નથી. ગમે તે આશ્રમમાં બ્રહ્મજ્ઞાન થઇ શકે છે. રૈકવ, ગાર્ગી, મૈત્રેયી, ચુડાલા વિદુર વગેરે પરમહંસ હતા, પરિવ્રાજક નહોતા. સામાન્ય રીતે બીજા આશ્રમીઓને કર્મમાં મુખ્ય અધિકાર છે, જ્ઞાનનિષ્ઠામાં ગૌણ અધિકાર છે. કર્મસંસ્થત્વને બ્રહ્મસંસ્થત્વ કરવું પડે છે. સંન્યાસી પોતાના ધર્મમાં રહે તો તેને બ્રહ્મસંસ્થત્વ નિરંતર રહે છે. બીજા આશ્રમમાં જ્ઞાન થાય પણ નિષ્ઠા બનતી નથી અને કદાચ બીજા આશ્રમવાળા જ્ઞાનનિષ્ઠાવાળા હોય તો તે જાર માફક છે. તેમનો ઉપદેશ બીજાને એકદમ લાગતો નથી. તેથી તેમણે ચૂપ રહેવાનું છે. બરાબર જ્ઞાનનિષ્ઠા કેવળ પરમહંસ સંન્યાસીઓને થઇ શકે છે, એવો અભિપ્રાય સ્વામી શ્રી વામદેવ તીર્થનો હતો.

પણ હાલના કાળમાં આશ્રમ વ્યવસ્થા તૂટી ગઇ છે તેથી જેવી વસ્તુ છે તેવી સમજી પોતાના સંજોગો પ્રમાણે ઉંચી ભૂમિકાએ ચડવાનું

છે. જો વાસ્તવવૃત્તથી બ્રહ્મ પ્રાપ્ત છે એમ માનીએ તો આત્માના સ્વભાવ ઉપરથી અનાપ્તિનું કારણ કેવળ અસુર મોહનું આવરણ માત્ર છે. મોહનું આવરણ ભંગ કરવાને કર્મ કારણ નથી. જ્ઞાનથી ફળ મળે છે તેથી કર્મ નિરર્થક છે. જે બધું અનન્ય દેખે છે તેનાથી વિધિજ બનતી નથી અને કેટલાંક કામ નિયમપૂર્વક થતાં નથી. જેવી રીતે વિશુદ્ધ આકાશમાં એકદમ મેઘમંડળ થઈને નાશ પામે છે તેવી રીતે આત્મજ્ઞાન થતાં આત્મામાં પહેલાંની ભૂલથી દેખાતું અખિલ જગત જગતરૂપે નાશ પામે છે અને બ્રહ્મ દ્રષ્ટિએ અહં ઇદં સર્વં બ્રહ્મરૂપ રહે છે.

કૂટસ્થ આત્મા દ્વૈતને જરા પણ સ્પર્શ કરતો નથી. સંસાર ભ્રમ પરમાર્થે હોય તો છૂટે નહિ. કદાચિત છે, કદાચિત નથી એ ભ્રાંતિ છે, વ્યભિચારી એ ભ્રમ છે, બ્રહ્મ સદા એકરસ છે, તે સત્ય છે. અપકવ કષાયવાળા મુમુક્ષુને ઉદ્દેશીને નિષ્કામ કર્મ છે. પકવ કષાયવાળા અને આત્માનો અનુભવ લીધેલ ઉપર નિષ્કામ કર્મ નથી. શેઠ અને નોકરમાં જે ચેતન છે તે પરસ્પર ઉપકાર કરતા નથી, તેમનામાં જે બુદ્ધિ વિગેરે અંશ છે તે ચેતન પ્રતિ જાણે કે ઉપકાર કરતી હોય તેવું જણાય છે. ચેતન સ્વયં બીજા ચેતન ઉપર ઉપકાર અથવા અપકાર કરતું નથી. પુરૂષ સ્ત્રી વિગેરેનો ભેદ પણ સૂક્ષ્મ દેહમાં અને કારણ દેહમાં નથી તો પછી આત્મામાં ક્યાંથી હોય?

પુષ્ટિ માર્ગના આચાર્ય શ્રી વલ્લભાચાર્ય જ્યારે સમાધિ લેવાની તૈયારીમાં હતા ત્યારે તેમણે પોતાના બે પુત્રોને પાસે બોલાવીને કહ્યું કે "જો તમે બહિર્મુખ થશો તો કાળના પ્રવાહમાં તણાઇ જશો. શ્રી કૃષ્ણ એ લૌકિક પુરૂષ નથી, તે સર્વના આત્મા છે." આટલું કહેતાં છતાં તે પુત્રોની શંકા બરાબર દૂર ન થઇ ત્યારે શ્રી કૃષ્ણ ત્યાં પ્રગટ થયા અને તેમને કહ્યું કે "અન્યથા રૂપ છોડીને સ્વરૂપમાં સ્થિતિ કરવી એનેજ મુક્તિ કહે છે." સ્વપ્નામાં વાઘને જોવાથી નિદ્રા જતી રહે છે તેમ મુમુક્ષુને શ્રૌત વાક્યથી નિશ્ચિત અર્થવાળું જ્ઞાન થાય છે. તે પછી

અહંકાર નથી, મમત્વ નથી. આત્મા હમેશાં અહંકાર વિગેરેથી રહિત છે. જેવી રીતે સૂર્યમાં અંધકારનો અધ્યાસ ઘુવડને છે તેવી રીતે આત્મામાં અહંકારનો અધ્યાસ માણસને છે. હું અનાત્મા નથી એમ હઠાવવું એ પણ મારામાં નથી. અહંકારનો બાધ કરવાની ક્રિયા પણ આત્મામાં નથી. આવો પોતાનો સ્વભાવ જાણ્યા પછી કોઇ વાર એવો શોક થાય છે કે સમસ્ત દ્વૈતનો જોરથી નિષેધ કરનારી અને સંસારને મૂળથી ઊખેડનારી શ્રુતિ મેં અત્યાર સુધી કેમ ન સાંભળી?

આત્મા એ પોતે પોતાનું પ્રમાણ છે. આત્માના અનુભવ માટે આત્માથી બહારનું પ્રમાણ લઇ શકાય નહિ કારણકે આત્માથી બહાર કાંઇ નથી. જ્યારે શ્રુતિ કહે છે કે આત્મા બ્રહ્મરૂપ છે, પૂર્ણ છે ત્યારે બીજા કોઇ પ્રમાણની જરૂર નથી. બીજું કોઇ પ્રમાણ લઈએ તો તે બ્રહ્મની બહાર માનવું પડે, અને એ માનીએ તો બ્રહ્મ બ્રહ્મ તરીકે રહે નહિ. તેથી બ્રહ્મ એટલે આત્મા પોતા સિવાય બીજા કોઇ પ્રમાણથી સિદ્ધ કરી શકાય નહિ. જ્યાં બીજું દેખાય નહિ, સંભળાય નહિ, જણાય નહિ ત્યાં આત્માનો અનુભવ છે.

કોઇ રાત દિવસ વેદાન્તનું શ્રવણ કરે છે તોપણ જ્ઞાન થતું નથી એમ લાગે તો જાણવું કે પ્રતિબંધનો ક્ષય થયો નથી. આત્મજ્ઞાનનું ફળ મોક્ષ પ્રતિબંધની નિવૃત્તિ છે. મન આત્મામાં દોડે છે પણ મનની આત્મામાં ગતિ નથી. મન પાસે બીજું કંઇ રહે છે, આત્મા પાસે બીજું રહેતું નથી. આત્મા માત્ર છે, અનાત્મા નથી એવું જ્ઞાન થયું એટલે મન શાંત પામે છે કારણ કે મનને જવાનું કોઇ સ્થાન નથી. મનની હદ એ આત્માની હદ નથી. માટે આરોપનો ઉપસંહાર કરી લેવો જોઇએ. ઉપસંહાર કરતાં કરતાં મન આપઘાત કરે છે અને આત્માની સ્વતંત્રતા પ્રગટ થાય છે. આત્મા ભાસક છે. આત્મા ભાસક ભાસ્ય બન્ને થઇ શકે નહિ. જેને સ્વપ્નની પેઠે ભાસ્ય ભાસક દેખાય છે તે જાગ્યો નથી. મન જતું રહેતાં, મનનું કલ્પેલ જગત રહેતું નથી.

આવદ્યા આવી કયાંથી ? એવી શંકા કોઇ કરે તો પૂછનારની દશાનો વિચાર કરવો જોઈએ. જ્ઞાન થયા પહેલાં પૂછે તો અવિદ્યા લઇને પૂછે છે તેથી બીજો હેતુ ન હોવાથી જે પૂછે છે તેને થઈ છે. જ્ઞાન થયા પછી પ્રશ્ન બનતો નથી કારણ કે ત્રણે કાળે અપરિચ્છિન્ન વિદ્યા હોવાથી અવિદ્યાનો સંભવ નથી. સામાન્ય બુદ્ધિ સત્ય આપતી નથી. તે વધારે જોરવાળી થાય તો અસત્ય શું છે તે બતાવી શકે છે. આત્માથી આત્મા જાગ્રત ન થઇ શકે તો કયાં ભૂલ થાય છે તે બુદ્ધિ બતાવી શકે છે. પણ આત્માનો અનુભવ તો આત્માથી થશે.

જો એક આત્મા માત્ર છે તો દુઃખ કયાંથી આવ્યું ? એવી શંકા થાય તો વિચાર કરવો કેઃ—

જો આત્મા દુઃખી હોય તો દુઃખનો સાક્ષી કોણ થાય ? દુઃખી સાક્ષી થઇ શકે નહિ. સાક્ષી દુઃખી હોય નહિ. વિક્રિયા સિવાય દુઃખ ન થાય. વિકારી સાક્ષી કેમ થાય ? બુદ્ધિની હજાર વિક્રિયાનો હું અવિક્રિય સાક્ષી છું. તેથી અવિક્રિય છું. તાવવાળાને ૧૦૫ ડીગ્રી તાવ આવ્યો હોય પણ જો તેને ઊંઘ આવી ગઇ તો દાક્તરના થરમોમીટરમાં ૧૦૫ ડીગ્રી તાવ આવે છે પણ જે સૂતો છે તેને તે વખતે દેહનું અભિમાન ન હોવાથી તાવ નથી. જાગે ત્યારે દેહનું અભિમાન જેટલું ચડે તેટલું દુઃખ લાગે છે.

જેમ કોઇ ડેકાણે ગરમ પાણીના ઝરા જોઈ કોઈ પૂછે કે પાણી ગરમ કેમ છે ? કારણ કે પાણીનો મૂળ સ્વભાવ ઠંડુ રહેવાનો છે તેમ કોઈ બાળક દુઃખથી રડતો હોય ત્યારે કોઈ તેને પૂછે છે કે "તું કેમ રડે છે ?" તે પ્રશ્નજ એમ સિદ્ધ કરે છે કે દુઃખી થવું એ જીવનો સ્વભાવ નથી.

આત્મામાંથી જન્મ મરણ, ભૂખ તરસ, સુખ દુઃખ વિગેરે છ વિકાર હઠાવવાથી કર્તૃત્વ ભોકતૃત્વ પણ હઠાવી શકાય છે અને પછી સ્વયંપ્રકાશ આત્મા પોતાના બળથી પ્રકાશે છે. પ્રમાણમાં અને પ્રમાણાભાસમાં આ જ્ઞાનની ઉચ્છિત્તિ થતી નથી. પોતાથી અન્ય જે દેખાય

છે તે ક્ષણભંગુર છે. ઘડાની ઉત્પતિ સ્થિતિ ભંગમાં જેમ આકાશની ઉત્પત્તિ સ્થિતિ ભંગ થતો નથી તેમ બુદ્ધિની ઉત્પત્તિ સ્થિતિ નાશ થતાં પોતાનો નાશ નથી. સુખ દુઃખ વગેરે પરિણામી ધર્મ અનાત્મ ધર્મ છે. એને અનાત્મ તરીકે માનવાની વારંવાર ટેવ પાડવી જોઇએ. અનાત્માનું અદર્શન એ જ્ઞાનીની ઉપાસના છે.

અનાત્માનું દર્શન એ જ્ઞાનીની વ્યુત્થાન દશા છે.

આત્મબોધથી શરીર ત્રણ (એટલે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ) લય થાય છે. બોધ રૂપ સૂર્ય-રશ્મિ અંધારાને પ્રકાશ કરે છે. સૃષ્ટિ કોઇ દિવસ ઉત્પન્ન થયેલ નથી. સંસાર એ વિભ્રમ છે એ ચિન્તન કરવું તેને બોધાભ્યાસ કહે છે. બાહ્ય અંતરનો અવભાસ ન થવો તે મનનો નિરોધ કરવાનો અભ્યાસ છે. જેટલો મનનો નિરોધ થાય તેટલો પ્રપંચ ભાસતો નથી. ત્યારે સૃષ્ટિ થઈ શી રીતે?

મંદ કામ પણ પ્રયોજન વગર કોઇ કરતું નથી તો આ મહા આડંબરવાળી જગત્સૃષ્ટિ જો પરમાત્માએ કરી તો એમ સિદ્ધ થાય કેઃ—

(૧) સૃષ્ટિ કર્યા પહેલાં પરમાત્માને તૃપ્તિ નહોતી તેથી તેની પૂર્ણતાને બાધ આવે છે.

(૨) પ્રયોજન ન માનો તો પ્રવૃત્તિ બનતી નથી.

(૩) ચેતન આત્મપ્રયોજન સિવાય બુદ્ધિ અપરાધથી ગાંડાની માફક પ્રવૃત્ત થતું નથી.

(૪) તેમ પરમાત્મા પ્રવૃત્ત થાય તો તેની સર્વજ્ઞતાનો બાધ આવે છે.

(૫) તેથી ચેતનથી સૃષ્ટિ થાય છે તે કહેવું બરાબર નથી.

(૬) ત્યારે એમ કહો કે વ્યતિરિકત કાંઈ પણ પ્રયોજન કર્યા સિવાય પ્રાણ વગેરે સ્વભાવથી જ થાય છે.

(૭) લૌકિક ક્રીડામાં કંઈક પણ સૂક્ષ્મ પ્રયોજનની ઉત્પ્રેક્ષા થાય છે તેમ અહીંઆં પ્રયોજનની ઉત્પ્રેક્ષા બનતી નથી.

(૮) અપ્રવૃત્તિ નથી કારણ કે સૃષ્ટિ શ્રુતિ છે.
(૯) ઉન્મત પ્રવૃત્તિ નથી કારણ કે સર્વજ્ઞતાની શ્રુતિ છે.
(૧૦) માટે સૃષ્ટિ પરમાર્થ વિષય નથી.
(૧૧) અવિદ્યા કલ્પિત નામ રૂપ વ્યવહાર ગોચર છે.
(૧૨) શ્રુતિ બ્રહ્માત્મભાવ પ્રતિપાદન પર છે.
(૧૩) તેથી સૃષ્ટિમાં તાત્પર્ય નથી, સૃષ્ટામાં તાત્પર્ય છે, તે ભૂલી જવાનું નથી.

આ પ્રમાણે જો સૃષ્ટિની ઉત્પત્તિજ સિદ્ધ થતી ન હોય તો સૃષ્ટિ આવી ક્યાંથી ? એ પ્રશ્નનો ઉત્તર વધારે સ્પષ્ટ કરવા માટે કાળનો સ્વભાવ સમજવાની જરૂર છે, કારણ કે કાળ વગર ઉત્પત્તિ બનતી નથી.

## કાળનો સ્વભાવ

સૃષ્ટિની ઉત્પત્તિ માટે કાળ જોઈએ અને કાળની ઉત્પત્તિ માટે પણ કાળ જોઇએ. તેથી અનવસ્થા દોષ આવે છે. ઉપનિષદમાં કોઈ કોઈ જગ્યાએ સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન આવે છે પણ તે વર્ણન એકજ પ્રકારે આવતું નથી પુરાણોમાં પણ કોઈ વખતે બ્રાહ્મ કલ્પ, કોઇ વખતે પાદ્મ કલ્પ અને કોઈ વખતે વારાહ કલ્પથી ઉત્પત્તિની વાત આવે છે.

કોઈ ઠેકાણે એમ પણ લખેલું છે કે જ્યારે માણસનાં મન અને બુદ્ધિ સત્વગુણી થાય અને જ્ઞાન અને તપમાં રૂચી થાય ત્યારે સત્યુગ આવ્યો એમ જાણવું. જ્યારે ધર્મ, અર્થ અને કામમાં રૂચી થાય ત્યારે ત્રેતા યુગ; જ્યારે લોભ, અસંતોષ માન, દંભ અને મત્સર ઉત્પન્ન થાય અને કામ્ય કર્મ વધે ત્યારે દ્વાપર યુગ, અને જ્યારે માયા, અસત્ય, તંદ્રા, નિદ્રા, હિંસા શોક, મોહ, ભય, દીનતા જણાય ત્યારે કલિયુગ આવ્યો એમ સમજવાનું છે.

તેથી સૃષ્ટિની ઉત્પત્તિ એકજ પ્રકારે શાસ્ત્રોમાં મળતી નથી. વળી સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારે કોઇએ જોઈ નથી. પશુ પક્ષી જગતની

ઉત્પત્તિનો વિચાર કરતાં નથી. માણસનું બાળક જન્મે છે ત્યારે પણ તેને ખબર નથી કે પોતે જન્મ્યો. જન્મનું જ્ઞાન માબાપને થાય છે. બાળક તો જેમ જેમ મોટી ઉંમરનો થતો જાય છે તેમ તેમ બીજાનું કહેવું સાચું માની લે છે અને તે બીજાએ પણ બીજાનું કહેવું સાચું માની લીધેલું હોય છે. તેથી સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઇ તે સામાન્ય માણસની દ્રષ્ટિથી નકી થઈ શકતું નથી. શાસ્ત્રોમાં કોઈ કોઇ જગ્યાએ સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન આવે છે પણ દેશ અને કાળ કેવી રીતે ઉત્પન્ન થયા તેનું વર્ણન સ્પષ્ટ રીતે મળતું નથી. સૌથી પહેલાં બ્રહ્મા ઉત્પન્ન થયા તો બ્રહ્માની પહેલાં ઉત્પન્ન થયેલ કમળ કયાંથી આવ્યું? અને શેષશાયી વિષ્ણુના કપડાં અને તેમની સાથે રહેલાં લક્ષ્મીનાં કપડાં વગેરે સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં કયાંથી આવ્યાં એ સમજવું સહેલું નથી. તેવીજ રીતે પુરાણોમાં જ્યાં શંકર અને પાર્વતીજીના વિવાહની વાતો આવે છે ત્યાં શંકર અને પાર્વતીજીએ વિવાહ પહેલાં ગણપતિનું પૂજન કરેલું છે. તે ગણપતિ ભગવાન શંકર અને પાર્વતીના પુત્ર થાય. માબાપના વિવાહ વખતે માબાપ ભવિષ્યમાં થનાર દીકરાનું પૂજન શી રીતે કરી શકે?

હાલના કાળમાં જોઇએ તો ઇ. સ. ૧૯૪૩ ની સાલ ચાલે છે. તે જીસસ ક્રાઇસ્ટથી ગણવામાં આવેલી છે, પણ જીસસ ક્રાઇસ્ટથી શા માટે વર્ષ ગણવાં જોઇએ. તેના પહેલાં પણ કાળ હતો અને માણસો પણ હતા. તે શી રીતે વર્ષ ગણતા હશે? વિક્રમની સંવત હાલ ૨૦૦૦ ની ચાલે છે પણ વિક્રમથી શામાટે વર્ષ ગણવું જોઇએ? ખરી રીતે જોતાં જેમ જેમ માણસની વસ્તી વધતી ગઈ અને પ્રવૃત્તિ વધતી ગઇ તેમ તેમ કાળ માટે કંઇક માપ લેવાની જરૂર પડી અને જ્યારે માપની જરૂર પડી ત્યારે જે માપ તે વખતે ઠીક લાગ્યું તે લઇ લીધું. તે પહેલાં જ્યારે વસ્તી ઓછી હતી અને પ્રવૃત્તિ ઓછી હતી ત્યારે સૂર્ય ઊગે ત્યારે દિવસની શરૂઆત, ઉપર આવે ત્યારે બપોર અને આથમે ત્યારે સાંજ પડી, એટલા માપની કામ ચાલતું. તે સિવાય વધારે ગણત્રી કરવાની જરૂર તે વખતના માણસોને લાગતી નહોતી અને હજુ પણ

કેટલાક ગામડામાં ઘડીઆળો નથી. સૂર્યને પૂછીએ કે તેને કેટલાં વર્ષ થયાં ? તો તે કહેશે કે અહીં રાત્રિ કે દિવસજ થતાં નથી ? રાત્રિ કે દિવસ થાય તો વર્ષ ગણી શકાય તેથી સૂર્યને કેટલા વર્ષ થયાં તે ખબર નથી અને ભગવાન પાસે પણ ઘળીઆળ નથી. ચંદ્રને પૂછીએ કે આજે કઈ તીથિ થઈ તો કહેશે કે " હું હમેશાં પૂર્ણિમાના ચંદ્ર જેવોજ કહું છું. અહીં બીજ, ત્રીજ, ચોથ, થતાં નથી. એ પૃથ્વી ઉપર રહી પોતાના દેહને પોતે 'હું તરીકે' માની બેસનાર જીવોની કલ્પનામાં એટલે માણસની કલ્પનામાં રહેલા છે.

માયિક વ્યવહાર માટે કાળની જરૂર પડે છે ત્યારે જીવ તે વખતનો કાળ ગ્રહણ કરે છે. કોઈને કાગળ લખવો હોય તો ગામનું નામ અને તારીખ પહેલાં લખવાં પડે છે, નહિતર જવાબ આપનાર જવાબ આપી શકે નહિ, અને જવાબ આપનાર પોતાનું ગામ અને પોતાની તારીખ લખીને જવાબ આપે છે, માટે કાળનો આધાર સ્થાન ઉપર છે અને સ્થાનનો આધાર કાળ ઉપર છે, બંન્ને જુદા પાડી શકાય નહિ. નવા સાયન્સનો પણ એ મત છે.

વળી આપણે અહીં પૃથ્વી ઉપર જોઇએ તોપણ દરેક જગ્યાનો કાળ જુદો છે. મુંબઇમાં મુંબઇનો ટાઈમ અને કલકત્તામાં કલકત્તાનો ટાઈમ છે તેથી ઘડીઆળને અંગ્રેજી ભાષામાં ટાઇમ—પીસ એટલે કાળનો ભાગ બતાવનાર કહે છે. લંડનનાં ખબર રેડીઓમાં સાંભળવા હોય તો અહીંના ટાઇમ કરતાં ૫ કલાક રેડીઓ મોડો ઊઘાડવો જોઇએ. ત્યાંનું એક વાગ્યાનું સંગીત સાંભળવું હોય તો અહીં ૬ વાગે રેડીઓ ઊઘાડવો જોઈએ. અહીં કોંગ્રેસના ઠરાવ રવીવારે સાંજે ૬ વાગે પસાર થાય તે લંડનમાં તેજ રવીવારે બપોરે ૧ વાગે પહોંચી જાય છે. જે બનાવ જે વખતે બને તે તે વખત પહેલાં બીજી જગ્યાએ પહોંચી જાય એ હાલના જમાનાની નવી શોધ છે. તેથી પૃથ્વીની ઉત્પત્તિ એક જગ્યાએ થાય તેની ખબર તે વખત પહેલાં બીજી જગ્યાએ પહોંચી જાય તો બીજી જગ્યાના માણસોને કેવી નવાઇ લાગે ! આ પૃથ્વીના

માણસોનો વ્યવહાર પણ એકજ ઘડિયાળથી ચાલતો નથી. કચ્છમાં રેલ્વે અને સ્ટીમર પણ કચ્છના ટાઇમે ચાલે છે અને કાઠીઆવાડના માણસો ત્યાં જાય એટલે તેમની ઘડીઆળ ફેરવી પડે છે.

જ્યારે કોઇ સ્ટીમર મુંબઇથી લંડન જાય ત્યારે તે સ્ટીમરનો વખત રોજ ફેરવવો પડે છે.

જ્યોતિષ વિદ્યામાં જ્યારે બાળકના જન્માક્ષર કાઢવાના હોય ત્યારે જે ગામમાં તે બાળક જન્મ્યો હોય તે ગામનો વખત પહેલાં કાઢીને પછી તેના જન્માક્ષર કાઢવામાં આવે છે. દેહનું અભિમાન લઇને જે જન્મે છે તેના ઉપર ગ્રહની અસર થાય છે અને જ્યોતિષ શાસ્ત્રનું ફળ પણ સંસારના સુખવાળું છે, તેથી કાળ એ સ્થાનનો ધર્મ છે, એ પોતે સ્વતંત્ર વસ્તુ નથી. કાળની ગણત્રી વખતે માણસ કઇ જગ્યાએથી ગણે છે તે ઉપર આધાર છે. જેમ કોઇ રાજાની સ્વારી કોઈ ગામમાં એક શેરીમાંથી નીકળી બીજી શેરીમાં જાય તો એકજ વખતે પહેલી શેરીના માણસો કહે છે કે સ્વારી ગઈ, બીજી શેરીના માણસો કહે છે કે સ્વારી આવે છે અને સ્વારીની સાથેના માણસોના જ્ઞાનમાં સ્વારી આવી નથી તેમ ગઇ પણ નથી. એકજ બનાવને ત્રણ કાળ પડી જવાનું કારણ તે બનાવને જુદી જુદી જગ્યાએથી જોનારના સ્થાન ઉપર અવલંબીને રહેલું છે; એટલું જ નહિ પણ તે સ્વારી હાથીને, ઘોડાને, ઊંટને, બળદને, બાળકને અને માણસોને જુદા જુદા પ્રકારની દેખાય છે. તેથી જેટલા જોનારા છે અને જ્યાં તે બેઠા છે, તેટલા સ્વારીના દેખાવ છે. તેમ સિદ્ધાંતમાં જગતને જોવાવાળા જેટલા જીવ છે, પશુ, પક્ષી, માછલાં, માણસ વગેરે અને જે કાળે જે સ્થાનેથી જુએ છે તેટલા જગતના દેખાવ છે. તેથી જગત એક નથી, તે કલ્પિત વસ્તુ છે. સ્વારીના ઊંટને કે ઘોડાને પૂછીએ કે તમારી જાતિમાં રાજા જેવું કંઈ છે કે નહિ? અને તેમનામાં જવાબ દેવાની શક્તિ હોય તો કહેશે કે એ બધા મનુષ્ય પ્રાણીના પ્રપંચ છે.

જ્યારે કોઇ રાજા પોતાના તાબાના ગામની મુલાકાતે જાય છે



રાજાની સ્વારી આવી કે ગઈ?

ત્યારે તે ગામની રૈયત એમ કહે છે કે રાજા આવ્યા અને રાજા ગયા પણ રાજાના નોકરની દ્રષ્ટિએ રાજા આવ્યા નથી તેમ ગયા પણ નથી. તે બાબતની લાગણી તેમને નથી કારણ કે તે હમેશાં રાજાની સાથેજ હોય છે. સો વર્ષ પહેલાં જન્મીને મરી ગયા તેમની કલ્પનામાં તેમનો ઇતિહાસ હતો. હાલ આપણે દેહ ભાવે જન્મ્યા એમ માનીએ તો આપણો હાલનો ઇતિહાસ એ આપણો સ્થાનધર્મ છે. હાલના વખતમાં પણ જ્યારે આપણે સ્વપ્નામાં હોઇએ ત્યારે સ્વપ્નાનો કાળ ઉત્પન્ન થાય છે. નિદ્રામાં નિદ્રાનો કાળ રહે છે. સમાધિમાં સમાધિનો કાળ રહે છે. જાગ્રતમાં જાગ્રતનો કાળ છે અને તે પણ જાગ્રતમાં આપણી જગ્યા ઉપર આધાર રાખે છે, તેથી કાળ એ નિયત સ્વભાવવાળો નથી પણ એ સ્થાનધર્મ છે અને સ્થાનધર્મનો ખુલાસો માંડુક્ય ઉપનિષદ્‌માં ઠીક આપેલો છે. જગત અને તેના બનાવ એક કાળથી માપી શકાય નહિ.

પોપટને પોપટના જ્ઞાનનું જગત છે અને પોપટ મરીને મોર થાય તો એજ જગત એને જુદે રૂપે અનુભવમાં આવે અને તેનો કાળ પણ ફરી જાય. તેને તે વખતે મોરના જ્ઞાનનું જગત રહે.

કોઈ જીવ મરી જાય છે ત્યારે એમ કહેવામાં આવે છે કે તેનો કાળ આવી ગયો, એટલે કાળ વ્યક્તિનો છે, એટલે વ્યકિત તરીકે અભિમાન લેનારને છે. તેથી જેટલી વ્યકિત અને તેના જેટલા સ્થાન છે તેટલા કાળ છે, છતાં સમાન સ્વભાવવાળી અને એક જગ્યાએ રહેવાવાળી વ્યકિતને સમાન કાળ લાગે છે.

આ પ્રમાણે સૃષ્ટિમાં એક કાળ ન હોવાથી સૃષ્ટિની ઉત્પત્તિ થઇ છે કે નહિ અથવા કયારે થઈ તે નક્કી કરવું હોય તો કયા જીવે, ક્યારે અને કેવા જ્ઞાનથી શું જોયું? તે નક્કી કરવું જોઈએ. તે રીતે જોતાં જણાશે કે દરેકને પોતાની કલ્પનાની સૃષ્ટિ દેખાય છે અને એ સૃષ્ટિ તેની કલ્પના વખતે દેખાય છે.

નાટક ભજવનારને માટે એક કાળમાં આખું નાટક નજર

આગળ રહે છે. પણ જોનાર તેમાં ત્રણ કાળ પાડી નાખે છે. તેને માટે કંઇક જોયું, કંઇક જોવાય છે, કંઇક જોવાશે એવી વૃત્તિઓ છે. તે વૃત્તિઓ નાટક ભજવનારના મનમાં ઉત્પન્ન થતી નથી.

કોઇ ટેબલ ઉપર કીડીઓ ચાલી જતી હોય, ત્યાં આપણે પાંચ આંગળી મુકીએ તો તે કીડીઓની નજરમાં ત્યાં પાંચ કુંડાળાં થયાં. તે એમ પણ કદાચ માને કે તેના જગતમાં પાંચ જીવ જન્મ્યા અને આપણે પાંચ આંગળી ઉપાડી લઇએ ત્યારે તે એમ માને કે એ પાંચ જીવ મરી ગયા, પણ આપણે જાણીએ છીએ કે તે કલ્પના કેવી ખોટી છે.

એક ગામમાં બધા આંધળા અને બધા બહેરા હોય તો તે ગામ કેવું છે એ કોણ કહી શકે અને કોણ સાંભળી શકે? દુનીઆમાં એકજ માણસ હોય અને બીજી કોઈ વસ્તુ હોય નહિ તો તે કેવડો મોટો કહેવાય અથવા ક્યારે ઉત્પન્ન થયો? દેડકા દર વર્ષે વરસાદ વખતે ઉત્પન્ન થાય છે અને તેમાંથી ઘણા તરત મરી જાય છે, તેથી માણસના ૫૦ વર્ષમાં દેડકાના ૫૦ જન્મ થઇ જાય છે. માણસના જીવનમાં પણ દુઃખમાં ૧ કલાક જતો વધારે લાગે છે અને સુખમાં ૫ કલાક જતાં વાર લાગતી નથી, તેથી લાગણી ઉપર પણ કાળ ફરે છે અને એમ પણ બોલાય છે કે અમુકના માથા ઉપર કાળ ફરે છે.

રવિવાર, સોમવાર, મંગળવાર વિગેરે બાળકની દૃષ્ટિમાં નથી. મરેલાને નથી, ગાંડાને નથી, ઊંઘતા માણસને નથી, પશુ પક્ષીને નથી અને સમાધિવાળાને નથી. મુસલમાની રાજ્યમાં શુક્રવાર પવિત્ર મનાય છે, અંગ્રેજી રાજ્યમાં રવીવાર અને હિંદુના રાજ્યમાં સોમવાર પવિત્ર મનાય છે. તેથી માણસના વાર માણસની કલ્પનામાં છે.

યોગવાસિષ્ઠ નામના પ્રસિદ્ધ ગ્રંથમાં એક એવો પ્રશ્ન શ્રી રામચંદ્રજીએ પૂછેલો છે કે—એકજ બ્રહ્માંડ વિષે મનુષ્યનું વર્ષ એ દેવતાનો દિવસ કેમ? કોઇ ક્ષુદ્ર પ્રાણીનો મોટો કાળ એ બ્રહ્મદેવનો ક્ષણ કેમ? કાળ એક છતાં ભિન્ન ભિન્ન પ્રતીતિ કેમ થાય છે? (યો. વા. ૩–૬૦–૧૬). તેના ઉત્તરમાં વસિષ્ઠ કહે છેઃ—જો અર્થસત્તાને અનુસરીને પ્રતીતિ

હોય તો તમારા કહેવા પ્રમાણે કાળનો વિરોધ આવે, પરંતુ પ્રતીતિને અનુસારે અર્થસત્તા છે અને તે પણ અનિર્વચનીય છે; માટે જે જ્યારે, જે પ્રકારે, જે પદાર્થની ભાવના કરે ત્યારે તે પ્રકારે તે પદાર્થને અનુભવે છે; તાત્પર્ય કે દ્રષ્ટાના ભેદથી કાલનો ભેદ વિરૂદ્ધ નથી. વિષકીટની પેઠે સદા અમૃતની ભાવનાથી વિષ પણ અમૃત થાય છે. તેમજ મિત્ર ભાવનાથી શત્રુ પણ મિત્ર થાય છે. પદાર્થોનું સ્વરૂપ જે પ્રકારે ભાવના કરાયેલું હોય છે તેજ ભાવના અનુસાર ચિરકાલના અભ્યાસથી પદાર્થો વિષે અર્થક્રિયાનો નિયમ થાય છે. સંવિત્નો સ્ફૂરણ સ્વભાવ છે. તે દ્રષ્ટાના સંસ્કાર પ્રમાણે, પદાર્થરૂપે થાય છે; માટે એકજ કાળ વિશે સંસ્કારે કરીને કોઈને નિમેષનું જ્ઞાન અને કોઇને કલ્પનું જ્ઞાન થાય છે તે વિરૂદ્ધ નથી. જો નિમેષ વિષે ઘણા કલ્પની ભાવના કરે તો એજ નિમેષ કલ્પ થાય છે અને જો કલ્પ વિષે નિમેષની ભાવના કરે તો કલ્પ એ નિમેષ થાય છે, કારણકે ભાવનાનો એવો સ્વભાવ છે. રાત્રી દુઃખીઆને કલ્પ જેવી જણાય છે અને તેજ સુખીઆને ક્ષણ જેવી જણાય છે.

સ્વપ્નમાં ક્ષણ કલ્પ થાય છે અને કલ્પ ક્ષણ થાય છે, એ વાત જગપ્રસિદ્ધ છે. જેમકે કોઇને "હું મરણ પામી જન્મ્યો, યુવાન થયો, સો યોજન ચાલ્યો" એવી રીતનું સ્વપ્ન આવે છે. હરિશ્ચંદ્ર રાજાને એક રાત્રીમાં બાર વર્ષનો અનુભવ થયો અને લવણે એક રાત્રીમાં સો વર્ષનું આયુષ્ય ભોગવ્યું. જે મનુનું આયુષ્ય છે તે બ્રહ્માનું મૂહુર્ત છે. જે બ્રહ્માનું આયુષ્ય છે તે વિષ્ણુનો દિવસ છે. જે વિષ્ણુનું આયુષ્ય છે તે શંકરનો દિવસ છે અને નિર્વિકલ્પ સમાધિમાં રહેવાવાળાને તો દિવસ કે રાત્રી કાંઇ પણ નથી.

મન જેમ અસત મનોરાજ્યની કલ્પના કરવામાં સમર્થ છે તેમ ક્ષણને કલ્પ કરવામાં પણ સમર્થ છે; એટલે ક્ષણિક મોહે કરીને અનાદિ અનંત કલ્પના વિસ્તારવાળું સંસાર નામનું મનોરાજ્ય થાય થાય છે. મન ક્ષણને કલ્પ કરે છે એ અલ્પ આશ્ચર્ય છે પણ મોટું

આશ્ચર્ય એ છે કે અસત્ જગતને પણ સત્ કરે છે (યો. વા. ૬-૫૬. ૨૨ થી ૨૩)

સૂર્ય ઊગતો નથી છતાં ઊગે છે એમ બોલાય છે અને તે પૂર્વથી પશ્ચિમમાં જતો નથી છતાં એવો દેખાવ કેટલી વાર થયો એવો હિસાબ જે માણસ રાખે છે તેને વર્ષની ગણત્રી કરવી પડે છે. પણ એ શા માટે ગણવું જોઇએ. બીજી પૃથ્વીવાળા જીવના વર્ષ લાંબા અથવા ટુંકા હોય છે. દેવના વર્ષ જુદા છે, પશુ પક્ષીને વર્ષો નથી અને ભગવાન પાસે ઘડીઆળ નથી.

એક માણસને સ્વપ્નું આવ્યું. તેમાં તેણે એક પર્વત જોયો. તેણે માન્યું કે "આ પર્વત અહીં ઘણા કાળથી છે અને હું હમણાં અહીં પર્વત જોવા આવ્યો છું" હવે વિચાર કરીએ તો સ્વપ્નાનો પર્વત ત્યાં ઘણા કાળથી પડયો નથી. તેના વિષે જે સ્થિરતા માની છે તે ખોટી છે. સ્વપ્નાનો જીવ પહેલાં છે અને પર્વત તેની કલ્પનામાંથી પાછળથી નીકળેલો છે. તેવી જ રીતે જાગ્રતમાં પર્વતને જોઇને અથવા જગતને જોઇને માણસ એમ માની બેસે છે કે આ પર્વત અથવા આ જગત અહીં ઘણા કાળથી છે અને હું હમણાં જન્મ્યો છું, પણ ખરી રીતે જોતાં આપણો આત્મા હમણાં જન્મ્યો નથી. જન્મ દેહનો છે અને તે આપણું સ્વરૂપ નથી. તેથી આપણે જગતની પહેલાંના (સ્વપ્નાના જગતની પેઠે) છીએ પણ ભૂલથી એમ માનીએ છીએ કે આપણે હમણાં જન્મ્યા.

ઘટાકાશમાં જેમ આકાશ નિર્લેપ છે તેમ આપણો આત્મા કાળથી અતીત છે, તેથી ઘટને કાળ છે પણ આકાશને નથી તેમ શરીરને કાળ છે પણ આત્માને નથી.

જે જગત જતું રહે છે તેને યાદ કરવાથી કાળની અસર લાગે છે, પણ જે રહેતું નથી અને જે હતું ત્યારે ખોટી દ્રષ્ટિથી જોયેલું હતું તેને યાદ કરવામાં લાભ નથી. સો વર્ષ પહેલાં જે જન્મીને મરી ગયા તેની કલ્પનામાં મહાત્મા ગાંધીજીનો ઇતિહાસ નથી, તો તેનો ઇતિહાસ આપણે શા માટે યાદ કરવો ?

બીજા પ્રકરણમાં સમજાવેલું છે તે પ્રમાણે સ્વપ્નાનો બાપ અને સ્વપ્નાનો દીકરો સાથે જ ઉત્પન્ન થયેલા છે. તેની ઉત્પત્તિમાં ૩૦ વર્ષનો ફેર અને કાર્યકારણ ભાવ માની બેસાય છે. તેવી ભૂલ જાગ્રતમાં પણ થાય છે. એક છોકરાને પિતા છે, તે પિતાનો પણ પિતા છે, તેનો પણ કોઇ પિતા હશે તો પહેલો પિતા શી રીતે ઉત્પન્ન થયો હશે ? હવે છેલ્લો પિતા જ્યારે જન્મ્યો ત્યારે તે કોઇનો દીકરો હતો. તેને દીકરો થયો ત્યારે તે બાપ થયો અને બીજા પણ તેને કહેવા લાગ્યા કે "હવે તો બાપ થયા". એ પ્રમાણે સિદ્ધ થાય છે કે જ્યારે દીકરો થયો ત્યારે બાપ થયો અને પહેલો બાપ પણ એવીજ રીતે થયો. દીકરાને બાપ હોય પણ બાપને બાપ ન હોય. 'બાપ' એ શબ્દ અપેક્ષાવાળો છે.

પહેલું ઝાડ કે પહેલું બી? પહેલી મરઘી કે પહેલું ઇંડું ? જ્યારે બી ઝાડ ઉપર હતું ત્યારે એ પ્રશ્ન નહોતો. જ્યારે ઇંડું મરઘીના પેટમાં હોય છે ત્યારે એ પ્રશ્ન રહેતો નથી. જ્યારે જગત ભગવાનથી અભિન્ન લાગે છે ત્યારે જગતની ઉત્પતિનો પ્રશ્ન રહેતો નથી. તેથી ઉત્પતિનો વિચાર એ સ્થાનધર્મને આધીન છે, એટલે ભેદ બુદ્ધિને અધીન છે. ખરી રીતે પહેલી મરઘી કે પહેલું ઇંડું નથી પણ પહેલો તેને જોવાવાળો છે. એક વસ્તુમાં પરિણામ થાય તેને જોવાવાળો કોઇ ન હોય તો તેનું પરિણામ થયું એમ કોણ કહી શકે? માટે જોવાવાળાની દશાનો વિચાર કર્યા વગર દ્રવ્યનો વિચાર કરવાથી કોઇ વસ્તુનું તત્વ મળી શકશે નહિ.

વરસાદમાં વીજળીના ચમકારાની સાથે વાદળાનો ગડગરાટ થાય છે પણ આપણને વીજળીનો ચમકારો પહેલાં દેખાય છે અને વાદળાનો ગડગડાટ પાછળથી સંભળાય છે. તેનું કારણ આંખ પોતાનો વિષય પહેલાં પકડી લે છે અને કાન તેનો વિષય તરત પકડી શકતો નથી. તેથી તે બનાવનો એક જગ્યાએ અભેદ છતાં અહીં ભેદ દેખાય છે. તે ઇંદ્રિયોની ભૂલ છે. આપણને ભગવાને ૫ ને બદલે ૬

ઇંદ્રિયો આપી હોત તો આ જગત હાલ દેખાય છે તેવું દેખાત નહિ અને પાંચથી ઓછી ઇંદ્રિયવાળાં પ્રાણી તો ઘણાં છે. તેમને આપણું જગત તેમની કલ્પના પ્રમાણે લાગે છે અથવા તેમનું જગત આપણને આપણી કલ્પના પ્રમાણે લાગે છે એમ પણ કહી શકાય. આપણામાં એકસ-રે ( x Ray )ના જેવી આંખો હોત તો આપણે ફક્ત બધાનાં હાડકાં જોઇ શકત અને કોઈ ઉપર મોહ થાત નહિ. તેથી માપ ઉપર બધો આધાર છે. જે વસ્તુ સમજવી હોય, જે વસ્તુનો અનુભવ લેવો હોય તે માટે જે માપ જોઇએ તે માપ લેતાં આવડે તો તે વસ્તુ સમજાય.

જેમ સ્વપ્નાની વસ્તુઓ અને સ્વપ્નાના માણસ સ્થિર નથી છતાં તેમને સ્થિર માની ભૂલથી વ્યવહાર થાય છે તેમ જાગ્રતમાં પણ બને છે. હરદ્વારમાં કોઈ માણસ એમ કહે કે " આજ હું ગંગામાં બે વાર નાહી આવ્યો " તો તે વાત સાચી નથી. એકવાર જે પાણીમાં તે નાહ્યો તે પાણી બીજી વાર નહાતી વખતે નહોતું, છતાં બે વાર નાહ્યો એવો વ્યવહાર થાય છે. દીવાની જ્યોત ક્ષણે ક્ષણે બદલાય છે છતાં માણસ કહે છે કે અમે તેજ દીવો જોઇએ છીએ. ઝાડ રોજ મોટું થાય છે છતાં જોનાર કહે છે કે અમે તેજ ઝાડ જોઇએ છીએ, જગત ક્ષણે ક્ષણે બદલાય છે છતાં જોનાર કહે છે કે અમે તેજ જગત જોઇએ છીએ. સો વર્ષ પહેલાંનું મુંબઇ એ હાલનું મુંબઈ નથી છતાં મુંબઇ સ્થિર હોય તેમ વ્યવહાર થાય છે.

કાળ પણ માણસ ફેરવી શકે છે. બંગાળમાં નવું વર્ષ ચૈત્રથી બેસે છે, કોઈ ઠેકાણે અષાડથી બેસે છે, અંગ્રેજી વર્ષ જાન્યુઆરીથી બેસે છે, અને ઓફીસનું વર્ષ પહેલાં જાન્યુઆરીથી શરૂ થતું હતું તેને બદલે હમણાં એપ્રીલથી શરૂ થાય છે. મહાત્મા ગાંધીજીની ચળવળ પછી એમનો સંવત પણ વ્યવહારમાં ચાલુ થયો છે. માટે દેશ અને કાળ એ કલ્પિત વસ્તુ છે. એ સ્થાનધર્મ છે. કેટલાંક વર્ષ થયાં જર્મન પ્રોફેસર આઇન્સ્ટીને જે Relativity એટલે સાપેક્ષવાદની શોધ કરેલી છે તેમાં ગણિતથી એમ સિદ્ધ કરી બતાવ્યું છે કે કાળ એક નથી,

એ સ્થાનધર્મ છે. તેના ઉપર વિચાર કરતા બરટ્રાડ રસેલ લખે છે કે

"One cosmic time and one persisting space are abolished.

We have space time instead. Our notion of world–structure is changed.

Is London a place ? But the earth is rotating. Is earth a place ? It is going round the sun. Is sun the place ? It is moving relatively to the stars. We can, therefore, only talk of a place at a given time ? But what is a given time ? We think that the Universe is in one state at one time. This is a mistake. There is no cosmic time. We must give up the idea of bodies moving and talk of events. The unity of a body is the unity of its history like the unity of a tune. The idea of a persisting substance must go. So the notion of space evaporates.

We cannot speak unambiguously of the distance between two bodies at a given time. If We take the time appropriate to one of them, we will get one estimate, if the time of another, another estimate. કાળ એક નથી, અને દેશ એક નથી એ વાત અનુભવથી અને શાસ્ત્રથી અને સાયન્સથી પણ સિદ્ધ થાય છે.

જેમ લોહ ચુંબક ઉપર કાગળ રાખી તેના ઉપર લોઢાની કણિકા વેરીએ તો એક પ્રકારનું gravitational field એટલે આકર્ષક ક્ષેત્ર તૈયાર થાય છે તેજ પ્રમાણે દ્રવ્યની હાજરીથી વિશ્વમાં gravitational field તૈયાર થાય છે. એજ આપણા વિશ્વની હદ માની શકાય. તે હદ સુધી તે દ્રવ્યની જગ્યાનો વિસ્તાર થયો. દ્રવ્યમાં ફેરફાર થાય એટલે જગ્યામાં ફેરફાર થાય છે. તેનાથી પદાર્થોની ગતિમાં ફેરફાર થાય છે અને તેનાથી સમયમાં પણ ફેરફાર થાય છે.

નવા સાયન્સ પ્રમાણે દ્રવ્ય તેજોમય છે. પથ્થર એ પણ એક

નક્કર પદાર્થ નથી પણ અસંખ્ય તેજના મોજાંની હારાવલીઓ એટલે wave-patterns છે. તેથી દ્રવ્ય એ મરડાયેલા તેજના મોજાંથી બનેલી જગ્યા (warping of space) છે.

તેથી જગ્યા અથવા આકાશ એ કોઇ નિયત વસ્તુ નથી. નિયત વસ્તુ સ્વીકારીને આપણે વિશ્વની ગુંચ વધારીએ છીએ. આકાશ એ કોઇ ખાલી જગ્યા નથી. આકાશ એ વિશ્વ નાટકનું મહાન પાત્ર છે. આકાશનું આખું સ્વરૂપ વિદ્યુતચુંબક (Electro-magnatic radiation)થી ભરપુર છે. જેમ આ પ્રસારણા વધે તેમ આકાશનું ક્ષેત્ર પણ વધે એટલે દરેક જીવ પોતાના કલ્પિત વિશ્વમાં રહે છે અને તે વિશ્વ તેની કલ્પના પ્રમાણે નાનું મોટું થાય છે. જીવ ગુરૂત્વાકર્ષણ બનાવી શકે છે, તે તેના આકાશનો ગુણ છે. જયાંસુધી તેનું ક્ષેત્ર છે ત્યાં સુધી તેના વિશ્વની હદ સમજવી.

કોઈ એવો પણ પ્રશ્ન કરી શકે કે વિશ્વની પેલી પાર શું હશે?

સાપેક્ષવાદ જવાબ આપે છે કે "કશુંએ નહિ." કોઇપણ વસ્તુથી નિરપેક્ષ (Absolute) એવું આકાશ હોઇ શકે જ નહિ. એવું આકાશ કલ્પી ન શકાય કે જ્યાં કાળ સાથે ન હોય. દેશ અને કાળ અભિન્ન છે અને સાપેક્ષ છે. તે તથા તેને જોવાવાળો જુદા પાડી શકાય તેમ નથી.

એમ માનો કે કીડીને બે પરિમાણનું જ્ઞાન છે અને તે પૃથ્વી ઉપર ફરે છે. એ કદાચ એમ કહે કે હું સીધી ચાલી જાઉં તો આ પૃથ્વીનો અંત આવી જાય! પણ પૃથ્વી ગોળ હોવાથી તે કીડીની ધારણા પ્રમાણે તેનો બીલકુલ અંત દેખાશે નહિ. આજ પ્રમાણે માણસના ત્રણ પરિમાણવાળા દેશ-કાળનો અંત જોવાની ધારણા સફળ થશે નહિ. તેની સ્થિતિ કીડીના જેવી જ થશે. ફેર એટલો કે કીડી માત્ર બે પરિમાણ જાણે છે અને મનુષ્ય ત્રણ પરિમાણ જાણે છે. જેમ આપણે કીડીની અપેક્ષા ઉપર હસીએ છીએ તેમ જો કોઈ દેવ ચાર પરિણામ જાણતો હોય તો માણસની માન્યતા પર તેવી જ રીતે હસે.

જેવી જગ્યાની સાપેક્ષતા છે તેવી જ કાળની સાપેક્ષતા છે. સમય

પોતે કાંઇ ભૂત, વર્તમાન, કે ભવિષ્ય રૂપ નથી. તે હમેશાં જગ્યા સાથે રહેલો છે. મુંબઇમાં મુંબઇનો ટાઈમ અને કચ્છમાં કચ્છનો ટાઇમ અને સ્વર્ગમાં સ્વર્ગનો ટાઈમ. દેશકાળના અભિન્ન અસ્તિત્વથી આખું વિશ્વ કલ્પાયેલ છે. દેશ અને કાળ મનના સર્જન છે. મન દેશ અને કાળનો ભેદ કરે છે. વળી બીજા ગ્રહ ઉપરથી જોનારા આપણા દેશ અને કાળને જુદી રીતે જ જોઈ શકે છે. દીશામાં જેમ આગળ અને પાછળ, દ્રષ્ટાની ભૂમિકા પ્રમાણે હોય છે તેમ કાળમાં પણ આગળ અને પાછળ દ્રષ્ટાની ભૂમિકા પ્રમાણે હોય છે.

સાપેક્ષવાદ કહે છે કે બધી ગતિ પણ સાપેક્ષ છે. પૃથ્વી ઉપર મુસાફરી કરતાં આપણે કહીએ છીએ કે ટ્રેન ચાલે છે પણ સ્ટેશનો ચાલતા નથી; પણ સૂર્ય ઉપરથી કોઇ જુએ તો સ્ટેશનો પણ ઝડપથી ચાલતા લાગે કારણકે આપણી પૃથ્વી સૂર્યની આસપાસ ઝડપથી દોડે છે. આપણે કાગળ ઉપર એક ફૂટની સીધી લીટી કરીએ. આપણા હિસાબે એક સેકન્ડમાં હાથ એક જ ફૂટ ચાલ્યો છે પણ સૂર્ય ઉપર કોઇ જોનાર હોય તો તેને તો (પૃથ્વીની સૂર્યની આસપાસ ગતિને લીધે) તે હાથ મોટા વાંકમાં ચાલ્યો દેખાય અને તેમાં પોતાની ધરીની આસપાસ ફરવાનો વાંક વધે. હિસાબ કરતાં તેને તો પેન્સીલની અણી લગભગ ૧૮ માઇલ ચાલી દેખાશે. સાચું કોણ? બંન્ને સાચા. મારી દ્રષ્ટિએ હું સાચો, બીજાની દ્રષ્ટીએ બીજા સાચા.

માયાનું જે તત્વ શાસ્ત્રોએ પ્રાચીન કાળથી સિદ્ધ કરી આપેલું છે તેજ હાલના સાયન્સવાળા ગણિતથી સિદ્ધ કરી આપે છે.*

યોગવાસિષ્ટમાં કહે છે કે "જેમ સ્વપ્નમાં રહેલો પુરૂષ સ્વપ્નને સ્થિર જુએ છે તેમ સર્ગ સ્વપ્નમાં રહેલા બ્રહ્મા તેને સ્થિર જુએ છે. જગતને અતિ સ્થિર જાણવાવાળો જીવ એક ભ્રમમાંથી બીજા ભ્રમમાં

* આ બાબત વધારે વિગતથી સમજવાની જેમની ઇચ્છા હોય તેમણે આ લેખકનું "Maya" નામનું અંગ્રેજી પુસ્તક વાંચવું.

મળવાનું ઠેકાણું:-જ્ઞાન સાધન આશ્રમ, છોટાઉદેપૂર (ગુજરાત)

અને એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જાય છે અને મોહ પામે છે (યો. વા. નિ. પ્ર. ૬૧.–૨૯–૩૦.) વસિષ્ઠ મુનિ રામચંદ્રજીને કહે છે કે "મેં જે જગત જોયાં તે એવા હતાં કે તેમાંના કેટલાએક દિવસ અને રાત્રિથી રહિત હતા, ભૂતળથી રહિત હતા, કલ્પ, યુગ અને વર્ષોથી રહિત હતા, તેમનો ક્ષય અને ઉદય કેવળ તર્ક વડે જ જોવામાં આવતો હતો. આ સર્વે ચિદાત્માને વિષે રહેલા હતા. (યોગ. વા. નિ. ઉ. ૬૦. ૨૨. ૨૩)

તેજ ગ્રંથમાં બીજે એક ઠેકાણું કહેલું છે કેઃ–ચિદ્રૂપ જીવને જે સમયે પ્રથમ શબ્દાદિક વિષયોનું જ્ઞાન થાય છે તે સમયને ઉત્તર કાળ કરતાં પૂર્વ કાળ કહેવામાં આવે છે. જે પ્રદેશ એક પ્રદેશની ઉપર-ના ભાગમાં હોય છે તેને નીચેના પ્રદેશની અપેક્ષાએ ઉપરનો પ્રદેશ કલ્પી કાઢે છે. આ પ્રમાણે જીવ દિશાઓના ઉત્તર* દક્ષિણ વિગેરે અનેક નામની ક્રમે કરીને કલ્પના કરે છે. ચિદાકાશ પોતે આકાશની પેઠે સંગ રહિત નિર્વિકાર અને ચિદ્રૂપ છે, છતાં પોતેજ દેશ કાળ, ક્રિયા, દ્રવ્ય વગેરે શબ્દો અને તેના અર્થોરૂપે પ્રતીત થાય છે (યો. વા. નિ. ઉ. ૭૩–૨૬–૨૭–૨૮). જે ભ્રાંતિ રૂપ હોય તેનો નાશ કે ઉત્પત્તિ કે સ્થિતિ બને નહિ. સ્વપ્નમાં જોયેલું નગર કયારે સ્થિર હતું? તે તો કેવળ ભ્રાંતિરૂપ જ હતું. સ્વપ્ન વગેરેમાં દ્રસ્યની શોભા જ્યાંસુધી પોતાની પાસે ઊભેલી હોય છે ત્યાંસુધી સત્ય જણાય છે, પરંતુ તે ભ્રાંતિરૂપ છે તેમજ આ જગતની શોભા પણ વાસ્તવિક નથી પરંતુ એક ભ્રાંતિરૂપ છે (યો. વા. નિ. ઉ. ૮૪–૪૪–૪૭). જાગ્રત થયેલા પુરૂષને જેમ સ્વપ્ન સંબંધી દેશ કાળ બાધા કરતાં નથી, તેમ પરલોક મેળવનારા જીવને પણ આ લોકના દેશ કાળ બાધા કરી શકતા નથી. (યો. વા. નિ. ઉ. ૨૦૭–૨૮–૨૯–૩૦).

સ્વપ્નની માફક જાગ્રતમાં પણ એવીજ ભૂલ થાય છે. દોરડીમાં સર્પ દેખાય ત્યારે તે કેટલા વખત થયાં ત્યાં પડયો હશે તેનો વિચાર

* પૃથ્વીને ઉત્તર કે દક્ષિણ દીશા જેવું નથી.

આવે છે. તેનું કારણ દોરડીનું અજ્ઞાન છે, **તેમ ક્ષણવારનું બ્રહ્મ વિસ્મરણ એ કલ્પ કાળનું ચિત્ત કહેવાય** છે અને એ આધારે જ ગોપીઓએ ગોપીકા ગીતમાં કહેલું છે કે **त्रुटिर्युगायते त्वाम पश्यताम्** તમને ન દેખતાં એક ક્ષણ યુગ જેવી લાગે છે. જ્યાં ભગવાન છે ત્યાં ભગવાનને ન જોવાથી ભૂલથી બીજું દેખાય છે અને તે કેટલા વખતથી ત્યાં છે તેનો વિચાર આવે છે. જે સ્થિરતા દેખાય છે તે અધિષ્ઠાનની છે પણ અધ્યસ્તમાં આરોપાય છે અને તેથી ખોટા સંકલ્પ ઉત્પન્ન થાય છે. સંકલ્પ જ દેશ તથા કાળના નામથી વ્યવહાર કરાય છે.

સંકલ્પથી દેશ અને કાળ સત્તા પામ્યાં છે. અલ્પ દેશ અને કાળ વિષે મનની વિપુલતાથી દેશકાળ વિપુલ થાય છે અને તુચ્છ વિષયને પણ મન શ્રેષ્ઠ માને તો તેમાં અતિ પ્રીતિ જોવામાં આવે છે.

રેડીઓને ગરમ કરતી વખતે પહેલાં ફક્ત તેમાં તેજ દેખાય છે, તે તેજમાંથી કોઈ જગ્યાના સવારના બનાવ કાઢવા હોય તો કાઢી શકાય છે, કોઈ જગ્યાના બપોરના બનાવ સાંભળી શકાય છે, કોઈ જગ્યાના રાતના બનાવ સવારે સાંભળી શકાય છે. એકને એક સંગીત ગમે છે તો બીજાને બીજું ગમે છે પણ મૂળ તેજ ન હોય, રેડીઆને ગરમ કર્યો ન હોય, તો કાંઇ સંભળાતું નથી. તેથી જે કંઇ સંભળાય છે, જે દેશ અને કાળ તેમાં કાન દ્વારા પ્રતીત થાય છે તે બધા પહેલા તેજના વિવર્ત છે. એક જ તેજનું કાર્ય અનેક શબ્દ રૂપે ગ્રહણ થાય છે, તેવીજ રીતે આત્માનું તેજ શબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગંધ રૂપે ગ્રહણ થાય છે.

કોઇ ન્યૂસપેપર વાંચે નહિ તો તેની કલ્પનામાં તેટલું જગત ઉત્પન્ન થતું નથી. ન્યૂસપેપરના અધિપતિ ન્યૂસપેપરના વેચાણ માટે ફક્ત શેર બજારના બનાવ અથવા શયનગૃહના બનાવ અથવા લડાઈના બનાવ છાપે છે; કારણ કે લોભ, કામ અને ક્રોધ એ વાંચનારની પ્રકૃતિમાં હોય છે.

કોઈને આત્મસાક્ષાત્કાર થયો હોય તે બનાવ ન્યૂસપેપરમાં છપાતો નથી; કારણકે તે માણસના જીવનની ઉપયોગી ચીજ વાંચનારા માનતા નથી.

ન્યૂસપેપરનું જગત એ સાચું જગત નથી. એ એક દિવસનું પણ પૂરૂં જગત નથી. કોઇ બનાવ સમાજને ઉપયોગી હોય અને ન છપાયો હોય તો વાંચનારને ખબર પડતી નથી. કોઈ ખોટા ખબર આપે તોપણ વાંચનાર તે સાચા માની વાંચે છે.

એ રસ્તે સત્ય મળતું નથી. સત્ય જેને મળ્યું હોય તેની પાસેથી મળે છે.

આગળ જણાવ્યા પ્રમાણે જગતને સ્થિતિ નથી અથવા જગતને જોનારની ભૂમિકા ઉપર તેના જગતનો આધાર છે અથવા જેટલા જીવ છે તેટલાં જગત છે. તેની સ્થિતિ તેના જોનારની કલ્પના સુધીની છે. તેથી જગતની ઉત્પત્તિ પણ સિદ્ધ થતી નથી. જેઓ જગતની સ્થિરતા માને છે તેઓને જગતની ઉત્પત્તિ શોધવી પડે છે. એક લાંબું કપડું માથે વીંટયું તો તેનું નામ પાઘડી પડયું અને કેડે વીંટયું એટલે તેનું નામ ભેઠ પડયું. એ ભેઠ કયારે ઉત્પન્ન થઇ? સ્થાનધર્મથી ભેઠના વ્યવહાર વખતે. તેવું જ જગતનું સમજવાનું છે.

જગત રચવાથી ભગવાન પૂર્ણ થતા હોય તો જગત થયા પહેલાં ભગવાન અપૂર્ણ હોવા જોઇએ. ખરી રીતે પૂર્ણથી પૂર્ણ રહે છે. જેવું તે છે તેવું અનુભવમાં લેવું જોઈએ.

કાળ વસ્તુધર્મથી શૂન્ય છે. બુદ્ધિના જ્ઞાનની ઉત્પત્તિ અથવા વિનાશની પ્રતીત્તિ થાય છે. ઘટાકાર વૃત્તિની ઉત્પત્તિ તથા તેનો વિનાશ થાય છે અને તે માપ પોતે કાળ ધર્મવાળું હોવાથી બીજામાં કાળ દેખે છે. સ્વતઃ જ્ઞાનમાં ઉત્પત્તિ કે વિનાશ નથી. બ્રહ્મમાં દેશ કાળ નથી છતાં તેમાંથી આકાશ વગેરેની ઉત્પત્તિ થઈ એવું કહેવાય છે, તે પ્રતીત્તિ માત્ર છે.

બ્રહ્મથી ભિન્ન કોઇ વસ્તુ નિત્ય નથી, તેથી દેશ અને કાળ

નિત્ય નથી. બ્રહ્મમાં રહેલું કારણપણું દેશ કાળમાં પ્રતીત થાય છે. બ્રહ્મ બધાનું કારણ હોય તો દેશકાળ કારણ અને જગત કાર્ય એમ એક કારણ અને એક કાર્ય પ્રતીત થવાં ન જોઈએ. માટે અજ્ઞાત બ્રહ્મ કારણ છે, અન્યથાજ્ઞાત બ્રહ્મ કાર્ય છે, અને વિજ્ઞાત બ્રહ્મ શુદ્ધ છે. કાર્ય અને કારણ કલ્પિત છે. શુદ્ધ બ્રહ્મ પરમાર્થ છે. જો કારણમાં કાર્ય સ્વધર્મથી રહે તો પ્રલય જ બને નહિ. કાર્ય કારણ અનન્ય હોવાથી કાર્ય સ્વધર્મથી કારણમાં રહે નહિ. ચાલુ સ્થિતિમાં અને ત્રણે કાળમાં કાર્ય કારણથી અનન્ય છે. કાર્ય અને તેના ધર્મો આરોપિત હોવાથી કારણને સંસ્પર્શ કરતા નથી. જે પરિહાર ચાલુ સ્થિતિમાં છે તેજ પરિહાર પ્રલયમાં પણ બને છે. તેથી એક અખંડ બ્રહ્મ વસ્તુમાં કાર્ય કારણ ભાવ અને કાળની ઉત્પત્તિ અજ્ઞાન સિવાય બનતી નથી. તેથી બ્રહ્મમાં આદિ મધ્ય કે અંત નથી. તેનાથી અધિક કે ન્યૂન બીજું કાંઇ નથી. એવો અનુભવ લેવો એ સત્વાપત્તિ છે.

## નિશ્ચયવાળું જ્ઞાન

આત્મા પોતાથી સિદ્ધ છે, અનાત્મા અન્યની કલ્પનાથી છે. દોરડીમાં સર્પની સ્થિતિ જેટલી છે તેટલી સ્થિતિ બ્રહ્મમાં જીવ અને જગતની છે. દોરડીનું જ્ઞાન થતાં સર્પ, સર્પનું રૂપ, સર્પનું જ્ઞાન, અને સર્પનો કાળ નાશ પામે છે તેમ બ્રહ્મજ્ઞાન થતાં જીવ જગત, તેનું રૂપ, તેનું જ્ઞાન, તેનો કાળ બધા બાધ પામે છે. જ્ઞાન થયા પહેલાં જેવો સંસારી ભાવ હોય છે તેવો જ ભાવ જ્ઞાન થયા પછી રહે તો જ્ઞાન થયું નથી. તેણે બ્રહ્માત્મભાવ પ્રાપ્ત કરેલ નથી. જ્ઞાન પ્રત્યક્ષ ફળ આપે છે. જેમ પ્રત્યક્ષ વસ્તુનું જ્ઞાન તરત થાય છે તેમ વિદ્યા ઉત્પન્ન થઈ કે તરત પોતાની મોક્ષદશા અનુભવમાં આવે છે.

આત્માનો અનુભવ થશે ત્યારે પહેલા ચિન્હ તરીકે મનમાં એક જાતની પ્રસન્નતા ઉત્પન્ન થશે, તેની સાથે પ્રાણમાં પણ ફેરફાર થશે અને તે ધીમા ચાલવા લાગશે. તે પછી શરીરના પરમાણુમાં પણ એવો ફેરફાર થશે કે તે આત્માની પ્રસન્નતા માગ્યા કરશે. જેમ કોઈ કન્યા

સાસરામાં જઈ પ્રેમથી બધાને પોતાના કરી લે છે, તેને રોજ પરણવાની જરૂર પડતી નથી, તેમ આત્મજ્ઞાનીને જગત ઉપર પ્રેમ થતાં જગત સાથે તેનો જીવ મળી જાય છે. જેની સાથે જીવ મળી જાય છે તે પોતાનાં છે એવો વ્યવહાર તેની સાથે થઇ શકે છે.

કોઈને એવી પણ શંકા થાય છે કે જો આત્મા જ્ઞાનસ્વરૂપ છે તો આત્માને અજ્ઞાન થવું બનતું નથી. પણ જ્યારે તે પોતાનો સ્વભાવ જાણે છે ત્યારે અજ્ઞાન રહેતું નથી. પોતાને ન જાણવું એને જ અજ્ઞાન કહે છે. તે અજ્ઞાનને દૂર કરવાથી દ્વૈત સંસારનો અભાવ થાય છે. મારામાં અનાત્મા નથી એ વિચાર પણ અધ્યાસથી બને છે. આત્મામાં ત્રણે કાળમાં અહંકાર વિગેરે નહિ હોવાથી પરમાર્થથી તેની નિવૃત્તિ બનતી નથી. લૌકિક પ્રમેયથી આત્માનું વૈલક્ષણ્ય હોવાથી અનધિગત જાણવામાં આવે છે તેમ નથી. અવિદ્યાનો નાશ તેજ માત્ર ફળ છે. અપ્રમાથી ઉત્પન્ન થયેલ જ્ઞાનનો પ્રમાથી ઉત્પન્ન થયેલ જ્ઞાનથી બાધ થાય છે.

આત્મા ડાહ્યો છે એમ જાણ્યા પછી ભૂલ કરતો નથી. જે પ્રતિષેધ કરે છે તેનો પ્રતિષેધ કરવો અશક્ય હોવાથી તેને જ પરમાર્થતા પ્રાપ્ત થાય છે. અભાવ પ્રતિષેધ કરનારનો અભાવ નથી. કલ્પિત રૂપનું નિરાકરણ કર્યાથી બ્રહ્મનું સ્વરૂપ જણાય છે. 'બ્રહ્માસ્મિ'– એટલે બ્રહ્મ તે હું છું એવો બોધ થાય કે તરત અહંબુદ્ધિ મટી જાય છે. અહંબુદ્ધિ મટી ગયા પછી કંઇ દ્વૈતજાત રહેતું નથી. અહંબુદ્ધિ હોય તો દ્વિતીય સંબંધ દેખાય છે. આત્મામાં અહંધર્મ હોય તો મુક્તિમાં અને સુષુપ્તિમાં તે રહેવો જોઈએ. નથી રહેતો તેથી અહંભાવ એ અનાત્મા છે અને અનિત્ય છે. અહંકારને નિત્ય માનો તો મોક્ષશાસ્ત્ર વ્યર્થ થાય. ઘટ વગેરેની માફક અહંકારને દ્રષ્ટા જાણે છે. જે દ્રષ્ટાથી પ્રમાણની સિદ્ધિ છે તે પ્રમાણોથી કેમ સિદ્ધિ થાય ?

તું મર્યા પછી બ્રહ્મ થઇશ એવું શ્રુતિ કહેતી નથી. એવો અર્થ હોય તો **तत्त्वम् भविष्यसि** એટલે તે તું થઈશ એમ કહેત પણ તેને બદલે **तत्त्वमसि** કહેલું છે. તેથી બ્રહ્મ તું છે. ત્યાં અસંસારી

પરમાત્માનો ઉપદેશ છે. તે વિજ્ઞાન કર્મનું પ્રવર્તક નથી પણ ઘાતક છે. કર્મના અધિકારનોજ ઉચ્છેદ થાય છે કારણ કે અવિદ્યા નહિ રહેવાથી ક્રિયા–કારક–ફળ લક્ષણવાળો પ્રપંચ જ રહેતો નથી.

કર્મથી ઉત્પત્તિ, પ્રાપ્તિ, વિકૃતિ અને સંસ્કૃતિ થાય છે. એ ચારે આત્માના ધર્મ નથી તેથી મોક્ષ કર્મથી મળશે નહિ. શાસ્ત્ર ઈષ્ટ અનિષ્ટનો બોધ કરે છે, તે કારક નથી, પ્રકાશ કરે છે, પ્રવૃત્તિ કરાવતું નથી. કર્મ પુરૂષની ઈચ્છાને અધીન છે, બ્રહ્મ વસ્તુતંત્ર છે.

બ્રહ્મને પ્રતિપાદન કરીને તેનો અભાવ કહેવો એ બને નહિ. વાણી મનથી અતીત બ્રહ્મ અવિષય છે. તે વિષય અંતઃપાતી નથી. બ્રહ્મથી અન્ય કંઈ નહિ હોવાથી બીજો વિષય જ નથી. બ્રહ્મનું રૂપ આવું છે કે તેવું છે એ પરિચ્છેદવાળા રૂપને શ્રુતિ હઠાવે છે. અમુકનોજ પ્રતિષેધ થાય તો આ બ્રહ્મ નથી તો બીજું કાંઇ પણ બ્રહ્મ છે એવી જિજ્ઞાસા થાય તેથી સર્વનો પ્રતિષેધ કરે છે. પ્રત્યગાત્મા અવિષય છે એમ જણાવાથી જિજ્ઞાસા નિવૃત્ત થાય છે.

આત્મજ્ઞાનરૂપ વૃત્તિ સદા બની રહે તો પછી વ્યવહાર કેમ બની શકે? સદા આત્માકારવૃતિની જરૂર છે એમ ન માનવું, પણ આત્માકારવૃત્તિનું વિસ્મરણ થતું નથી.

હૃદયમાં આત્માની શકિત છે. ત્યાં ખરી શાંતિ છે. તેનો અનુભવ બરાબર થયા પછી દૂર થતો નથી. જેમ કોઇ વકીલ પોતાના બાળકને રમાડતી વખતે બાળક જેવો બની જાય છે છતાં તે વકીલાતનું જ્ઞાન ભૂલી જતો નથી તેમ જેને આત્માની શાંતિનો ખરો અનુભવ થોડીવાર પણ મળી ગયો છે તે પોતાના સ્વરૂપની વાત સાંભળતાં જ સ્વરૂપમાં જતો રહે છે. બજારમાંથી ઘી લાવ્યા પછી કોઇ કારણથી પાછું આપી દેવું પડયું તો એ જે વાસણમાં ઘી લાવ્યા તેમાં ઘીની સુગંધ રહી જાય છે, તેમ જેને આત્માની શાંતિનો અનુભવ થયો હોય તેનામાં તેના સંસ્કાર રહી જાય છે.

આ અનુભવ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ તેમાં શાંતિ

વધતી જાય છે. શાંતિનું જ્ઞાન તેનાં ઊંડાણ અને વ્યાપકતા વધારે છે અને નવી નવી શક્તિ આવતી જાય છે.

જેમ જેમ શરીર, પ્રાણ અને મન શાંત રહી આત્માને પોતાનું સ્વરૂપ ખુલ્લું કરવાનો વખત આપે છે તેમ તેમ તે આત્મા આખા બ્રહ્માંડમાં વ્યાપક થવા લાગે છે. તે દશામાં જેવો સંકલ્પ કરો અને તે સંકલ્પ થોડીવાર પણ ધારણ કરી રાખો તો તે બનાવ બનવા લાગે છે, તે વસ્તુ તમારી પાસે આવી પડે છે, તે માણસ તમારા કહેવા પ્રમાણે વર્તે છે. પણ આ દશામાં કંઇ માગવું નહિ, કંઈ સંકલ્પ કરવા નહિ, કારણ કે તેમાં જો મન રોકાઇ જશે તો આગળના ઉત્તમ આનંદવાળા બીજા અનુભવ મળવા બાકી રહી જશે. જેમ જેમ સંકલ્પ સિદ્ધ થવા લાગે અને તેમાં વૃત્તિ પરોવાય તેમ તેમ સમજવું કે હવે આત્મજ્ઞાનનો રસ્તો બંધ થવા લાગ્યો છે. એક મહાત્મામાં ઘણી સિદ્ધિઓ હતી. તેમણે કહ્યું હતું કે સંસારનો મોહ છોડવો સહેલો છે પણ સિદ્ધિઓનો મોહ છોડવો એ તેના કરતાં પણ મુશ્કેલ છે. કેટલીકવાર અસૂરો પણ આપણા ઇષ્ટ દેવનું રૂપ લઇને, કેટલીક વાતો સંભળાવીને, કેટલાક સંકલ્પ પુરા કરીને આપણને ખરો રસ્તો ચૂકાવી દે છે. પણ જ્યાં નિર્વિકલ્પ સ્થિતિ રહે છે ત્યાં કોઈ વિઘ્ન કરનાર રહેતું નથી.

આપણાથી જે જૂદું લાગે તે આપણી સામે રહે છે, અને તે અસૂરનું કામ કરે છે, જે જૂદું નથી તે આપણું અંગ છે અને તે આપણા વિરોધમાં રહેતું નથી. બધા પોતાને "હું" કહે છે તો આપણે કોઈને "તું" શામાટે કહેવું જોઇએ. આપણે કોઇને 'તું' કહીએ તો તે આપણને "તું" કહેશે અને આપણું ખરૂં 'હું' પણું અનુભવમાં આવશે નહિ. બ્રહ્મભાવે બધું આપણું થઇ જવાથી કોઇ વિરોધમાં રહેતું નથી અને પોતાની પરિપૂર્ણતાનો આનંદ સહજ મળ્યા કરે છે. નિશાળના વ્યાકરણમાં સર્વનામનું સ્વરૂપ જ્યારે શિખવાડે છે ત્યાં 'હું' તું, તે, આપ, આપણ, પોતે, સર્વ" એટલે જે સર્વ એક રૂપ છે

તેના એ બધાં નામ હોવાથી સર્વનામ કહેવાય છે, અને હુંથી શરૂ થઇ સર્વમાં બધાનો અંત છે. બ્રહ્મ સર્વવ્યાપક પ્રાપ્ત છે. તે અનુભવ જે લઇ શકતા નથી તેઓને અપ્રાપ્તની માફક ભાસે છે. તે માટે કોઈ નવી દુનીઆમાં જવાતું નથી પણ આ જે કાંઇ અંદર બહાર જેવું દેખાય છે તેને બરાબર જોવું એટલે અંદર બહાર જેવું ન રહેતાં અખંડ એક વસ્તુ અનુભવમાં રહેશે અને તેનો આનંદ મળ્યા કરશે, તેને જ જ્ઞાન માર્ગની ચોથી ભૂમિકા એટલે સત્વાપત્તિ કહે છે. માટે આત્મા ઉપર શ્રદ્ધા રાખવી, તેનું કહેવું સાંભળવું. મન કે જે માત્ર ક્ષણિક દેખાવમાં ભમે છે તેનો વિશ્વાસ કરવો નહિ. આત્મા ઉપર શ્રદ્ધા રાખનાર કદાપ નિરાશ થતો નથી. આ માર્ગમાં જે આગળ નથી વધતા તે પાછળ પડે છે. જો રજોગુણમાંથી સત્વગુણ નહિ આવે તો તમોગુણ આવશે અને અજ્ઞાન વધશે. સત્વગુણથી સત્વગુણને વશ કરવો સહેલો છે. તે દશામાં આત્મદર્શન નજીક છે. તે દર્શન થતાં સુધારાનો સુધારો થાય છે અને સુધારાનો અંત થાય છે.

ત્રીજા પ્રકરણમાં બતાવેલ નિદિધ્યાસનની દશા અને આ પ્રકરણમાં બતાવેલ સત્વાપત્તિમાં ફેર એટલો છે કે નિદિધ્યાસનમાં અનાત્મ પદાર્થ તરફ જતી વૃત્તિને બલાત્કારે ખેંચીને પાછી લાવવી પડે છે અને તે પ્રયત્ન પડતો મૂકવામાં આવે તો વૃત્તિ પાછી અનાત્મ પદાર્થોમાં ભટકવા લાગે છે, પણ સત્વાપત્તિ થયા પછી વૃત્તિને પરાણે વાળવી પડતી નથી. આ દશામાં આત્મસાક્ષાત્કારની અસર ઠીક રહે છે અને વૃત્તિ તરત પોતાના સ્વરૂપ તરફ વળી શકે છે. એ નિદિધ્યાસનની પરિપાક અવસ્થા છે.

જો કે શાસ્ત્રથી અને યુક્તિથી અજ્ઞાની પણ વિષયોને મિથ્યા જાણે છે પણ તે પરોક્ષ મિથ્યાબુદ્ધિ છે. તે વડે અપરોક્ષ સત્યતાની ભ્રાંતિ દૂર થતી નથી. પરોક્ષ મિથ્યાબુદ્ધિ પ્રબળ નથી. આત્મજ્ઞાની સઘળા પ્રપંચને અપરોક્ષ રીતે મિથ્યા જાણે છે. અપરોક્ષ મિથ્યા બુદ્ધિથી વિષયમાં અપરોક્ષ સત્યબુદ્ધિ દૂર થાય છે, અપરોક્ષ મિથ્યા

જાણેલા સાપમાં ફરીને "એ સાચો સાપ છે" એવી સત્ય બુદ્ધિ થતી નથી. દોષ દ્રષ્ટિથી જો એક વખત વૈરાગ્ય થાય છે તો તેમાં પાછી સમ્યક બુદ્ધિ થઈ જાય છે પણ અપરોક્ષ મિથ્યાબુદ્ધિ થયા પછી વિષયોમાં સુખબુદ્ધિ થતી નથી.

સત્ય બધાને સંતોષ આપી શકતું નથી કારણ કે બધાની લાગણી નિરંકુશ છે. સત્યને વરે છે તેને સત્ય વરે છે. માટીમાં સૂર્યનું પ્રતિબિંબ પડતું નથી અને અરીસામાં પડે છે તેથી સૂર્યને રાગદ્વેષ થતો નથી. જે આત્માનું ભજન કરે તેને આત્માનો અનુભવ મળે અને બીજાને અનુભવ ન થાય તેમાં આત્માને કંઇ થતું નથી.

અજ્ઞાની માણસો ક્ષણિક સુખ આપવાવાળા સ્ત્રી પુત્ર વગેરેમાં પણ "એ અમારા છે" એવો નિશ્ચય કરી લે છે તો જે નિત્ય સુખ આપવાવાળો આત્મા છે તે અમારો છે એમ નિશ્ચય કેમ થઇ ન શકે? આત્મભાવમાં બધી વૃત્તિઓ જતી રહે, સંસારનાં સગાં કે મિત્રો મળે નહિ તો કેવી રીતે રહેવાય ? એવા પ્રશ્ન પણ કેટલાકને થયા છે. પણ સમજવું જોઇએ કે આત્મા સ્વતઃ સિદ્ધ પરિપૂર્ણ બ્રહ્મરૂપ છે, તેથી આપણું જગત જતું રહેતું નથી પણ અધિષ્ઠાન રૂપે આખું જગત મળે છે. ઘડો ઉત્પન્ન થાય કે તે આકાશથી ભરાઇ જાય છે. તેમાં પાણી કે અનાજ ભરવાનું પાછળથી પુરુષ પ્રયત્નથી થાય છે, તેથી આકાશનો લાભ મળતો નથી. ઘડામાં ભરેલું બહાર કાઢીએ તોપણ આકાશ એમને એમ રહે છે, આકાશને બહાર કાઢી શકાતું નથી. તેવી જ રીતે ચૈતન્ય પરિપૂર્ણ છે. તેમાં અધર્મ વગેરે માણસની અનેક કલ્પનાઓ ભરાય છે, તે પ્રત્યયો કાઢી નાખતાં ચિદાકાશ, ચિદાનંદ રૂપે એમ જ રહે છે અને જેમ છે તેમ અનુભવમાં આવે છે. જેની સાથે જીવ મળી જાય છે તેની સાથે એકતા થઈ રહે છે. એક છોકરો જ્યાં સુધી દુકાનમાં નોકર હોય ત્યાં સુધી તેને કંઇ ચોરી કરીને લઇ જવાની વૃત્તિ રહે છે પણ જો તે પ્રારબ્ધ યોગે કે પુરૂષાર્થથી દુકાનનો માલિક થઇ જાય તો તેની પૈસા

ચોરવાની વૃત્તિ તદ્દન નાશ પામી જાય છે; કારણ કે તેનો દ્વૈતભાવ તે પ્રસંગે નાશ પામ્યો હોય છે.

આ આત્મા કાંઇ નાનો જીવ નથી. તેમાં પ્રકાશ છે, વિભૂતિ છે, શાંતિ છે, આનંદ છે. આ અનુભવમાં કરોડો જન્મની મુસાફરી પૂરી થાય છે. તત્વજ્ઞાન એટલે વિદેહમુક્તિ સિદ્ધ છે, દેહ છૂટે પછી પુનર્જન્મ થતો નથી. દેહ હોય તોએ જ્ઞાનસમકાલ મુક્તિ છે. પ્રારબ્ધ કર્મ પ્રતિબંધક છે. તે વિદેહમુક્તિ હોવામાં (ફળમાં) ઢીલ કરાવે છે, પણ તત્વજ્ઞાન શિથિલ થવામાં કંઇ હેતુ નથી, માટે તત્વજ્ઞાન બની રહે છે. જ્ઞાનમાં પ્રવૃત્ત થયા પછી કર્મ અને ઉપાસના બનતાં નથી. કારણ કે પછી કર્મ અને ઉપાસના કરે તો બધું બગાડી દે છે. કર્મની જરૂર પડે તો બ્રહ્માભ્યાસ પુરતો છે અને દશ્યનો ભાસ થતો હોય તો મનનો નિરોધ કરવો. ત્રિપુટીનો અભાવ તો તત્વ જ્ઞાનથી થાય છે. અસત્વાવરણ પરોક્ષજ્ઞાનથી દૂર થાય છે. અભાના-વરણ અપરોક્ષ જ્ઞાનથી દૂર થાય છે. વિક્ષેપશકિત પણ જ્ઞાનથી કેટલેક અંશે નાશ પામે છે પણ તેનો લેશ (અંશ) રહે છે, છતાં તેની બીક રહેતી નથી. અંતઃકરણની ઉપાધિથી જેમ આત્મા ભિન્ન છે તેમ અવિદ્યાની ઉપાધિથી પણ આત્મા ભિન્ન છે. પ્રમાણનો જે ભાસક છે તેને પ્રમાણ (ભાસ્ય) શું કરી શકે?

જ્ઞાન થતાં પ્રમાતાની નિવૃત્તિ થાય છે. ધર્મીની નિવૃત્તિ સિવાય ધર્મની નિવૃત્તિ થતી નથી. અગ્નિની નિવૃત્તિ સિવાય ઉષ્ણતાની નિવૃત્તિ થતી નથી. કર્તૃત્વ ભોકતૃત્વ રૂપ સંસાર આત્મામાં સ્વાભાવિક હોય તો મુકિતની આશા રહે નહિ. અજ્ઞાનની સિદ્ધિ અજ્ઞાનથી છે. જ્ઞાનની દૃષ્ટિથી અજ્ઞાન સિદ્ધ નથી.

બ્રહ્મજ્ઞાન થયું એટલે શારીરાત્મભાવનો બાધ થાય છે. શરીર એ આત્મા છે એવો ભાવ ન રહે તો પછી તેના આશ્રયે રહેલો સ્વાભાવિક વ્યવહાર બાધીત થાય છે.

દૃષ્યનો દૃષ્ટામાં અને દૃષ્ટામાં દૃષ્યનો અધ્યાસ થઈ શકે છે. બંન્ને અહંવૃત્તિ રકત છે. અહંવૃત્તિના નાશથી અદ્વૈત સિદ્ધ થાય છે. જ્યાં સ્પષ્ટ જ્ઞાન છે ત્યાં અધ્યાસ નથી.

ધર્મ ધર્મી ભેદ બુદ્ધિના છે. આત્મામાં ભેદનો હેતુ નહિ હોવાથી પ્રત્યક્ જ્યોતિ અભિન્ન છે. કૂટસ્થ અને બુદ્ધિનો સંબંધ આત્માના અજ્ઞાનથી બને છે. વાસ્તવ કોઈ સંબંધ બનતો નથી. તત્વ-જ્ઞાન થયા પહેલાં પણ અવિદ્યા અને અવિદ્યાનું કાર્ય બાધિત છે. જો બન્ને સત્ય હોય તો નિવૃત્ત ન થાય. બન્ને ખોટા છે તેથી જ્ઞાનથી મટે છે.

" હું સંન્યાસી છું, મારે શ્રવણ, મનન, નિદિધ્યાસન, યમ, નિયમ વિગેરે કરવાં જોઇએ " તેને કર્મવાળો અવિદ્વત સંન્યાસ કહે છે; વિદ્વત સંન્યાસ સર્વકર્મસંન્યાસ છે, તેને કર્તૃત્વ અવિજ્ઞાત છે. તેને આત્મસ્વરૂપે સ્થિતિ એ પ્રયોજન અને કર્તવ્ય છે, બીજું કર્તવ્ય તથા પ્રયોજન નથી. અનાત્મવિત્ સંન્યાસીને સંન્યાસ આશ્રમનાં કર્મ છે, તેણે પૂર્વાશ્રમનાં કર્મ ત્યાગ કર્યાં પણ ઉતરાશ્રમમાં અભિમાન છે.

જેની અવિદ્યા નિવૃત્ત થઇ છે તેને સંન્યાસનું પણ અભિમાન નથી. તેનો ફરીથી જન્મ બનતો નથી. તેણે જીવન્મુક્તિનો ક્રમ સ્વીકાર કરવો હોય તો તેનો ખુલાસો હવે પછીના પ્રકરણમાં છે.

## પ્રકરણ ૫મું

# અસંસક્તિ

ચોથી ભૂમિકાનો અનુભવ ટકાવવા માટે આત્મજ્ઞાનીને બહારના પ્રપંચનો સંગ ધીરે ધીરે છૂટતો જાય છે. પ્રપંચ બ્રહ્મરૂપ છે પણ સદા સર્વત્ર બ્રહ્મ રૂપ લાગતો નથી તેથી નિષ્ઠા વધારવા માટે અને જીવન્મુક્તિના સુખ માટે હવેની ત્રણ ભૂમિકા છે.

પાંચમી ભૂમિકાએ સમાધિનું સુખ વધે છે, શક્તિ વધે છે, મન અને વાસનાનો ઉપશમ થાય છે. હર્ષ શોક થાય છે પણ તેમાં ધીરજ રહે છે. સમાધિમાંથી પોતાની મેળે વ્યુત્થાન થઇ શકાય છે અને બીજાને ઉપદેશ આપી શકાય છે.

જ્ઞાનીને દેહના ઉપાદાનભૂત અવિદ્યાનો નાશ થયા પછી પણ થોડો વખત દેહ વગેરેનું પ્રતિભાન રહે છે. એ જીવન્મુક્તની દશા ધ્યાનમાં લઈને ભગવાને ગીતામાં કહેલું છે કે જ્ઞાની અને તત્વદર્શી પુરૂષો જીજ્ઞાસુઓને જ્ઞાન આપે છે.

પણ બીજાને જ્ઞાન આપતી વખતે કેટલીકવાર ઉપદેશ દેનારે નીચી ભૂમિકામાં આવવું પડે છે. અદ્વૈત સિદ્ધ છતાં દ્વૈતની વાતો કરવી પડે છે. કોઇ વખતે આશ્રમ, મઠ, કે શિષ્યો પણ રાખવા પડે છે, અને જાણે કે પ્રપંચ ફરીથી તેની પરીક્ષા માટે તેની પાસે આવતો હોય તેવું જણાય છે. એ પરીક્ષામાંથી પણ પસાર થવું પડે છે. પ્રપંચને બ્રહ્મ માની વ્યવહાર કરવો એ એક રીતે અઘરૂં કામ છે. ધૂવડના દેશમાં રહેવું અને સૂર્યની ઉપાસના કરવા જેવું અઘરૂં છે. તેથી જ્ઞાનીએ ફક્ત આત્મધર્મનું ચિંતન રાખવું. આહાર તો માણસના જન્મ સાથેજ મળેલો છે. જે ભગવાને ગર્ભમાં રક્ષા કરી તે બાકીના જીવનની રક્ષા કરવા માટે સૂઇ ગયેલો નથી, તેમ મરી ગયેલો નથી. છતાં અવશ્ય ભાવિ પ્રારબ્ધ તો નળ, રામ અને યુધિષ્ઠિર જેવાઓએ પણ સમતાથી

સહન કરેલું છે. થઇ ગયું તે યાદ કરવું નહિ, થશે તે યાદ કરવું નહિ અને થાય છે તેમાં હર્ષ કે શોક કરવો નહિ.

## નિષ્ઠામાં વિઘ્ન

પ્રારબ્ધ ભોગવતાં જો અહંકારી વૃત્તિ ઉત્પન્ન થવા લાગે અથવા લોકૈષણા ઉત્પન્ન થાય તો જે જ્ઞાન ચોથી ભૂમિકાએ મળ્યું હોય તે અસ્થિર થવા લાગે છે. તેથી જ્ઞાનની રક્ષા માટે આ ભૂમિકાએ ખાસ સંભાળ રાખવાની છે. જ્યારે ગર્ગાચાર્ય શ્રી કૃષ્ણનું નામ પાડવા આવ્યા ત્યારે તેમણે નંદરાયજીને અને યશોદાજીને કહ્યું કે "જો તમે આ પુત્રની રક્ષા કરશો તો તે તમને અનેક સંકટોમાંથી બચાવશે" તેવીજ રીતે આપણા આત્મજ્ઞાનની રક્ષા થાય તો તે અનેક સંકટોમાંથી બચાવે છે. શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ એ જીવન્મુક્તિનો ક્રમ છે.

વ્યાખ્યાનને નિમિત્તે અથવા ભીક્ષાને અથવા મુસાફરીને નિમિત્તે સંસારના માણસોનો સંગ જ્ઞાનીને પણ થાય છે. તે વખતે તે જો નકામી વાતચીતમાં ભળી ન જાય તો સંગદોષ થતો નથી પણ જો ધ્યાન ન રહે તો કેટલીકવાર આત્માની વાતો કરતાં કરતાં અનાત્માની વાતોનો પ્રવાહ ચાલે છે.

બૃહદારણ્યક ઉપનિષદમાં છઠ્ઠા અધ્યાયમાં કહેલું છે કે ઘણા શબ્દોનો ઉચ્ચાર ન કરવો એટલે બડબડ ન કરો, ત્યાં અલ્પ શબ્દની અનુજ્ઞા આપેલી છે; એટલે આત્મપ્રતિપાદક અલ્પ શબ્દ બોલો. એટલું ધ્યાન રહેશે તો જેમ દહીંમાંથી માખણ કાઢી લીધા પછી છાશમાં રાખે તોપણ તેની સાથે ભળતું નથી તેમ વ્યવહારનો બાધ લાગશે નહિ, પણ ધ્યાન નહિ રહે તો અનાત્માની વાતચીતનું વ્યસન ચોંટી જશે અને તેની ખબર રહેશે નહિ, કારણકે જ્ઞાની થયા પછી તે કોઇની પાસે જ્ઞાન લેવા જતો નથી. ભરદ્વાજને પાઠનું વ્યસન હતું, દુર્વાસાને શાસ્ત્રનું વ્યસન હતું, નિદાઘને અનુષ્ઠાનનું વ્યસન હતું, અને નારદે બહુ ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો તેથી તેને શબ્દ વાસના બહુ હતી.

વળી હાલના કાળમાં કોઈ જ્ઞાનીને લોકસેવાનું પણ વ્યસન લાગે છે. તે ખોટું કામ નથી પણ તેમાં ધ્યાન ન રહે તો લોકૈષણા ઉત્પન્ન થાય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા કે સાધુઓને છેલ્લું વિઘ્ન લોકૈષણા છે. આવા વ્યસનથી પણ છૂટવું જોઈએ. જેને જ્ઞાન નથી થયું તેને જ્ઞાનનો અભ્યાસ પ્રધાન રાખવો અને મનોનાશ અને વાસનાક્ષય અપ્રધાન રહી શકે. જેને જ્ઞાન થયું છે તેમને માટે મનોનાશ અને વાસનાક્ષયનો અભ્યાસ પ્રધાન છે. જ્ઞાનનિષ્ઠા થાય ત્યાંસુધી શ્રુતિ શાસ્ત્ર વગેરે પ્રમાણ છે, પછી ત્રિપુટી રહેતી નથી, પછી નથી પ્રમાતા, પ્રમાણ કે પ્રમેય.

જેનું અજ્ઞાન નિવૃત્ત થાય છે તેનું કર્મ નિવૃત્ત થાય છે. બ્રહ્મરૂપી અગ્નિથી અખિલ વર્ણાશ્રમ અધિકાર ધ્વસ્ત થઇ જાય છે. એવા મુનિ શ્રુતિના મસ્તક ઉપર સ્થિત રહે છે અને વેદના વિધિ નિષેધના કિંકર થતા નથી.

વિદ્વાન સિદ્ધ હોવાથી તેને કર્તવ્ય કર્મ હોતાં નથી. કારણ કે કર્મ સાધ્ય છે. છતાં જેનાં ફળ ભોગવાયેલાં નથી એવા અનારબ્ધ ફળવાળા કર્મનો ભોગવટો ત્યાગ થઇ શકતો નથી. જે કામ થયું ન હોય અને જે કામ કરવાની ઇચ્છા હોય તેનો ત્યાગ બની શકે છે કારણ કે તેમાં કેટલેક અંશે કર્તાની પ્રવૃત્તિ નિવૃત્તિ પ્રતિ સ્વતંત્રતા છે. કર્મ થઇ ગયું તો પ્રવૃત્તિ નિવૃત્તિમાં સ્વતંત્રતા બનતી નથી. કર્મ અનંત છે. સંચિત કર્મ આટલાં છે એવી ગણત્રી નથી, કારણ કે સંસાર અનાદિ છે. કામ્ય કર્મ કામ્ય કર્મનો નાશ કરી શકે નહિ. જ્ઞાનનું ફળ સંસારનો નાશ પ્રત્યક્ષ પ્રાપ્ત થાય છે. જેમ વિધિ વાક્યોનું તેના સ્વાર્થમાં પ્રમાણ છે તેમ ઐકાત્મ્ય વાક્યોનું તેના પોતાના સ્વાર્થમાં પ્રમાણ છે. જેણે અશેષ શરીર વિગેરેના કર્મ, સાધન, સ્વભાવ હઠાવ્યા છે, તેનો કર્મમાં અધિકાર નથી. જ્યારે અહંવૃત્તિ સાધન થાય છે ત્યારે કર્મ બને છે. સુખ દુઃખને આત્મા સાથે સંબંધ નથી પણ અહંકાર સાથે સંબંધ છે. આત્માનો શરીર સાથે સંબંધ નથી, વિષયની સાથે દૂરથી પણ સંબંધ નથી.

આવી વસ્તુસ્થિતિ હોવા છતાં જો જ્ઞાન પછી નિષ્ઠા ન થાય તો મન અને વાસના પ્રતિબંધક છે એમ સમજવું.

મનોનાશ અને વાસનાક્ષય માટે સંન્યાસ બહુ ઉપયોગી છે. મનના કેટલાક સંકલ્પ વધારે અને વાસના વધારે એવા કેટલાક કર્મ તો સંન્યાસીથી થઇ શકતાજ નથી. તેથીજ શાસ્ત્રોમાં ચોથા આશ્રમનો મહિમા વધારે ગાયેલો છે. શ્રુતિમાં બે પ્રકારના સંન્યાસ માનેલા છે. વિદ્વત સંન્યાસ અને વિવિદિષા સંન્યાસ. ગૃહસ્થ વગેરેને પણ જ્ઞાન થાય છે. યાજ્ઞવલ્કય, જનક, વગેરે જ્ઞાની ગૃહસ્થી હતા. ગૃહસ્થાશ્રમમાં જ્ઞાન થાય તો આગલા જન્મમાં સંન્યાસ લીધો હોય અથવા ઇશ્વર કૃપાથી સંન્યાસ વિના જ્ઞાન થાય છે અથવા યાજ્ઞવલ્કયની માફક જ્ઞાન પછી નિષ્ઠા માટે સંન્યાસ લેવાની ઇચ્છા થાય. કથન અને શ્રવણ અને મનનનો પ્રયાસ વ્યર્થ જતો નથી. જ્ઞાન ન થયું તો ઉત્તરોત્તર થશે.

બીજા શું કરે છે તે તરફ જોવાનું નથી. પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીએ દરેકે પોતે પોતાના જવાબ આપવાના છે. બીજા શું લખે છે તે જોવા બેસે તો તેનો વખત નકામો જાય છે. માટે જ્ઞાનના અધિકારીએ શ્રવણ મનન કરવું પણ બીજા કર્મમાં પડવું નહિ. કર્મ અને જ્ઞાન બંનેનો સમુચ્ચય કરે તો બન્ને બગડે છે, અર્થાત્ નાસ્તિક થાય છે. જેવો જ્ઞાન અને અવિદ્યાને વિરોધ છે તેવો કર્મ અને અવિદ્યાને વિરોધ નથી, કારણ કે કર્મમાં કર્તાપણું હઠતું નથી.

'હું બ્રહ્મ' એવું જ્ઞાન થયું તો કર્મ બગડયું. 'હું કર્તા' એવું લાગ્યું તો જ્ઞાન બગડયું.

બૃહદારણ્ય ઉપનિષદમાં કહેલું છે કે સસંન્યાસઆત્મજ્ઞાન એ અમૃતત્વનો હેતુ છે.

બધું બ્રહ્મરૂપ છે તેથી ત્યાગ ગ્રહણ જેવું કંઇ રહેતું નથી. છતાં એ સિદ્ધાંત સંન્યાસ લીધા વગર અથવા ત્યાગ વગર અનુભવમાં

આવી શકતો નથી. અસંગત્વ વગર સર્વાત્મભાવ આવતો નથી. જેને થોડાક સંગમાં આસક્તિ છે તે બધું બ્રહ્મરૂપ જાણી શકશે નહિ.

શ્રી શંકરાચાર્યના પ્રખ્યાત શિષ્ય સુરેશ્વરાચાર્ય બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્યને પણ સંન્યાસનો અધિકાર માને છે. જ્યાં **ब्राह्मणा प्रव्रजन्ति** એમ હોય છે ત્યાં ત્રણે વર્ણ બ્રાહ્મણમાં અંતર્ગત થાય છે એમ શ્રી સુરેશ્વરાચાર્ય માને છે.

સ્નાન, શૌચ, ભિક્ષા અને નિત્ય એકાંતવાસ સિવાય જ્ઞાન-નિષ્ઠ સંન્યાસીને પાંચમું કામ નથી. "સર્વ પ્રાણી માત્રને મારાથી અભય થાઓ" એવો મંત્ર સંન્યાસ વખતે લેવો પડે છે. સમાજ માટે એ જેવીતેવી સેવા નથી. વળી સારા સંન્યાસીઓ સમાજને આત્મ-જ્ઞાન આપે છે, એ પણ ઓછી સેવા નથી. હિંદુસ્થાનમાં લગભગ ૫૦ લાખ સાધુઓ હશે. તેમાંથી ૫ હજાર તો જરૂર સારી દશાવાળા હશે. તેમનાથી હિંદુ ધર્મ ટકી રહેલો છે પણ તેમની સંખ્યા ઓછી થતી જાય છે.

સંન્યાસ પોતાને માટે પણ ઉપયોગી છે, તે મનોનાશ અને વાસના ક્ષયમાં ઉપયોગી છે અને જ્ઞાનનિષ્ઠામાં સહાયક છે. સંન્યાસમાં પણ સગવડ અને અગવડ તો પ્રારબ્ધ પ્રમાણે આવે છે. જો સંન્યાસી માણસની વસ્તીની વચ્ચે રહે અથવા બહુ સંબંધ રાખે તો તેના શરીરને માટે સગવડ મળે છે પણ મન નિર્વિકલ્પ રાખવું મુશ્કેલ પડે છે અને જો વસ્તીથી બહુ દૂર રહે તો મન નિર્વિકલ્પ રહી શકે છે પણ શરીરની માંદગી વખતે કેટલીક અગવડ ઉભી થાય છે. તેથી તેણે વસ્તીથી બહુ દૂર નહિ, બહુ નજીક નહિ, તેવી રીતે રહેવાથી અથવા ઊંચી કોટીના એક બે સાધુની સાથે રહેવાથી આત્માનો લાભ ઠીક લઈ શકાય છે. એકંદરે જો તે પોતાના વખતનો બરાબર સદુપયોગ કરે તો બીજા આશ્રમો કરતાં ઘણો પુરુષાર્થ કરી શકે છે. સંન્યાસની અગવડો ભોગવવામાં દેહનો અધ્યાસ પણ ઓછો થાય છે.

શરીર સુખદુઃખ વગર રહી શકતું નથી પણ શરીરના સંતાપથી હું સંતાપ પામું છું, એવું જ્ઞાની માનતો નથી, કારણકે તેને ભ્રાંતિ

નથી. દુઃખ પ્રારબ્ધ યોગે આવે છે પણ તે વખતે શાંતિ રાખવી અને "મને દુઃખ કેમ થયું?" એવો ભ્રમ ઉત્પન્ન થવા ન દેવો એ પુરૂષાર્થનું ફળ છે. પ્રારબ્ધ તેમાં સત્યત્વ બુદ્ધિ ઉત્પન્ન કરી શકતું નથી. ચિદાભાસમાં તાવ વાસ્તવિક નથી. કડાઇમાં પડેલા પાપડની માફક કડાઇમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબને દુઃખ લાગે છે એમ ભૂલથી દેખાય છે. વાસ્તવિક રીતે પ્રતિબિંબને દુઃખ નથી તો પછી આકાશના ચંદ્રને તાપ કયાંથી થઇ શકે? બધા દુઃખનું કારણ પરિચ્છિન્નનું અભિમાન છે. જ્ઞાન થતાં તે અભિમાન દૂર થવા લાગે છે અને પોતે સર્વવ્યાપક લાગે છે તેથી બધાનું સુખ છે, બધાનું દુઃખ નથી. સમષ્ટિ અહંકાર બાધક નથી, વ્યષ્ટિ અહંકાર બાધક છે. ઉપાસના કરવી હોય તો વ્યષ્ટિ ઉપાસના ન કરો, સમષ્ટિ ઉપાસના કરો.

ચિદાભાસ સ્વરૂપથી કલ્પિત છે, ચિત્ સત્ય છે એવો વાર્તિકાચાર્ય અને વિદ્યારણ્ય સ્વામીનો મત છે. પ્રતિબિંબ સ્વરૂપથી કલ્પિત નથી એ મતના વિવરણાચાર્ય અને સંક્ષેપ શારિરકકાર છે. પ્રતિબિંબ રૂપથી કલ્પિત છે. પ્રતિબિંબ બિંબરૂપથી સત્ય છે. વાચસ્પતિ મિશ્ર અવચ્છેદવાદી છે. તેમનું કહેવું એમ છે કે નિરાકાર વસ્તુમાં પ્રતિબિંબ બનતું નથી, પણ અવિદ્યા ઉપાધિવશાત્ અવચ્છેદ એટલે અંશ બને છે. અવચ્છેદવાદમાં અંતઃકરણ વિશેષણ છે. આભાસવાદમાં સાભાસ અંતઃકરણ ઉપાધિ છે. બંન્ને પક્ષમાં ચેતન સત્ય છે. તેમાં આભાસવાદ શ્રેષ્ઠ છે. કારણ કે જો અવચ્છેદવાદ સાચો હોય તો ઘટ અવચ્છિન્ન ચેતનને પણ પ્રમાતા માનવો જોઈએ છતાં દ્વૈતને કોઇ સત્ય માનતા નથી.

ભેદ સત્ય હોય તો નિવર્ત થાય નહિ. તે નિવર્ત થાય છે માટે સત્ય નથી. વ્યાવહારિક સત્યનો વેદજનિતજ્ઞાન બાધ કરે છે. બધા તાર્કિક ભેગા થાય તોએ સમ્યક્ જ્ઞાનને હટાવી શકશે નહિ. વસ્તુ પુરૂષ તંત્ર નથી. તેટલા માટે જગતકારણ બ્રહ્મ છે તે દુર્ઘટ છે. રૂપ ભેદ અવિદ્યા કલ્પિત છે. તે કલ્પિત હોવાથી વસ્તુ સાવયવ બનતી નથી. ઇંદ્રિય ગોચરનો પ્રતિષેધ છે. બ્રહ્મ ઇંદ્રિય ગોચર નથી અને સંસાર

પરમાર્થથી નથી. તેથી સમ્યક્જ્ઞાનથી મિથ્યાજ્ઞાન બાધિત થાય છે. જ્ઞાન થયા પહેલાં પણ બ્રહ્મ હતું, જ્ઞાન થયા પછી બ્રહ્મને વિશેષ કરીને જાણે છે. બ્રહ્મ પ્રથમથી મુક્ત છે. જ્ઞાન થયા પછી વિશેષરીતે તે અનુભવમાં આવે છે. બ્રહ્મને આત્મા માનો તો મોહથી બ્રહ્મની અનાપ્તિ થાય છે. બ્રહ્મને આત્માથી ભિન્ન માનો તો કર્મ કે જ્ઞાનથી બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી.

## જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા.

પાંચમી ભૂમિકાએ બધું સ્વપ્ન જેવું મિથ્યા લાગે છે. ભેદ સત્ય નથી. પ્રકૃતિમાં સ્વતંત્ર સામર્થ્ય નથી તે સમજવા માટે અનુભવ વાળું દ્રષ્ટાંત સ્વપ્નાનું છે. જ્યાંસુધી સ્વપ્નાના સ્વરૂપનો વિચાર બરાબર નહિ થાય ત્યાંસુધી પ્રકૃતિનું મિથ્યાત્વ બરાબર સમજવામાં આવશે નહિ.

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે મનની અવસ્થા છે. મનનો અમનીભાવ એને તુરીય દશા કહે છે. આત્માને કોઇ ખાસ આવી અવસ્થા નથી. જાગ્રત અને સ્વપ્નમાં તત્વનું અન્યથા દર્શન છે, અને સુષુપ્તિમાં તત્વનું અદર્શન છે. સુષુપ્તિમાં સ્વ અને પરને જાણતો નથી. તુરીયમાં સર્વને બ્રહ્મ રૂપે જાણે છે. જાગ્રત સ્વપ્નના દુઃખની ક્ષણિક નિવૃત્તિ એટલે સુષુપ્તિ.

સુષુપ્તિમાં—દ્વૈતનો અભાવ છે એનું ભાન; અદ્વૈતનું અજ્ઞાન છે. તેથી તે સબીજ અવસ્થા છે.

તુરીયમાં—દ્વૈતનું અભાન, અદ્વૈતનું ભાન છે તેથી તે નિર્બીજ અવસ્થા છે.

જ્ઞાન સામગ્રીનો અભાવ છે તો સુષુપ્તિનું જ્ઞાન પાછળથી કેમ થાય છે? જ્ઞાન સામગ્રીનો ભાવ પણ નથી. જ્ઞાન સામગ્રી માને તો સુષુપ્તિ બને નહિ. સુષુપ્તિમાં નથી દેખતો એમ નહિ. દેખે છે પણ બીજાને દેખતો નથી. જ્ઞાન છે પણ અન્યનું અજ્ઞાન છે. જેમ નાટકનો

દીવો નાટક હોય ત્યારે નાટકને બતાવે છે. નાટક ન હોય ત્યારે નાટકના અભાવને બતાવે છે.*

સુષુપ્તિમાં અજ્ઞાન છે પણ તે વખતે પ્રતીત થતું નથી. જેવી રીતે બાહ્યવૃત્તિ ઉત્પન્ન કર્યા વગર અહંની વ્યક્તિ થતી નથી તેમ અંતઃકરણ વિના મિથ્યાજ્ઞાનની પ્રતિપત્તિ સાક્ષાત્ થતી નથી. જાગ્રત. સ્વપ્ન, સુષુપ્તિ વિગેરે અવસ્થાથી આત્મા અસંગ છે, બધાનો સાક્ષી આત્મા સદા એકરસ છે.

પૂર્વ દિશામાં સૂતેલો પુરુષ સ્વપ્નમાં ઉત્તર દિશામાં દેખતો દેખાય છે. તે દેશે જવામાં અને ત્યાથી પાછા આવવામાં ઘણો વખત લાગતો નથી. જાગેલો માણુસ સ્વપ્નાના દેશમાં ઊઠતો નથી.

સ્વપ્ન અને જાગ્રત બંન્ને ખોટા છે, એવું રાત્રી દિવસ અનુસંધાન કરો, જાગ્રત સ્વપ્નતુલ્ય છે એવું અનુસંધાન કરવું. સ્નપ્નામાં ઘણા માણસ દેખાયા. જાગ્યા પછી ખબર પડી કે ઘણા નહોતા, હું એકજ હતો. જાગ્યા પછી પાછા અનેક દેખાયા. જેને અનેક દેખાય છે (તેને માટે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે) તે હજુ જાગ્યો નથી. જેને જાગ્યા પછી એક પરમાત્મા દેખાય છે તે ખરેખર જાગેલા છે. જાગ્રતમાં દુઃખ છે તે સ્વપ્નમાં નથી. સ્વપ્નમાં છે તે જાગ્રતમાં નથી. પોતે બંન્નેનો દ્રષ્ટા છે. સ્વપ્નાની પ્રકૃતિ જાગ્યા પછી પોતાની મેળે જ દૂર થાય છે, તેનું કારણ જાગ્રતનું અભિમાન છે; તેમ જો આત્માનું અનુસંધાન બરાબર રહે તો જાગ્રતની પ્રકૃતિ પણ પોતાની મેળેજ દૂર થાય છે.

સ્વપ્ન એ સ્વપ્નસ્થાનવાળા દ્રષ્ટાનો ધર્મ છે એટલે સ્થાનનો ધર્મ છે. દ્રષ્ટાના સ્વરૂપની માફક તે સ્વતઃ સિદ્ધ નથી. સ્વપ્નસ્થાનમાં જઇને વિકલ્પને દેખે છે. તેજ સ્વપ્નમાં બહાર દેખેલું ઘટ વગેરે સત્ લાગે છે તે પણ અસત્ય છે. ત્યાં અંદર અને બાહેરપણું

* આ બાબતનો વધારે ખુલાસો બીજા વિભાગમાં છે. સુષુપ્તિમાં જ્ઞાન છે પણ જાગ્રતના જેવું જ્ઞાન નથી તેથી અજ્ઞાન છે એમ બોલાય છે.

ચિત્તનું કલ્પિત છે અને ખોટું છે. તેમ જાગ્રતમાં પણ છે. બંન્ને દશામાં અંદરના ભાવ કલ્પના વખતના છે. બહારના ભાવ કલ્પના વખતે છે અને તે પછી પણ છે. કલ્પિતત્વમાં બન્ને સમાન છે. સ્વપ્નને સ્થિર માનવાથી તે જાગ્રત જેવું થઇ જાય છે, જાગ્રતને અસ્થિર માનવાથી તે સ્વપ્ન જેવું થઇ જાય છે.

આત્માને બંન્ને પ્રકૃતિનો સ્પર્શ થતો નથી. જાગ્રત સ્વપ્નમાં નથી, સ્વપ્ન જાગ્રતમાં નથી. તે વ્યતિરેક ભાવે સિદ્ધાંત સમજવાની રીત છે. આત્મા સાક્ષીરૂપે બધી અવસ્થામાં છે એ અન્વય ભાવે સિદ્ધાંત સમજવાની રીત છે. વાંદરો ઘાસમાં ચણોઠી નાખીને ફૂંકે છે તેમાંથી અગ્નિ થતો નથી. અન્યની કલ્પનાથી એટલે જાગ્રત અને સ્વપ્નાના મનની કલ્પનાથી આત્માને બાધ નથી. જે પ્રકૃતિ જ્ઞાનથી નિવર્ત પામે છે તે મિથ્યા છે.

સ્વપ્નાં આવવાનાં ઘણાં કારણ હોય છે. ૧. શરીરના કારણથી આવે છે. ૨. પ્રાણના કારણથી આવે છે અથવા ૩. મનના કારણથી પણ આવે છે.

શરીરના કારણથી આવતાં સ્વપ્નાં

(૧) એક માણસને એવું સ્વપ્નું આવ્યું કે તેના પગ કાદવમાં ખૂંચી ગયા અને મહેનત કરતાં પણ નીકળતા નહોતા; બહુ જોરથી પગ કાઢવા જતાં તે જાગી ઊઠયો અને કારણ શોધતાં માલુમ પડયું કે તેના પગ ઓઢવાના ધાબળામાં ખૂંચી ગયા હતા.

(૨) એક વખત તેનો હાથ તેના ઘૂંટણ નીચે ઊંઘમાં દબાઈ ગયો હતો. તે વખતે તેને એવું સ્વપ્નું આવ્યું કે જાણે એક કૂતરો તેનો હાથ કરડતો હતો અને તે તેને છૂટો કરી શકતો નહોતો.

(૩) એક માણસ સૂતો હતો. તેની પથારી આગળ થઇને એક બીજો માણસ બત્તી લઇને જતો હતો એટલે સ્વપ્નામાં રહેલા માણસને સ્વપ્નું આવ્યું કે તેનું ઘર સળગ્યું.

(૪) મોડી રાત્રે જેઓ જમે છે અને પછી તરત સૂઈ જાય છે તેમને ઘણીવાર પાચન ન થયેલા ખોરાકનું દબાણ શરીરના નીચેના ભાગમાં આવવાથી તે ભાગ દબાય છે અને વિષયભોગનાં સ્વપ્નાં કંઈક અંશે તે કારણથી પણ આવે છે.

૨. સ્વપ્નાનું બીજું કારણ પ્રાણની નાડીઓની અશુદ્ધિ છે.

(૧) અણુ રૂપ જીવ જ્યારે સર્વ ઈંદ્રિયોને આટોપીને નાડીઓને વિષે રહેલા કફ રૂપી રસથી ભરપૂર થઇ જાય છે, ત્યારે તે તે ઇંદ્રિયોના સૂક્ષ્મ ભાગને વિષે રહેલી નાડીઓના સ્વપ્ન સંબંધી અનેક ભ્રાંતિનો અનુભવ કરે છે અને નદી, સરોવર, સમુદ્ર વગેરે જુએ છે.

(૨) જ્યારે નાડીઓ પિત્તપ્રધાન રસથી ભરપૂર થઇ જાય છે ત્યારે જીવને ભડકા વગેરે દેખાય છે.

(૩) જ્યારે વાયુથી નાડીના પ્રદેશો ભરપૂર થઇ જાય છે ત્યારે જીવ વાયુથી ઘેરાઇ જાય છે અને તેના ઓજમાં વિલક્ષણ પૃથ્વી જોવામાં આવે છે.

(૪) જ્યારે પવનના અંશથી ભરપૂર નાડીને વિષે તેનો પ્રાણ પ્રવેશ કરે છે ત્યારે તે પર્વતોની વૃષ્ટિ જુએ છે.

(૫) જ્યારે પ્રાણ પુરીતતી નાડીમાં પ્રવેશ કરે છે ત્યારે તેને આગળ જવાને છિદ્ર મળતું નથી અને પ્રાણપવનની ચપળતા બંધ પડે છે તેથી જાણે કે પોતે કોઇ ગુફામાં શિલાના બંધથી ઢંકાઇ ગયો હોય તેવું જણાય છે.

(૬) જ્યારે વાયુ અને પિત્ત જઠરાગ્નિથી બહુજ ભરપૂર થઇ જાય છે ત્યારે જીવ બહાર અને અંદરના ભાગમાં બહુ ગભરાય છે, અને જાગ્યા પછી પણ જેવી જેવી નાડીની પ્રકૃતિ હોય છે તેની અસર કેટલેક અંશે સ્વભાવ ઉપર આવે છે. જેનું લોહી ઓછું થઇ ગયું હોય છે તેનો સ્વભાવ ક્રોધી થઇ જાય છે.

(૭) એક માણસને દારૂ પીવાની બહુ ટેવ હતી. તેણે થોડા

વખત પછી દારૂ છોડી દીધો અને કોઇને દારૂ પીતો જોઇને તેને અણગમો આવતો હતો છતાં તે સ્વપ્નામાં દારૂ પીતો હતો. તેનું કારણ નાડીમાં રહી ગયેલી કેટલીક અશુદ્ધિ હતું. આ કારણને લઇને કેટલાક હઠયોગીઓ નાડીની શુદ્ધિ કરવા તરફ અને પ્રાણ અને અપાનને જીતવા તરફ બહુ લક્ષ આપે છે. જ્ઞાની પુરૂષો પ્રકૃતિ એ પોતાનું સ્વરૂપ નથી એમ દ્રઢતા રાખી નાડીમાં ફરતા પ્રાણ ઉપર કેટલુંક બળ રાખી શકે છે.

૩. મનના કારણથી પણ ઘણાં સ્વપ્નાં આવે છે. ભગવાન કહે છે કે જે કાંઇ છે તે મારૂં સ્વરૂપ છે; છતાં જાગ્રતમાં લગભગ ઘણા જીવ હું અને બીજા, અહં અને ઇદં એ ભૂલમાં પડે છે અને તેના સંસ્કારથી સ્વપ્નમાં પણ જ્યાં એકલો હું છે ત્યાં હું અને બીજા ઉત્પન્ન કરે છે એટલે કે પોતેજ ગ્રાહ્ય અને ગ્રાહક રૂપ બની જાય છે. એક માણસ બી. એ. ની પરીક્ષામાં છ વર્ષ પહેલાં પાસ થયો હતો. તેને એક વખત એવું સ્વપ્નું આવ્યું કે હું બી. એ માં નાપાસ થયો. તે દિવસે તે પોતાના બીજા કોઇ કામમાં નિષ્ફળ થયો હશે.

કેટલીકવાર ઘણી નાની શેરીઓમાંથી માણસને દિવસમાં પસાર થવાનું હોય છે તેના સંસ્કારથી તે સ્વપ્નમાં આકાશમાં સીડી ગોઠવી અદ્ધર ચડતો જાય છે.

સામાન્ય રીતે જાગ્રત અવસ્થાના કેટલાક સંસ્કાર સ્વપ્નામાં સ્ફૂરે છે. બેંકવાળા સ્વપ્નામાં રૂપીઆ ગણવા લાગે છે. રેલ્વેવાળાના સ્વપ્નામાં રેલ્વે ચાલે છે. સુવાવડનાં સ્વપ્નાં ફકત સ્ત્રીઓને જ આવે છે, છતાં સ્વપ્નસૃષ્ટિ બહુ વિચિત્ર પ્રકારે બને છે.

સ્વપ્નમાં ઘર નથી તો ઈંટ અને ઘડનારો બધાની ગણત્રી નકામી છે. તેમ જાગ્રતમાં જગત નથી તો તેનો કર્તા શા માટે શોધવો ? સ્વપ્નમાં કુંભાર, માટી, ચાકડો બધું પોતે છે તેમ જાગ્રતમાં પણ છે. પોતાના સ્વપ્નામાંથી જાગવા માટે બીજા મદદ કરી શકે નહિ. પોતેજ જાગવું જોઇએ. બંધ આંખવાળાને માટે સ્વપ્નું છે.

સ્વપ્નનું જ્ઞાન માત્ર જાગ્રતની સ્થિતિ રૂપ નથી. સ્વપ્નાનો કાળ એ જાગ્રતનો કાળ નથી. સ્વપ્નમાં હાથી જોયેલ માણસ ઊઠીને કહે છે કે “ મેં હાથી જોયો હતો. ” મેં હાથીને યાદ કર્યો હતો એમ કહેતો નથી. “ હવે અહીં તપાસ કરીએ તો હાથીને ઉત્પન્ન થવાનો કાળ નથી તેમ હાથીને સમાવાની જગ્યા પણ નથી. જેટલી દેશકાળની સામગ્રી જોઈએ તેટલી સામગ્રી વગર જે ઊપજે તે મિથ્યા કહી શકાય છે પશ્ચિમના માનસશાસ્ત્રીઓ ફ્રૂડ, એડલર, જંગ વગેરે સ્વપ્નાના બનાવો કેમ બને છે તેનો વિચાર કરે છે પણ સ્વપ્નાનો કાળ ક્યાંથી આવ્યો તેની તપાસ કરવી વધારે મુશ્કેલ છે. દેશકાળ ઉત્પન્ન થયા હોય તો તેની ઉત્પત્તિમાં કાળ જોઈએ. તે ક્યાંથી લાવવો ! તે માટે વધારે હકીકત ૪થા પ્રકરણમાં આપેલી છે.

સ્વપ્નાનું જ્ઞાન નિદ્રાના દોષથી ઉત્પન્ન થાય છે. જન્મથી આંધળાને સ્વપ્નમાં રૂપ દેખાય છે. જાગ્રતમાં ન જોયેલા પદાર્થનું જ્ઞાન પણ સ્વપ્નામાં થાય છે. કોઈ વખત સ્વપ્નામાં પોતાનું માથું કપાયેલું પોતાના નેત્રથી જુએ છે, એવું જાગ્રતમાં બનતું નથી, છતા સ્વપ્નામાં દેખાય છે. સ્વપ્નામાં પગ વગર જીવ કેમ દોડે છે ? માટે બરાબર વિચાર કરતાં જણાશે કે બધો ત્રિપુટી સમુદાય એટલે પ્રમાતા પ્રમાણ પ્રમેય વગેરે સ્વપ્નાની અંદર તે વખતે નવો પ્રતીત થાય છે અને પ્રતીતિની સાથે જ ઉત્પત્તિ દેખાય છે અને પ્રતીતિ જતાં નાશ પામે છે. સ્વપ્નામાં જેમ પર્વત નવા જોવામાં આવે છે તેમ ઇંદ્રિયો પણ નવી જોવામાં આવે છે અને કાળ પણ નવો જોવામાં આવે છે. તે બધું પ્રાતિભાસિક સત્તાવાળું છે. વ્યાવહારિક નેત્રવડે પ્રાતિભાસિક પર્વત દેખાય નહિ. વિચારસાગર નામના પ્રખ્યાત ગ્રંથમાં એક રાજાને પગે સ્વપ્નામાં શિયાળ કરડવાની વાત આવે છે. રાજાના પોલીસ ખડી તલવારે બહાર ચોકી કરતા હતા. સ્વપ્નામાં રાજાએ બૂમ મારી પણ કોઈ તેને મદદ કરવા જઈ શક્યું નહિ. પ્રાતિભાસિક સત્તાની બૂમ વ્યવહારિક સત્તાના કાનથી



સ્વપ્નસૃષ્ટિમાં પ્રમાતા, પ્રમાણ, અને પ્રમેય નવાં થાય છે.

સંભળાતી નથી, જે અવસ્થાનો અનુભવ ચાલતો હોય તે વખતે તે અવસ્થાના ધર્મજ અનુભવમાં આવે છે. સ્વપ્ન વખતે જાગ્રતની વસ્તુઓ કામ આવતી નથી અને જાગ્રત વખતે સ્વપ્નાની ચીજો કામ આવતી નથી.

જાગત અવસ્થામાં પણ સ્વપ્નાના જેવી ભૂલો થાય છે. 'તારો પુત્ર મરી ગયો' એવા કોઈ ઠગારાનાં વચન સાંભળી જીવતા પુત્રનો બાપ રડવા લાગે છે અને મરી ગયેલા પુત્રનો બાપ, ખબર નથી ત્યાં સુધી, આનંદ કરે છે.

સાથેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે સ્વપ્નમાં કોઇ વાંઢો માણસ પરણ્યો, તેને છોકરાં થયાં, છોકરાંનાં છોકરાં થયાં. એટલો કાળ સ્વપ્નમાં નથી છતાં ક્યાંથી આવ્યો ? અને છોકરાં કારણરૂપે અને છોકરાનાં છોકરાં કાર્યરૂપે ક્યાંથી થયા ? તેમની સ્થિરતા ક્યાંથી આવી ? એ બધા જેમ ભ્રાંતિમૂલક છે અને તે સ્પષ્ટ સમજાય છે, તેમ જાગ્રતમાં પણ કાર્યકારણભાવ અને દેશકાળ ભ્રાંતિથી પ્રતીત થાય છે. કોઇ અધિક કાળથી દેખાતું કારણરૂપે જણાય છે અને ઓછા કાળથી ઊપજેલું કાર્યરૂપે જણાય છે. વાસ્તવિકરીતે કાર્યકારણભાવ ઘટતો નથી. એક દીકરો તેના બાપનું કાર્ય છે પણ તેના દીકરાનું કારણ છે. જો તે કાર્ય જ હોય તો કારણ કેમ બની જાય છે ?

જીવાત્મા જ્યાં કારણની કલ્પના કરે છે ત્યાં તેને કારણની સ્થિરતા અનુભવમાં આવે છે અને જ્યાં કારણની કલ્પના કરતો નથી ત્યાં તેને કારણની કલ્પના કરવી પડતી નથી. એક અખંડ બ્રહ્મ સ્વરૂપમાં કાર્યકારણ ભાવ બનતો નથી. બે વસ્તુ હોય તો એક પહેલાં અને એક પછી એમ કહી શકાય પણ એક અદ્વિતીય બ્રહ્મમાં પહેલાં–પછી –જેવું અથવા દ્રષ્ટા–દ્રષ્ય જેવું અથવા જ્ઞાતા–જ્ઞેય જેવું બની શકતું નથી. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞમાં કાર્યકારણભાવ નથી માટે સમવાય સંબંધ પણ બનતો નથી, તેથી માત્ર અધ્યાસ સંબંધ બને છે.

અવિદ્યાનો જ્ઞાનાકાર પરિણામ અને જ્ઞેયાકાર પરિણામ એકજ વખતે ઉત્પન્ન થાય છે અને એકજ વખતે નાશ પામે છે. તેને કોઈ

દ્રષ્ટિસૃષ્ટિ વાદ કહે છે અને કોઈ અજાતવાદ કહે છે. અજાતવાદમાં જે વખતે જે પદાર્થ જાણેલો હોતો નથી તે વખતે તે હોતો નથી પણ જે વખતે જાણવામાં આવે છે તે વખતે તેનું અસ્તિત્વ ભાસે છે. માટે તમામ અનાત્મ પદાર્થ સાક્ષીભાસ્ય છે, પ્રમાતા કે પ્રમાણનો વિષય નથી કારણ કે તે પણ સ્વપ્નની પેઠે એકજ વખતે ઉત્પન્ન થતા પ્રતીત થાય છે.

સંસારપ્રવાહ અનાદિ છે. જાગ્યા પછી ગઇ કાલનો સંસાર દેખાતો નથી. ચિત્રમાં બતાવ્યા પ્રમાણે જેમ સ્વપ્નમાં જોયેલા પર્વત વગેરે 'મારા જન્મ પહેલા હતા' એવી સ્થિરતાની ભ્રાંતિ સ્વપ્ન પુરૂષને થાય છે તેમ તેવી જ અવિદ્યાથી જાગ્રતના પદાર્થમાં પણ સ્થિરતાની ભ્રાંતિ થાય છે. તે સ્થિરતા નદીના પ્રવાહ જેવી, દીવાની જ્યોત જેવી અને વૃક્ષના ફળના જેવી ભ્રમાત્મક છે.

માણસ અને તેનો ફોટો સરખા નથી છતાં સરખાં હોય તેવો ભ્રમ થાય છે. યોગવસિષ્ઠમાં કહે છે કે જેમ ઋતુના વિભાગ કરવા વાળો કાળ વૃક્ષના રૂપને અન્યથા કરે છે તેમ ચિત્ત પણ આ દ્રષ્ય પદાર્થોને અન્ય રૂપે કરતું હોય તેમ જણાય છે. મનના મનોરથ, સ્વપ્ન, સંકલ્પ, વગેરે પોતાની લીલા વિષે બહુ યોજનવાળા અથવા અતિ અલ્પ જેવા થાય છે. મન કલ્પને ક્ષણ કરે છે અને ક્ષણને કલ્પ કરે છે, માટે દેશ અને કાળનો ક્રમ મનને અધીન છે એમ સિદ્ધ થાય છે.

જેમ દરિયામાં નાંખેલો રૂમાલ બે માઇલ ગયા પછી પાછા લેવા આવીએ તો તે જગ્યાએ મળતો નથી તેમ જગતની જગ્યાઓ સ્થિર નથી અને આજનું જગત કાલે મળતું નથી. અજ્ઞાનભાવે આજ મળેલા માણસને આપણે કાલે એવાજ ભાવે મળીએ તો અજ્ઞાન ગયું નથી અને જ્ઞાન થયા પછી મળેલા બધા બ્રહ્મરૂપ લાગશે. જે મળે તેને બરાબર જોતાં શીખવું જોઇએ. જેને મળ્યા પછી જેનાથી કદી જુદા ન થવાય તેને મળ્યા છીએ એમ કહી શકાય.

જાણવામાં ન આવે તેવા નિમેષના લાખમા ભાગમાં જેની

પ્રતીતિ થાય છે એવું ચિત્તનું સ્ફૂરણ કે જે જગતરૂપે છે તેજ કરોડો કલ્પની સૃષ્ટિની પરંપરા છે. તાત્પર્ય કે ચિત્તનો ચમત્કાર એવો છે એટલે તેને વિષે નિમેષના લાખમાં ભાગનો અથવા કરોડો કલ્પનો આરોપ માયિક છે તેથી વિરૂદ્ધ નથી. કલ્પિત વિરૂદ્ધ ધર્મ સાથે રહી શકે છે. ઘૂવડનો અંધકાર અને માણુસનો દિવસ સાથે દેખાય છે. માણુસની સૃષ્ટિ અને બ્રહ્મજ્ઞાનીનું બ્રહ્મ સાથે રહી શકે છે કારણુ કે માણુસની સૃષ્ટિ કલ્પિત છે. એ પ્રમાણે દ્રષ્ટિસૃષ્ટિની સિદ્ધિ થાય છે. કાળે કરીને જગતનો પરિચ્છેદ છે પણ બ્રહ્મનો પરિચ્છેદ નથી, કારણુ કે બ્રહ્મ શુદ્ધ છે, નિત્ય છે.

સ્વપ્નની મિથ્યા ભીખથી રાજા દરિદ્રી થતો નથી, મરૂ સ્થળના મિથ્યા પાણીથી પૃથ્વી ભીની થતી નથી, મિથ્યા સાપથી દોરડીને ઝેર ચઢતું નથી, તેમ જગતના ક્ષણિક ધર્મોથી આત્માને કંઇ થતું નથી.

જાગ્રતમાં દ્વૈતદર્શનથી ભય અને સુષુપ્તિમાં દ્વૈતદર્શનના અભાવથી ભયનો અભાવ બધાને અનુભવસિદ્ધ છે.

પ્રત્યેક પ્રાણીનું ચિત્ત (સ્વપ્નાની પેઠે) જગત ઉત્પન્ન કરવાને શક્તિવાન છે અને જેટલાં ચિત્ત છે તેટલી જગત વિષે ભ્રાંતિ છે.* કોઇને જગતના અનંત સમૂહો નિમેષ માત્રમાં ઉદય થાય છે અને નિમેષ માત્રમાં અસ્ત પામે છે અને કોઇને એક એક કલ્પે ઉદય પામે છે અને અસ્ત પામે છે. મન રૂપ હિરણ્યગર્ભ જેમ પ્રલયરૂપ રાત્રીને અંતે આ જગતને સરજે છે તેમ પ્રત્યેક પ્રાણી (અવિદ્યા હોય તો) પોતાના મરણુને અંતે જુદાં જુદાં જગતની રચના કરે છે.

કોઈ એક કુંભારને એક રાજ્યમાંથી કાઢી મૂકયો તો તે બીજા રાજ્યમાં જઈ પોતાના સંકલ્પ પ્રમાણે નવો નિભાડો કરી લે છે; તેવી જ રીતે જીવ પોતાનું જગત રચે છે.

પણુ અધિષ્ઠાનચેતન અસંગ છે, તેથી તે કોઇનું કારણુ થતું નથી અને કાર્ય થતું નથી. જાગ્રતની કાર્યકારણુતા સ્વપ્નાની કાર્ય

---

* તેથી જેમ પૃથ્વીમાં વસ્તી વધે છે તેમ ભ્રાંતિ વધે છે.

કારણતાની પેઠે અનિવચનીય છે એટલે કે અજ્ઞાન છે ત્યાંસુધી પ્રતીત થાય છે. જેને આત્મજ્ઞાન થાય છે તેને જગત દેખાતું નથી. અવિદ્યા અને તેના પરિણામનો ચેતન સાથે કોઈ જાતનો સંબંધ નથી, માટે વેદ, ગુરૂ, શિષ્ય, બંધ, મોક્ષ, શ્રવણાદિ સાધન બધું પ્રતીતિ માત્ર અને સ્વપ્નાની પેઠે સ્થાનધર્મ છે, એટલે કે જીવ પોતાને વાસ્તવ સ્વરૂપે બ્રહ્મ હોવા છતાં પોતાને જે એક જગ્યાએ માને છે તે તેની અવિદ્યાનું કાર્ય છે. તેમાં કેટલોક કાળ ટકવાપણું એ પણ અવિદ્યાજન્ય છે. કર્તા અને કર્મ અને અને તેનું ફળ આત્માથી ભિન્ન છે એવી પ્રતીતિ જ્ઞાનીને થતી નથી. તેને તો બધું આત્મરૂપ જ પ્રતીત થાય છે; માટે જ્ઞાનવાન હોય તેને કર્તવ્ય બુદ્ધિથી કર્તવ્ય નથી.

જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં જે આત્મા છે તેજ પરમાર્થરીતે તુરીય છે. જાગ્રત સ્વપ્નમાં તે ઉપાધિસહિત ગ્રહણ થાય છે, તેથી તેનું ખરૂં સ્વરૂપ અનુભવમાં આવતું નથી. અંતઃપ્રજ્ઞ વગેરે અનાત્મ ધર્મનો પ્રતિષેધ કરી વિજ્ઞાન પ્રમાણ થયું કે તરતજ અનર્થ પ્રપંચની નિવૃત્તિ થાય છે અને તેજ ફળ છે. અનાત્માની નિવૃત્તિ સિવાય તુરીયમાં બીજો કોઇ વ્યાપાર બનતો નથી. ત્યાં જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય એ ત્રિપુટીભેદ નિવૃત્ત થાય છે. જ્ઞાનદશા ઉપાધિનો ગ્રાસ કરે છે. જ્ઞાન પણ દ્વૈતનિવૃત્તિની સાથે નિવૃત્ત થાય છે. વિશ્વ તૈજસ પ્રાજ્ઞ સ્થાનિધર્મ છે અને જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ સ્થાનધર્મ છે. બંન્નેનો પ્રતિષેધ છે. બાકી દ્રષ્ટા રહે છે. દ્રષ્ટાનો કોઈ દ્રષ્ટા નથી. દ્વિતીયના અભાવથી અસંગતા નિત્ય સિદ્ધ છે. તેજ અસંસક્તિ નામની પાંચમી ભૂમિકા છે.

## જીવન્મુક્તિનો આનંદ

છતાં જીવન્મુક્તિના આનંદ માટે જો વૃત્તિની આવૃત્તિ કરવાની જરૂર હોય તો વારંવાર વેદાન્તના અર્થનું ચિંતન કરવું. વેદાન્તના અર્થનું ચિંતન કરવાથીજ બ્રહ્માકારવૃત્તિ થાય છે પણ કર્મ અને ઉપાસનાથી બ્રહ્માકારવૃત્તિ થતી નથી. કર્મ અને ઉપાસના કરનારને

એક નાની જગ્યા જેટલું પોતાનું જીવન લાગે છે અને એવા નાના સ્થાનધર્મથી અનેક જાતની ભૂલો થાય છે. વળી ભૂલમાં રહીને અથવા ભૂલવાળાના સંગમાં રહીને ભૂલ સુધારવી બહુ મુશ્કેલ છે; સત્સંગમાં જ પોતાની ભૂલની ખબર પડે છે.

જેમ ઘરનો અંધકાર ઘરને આધારે રહે છે અને ઘરને જ ઢાંકે છે, તે માંહેલી વસ્તુને જાણવા દેતો નથી તેમ અજ્ઞાન બ્રહ્મના આશ્રયે રહે છે અને બ્રહ્મને ઢાંકીને બ્રહ્મને ન જાણવા દેતાં કંઈ જુદું જ જગત દેખાડે છે.

"હું સુખથી ઊંઘ્યો અને મેં કંઈ જાણ્યું નહિ" એ જ્ઞાનનો વિષય સુખ છે અને સ્થાનધર્મવાળું જ્ઞાન છે. અંતઃકરણની વૃત્તિમાં રહેલા બ્રહ્માકારવૃત્તિવાળા ચૈતન્યને વિશેષ ચૈતન્ય કહે છે. બીજી રીતે કહીએ તો સત્ રૂપ સામાન્ય ચેતન છે. ચિત અને આનંદ એ વિશેષ રૂપ છે. વિશેષ ચેતન આવરણનો નાશ કરે છે. બાધ સમાનાધિકરણથી જ્ઞાન ચિદાભાસને (જીવને) થાય છે. જ્ઞાન થાય છે, ત્યારે ચિદાભાસનો બાધ થાય છે.

જ્ઞાનીના કર્મ કર્તવ્ય બુદ્ધિથી થતા નથી પણ લીલાબુદ્ધિથી થાય છે. તે કર્મ પુણ્ય પાપના હેતુ થતા નથી. બ્રહ્મ વસ્તુતંત્ર છે. ઉપાસના પુરૂષતંત્ર છે. જે વસ્તુતંત્ર છે તેમાં નિષ્ઠા કરવી એ કર્મ નથી. એ સ્વભાવિક ધર્મ છે.

ખરૂં જ્ઞાન વધતું નથી પણ ખોટું જ્ઞાન વારંવાર ફેરવવું પડે છે અથવા ખરૂં જ્ઞાન સ્થિર ન થાય તેને સ્થિર કરવું પડે છે, તેથી જ્ઞાન વધે છે એમ બોલાય છે.

વિદેહમુક્તિ તો જ્ઞાનકાળે થાય છે કારણકે ભાવી દેહનો વિચ્છેદ તે વખતે થાય છે; પણ વાસનાક્ષય અને મનોનાશ કરી જીવન્મુક્તિના ક્રમ માટે પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકા છે. તેથી વિદ્વત સંન્યાસની જરૂર શાસ્ત્રમાં માનેલી છે. આત્મપુરાણમાં ૭ મા અધ્યાયમાં મૈત્રેયી બ્રાહ્મણમાં યાજ્ઞવલ્કય કહે છે કેઃ—

**अहो निष्पन्न योगोऽपि संगात् पतति निश्चितम्**
**अहम् एतादृशो विद्वान्नरकेऽत्र यतः स्थितः**

એમ યાજ્ઞવલ્કય પોતે જ્ઞાની છતાં ઘરમાં રહેવા માટે અને તેમાં ઉત્પન્ન થતા વિક્ષેપ માટે શોક કરે છે.

વહાણુમાંથી ઊતર્યા પછી પણુ થોડો વખત જમીન દરિયાની માફક ચાલતી લાગે છે, તેમ જ્ઞાન થયા પછી પણુ સંસારનો નિશો ઊતરતાં વાર લાગે છે.

શુકદેવજી અને રામચંદ્રજીને જ્ઞાન હતું પણુ વિશ્રાંતિ નહોતી, તેથી તેઓને જનક અને વસિષ્ઠ પાસે નિષ્ઠા માટે જવું પડયું હતું. પ્રારબ્ધકર્મ સંપાદન કરવામાં કુશળ અવિદ્યાની અવસ્થા વિશેષને કોઇ લેશા અવિદ્યા કહે છે અને તે કોઈ વખતે વિક્ષેપ ઉત્પન્ન કરે છે, તેથી જીવન્મુક્તિનો ક્રમ જરૂરનો માનેલો છે. જીવન્મુક્તિનાં નીચે પ્રમાણે ૫ ફળ છેઃ—

૧ જ્ઞાન રક્ષા.

૨ તપ, મન અને ઇંદ્રિયોની એકાગ્રતા.

૩ વિસંવાદનો અભાવ, બ્રહ્મદૃષ્ટિ પાકી થતાં ક્રોધ આવે નહિ, કોઈની નિંદા થાય નહિ.

૪ દુઃખ નાશ.

૫ સુખનો આવિર્ભાવ.

બ્રહ્મસાક્ષાત્કારવાળા તત્ત્વવેતા પુરૂષને ફરી સંશય કે વિપર્યની ઉત્પત્તિ થતી નથી તેનું નામ જ્ઞાનરક્ષા છે. સંશય અને વિપર્યયનું કારણુ ભ્રાંત મનુષ્યના વચન છે માટે અજ્ઞાની માણુસોનો સંગ કરવો જોઈએ નહિ, અને જીવન્મુક્તિના અભ્યાસથી સંશય અને વિપર્યયની નિવૃત્તિ અવશ્ય કરવી જોઇએ.

ચિત્તની એકાગ્રતાનું નામ તપ છે.

વ્યત્થાન વખતે દુષ્ટ પુરૂષો નિંદા કરે છતાં તેની સાથે જીવન્મુક્તને વિસંવાદ ઉત્પન્ન થતો નથી.

વૃત્તિનિરોધથી જીવન્મુક્ત પુરૂષનું ચિત્ત કેવળ આત્માકારજ થાય છે પણ અન્યાકાર થતું નથી, તેથી દુઃખની નિવૃત્તિ થાય છે. અજ્ઞાન દૂર થતાં સંચિત કર્મની નિવૃત્તિ થાય છે અને તેથી પારલૌકિક દુઃખની પણ નિવૃત્તિ થાય છે.

આવરણ અને વિક્ષેપની નિવૃત્તિ થતાં પરિપૂર્ણ બ્રહ્માનંદનો નિરંતર અનુભવ થાય છે, તેને સુખનો આવિર્ભાવ કહે છે.

જેમ જેમ નિષ્ઠા બંધાવા લાગે છે, તેમ તેમ પ્રાણ અને મનની ગતિ ધીમી થતી જાય છે. નદીઓ જેમ ઘૂ ઘૂ કરતી સમુદ્રમાં જાય છે પણ ત્યાં જતાંજ શાંત થવા લાગે છે તેમ જ્ઞાનીને બહારની અને અંદરની ચંચળતા શાંત થવા લાગે છે.

કેટલાક એમ માને છે કે જ્ઞાન થયા પછી જ્ઞાનીને કંઈ રહેતું નથી. એ વાત સાચી નથી. પ્રારબ્ધ રહે છે. જ્ઞાન થાય એટલે તરત જ્ઞાનીનું શરીર જમીનમાં સમાઈ જતું નથી.

બધું વાસુદેવમય છે, એ વાત મનથી ગ્રહણ થાય પણ જો સ્થિર થાય નહિ અને પ્રાણ અને શરીર બીજી વાતોનું સુખ માગ્યા કરે તો નિષ્ઠા બંધાય નહિ, અને નિષ્ઠા બંધાય નહિ તો મનમાં ચંચળતા આવે અને સ્વસ્વરૂપનું અનુસંધાન રહે નહિ; તેથી જીવન્મુક્તિનો આનંદ મળે નહિ. જ્યારે સ્વરૂપનું અનુસંધાન ન રહે ત્યારે કોઇના ગુણદોષમાં પણ પડી જવાય છે. છતાં એ વ્યક્તિગત શક્તિનો પ્રશ્ન છે. કયો જ્ઞાની પુરૂષ કેટલો વ્યવહાર જ્ઞાનની સાથે રાખી શકે તે તેની પોતાની શક્તિ ઉપર છે.

તુંબડાનો સ્વભાવ છે કે તરવું પણ તેમાં લોઢું ભર્યું હોય તો તે તરી શકે નહિ. તેમ રાગદ્વેષવાળું મન આત્માનું અનુસંધાન રાખી શકતું નથી. મનમાં વાસ્તવિક સત્તા નથી છતાં સત્તા જેવું થઇ જાય છે. છતાં નોળીઆને જેમ સર્પદંશ થયા પછી નોળવેલ સુંઘવાથી ઝેર ઉતરી જાય છે તેમ સંસારી વિચારોનું ઝેર સત્સંગથી ઉતરી જાય છે, પાછું સ્વરૂપનું અનુસંધાન થઈ શકે છે અને આત્માનો આનંદ શરૂ થાય છે.

જેમ મરણ પામેલા માણસના શરીરને તેની વિલાપ કરતી સ્ત્રી સ્પર્શ કરે તો કામ ઉત્પન્ન થતો નથી, તેનો પુત્ર તે શરીરને બાળી નાખે તો ક્રોધ ઉત્પન્ન થતો નથી, તેવીજ રીતે મરણ પહેલાં કામ ક્રોધના પ્રસંગથી જેને કામ ક્રોધ ઉત્પન્ન ન થાય તે મુક્ત અને સુખી છે.

પોતાનું સાચું સ્વરૂપ સમજાય તેટલા માટે માણસે રોજ થોડા કલાક એકાંતમાં રહેવાની ટેવ પાડવી જોઇએ અને બે ત્રણ મહિનાને અંતરે સાત દિવસ સુધી તદ્દન એકાંતમાં કોઈ માણસ ન હોય ત્યાં, ન્યૂસપેપર પણ છોડીને, બધા વિચાર છોડી, પોતાની અંદર શું બને છે તે જોવાની ટેવ પાડવી જોઇએ. સજાતીય વૃત્તિથી સજાતીય વૃત્તિ ખીલે છે.

રેડીઓની વેવલેન્થ (સ્પંદન)માં જરા પણ ફેરફાર થાય કે બીજા દેશનું અને બીજા કાળનું જ્ઞાન આપણને આપે છે તેવીજ રીતે આપણી અંતર્દશામાં જરાપણ સજાતીય ફેરફાર થાય કે તરત બ્રહ્મસ્વરૂપનું અનુસંધાન થવા લાગે છે. જેમ રેડીઓને પહેલાં તપાવવો પડે છે તેમ ચિત્તને એકાગ્ર કરતાં શિખવાડવું જોઇએ. રેડીઓનો પ્રકાશ અવિચળ રહીને તેમાંથી શબ્દ ઉત્પન્ન કરે છે તેમ પ્રત્યગાત્મા અવિચળ રહીને શબ્દ વગેરે ઉત્પન્ન કરે છે. જેમ રેડીઓની બધી સત્તાનો આધાર શરૂઆતનું તેજ અને ગરમી છે તેમ આત્માના બધા ભાવનું મૂળ કારણ તેનું તેજ અને આનંદ છે.

રેડીઓ જેમ પોતાના તેજમાંથી તેજના વિવર્ત રૂપે શબ્દ સંભળાવે છે તેમ હવે તેજના વિવર્ત રૂપે દૃષ્ય નીકળવાનું શરૂ થયું છે, તેને Tele-vision કહે છે. તે તેજમાં સુગંધ આપવાની પણ સાયન્સવાળા આશા રાખે છે. એટલે જો ટ્રાન્સમીટરના સંચામાં સુગંધ મૂકી હોય તો રીસીવરના સંચામાંથી સુગંધ લઇ શકાશે એવી આશા રખાય છે. બાકી બે ઇંદ્રિયોના વિષય રહ્યા. તે તેજમાંથી રસ અને સ્પર્શ આપી શકે તેવું લાગતું નથી.

ટોકીંગ સીનેમાના સંચામાં જે તેજ છે તેમાંથી પણ ફક્ત

શબ્દ અને રૂપ નિકળી શકે છે. તેના ઉપર સુગંધીવાળી ફીલ્મ ચડાવી હોય તો જોનારને સુગંધી મળે કે કેમ તે શંકાસ્પદ છે.

માણસના અંતરાત્માના તેજમાંથી તે તેજના વિવર્ત રૂપે ઉપાધિ દ્વારા ઇંદ્રિયોનું સુખ ઉત્પન્ન થાય છે. પણ મૂળ તેજ ન હોય તો ઇંદ્રિયોના કરણમાં કાંઈ સત્તા નથી. જે પ્રેમ માણસને ભૂલમાં નાખે છે તે જો સાચી દિશામાં વળે તો માણસને મુક્તિ આપે છે એટલે કે પ્રેમમાં પાડવાને બદલે પ્રેમમાં ચડાવે છે. Fell in love ને બદલે Rise in love થાય છે. આત્મા આપણને આત્મા સિવાય બીજું સુખ લેવા દેતો નથી; એ એની સ્વતંત્રતા છે.

જેમ વિષયનો પ્રેમ વિષયની ઇચ્છા ઉત્પન્ન કરે છે તેમ આત્માનો પ્રેમ આત્માના અનુસંધાનની ઇચ્છા ઉત્પન્ન કરે છે. આત્માના ચિંતન વખતે મનને એકાગ્ર કરવું હોય તો બીજે વખતે તેને જ્યાં ત્યાં રખડવા દેવું જોઈએ નહિ.

આવી ટેવ પાડવાથી મનોનાશ અને વાસનાક્ષય થતા જશે, તે કામ પાંચમી ભૂમિકાનું છે. જેમ જેમ મનોનાશ અને વાસનાક્ષય થશે તેમ તેમ આત્માનો જે અનુભવ લીધો હોય તેનું અનુસંધાન વધારે રહેશે અને ખરો આનંદ આવતો જશે. પ્રારબ્ધયોગે જે વ્યાવહારિક કામ બાકી રહી ગયેલું હોય તે પણ જો આત્માના અનુસંધાન પૂર્વક થઇ શકે તો લાભ થાય છે. કેટલાંક કામ એવાં હોય છે કે તેમાં કામ સાથે આત્માનું અનુસંધાન રાખવું હોય તો રહી શકે છે. તે વખતે જગત નાનું લાગે છે અને પોતે મોટો લાગે છે. જ્યારે પાછું અનુસંધાન તૂટી જાય છે ત્યારે જાણે કે પોતે કોઈ અંધારી રાત્રિમાં કોઇ આધાર વગર પડયો હોય તેવું જણાય છે, પણ તેણે ધીરજ રાખવી જોઇએ. રાત્રી પછી સવાર પડે છે. રાત્રીમાં એકતા થવાનો, શુદ્ધિ થવાનો વખત છે. પોતાની પ્રકૃતિમાં બાકી રહેલા દોષ તે વખતે ખુલ્લા થાય છે અને તે દૂર કરવાના ઉપાય નજરે પડે છે. ફરી અનુસંધાન થાય છે, અને વારંવાર અનુસંધાનથી સજાતીય વૃત્તિને પોતાનું ઘર

મળી જાય છે; પોતાના ઘરમાં કંઇ માગવું પડતું નથી પણ બધું જોઇએ ત્યારે આપોઆપ મળી આવે છે.

માણુસ પોતાના બૂટ અને પાઘડી વચ્ચે સમાઈ ગયો નથી. તેથી જ્યારે વિકાસ થવા લાગે છે, ત્યારે કેટલાકને નવાં નવાં દૃષ્યો દેખાય છે, કેટલાકને જુદા જુદા રંગ દેખાય છે, નવા નવા શબ્દો સંભળાય છે, પણ તે તરફ લક્ષ દેવું નહિ. એવા ચમત્કારો ખરા પ્રેમમાં વિઘ્નો છે. વેદાન્તમાં **નેતિ નેતિ**ની સાધના છે તે ઉત્તમ છે. જે આત્માનું સ્વરૂપ નથી તેનો નિષેધ કરતાં કરતાં બાકી ખરૂં સ્વરૂપ કંઈ ક્રિયા વગર પ્રગટ થઇ રહે છે. અહીં કાળ નથી, ક્રિયા નથી, માત્ર પહેલાં જે અનુભવ થયો હોય તે યાદ કરી શાંત બેસી રહેવાથી ફરીથી અનુભવ ઉત્પન્ન થવા લાગશે. તે માટે જેનાથી બને તેમણે એકાંત જગ્યા પસંદ કરવી અને જે બધું એક દિવસ ભૂલવું પડશે તે ભૂલવાની ટેવ પાડવી. એવા માણુસો જગતને સાચું સુખ બતાવવામાં બહુ ઉપયોગી છે પણ જોઇએ તેટલા પ્રમાણુમાં મળતા નથી. જેઓ આગળ વધ્યા હોય તેનું અનુકરણ બાકીના સમાજવાળા કરી શકે છે પણ આગળ વધેલાની સંખ્યા બહુ થોડી રહે છે અને તેથી તેમનો ઉપદેશ સમાજ બગાડી દે છે. આ જમાનામાં સુખનું સ્વરૂપ જાણ્યા વગર સુખનાં સાધન ભેગાં કરવામાં સમાજનું લક્ષ્ય છે. ભૌતિક સાયન્સમાં વધારો એ માનસિક શાંતિનો ઘટાડો છે. જ્ઞાન વગર પ્રગતિ નથી. ખરૂં જ્ઞાન આપનાર અને લેનાર ઓછા થઈ ગયા છે.

જો પોતાની અંદર શાંતિ હશે તો બીજાને આપી શકાશે. સામાન્ય દૃષ્ટિથી જગત જેવું દેખાય છે તેવું ભગવાને રચેલું નથી. જેવું તેણે રચેલું છે તે જોવા માટે નવાં ચશ્માંની જરૂર છે. એટલે કે સાચા જ્ઞાનની જરૂર છે.

માણુસને જેવું જગત દેખાય છે તેવું ભગવાનને જોવું હોય તો ભગવાને માણુસ થવું જોઇએ. ભગવાનને જેવું દેખાય છે તેવું માણુસને જોવું હોય તો માણુસે ભગવાન થવું જોઇએ. ભગવાન સંસારી જીવ થાય તો ભગવાન રહે નહિ. સંસારી જીવ ભગવાન થાય તો અધિકાર

રહેતો નથી. સામાન્ય ક્ષણિક વિષયોમાં ભમતું મન બ્રહ્મભાવ પ્રાપ્ત કરી શકતું નથી. બ્રહ્મ માટે બ્રહ્મ જ સાધન છે, તેનું અનુસંધાન બરાબર થશે ત્યારે ધ્યાન કરવામાં મહેનત પડશે નહિ પણ ધ્યાન છોડવામાં મહેનત પડશે. જ્ઞાનકાર્ય અવિદ્યાનિવૃત્તિ છે. મોક્ષ નિત્ય સિદ્ધ છે, જ્ઞાનકાર્ય પણ મોક્ષ નથી. "તે તું છે" વગેરે વાકયથી ઉત્પન્ન થયેલ સમ્યક્બુદ્ધિ એમ જણાવે છે કે અવિદ્યા અને તેનાં કાર્ય, હતાં નહિ, છે નહિ અને હશે નહિ. અહંબ્રહ્મ એટલે હું બ્રહ્મ છું એમ લાગે તો કર્મ બગડયું, અહંકર્તા એટલે હું કર્તા છું એમ લાગે તો જ્ઞાન બગડયું. બન્ને સાધવા જાય તો કેટલીકવાર બન્ને બગડે છે. સત્ બ્રહ્મનું જ્ઞાન થયું એટલે ગૌણ અથવા મિથ્યાજ્ઞાન જેવું કંઈ રહેતું નથી. ખરીરીતે જ્ઞાન થયું એટલે દેહમાં અહંબુદ્ધિ મિથ્યા છે એમ ભાન થયા વગર રહે નહિ. બધા પ્રમાણો પ્રમાતાને મટાડયા સિવાય પ્રમેયને જણાવે છે પણ તત્વમસિ વગેરે મહાવાકય એ અન્ત્ય પ્રમાણ છે. તે જ્યારે પ્રમેયને જણાવે છે ત્યારે પ્રમાતાનો નાશ કરે છે.

સાક્ષાત્કાર થયા પછી, નથી પ્રમાણ રહેતું કે નથી પ્રમાતા રહેતો.

અજ્ઞાન નિવૃત્તિ સત્ નથી, અસત્ નથી, સદસત્ નથી તેમજ અનિર્વચનીય પણ નથી.

અજ્ઞાન નિવૃત્તિ સત્ હોય તો દ્વૈતની આપત્તિ આવે.

અસત્ હોય તો જ્ઞાન સાધ્યત્વ ન બને, જ્ઞાન આનર્થકય આવે.

સત્ અસત્ હોય તો બે એક વખતે ન બને અને અનિર્વચનીયતામાં અજ્ઞાનની નિવૃત્તિ થયા પછી તે ગુણ ન રહે, જો અનિર્વચનીયતા કહો તો અજ્ઞાનની નિવૃત્તિ થઈ નથી. આ વાત બરાબર સમજવાની જરૂર છે કારણકે જો અજ્ઞાન છે એવું લાગશે તો તે દૂર થશે નહિ. આ બાબતનો વધારે ખુલાસો બીજા વિભાગમાં છે. માટે આત્માથી ભિન્ન કંઇ નથી, અભિન્ન કંઇ નથી તેમજ અનિર્વચનીય

નથી. ચારેનો સાક્ષી છે. આત્મા એક છે, બીજું કંઇ નથી. જેમ જેમ એ નિશ્ચય વધતો જશે, તેમ તેમ મન અને વાસનાનો ઉપશમ થતો જશે અને પાંચમી ભૂમિકા સિદ્ધ થશે.

આત્મા ધનથી પ્રિય છે, પુત્રથી, પિંડથી, ઇંદ્રિયોથી અને પ્રાણથી પણ પ્રિય છે. આત્મા બધી વસ્તુઓથી પ્રિય છે, આત્મા સ્વયં પ્રિય છે.

ગીતામાં છઠ્ઠા અધ્યાયમાં મચ્ચિત કહેલ છે તે પૂરતું નથી પણ મત્પરત્વ જોઇએ. કંસ, રાવણ, શિશુપાલ, દુર્યોધન વગેરે "મચ્ચિતત્વ" વાળા હતા પણ "મત્પરત્વ" નહોતા. જ્ઞાન થયા પછી જ્ઞાતા, કર્તા, ભોક્તા ( જીવ ) જ્ઞેય, કર્મ, ભોગ્ય ( જગત ) ભોજયિતા, કારયિતા, જ્ઞ (ઇશ્વર) વગેરે ઊડી જાય છે. એક આવે બધા આવે છે. એક ગયે બધા જાય છે. બ્રહ્મ એક પરમાર્થ છે.

શેત્રંજની રમતમાં લાકડું પરમાર્થ છે. રાજા મંત્રી વિનોદ માટે છે પણ ખેલવા માટે તેમને માનવા જોઇએ. લાકડું માને તો રમનારને કાઢી મૂકવો જોઇએ. તેથી બ્રહ્મજ્ઞાની બધું બ્રહ્મરૂપ જોતો સંસારની રમત રમી શકતો નથી. જે લાકડા ઉપર થયેલી ક્રિયા દેખે છે, એટલે રાજા, મંત્રી, ઊંટ, હાથી વગેરે દેખે છે, તેને ક્રિયાદૃષ્ટિ હોવાથી તે ક્રિયા કરી શકે છે, મારા તારા કરી શકે છે. તે રમત વખતે પણ આખી શેત્રંજનાં બન્ને બાજુનાં મોરાં બધાં એકની માલિકીનાં છે, છતાં તે માલિકીવાળો પણ હું હારી ગયો, એમ શોક કરે છે. તેવીજ રીતે આખું જગત બ્રહ્મભાવે આપણું છે, છતાં મારા કુટુંબનું શું થશે, મારા દેશનું શું થશે, આપણે તો હારી ગયા, વગેરે નિરાશાજનક શબ્દો અજ્ઞાન સૂચવે છે. ક્ષણિક ભોગમાં ( ચિદાભાસને લીધે) અભિમાન લેનારને લીધે કૂટસ્થ આત્માને ઉપદ્રવ થતો નથી. તપાવેલું લોઢું માર ખાય છે તેમાં રહેલા અગ્નિને ઉપદ્રવ નથી તો પછી ભઠ્ઠીમાં રાખેલા અગ્નિને ઉપદ્રવ કયાંથી થાય? જ્યાં જે દૃષ્ટાથી જે દેખાય છે ત્યાં તે અંતઃકરણનો ગુણ છે, દૃષ્ટાનો ગુણ નથી. દૃષ્ટાના

બોધની માફક દ્રષ્ટા દૃષ્ય થતો નથી. ભક્તિમાર્ગના ભગવાન દૃષ્ય થાય છે, જ્ઞાનમાર્ગના ભગવાન દ્રષ્ટા જ રહે છે.

અપર બ્રહ્મ ઉપાસ્ય છે, પરબ્રહ્મ જ્ઞેય છે. સગુણ બ્રહ્મની ઉપાસનાથી માત્ર પરોક્ષ જ્ઞાન થાય છે. જે ભગવાન દૃષ્ય થાય છે તે પાછા અંતર્ધાન થાય છે. નિર્ગુણ બ્રહ્મના વિચારથી અપરોક્ષ જ્ઞાન થાય છે અને અનુભવ થાય છે. તે ભગવાન દૂર થતા નથી. પરોક્ષ જ્ઞાનથી બ્રહ્મતત્વ અનુભવમાં આવતું નથી.

તત્વ દર્શનનું ફળ–મનનો નિરોધ–એ જ્ઞાન માર્ગ છે.

મનના નિરોધનું ફળ–તત્વ દર્શન–એ યોગ માર્ગ છે.

જેમ જળપાત્રના ભેદથી સૂર્યમાં ભેદ ભાસે છે અને અનેક સૂર્ય દેખાય છે તેમ એક દૃગ સર્વ ભૂતોમાં અનેકની માફક ભાસે છે. પણ તે પોતે એટલે આત્મા ભાવ અને અભાવનો સાક્ષી છે. બુદ્ધિને અભાવનો સાક્ષી માનો તો સુષુપ્તિ બને નહિ. બુદ્ધિનું અનાત્મત્વ અનુમાનથી પ્રસિદ્ધ થાય છે. આત્માનું અદ્વિતીયત્વ આત્માથી સિદ્ધ થાય છે, તે વ્યાવહારિક પ્રમાણથી સિદ્ધ થતું નથી. પ્રત્યગાત્માના અજ્ઞાનનો અનાત્મ સ્વભાવ હોવાથી બુદ્ધિથી શરૂ કરી દેહ પર્યંત બધું અજ્ઞાનથી પ્રાપ્ત થાય છે. દેહ વગેરેમાં આત્મત્વ જેમ અવિદ્યાકૃત છે તેવી રીતે દેહ વગેરે અનાત્મા છે એ ભાવ પણ અવિદ્યાવાળાને થાય છે. વિદ્વાન અવિદ્યા રહિત કેવળ અવાક્યાર્થરૂપ બાકી રહે છે. દેહ વગેરે આત્મામાં સ્વરૂપથી નથી તેમ સંબંધથી પણ નથી. બે હોય તો સંબંધ થાય. આવી ભાવના અને આવો અનુભવ શરૂ થવા લાગે એટલે જ્ઞાન માર્ગની છઠ્ઠી ભૂમિકા "પદાર્થાભાવિની" શરૂ થાય છે.

સંસાર સાક્ષીગત નથી, ચિત્તગત છે. પોતે જાગ્યો એટલે બધું જાગ્યું છે, પોતે સૂતો એટલે બધું લય છે; પ્રાણ વ્યાપાર પણ તેની દૃષ્ટિએ લય છે. જેવી અંતઃકરણની વૃત્તિ થઇ તેવી સૃષ્ટિ ભાસે છે. શરીર ભ્રાંતિ છે, સર્વ પ્રપંચ ભ્રાંતિ છે, જે પહેલાં નથી પછી નથી તે વચમાં પણ નથી. જેને રજ્જુમાં સર્પ દેખાય છે તે રજ્જુને જાણતો

નથી અને સર્પને પણ જાણતો નથી. જેને જગત દેખાય છે તે જગતને જાણતો નથી અને બ્રહ્મને પણ જાણતો નથી. જેને બ્રહ્મ દેખાય છે તે જગતના તત્વને બરાબર જાણે છે અને બ્રહ્મને પણ બરાબર જાણે છે.

વસ્તુતાએ કોઇનો મોક્ષ બનતો નથી કારણ કે કોઈના સ્વરૂપમાં વાસ્તવ બંધન નથી. અનિયોજ્ય સ્વભાવરૂપ બ્રહ્મ એ જીવનું સ્વરૂપ છે. શાસ્ત્ર અને ગુરૂ તત્વ–અભિમુખ કરાવે છે, પણ મોક્ષ વિધિપર નથી. વ્યવહારમાં પણ જ્ઞાન કરો એમ કહેતા નથી, ધ્યાન આપો એમ કહેવાય છે. વેદને નિયોગનિષ્ઠ માનવાથી અનિયોજ્યાત્મક બ્રહ્મ કે જે આગળ પ્રતિપાદન થયું છે તે અપ્રમાણ થશે, એક ધર્મીમાં, પ્રપંચ, એક દેશે અપેક્ષા, અને પ્રપંચ પ્રવિલાપન બનતા નથી. આકારવત્ વાકયો ઉપાસના પર છે. અનાકાર વાકયો બ્રહ્મજ્ઞાન પર છે. સાધ્ય ફળ હોય તેમાં આવૃત્તિ બને પણ પરબ્રહ્મ વિષયના પ્રત્યયમાં આવૃત્તિ કેમ બને ? ચૈતન્ય માત્ર નિર્વિશેષ બ્રહ્મમાં સાક્ષાત્કારની ઉત્પત્તિ માટે આવૃત્તિની જરૂર નથી. જે એક વખત સાંભળવાથી સાક્ષાત્કાર નથી કરી શકતો અથવા સ્થિરતા નથી લાવી શકતો તેના પ્રતિ આવૃત્તિની જરૂર છે.

‘ તે તું છે ’ એ મહાવાકયથી ઊતરીને આવૃત્તિ કરવાની નથી. કન્યાનો વિવાહ વરના મૃત્યુ માટે નથી. કારણ કે જો આવૃત્તિનો નિયોગ થાય તો ભેદ આવે છે. વાકયાર્થમાં સ્થિર કરવા માટે આવૃત્તિ ઉપયોગી છે, અથવા પરબ્રહ્મના ઉપાયના ઉપદેશમાં આવૃત્તિ સિદ્ધ થાય છે.

આત્મા અનાત્માનો વિભાગ અવિદ્યાથી થાય છે. પરમાત્મામાં તે વિભાગ નથી. વસ્તુ એકરૂપ હોવાથી વિકલ્પનો સંભવ નથી. દ્વૈતના બાધથી અદ્વૈત સિદ્ધ છે. તે અવિભાગવાન છે, ત્યાગ ગ્રહણથી રહિત છે. છતાં શરીર છે ત્યાંસુધી શરીરનો વ્યવહાર રહે છે. જો કોઇ આ ભૂમિકાના પુરુષને ખાડામાં નાખે અથવા કોઈ ખાવાનું આપે તો તે બંન્ને સરખું લાગે છે. તે એમ માને છે કે જેણે ખાડામાં નાંખ્યો તેણે ખાવાનું આપ્યું અને જેણે ખાવાનું આપ્યું તેણે ખાડામાં નાંખ્યો. આવી જેની સમજણ છે તેવા ગૃહસ્થો અથવા સાધુઓ પોતાના યોગ

ક્ષેમની ચિંતા રાખતા નથી. તેમને જ્યાં જવાનું થાય છે ત્યાં ભગવાન આગળથી તેની સંભાળ રાખવા બેઠા છે અથવા જ્ઞાનીનો વ્યવહાર એવો રહે છે. સર્વ પ્રાણીમાત્રરૂપે જે જગન્નાથ રહેલા છે, તેમાં કોઇ મિત્ર કે અમિત્ર જેવું બનતું નથી.

આ ભૂમિકાના એક સાધુને કોઇએ પૂછયું કે "તમે અહીં એકલા બેઠા શું કરો છો ?" જેણે જવાબ આપ્યો "હું અહીં બેઠા આખા જગતને જીતું છું અને જગતનું રાજ્ય ભોગવું છું."

## પ્રકરણ ૬

# પદાર્થ અભાવિની

આ ભૂમિકાએ બહારના પદાર્થો પદાર્થોરૂપે પ્રતીત થતા નથી પણ બ્રહ્મરૂપે પ્રતીત થાય છે અને જગત રૂપે કોઇ પરાણે યાદ કરાવે ત્યારે મુશ્કેલીથી જગત યાદ આવે છે. પાંચમી ભૂમિકાએ મન અને વાસનાનો ઉપશમ થાય છે, છઠ્ઠીએ મન અને વાસનાનો ક્ષય થાય છે. આ પુરૂષ વ્યુત્થાન દશામાં દ્વૈત દેખતો નથી અને તેથી કર્તવ્ય દેખતો નથી, ગુણોથી ચલાયમાન થતો નથી, બહારથી ઉદાસી જેવો સુષુપ્ત જેવો, સ્તબ્ધ જેવો દેખાય છે, છતાં આત્માના સુખમાં મસ્ત હોય છે. તેથી બીજા માણસ સમાધિમાંથી ઊઠાડે ત્યારે ઊઠે, તેને અહં ઇદં એક લાગે છે, ઇદં અહંરૂપે લાગે છે, તેને બ્રહ્મવિદ વરીઆન્ કહે છે.

### એક વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન

આ દશાએ પ્રપંચનો અભાવ લાગે છે તેનો અર્થ એમ નથી કે જીવ કે જગત છે જ નહિ પણ જીવ જગત બ્રહ્મ રૂપ લાગે છે. તેમાં બે પ્રકાર છે. કેટલાંક જે માત્ર જાગ્રત અવસ્થાનો જ વિચાર કરે છે તેને નામરૂપ દેખાય છે તેથી બધા નામ અને રૂપ પણ બ્રહ્મ રૂપ છે એવું જુએ છે. સામાન્ય રીતે વૈષ્ણવ જ્ઞાનીની આવી દશા રહે છે.

નામરૂપ સહિત બધું બ્રહ્મરૂપ છે એમ માનવાથી બે મુશ્કેલી ઉત્પન્ન થાય છે. ૧. નામરૂપનું સુખ (એટલે સંસારનું સુખ) પણ બ્રહ્મનું સુખ છે એવી ખોટી બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને ૨. વિરૂદ્ધ ધર્મ પણ બ્રહ્મમાં હોવા જોઇએ તેવું લાગે છે.

વેદાન્તને માર્ગે વધેલા જ્ઞાની પુરૂષો જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ અને તુર્યગા એ ચાર અવસ્થાના અનુભવનો વિચાર કરે છે અને એ રીતે વિચાર કરતાં નામ અને રૂપ રહેતાં નથી. વેદાન્તનો સિદ્ધાંત એવો છે કે જે શરૂઆતમાં નથી, અંતમાં નથી તે વચમાં પણ નથી. સ્વપ્નું

પહેલાં ખોટું, પછી ખોટું, વચમાં પણ ખોટું. ઊંઘમાં કે સમાધિમાં નામ કે રૂપ નથી તેથી જાગ્રત અને સ્વપ્ન વખતે પણ નામ રૂપ વાળો પ્રપંચ મિથ્યા છે.

બ્રહ્મ નામ અને રૂપનો નિર્વાહક છે એવી શ્રુતિ છે. તેમાં વિરોધ લાગે તો નિષ્પ્રપંચ વાક્યો સપ્રપંચ વાક્યો કરતાં વધારે બળવાન છે. વિરોધ ન લાગતો હોય તો શ્રુતિમાં જેમ છે તેમ આશ્રય કરો. વૈષ્ણવો સૃષ્ટિ શ્રુતિને ગૌણ માનતા નથી તેથી નામ અને રૂપ સહિત બ્રહ્મ વિરૂદ્ધ સ્વભાવ-વાળા પણ બની શકે છે એવો અર્થ લઇ બધા નામ અને રૂપમાં પણ ભગવાનને દેખે છે. પણ તેમાં નામ અને રૂપનું સુખ એટલે માયાનું સુખ પણ બ્રહ્મનું સુખ છે એવી ભૂલ થવાનો સંભવ રહે છે. સ્ત્રી પુત્રને અથવા બીજાને વિષય સુખથી સુખી કરવામાં પણ પોતે જાણે કે ભગવાનને સુખી કરે છે એવી ભૂલ થવાનો સંભવ રહે છે. ભગવાન બધે છે પણ બધું સુખ એ ભગવાનનું સુખ નથી. અનીતિવાળાનું ઘર અને મહાત્માનો આશ્રમ બંન્ને જગ્યાએ એક પ્રકારનું સુખ નથી.

વેદાન્તની પ્રતિજ્ઞા એવી છે કે **एक विज्ञानेन सर्वं विज्ञातं भवति.** અહીં સર્વ શબ્દના અર્થમાં કેટલાક વિદ્વાનોમાં મતભેદ રહે છે. કેટલાક એમ માને છે કે બ્રહ્મ સ્વરૂપના જ્ઞાનથી સર્વ પ્રપંચનું વાસ્તવ સ્વરૂપ કે જે સત્ ચિત્ આનંદ છે તે વિદિત થાય છેઃ એટલુંજ નહિ પણ પ્રપંચના અસાધારણ નામ અને રૂપનું જ્ઞાન પણ થવું જોઇએ. બીજા કેટલાક એમ માને છે કે "આત્માના જ્ઞાનથી સર્વ જાણી શકાય છે" આવાં પ્રતીક વાક્યોની અંદર "સર્વ" એ શબ્દનો અર્થ "સર્વ તત્વ" પરત્વ હોવાથી પ્રપંચના અસાધારણ રૂપનું જ્ઞાન "સર્વજ્ઞતા"માં સમાતું નથી. સર્વ પ્રપંચના તત્વજ્ઞાનમાત્ર વડે અદ્વૈત બ્રહ્મજ્ઞાન કે જે મુક્તિનું સાધન છે તેનો લાભ થાય છે તેથી તેના અસાધારણ નામ અનેરૂપનું જ્ઞાન થવાથી વિશેષ ફળ નથી. કારણબ્રહ્મને જાણ્યા પછી સર્વ પ્રપંચના તે તે અસાધારણ નામ અને રૂપનો અસંભવ બતાવી સર્વ વિજ્ઞાનની શ્રુતિ નામ અને રૂપનો બાધ

કરે છે. ભેદ દર્શન અનિત્ય હોવાથી **नेह नानाऽस्ति किंचन** એ શ્રુતિમાં તેની નિંદા કરેલી છે, તેથી પ્રતિજ્ઞા શ્રુતિનું તાત્પર્ય વિવિધ નામ અને રૂપના જ્ઞાનમાં નથી. પંચદશીમાં કહેલું છે કે "વેદાન્તમાં એક બ્રહ્મના બોધ વડે સર્વ પ્રપંચનો બોધ એ અદ્વૈત બ્રહ્મમાં મુમુક્ષુને અભિમુખ કરવા માટેજ અને બ્રહ્મબોધના પ્રયોજન માટેજ છે અને અદ્વિતીય બ્રહ્મબોધ એ સર્વ બ્રહ્મનું વાસ્તવ રૂપ છે અને તે બ્રહ્મજ્ઞાનથીજ સિદ્ધ થાય છે." બ્રહ્મજ્ઞાનીની દૃષ્ટિમાં બ્રહ્મથી ભિન્ન બીજું છેજ નહિ માટે સર્વ લોકો અને સર્વ લોકોમાં બનતા બનાવો જો તે જાણે તો ભેદ જ્ઞાન થયું. તેથી અનર્થની નિવૃત્તિ ન થાય, અનર્થની પ્રાપ્તિ થાય.

એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાન થાય છે એવી શ્રુતિ છે. કારણનું વિજ્ઞાન થવાથી કાર્યનું વિજ્ઞાન થઈ શકે છે કારણકે કાર્ય કારણથી જુદું નથી. કાર્ય કલ્પિત છે, કારણ સત્ય છે. તેથી સર્વ વિજ્ઞાન એજ છે કે કાર્યો છેજ નહિ. કારણથી ભિન્ન વસ્તુ નથી અને સત્તા નથી.

જેમ પહેલાં ભૂલથી માણસ ભગવાનને જગતરૂપે જાતો હતો તેને બદલે હવે તે જગતને ભગવાન રૂપે જોઇ શકે છે. જગત તો પહેલાં જ ભગવાનમય હતું, પણ છઠ્ઠી ભૂમિકાએ નિષ્ઠા એવી દૃઢ થાય છે કે જે વસ્તુ જેવી હોય તેવી દેખાય છે, ભેદ નીકળી જાય છે અને તેથી જ્યારે બીજા માણસો ભેદની વાતો કરે ત્યારે તે ભાષા તેને સમજવામાં મહેનત નડે છે. તેને હું અને મારું બોલવામાં ઘણી અટક થાય છે. જેમ અજ્ઞાની માણસમાં તરત અભેદ બુદ્ધિ આવતી નથી તેમ છઠ્ઠા ભૂમિકાવાળા જ્ઞાની પુરૂષમાં ભેદબુદ્ધિ તરત આવતી નથી. આ દશાના મહાત્માઓનાં દર્શન થવા બહુ દુર્લભ છે, પણ પાંચમી ભૂમિકાવાળા મહાત્માઓનો મેળાપ કોઈ કોઇ જીજ્ઞાસુઓને થાય છે.

કોઇ માણસ જમવા બેઠો હોય, તેની જીભ એવી હોય કે બહુ રસની ખબર પડતી નથી, તેને કોઇ કહે કે આજે શાક બહુ રસવાળું થયું છે ત્યારે જરા રસની ખબર પડે પણ છતાં તેમાં ઉદાસીન વૃત્તિ

વાળો રહે અને તેનાથી થતું સુખ કે દુઃખનું તિરોધાન થાય છે તેમ છઠ્ઠી ભૂમિકાવાળાને જગતનું ભાન કોઈ કરાવે ત્યારે જરાવાર થતાંની સાથેજ તે વિશેષતા તિરોધાન થઈ જાય છે અને પોતે સ્વરૂપના સુખમાં વળી જાય છે. પાંચમી ભૂમિકાએ વેદના વગેરે અને હર્ષ શોક થાય છે પણ ધૈર્ય રાખે છે. છઠ્ઠીએ હર્ષ કે શોક થતા નથી.

મ્યુનીસિપાલિટીનો કારકુન ગામમાં થયેલાં જન્મ અને મરણ નોંધે છે પણ તેમાં તેને હર્ષ કે શોક થતો નથી અને તેને સમતા રહે છે તેમ આ ભૂમિકાએ સમતા રહે છે.

દૃષ્ટાંતની મદદથી કારણની રીતે વિચાર કરીએ તોઃ–

ઘડામાં માટી એ–સમવાયિ કારણ છે.

કુંભારનો દંડ એ–અસમવાયિ કારણ છે અને

કુંભાર–એ નિમિત્ત કારણ છે.

ઘડો ફૂટે તો એ કુંભારને કંઈ થતું નથી તેમ શરીર જતાં આત્માને કંઈ થતું નથી.

આત્માને સમવાયી કારણ તરીકે માનીએ તો જેમ માટીમાંથી ઘડો બહાર નીકળી જતો નથી, સોનામાંથી ઘરેણું બહાર નીકળી જતું નથી તેમ ભગવાનમાંથી જીવ કે જગત બહાર નીકળ્યા નથી. તેથી જે કાંઈ છે તે ભગવદ્રૂપ છે. જેની દૃષ્ટિમાં માટીનો પિંડ અને માટીનો ઘડો છે તેની દૃષ્ટિમાં પિંડ કારણ છે અને ઘડો કાર્ય છે. જેની દૃષ્ટિમાં બંન્ને માટી છે તેને કાર્યકારણભાવ જણાતો નથી. કલ્પિત દ્વૈતનું પ્રતિભાસમાત્ર સ્વરૂપ છે. પ્રતિભાસ દશામાં સ્વકલ્પનાના અધિષ્ઠાન, સન્માત્ર સિવાય પ્રપંચ સ્વરૂપથી બની શકતો નથી.

મિથ્યાત્વબુદ્ધિને અભાવસંપત્તિ કહે છે. સ્વરૂપથી અન્યની પ્રતીતિ ન થવી તેને અત્યંત અભાવસંપત્તિ કહે છે.

જ્યાં મિથ્યા શબ્દ આવે ત્યાં બ્રહ્મથી અતિરિક્ત મિથ્યા છે એમ માનવાનું છે. બ્રહ્મ સ્વરૂપે સર્વ સત્ય છે. એકદમ મિથ્યા માને તેને

નાસ્તિક કહે છે. જે હોવાથી જે હોય તેને અન્વય કહે છે. જે ન હોવાથી ન હોય તેને વ્યતિરેક કહે છે. બ્રહ્મનું ન હોવાપણું કદી કોઇ જગ્યાએ નથી. તેથી જે કાંઈ છે તે બ્રહ્મરૂપ છે. બ્રહ્મ જગન્મય છે એમ માનવામાં કંઇ તાત્પર્ય નથી. જગત બ્રહ્મમય છે એમાં તાત્પર્ય છે. ચરાચર જગત બ્રહ્મ છે, એ સિદ્ધાંતથી પ્રપંચ ઊડી જાય છે.

અહીં કોઇ પૂર્વપક્ષ ઊઠાવે છે અને હાલની વિદ્યાવાળા હાઇ-સ્કૂલ અને કોલેજમાં ભણેલા નીચે પ્રમાણે પૂર્વપક્ષ ઘણીવાર કરે છે અને કહે છે કે આત્મા અનેક દેખાય છે કારણકેઃ—

(૧) જ્યાં જ્યાં અહં પ્રત્યયનો ભેદ છે ત્યાં જીવનો ભેદ દેખાય છે.
(૨) જો આત્મા એક હોય તો વ્યક્તિ ભેદ રહે નહિ.
(૩) પુરાણોમાં પણ દેવ, દાનવ, ગંધર્વ વગેરે ભેદ માનેલા છે.
(૪) એક આત્મા હોય તો વ્યવહાર બને નહિ.
(૫) એક આત્મા હોય તો એક સુખીદુઃખી થતાં બધાં સુખીદુઃખી થઈ જાય.
(૬) એક આત્મા હોય તો બધાં સર્વજ્ઞ થઇ જાય.
(૭) એક આત્મા હોય તો બંધ અને મોક્ષ કોને થાય?

તેનું સમાધાન અનુક્રમે નીચે પ્રમાણે છે :—

(૧) જ્યાં જ્યાં અહં પ્રત્યય હોય ત્યાં આત્માનો ભેદ થવો જોઇએ એ નિયમ નથી. બાળક અવસ્થા, કુમાર અવસ્થા. યૌવન, વૃદ્ધપણું વિગેરેમાં અહં પ્રત્યયનો ભેદ છતાં આત્માનો ભેદ નથી. જુવાનીમાં એમ કહેતો નથી કે હું બાળક છું. છતાં આત્માનો ભેદ નથી. આત્માનો ભેદ હોય તો નાની ઉંમરની વાતો મોટી ઉંમરે યાદ આવશે નહિ ( પ્રત્યક્ષ પ્રમાણ ).

(૨) વ્યક્તિ ભેદથી પણ આત્માનો ભેદ બનતો નથી. સ્થૂલ સૂક્ષ્મ અને કારણ દેહવાળા જાગ્રત સ્વપ્નના ભેદ હોવા છતાં આત્માનો ભેદ નથી ( અનુમાન પ્રમાણ ).

(૩) શ્રુતિમાં દેવ ગંધર્વ વગેરે લોક કહેલા છે તે આત્માની ઉપાધિના ભેદથી કહેલા છે, આત્માના ભેદથી કહેલા નથી. તે ઉપાધિ સ્વપ્નાની માફક કર્મના ભોગ માટે છે. (શ્રુતિ પ્રમાણ)

(૪) જેમ એક દેહમાં અવયવ ભેદનો આશ્રય કરી, માથું, હાથ, પગ એમ વ્યવહાર થાય છે તેમ એક આત્મામાં વ્યકિત ભેદનો વ્યવહાર થઇ શકે છે. (અર્થાપત્તિ પ્રમાણ)

(૫) સુખ દુઃખ કર્મથી આવે છે. જેમ એકજ દેહમાં સ્વપ્ન વખતે કર્મ ભેદથી સુખ દુઃખની વિચિત્રતા દેખાય છે અને તેનાથી ભોક્તાનો ભેદ દેખાય છે તેમ બીજા દેહમાં પણ બને છે. તેથી એક આત્મા હોય તો તેનાં સુખ દુઃખ બધાંને થવાં જોઇએ એવો નિયમ નથી. કર્મના ફલના ભોક્તા અનેક છે. આત્મા એક છે, ચિદાભાસ અનેક છે. ચિદાભાસને એક શરીરમાં અહંબુદ્ધિ છે તેથી એક શરીરનું સુખદુઃખ તેને થાય છે. આ શરીર પહેલાં અનેક શરીર થયાં છે. હવે પછી અનેક થાય તેનાં સુખદુઃખ તમને છે ? નથી, કારણકે તેમાં અહંબુદ્ધિ નથી.

(૬) જ્યાં આત્માને વ્યવહારિક જ્ઞાન થાય છે ત્યાં બુદ્ધિનો આશ્રય લઇને જાણે છે, તેથી પ્રતિદેહનું જ્ઞાન ભેદ પામે છે. આકાશનો ગુણ શબ્દ છે, તે સર્વત્ર છે પણ જ્યાં વાજીંત્ર વાગે છે ત્યાંજ તે પ્રગટ થાય છે, તેવી રીતે જ્યાં બુદ્ધિવૃત્તિનો અર્થ સાથે સંબંધ થાય છે ત્યાં જ્ઞાનનો ઉદય થાય છે અને બુદ્ધિવૃત્તિ અનેક હોવાથી બધાને સર્વજ્ઞતા પ્રાપ્ત થતી નથી.

(૭) તેથી જેની બુદ્ધિ આત્મજ્ઞાનમાં થાય છે તેની મુક્તિ થાય છે, બીજાની નહિ. વળી આત્મા અનેક હોય તો સ્વતંત્ર રહી શકે નહિ, વિભુત્વ આવે નહિ, પરિચ્છિન્નત્વ થાય અને પૂર્ણત્વ બને નહિ અને પૂર્ણત્વ સ્વીકારો તો અનેકત્વ બને નહિ. ઘણી શ્રુતિમાં પણ આત્માનું એકત્વ પ્રતિપાદન કરેલું છે.

સાંખ્યની માફક જે મોક્ષની દશામાં પણ પ્રકૃતિને સાચી માને છે તેને માટે પ્રકૃતિએ એક જગ્યા રોકેલી હોવાથી આત્મા સર્વવ્યાપક થઈ શકતો નથી અને જેમ પહેલાં બંધન થયું તેમ ફરીથી બંધન થવાનો સંભવ રહે છે અને વેદાન્તમાં જ્ઞાનદશામાં પ્રકૃતિનો અત્યંત અભાવ માનેલો હોવાથી આત્મા સર્વવ્યાપક થઇ શકે છે અને તેનો બ્રહ્મરૂપે અનુભવ લઇ શકે છે. તેનેજ પદાર્થઅભાવિની નામની છટ્ઠી ભૂમિકા કહે છે.

ક્ષેત્રજ્ઞ અને પરમાત્માનો નામમાત્ર ભેદ છે, વસ્તુતાએ અભેદ છે. અભેદ હોય તોજ એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞા બને છે. સ્વપ્નની પેઠે જાગ્રતમાં ( એટલે સ્થિતિમાં ) વિભાગ વ્યવહાર મિથ્યા જ્ઞાનથી પ્રતિબદ્ધ છે, તેવીજ રીતે પ્રલયમાં પણ વિભાગ શક્તિ મિથ્યા જ્ઞાનથી પ્રતિબદ્ધ છે એમ અનુમાન થઈ શકે છે. પ્રલયમાં કાર્ય વિભક્ત હોય એમ અંગીકાર થઈ શકતું નથી. સ્થિતિમાં પણ કાર્યથી કારણથી જુદું માની શકાતું નથી તો પછી પ્રલયની તો ક્યાં વાત રહી ?

**ऐतरेय** ઉપનિષદમાં કહે છે કે **आत्मा वा इदमेक एवाग्र आसीत्.** આ જે કંઇ ઇદંરૂપે દેખાય છે તે પહેલાં આત્મારૂપ હતું. ત્યારે પછી સૃષ્ટિની વાત કેમ કહી છે? સૃષ્ટિ આત્મારૂપે લેવા માટે પહેલાં આત્મારૂપ હતી એમ કહેલું છે, તેમ માનતાં સૃષ્ટિમાં આત્માના ધર્મ અનુભવમાં આવશે. તેથી જ ભકતોને મૂર્તિમાં ભગવાનનાં દર્શન થાય છે. જો તે અનુભવ ન થાય તો નામ રૂપને છોડી કેવલ આત્માનો ત્રણે કાળમાં બધી અવસ્થામાં (સર્વત્ર સર્વદા) અનુભવ લેવાની શાસ્ત્રની અને મહાપુરૂષોની આજ્ઞા છે.

કોઈ પણ રીતે બધું વાસુદેવમય છે અને બીજું કંઇ નથી એ અનુભવ લેવાનો છે.

માટી અને સુવર્ણનું દ્રષ્ટાંત અવિકૃત પરિણામવાદ અને વિવર્ત-વાદમાં ઘટે છે. રજ્જુસર્પ અને શુક્તિરજતનાં દ્રષ્ટાંત માત્ર વિવર્ત-વાદમાં ઘટે છે. પરિણામવાદમાં ઘટતાં નથી. કાર્યનું કારણ સાથે અનન્યત્વ

છે, કારણનું કાર્ય સાથે અનન્યત્વ નથી. ભેદ અને અભેદ ઘટાકાશ અને મહાકાશની પેઠે ઉપાધિકૃત છે. મહાકાશ વાસ્તવિક છે. ઘટાકાશ ઘટમાં નથી પણ મહાકાશમાં છે, તેમ આત્મા બ્રહ્મરૂપ છે.

આવા જ્ઞાનમાં જે સ્થિર થયા છે તે જીવન્મુક્ત છે. તે ઊઠતાં બેસતાં શરીરને યાદ કરતા નથી. તેમને આત્મામાં પ્રીતિ અને તૃપ્તિ હોય છે. આંધળા કે બહેરાની માફક જગતને યાદ કરતા નથી, કોઈથી ભય પામતા નથી. પહેલાને ભાવે જે જે સાંભળ્યું હોય, જે જે જોયું હોય તે બધું ભૂલી જાય છે. નવા ભાવે બધું એકરૂપ જુએ છે. સ્વપ્નામાં પણ તેમની તેવી દશા રહે છે. હુંજ બ્રહ્મ છું, એવી વૃત્તિનો પરિપાક થતાં જીવન કૃતકૃત્ય થાય છે અને શુક અને સનકાદિકની માફક બ્રહ્માકારવૃત્તિ ચાલુ રહે છે. નિર્દ્વંદ્વ, સંશય રહિત, અહંકાર રહિત, સમદર્શી થતાં તેને શુભ કે અશુભ સ્પર્શ કરતા નથી. જેમ પર્વત પવનથી ચાલતો નથી તેમ તેનું પહેલાંનું મન મરી ગયા જેવું થઈ જાય છે. તેને કર્મથી પ્રયોજન નથી તથા સમાધિ કરવાથી કે જપથી પ્રયોજન નથી. તે અતિવર્ણાશ્રમી અવધૂત છે. તેને ધ્યાતા ધ્યાન કે ધ્યેયની ત્રિપુટી નથી. દેહ અને ઇંદ્રિયમાં અહંભાવ થતો નથી. અન્યમાં ઇદંભાવ થતો નથી. તે પ્રસન્નાત્મા છે, નિત્ય આનંદરૂપ છે.

સ્વપ્નાનું સત્ય પ્રાતિભાસિક છે, જાગ્યા પછી નથી. સ્વપ્નનો બાધ થતાં પ્રમાતાનો બાધ નથી. જાગ્રતનું સત્ય વ્યાવહારિક છે. બ્રહ્મ સાક્ષાત્કાર થયે તે સત્ય નથી. તેનો બાધ થવાથી પ્રમાતાનો બાધ થાય છે. સ્વપ્નના દ્રષ્ટાંતથી આત્માનું સ્વયંજ્યોતિપણું સિદ્ધ થાય છે, તે બૃહદારણ્ય ઉપનિષદમાં જ્યોતિર્બ્રાહ્મણમાં જનક અને યાજ્ઞવલ્કયના સંવાદમાં સમજાવેલું છે. સુષુપ્તિથી આત્માની બ્રહ્મસંપત્તિ સિદ્ધ થાય છે. મૂર્છાથી આત્મા ભિન્ન લાગે છે, માટે એ બધી દશાના અનુભવ આત્મ-જ્ઞાનમાં બહુ ઉપયોગી છે. માત્ર જાગ્રતદશાના અનુભવનો વિચાર કરનારને તત્વસાક્ષાત્કાર જેવો જોઈએ તેવો તરત થતો નથી કારણકે જાગ્રતનો ઉપાધિભેદ ભૂલથી આત્મામાં લગાડાય છે અને તે તરત દૂર થતો નથી,

અને દેહનું અભિમાન તરત છૂટતું નથી. તેથી ઘણીવાર ભક્તો કહે છે કે બધા ભગવાન છે પણ હું ભગવાન નથી. તેમને "બધા" શબ્દના અર્થની ખબર નથી. વળી જેમ દેહનું અભિમાન મિથ્યા છે તેમ તેની માફક દુઃખ વગેરેના અનુભવ પણ મિથ્યા છે. દેહ વગેરેની પેઠે દુઃખ વગેરે ચૈતન્યની બહાર ઉપલબ્ધ છે. સુષુપ્તિમાં ઉપલબ્ધ નથી.

આત્મદ્રષ્ટિથી આત્માને અજ્ઞાન નથી. બંધ મોક્ષ એ વ્યવહારિક દ્રષ્ટિ છે. જેને પ્રતીતિ છે તેને વ્યવહાર છે. જેવી રીતે સૂર્યમાં ઉદય અસ્ત વ્યવહાર દેખાય છે પણ ખરી રીતે સૂર્યમાં નથી. સૂર્ય હંમેશાં પ્રકાશમાન છે.

સ્વતઃ સિદ્ધ પરમાર્થ વસ્તુ એટલે આત્મજ્ઞાન સ્વરૂપ માત્રનો આશ્રય કરીને જ અવિદ્યા તથા તેથી ઉત્પન્ન થયેલ કારક વગેરે કલાપનો નાશ કરે છે. તે જ્ઞાન પોતાની ઉત્પત્તિમાં શાસ્ત્ર સત્સંગ વગેરેની અપેક્ષા કરે છે, ઉત્પન્ન થયેલ જ્ઞાન અવિદ્યા નિવૃત્તિમાં શાસ્ત્ર વગેરેની અપેક્ષા કરતું નથી. કર્મ પોતાની ઉત્પત્તિમાં, તેમજ ઉત્પન્ન થયેલ કર્મ, કારક વગેરેની અપેક્ષા કરે છે. કલ્પ કોટી દૂર રહેલ ફળને દેવામાં ક્રિયા કારક વગેરેની અપેક્ષા કર્યા સિવાય પોતાને રાખી શકતી નથી, કારણકે ક્રિયા સાધ્યમાન છે. ક્રિયા આત્મજ્ઞાનની પેઠે પોતાની પ્રાપ્તિને વખતે જ કર્તાને સ્વર્ગ વગેરે ફળથી સંબંધ કરાવતી નથી, પુરૂષાર્થ સિદ્ધિમાં આત્મજ્ઞાન ઉત્પદ્યમાન સ્વરૂપ સિવાય અન્યદ રૂપાન્તર (અભ્યાસ) તથા સાધનાન્તર (કર્મ)ની અપેક્ષા કરતું નથી. પ્રમાણથી ઉત્પન્ન થયેલું સમ્યક જ્ઞાન દુર્બળ અવિદ્યાથી બાધ પામતું નથી. અવિદ્યાના બાધને માટે બીજા કોઇ સાધનની અપેક્ષા કરતું નથી આત્માથી અન્ય વસ્તુની સિદ્ધિ આત્માથી પૃથક નથી. વિદ્યમાન વસ્તુની ઉત્પત્તિ માયાથી બને છે. અવિદ્યમાન વસ્તુની ઉત્પત્તિ ભ્રાંતિથી પણ બનતી નથી. વર્ણાશ્રમ વગેરે આત્મામાં માયાથી કલ્પિત છે. તે બોધ રૂપી આત્મામાં નથી. એકદમ

તેમજ ક્રમથી એક ધર્મીમાં ગ્રાહ્યગ્રાહક ભાવ બનતો નથી. સાચો દ્રષ્ટા હોય તે વખતે દૃષ્યતા બનતી નથી (યુગપત બનતી નથી) કારણ કે વસ્તુ એક છે. ક્રમથી માનો તો દૃષ્યત્વ દ્રષ્ટા સિવાય બની શકતું નથી કારણ કે વસ્તુ એક છે.

કાર્ય પોતાના કારણુને અતિલંઘન કરીને અકારક (કેવળ આત્મા) માં રહેતું નથી. સંસારનું કારણુ આત્માનું અજ્ઞાન છે. કેવળ આત્મા નથી, ત્યારે પ્રત્યક્ષ દુઃખ કેટલાકને કેમ જણાય છે? આગમ વાકયથી અને મહાત્માઓના અનુભવથી આત્માનું નિર્દુઃખીત્વ સ્વતઃ સિદ્ધ છે. સુખીત્વ દુઃખીત્વ માત્ર પ્રમાતાનું જ્ઞાન આપે છે. આત્માનો અનાદર કરીને બાહ્ય પ્રમાણુનો કોણુ વિશ્વાસ કરે?

## તીવ્ર પ્રારબ્ધ

છઠ્ઠી ભૂમિકામાં તીવ્ર પ્રારબ્ધનો વેગ રહે છે. અવશ્યભાવિ પ્રારબ્ધ જો મટી જતું હોય તો નળ, રામ અને યુધિષ્ઠિરને દુઃખ લેશ પણુ ન થાત પણુ એ પ્રારબ્ધ જગતમાં કે દેહમાં સત્યત્વ બુદ્ધિ ઉત્પન્ન કરી શકતું નથી. મનનો આત્યંતિક નાશ પ્રારબ્ધ કર્મને અંતે છે. પ્રારબ્ધ છે ત્યાંસુધી આભાસ છૂટતો નથી. હું બ્રહ્મ છું એમ જ્ઞાન થયું છતાં પ્રપંચ ભાસે છે, ચિદાભાસ ભાસે છે, રજ્જુ કદાચ સર્પવત્ ભાસે છે; પણુ વૃક્ષ કપાઈ ગયું એટલે તે સૂકાવાનું. નેત્રથી દેખાય તો દેખાવા દો. આવો મોટો બોધ છે તેણે આવા મોટા પ્રપંચને મારેલ છે. પ્રપંચને મારેલ છે અને ભાસે તો તેથી બોધની કીર્તિ છે. બોધની મહત્તા છે. ભાસે છે એવી શક્તિવાળો છે છતાં આત્મબોધે તેને મારેલ છે.

પ્રારબ્ધની તાકાત ભોગ દેવામાં છે, વિદ્યાની તાકાત પ્રારબ્ધને ખોટું માનવામાં છે. પ્રારબ્ધનો ભોગ પણુ ખોટો, સુખ દુઃખ પણુ ખોટાં, એ માનવામાં છે. વિદ્યાની ઉત્પત્તિને લાયક શરીર પ્રારબ્ધથી આવ્યું. વિદ્યા પ્રારબ્ધનો નાશ ન કરી શકે. પ્રારબ્ધકર્મ વિદ્યામાં હેતુ

છે. વિદ્યા સંચિત અને આગામી કર્મની વિરોધી હોવાથી તે કર્મનો નાશ થઈ જાય છે. જ્ઞાન થયા પછી ભ્રમ રહેતો નથી.

નિરૂપાધિક બ્રહ્મદશામાં જીવભાવની અનુવૃત્તિ નથી. અનુવૃત્તિ હોય તો જ્ઞાન થયું નથી.

જ્ઞાનીની દૃષ્ટિથી પ્રારબ્ધનો વિચાર નથી. જેને આત્માથી ભિન્ન અવિદ્યા અને અવિદ્યાકાર્ય કંઇ રહેતું નથી, થયું નથી, થવાનું નથી એવો બોધ થયો તે જ્ઞાની છે.

મન હોય છતાં અમન રહે. દેખતાં છતાં પહેલાંની માફક દેખતો નથી. દ્વૈતનું દર્શન નહિ અને અદ્વૈતનું દર્શન બંન્ને મળીને વિદ્યા થાય છે. ઘટ વગેરેમાં સકળ દ્વૈતની વિસ્મૃતિ છે તો તેટલાથી વિદ્યા હોય તો ઘટમાં અર્ધવિદ્યા માનવી જોઇએ. પ્રપંચ સમજવાથી પ્રપંચ આવતો નથી. બ્રહ્મ સમજવાથી પ્રપંચ નાશ થતો નથી. પ્રપંચ છે એમ માનવું એ ભ્રમ છે. ઉપનિષદમાં કહેલું છે કે અવિદ્યા અવસ્થામાં દ્વૈત થતું નથી, દ્વૈત માફક થાય છે.

કેટલાક એમ માને છે કે આત્મજ્ઞાન પૂર્વ જે પદાર્થનો લાભ ન થાય તે પદાર્થ વ્યવહારિક કહેવાય છે તથા આત્મજ્ઞાન પૂર્વે જે પદાર્થનો બાધ થાય તે પ્રાતિભાસિક કહેવાય છે પણ તે બરાબર નથી. જાગ્રત વ્યવહાર આત્મજ્ઞાન થયા વગર સ્વપ્નામાં બાધ થઇ જાય છે તેથી જે વ્યવહારિક છે તે પણ પ્રાતિભાસિક સતાવળું છે. પ્રતિભાસિક પદાર્થને જણાવનારા દોષ ત્રણ પ્રકારના હોય છે. પ્રમાતાના દોષ રાગ તથા ભયથી ઉત્પન્ન થાય છે. સાદ્રષ્ય વિગેરે દોષ પ્રમેયગત અથવા વિષયગત છે અને અનાત્માકાર વૃત્તિથી ચક્ષુ વિગેરે કરણમાં દોષ ઉત્પન્ન થાય છે. Present appearance of the world is not contradictory to its future sublation, like a dream-tiger or a rope-snake.

વિદ્યા અવસ્થામાં આત્માથી અન્ય નથી. અવિદ્યા અવસ્થામાં ત્રિપુટી ભાસે છે. બ્રહ્મ ભારૂપ છે. બ્રહ્મ ભાસક નથી. ભાસક કહે તો ભાસ્ય આવે છે, પ્રકાશક નહિ પણ પ્રકાશસ્વરૂપ છે. વિશ્વ તૈજસને કાર્ય કારણ સબંધ છે. તુરીયને સબંધ નથી. ભ્રમ મટી જાય તો તુરીયપદ ભોગવે છે. અવિદ્યા નથી, ગુરૂ શિષ્યનો કાલ્પનિક ભેદ ઉપદેશ માટે છે. જે હતું તે છે, જે છે તે રહેશે.

| | |
|---|---|
| **एकमेव अद्वितीयम्=एकम्**=સજાતીય ભેદ રહિત<br>**एव**=વિજાતીય ભેદ રહિત<br>**अद्वितीयम्**=સ્વગત ભેદ રહિત | એવું એક તત્ત્વ છે. |

## માયા

આત્મતત્વનો જેણે અભ્યાસ કર્યો નથી અને જેણે અનુભવ લીધો નથી તેમનામાંથી ઘણાને એવી શંકા થાય છે કે જો એક બ્રહ્મ સ્વરૂપ સર્વત્ર સર્વદા છે તો માયા આવી કયાંથી ? શાસ્ત્રોમાં તે બાબત ઘણા ખુલાસા છે. ગયાં પ્રકરણોમાં પણ તેનો ખુલાસો કરેલ છે. ચતુશ્લોકી ભાગવત્ કહેલું છે કે **ऋतेऽर्थं यत प्रतीयेत न प्रतीयेत चात्मनि** આત્મજ્ઞાન ન હોય તો માયાની પ્રતીતિ છે, આત્મામાં તેની પ્રતીતિ નથી, પણ શાસ્ત્રને હાલના નવા વિદ્યાર્થીમાંથી કેટલાક પ્રમાણ તરીકે લેતા નથી, અને માત્ર પોતાની બુદ્ધિથીજ સમજવામાં આવે તેવા ખુલાસા માગે છે. તેમની બુદ્ધિથી તેમણે માયાનું તત્વ સમજવું હોય તો કેટલાક વર્ષ થયાં જર્મન પ્રોફેસર આઈન્સ્ટીને સાપેક્ષવાદની જે શોધ કરી છે તેનો અભ્યાસ કરવો જોઇએ. તે પ્રોફેસર અને તેની પછી એ દિશામાં વિચાર કરવાવાળા સાયન્સના કેટલાક આગળ પડતા વિદ્વાનોએ માયાનું તત્વ ગણિતથી બુદ્ધિમાં ઉતરે તેવી રીતે ચોખ્ખું કરી આપેલું છે અને તે આર્યોના પ્રાચીન ગ્રંથોના સિદ્ધાંતો કે જે પ્રસ્થાન ચતુષ્ટયમાં (શ્રીમદ્‌ ભાગવત સહિત ગણતાં) આપવામાં આવેલા છે તેને મળતું આવે છે.

એટલે કે જીવ પોતાને સ્વરૂપે બ્રહ્મરૂપ, સર્વવ્યાપક, હોવા છતાં પોતાને એક જગ્યાએ રહેલો માની બેસવાથી, અને તે દૃષ્ટિએ જગતને જોવાની ટેવ પાડવાથી, કેટલાક મિથ્યા સ્થાન ધર્મ ઉત્પન્ન થવા લાગે છે. ધર્મીનો અધ્યાસ થયા પછી ધર્મનો અધ્યાસ થાય છે. જેમકે કોઈ મોટર જતી હોય, તેના આડું કોઈ માણસ આવ્યું એટલે ડ્રાઇવરે તેનું ભૂંગળું



મોટરના ભૂંગળાનો અવાજ

વગાડવું ચાલુ રાખ્યું. તે વખતે પાછળની જગ્યાના માણસને તે ભૂંગળાનો અવાજ ઘટતો લાગે છે. જ્યાં મોટર જાય છે તે દિશાના માણસને તે અવાજ વધતો લાગે છે અને ડ્રાઇવરને માટે તે અવાજ વધતો નથી તેમજ ઘટતો નથી. પહેલો માણસ ડ્રાઇવરને પૂછે કે તું અવાજ કેમ ઓછો કરતો હતો તો તે કહેશે "એ તમારા ભૂંગળાની વાત છે." બીજો માણસ ડ્રાઇવરને પૂછે કે તું અવાજ કેમ વધારતો હતો તો ડ્રાઇવર કહેશે કે "તે તમારા ભૂંગળાની વાત છે, મારા ભૂંગળાની વાત નથી." તેવી જ રીતે જેઓ કહે છે કે જગત આવું છે કે તેવું છે તે તેમના કલ્પેલા જગતની વાત છે. તે સ્થાનધર્મ છે અને સાથે કાળધર્મ છે, એ વસ્તુધર્મ નથી.

કેટલાંક વર્ષો પહેલાં ઇગ્લાંડમાં ન્યુટન નામના ભૌતિકશાસ્ત્રી થઈ ગયા. તેમણે ઝાડ ઉપરથી ફળ પડતું જોઇને વિચાર કર્યો કે તે ફળ નીચે કેમ પડયું? તે ઉપરથી તેણે ગુરૂત્વાકર્ષણનો સિદ્ધાંત સિદ્ધ કર્યો, પણ હાલમાં પ્રો. આઇન્સ્ટીનના સિદ્ધાંતથી એવી બાબત ઉપર વધારે ખુલાસો થાય છે. તે કહે છે કે હાથમાંથી પડેલું ફળ

નીચું પડે તેમ ઉંચું પણ ચડે. મુંબઈમાં કોઈ માણસ લીફ્ટમાં ચડતો હોય તેના હાથમાંથી ફળ નીચે પડે તો તે લીફ્ટમાં પડે છે, અને તે નીચે ઊભેલા માણસની દષ્ટિએ ઊંચું પણ ચડે છે. તેનું કારણ જોનારનો તે વખતનો સ્થાનધર્મ છે.

કોઈ ગોળ અરીસો હોય અને તેમાં આપણે આપણું શરીર જોઈએ તો ઘણું લાંબું લાગે છે. તે વખતે જો આપણા હાથમાં ફૂટ હોય તો તે ફૂટ પણ લાંબો થઈ જાય છે. અરીસામાં દેખાતા પુરૂષમાં જવાબ દેવાની શક્તિ હોય અને આપણે તેને પૂછીએ કે "તું લાંબો કેમ દેખાય છે?" તો તે તરત જવાબ આપશે કે હું લાંબો થયો નથી, મને મારા હાથમાં રહેલા ફૂટથી માપો તો જણાશે કે હું તમારા જેવડો છું. તમારો ફૂટ મારા પ્રદેશ માટે કામ આવે તેવો નથી. માટે જે તત્વ સમજવું હોય તે માટે જે માપની જરૂર હોય તે માપ લેતાં શીખવું જોઈએ. માણસ પોતાની અલ્પબુદ્ધિ વડે બધું સમજવા જાય તો અજ્ઞાન વધતું જાય. નાની ઉંમરનો માણસ પોતાના ૩ા હાથ જેટલો ઊંચો હોય છે અને મોટી ઉંમરનો માણસ પણ તે વખતે પોતાના ૩ા હાથ જેટલો ઊંચો હોય છે. તે વખતે હાથ પણ લાંબો થઈ ગયો હોય છે છતાં નાનાને જોઈ પોતાને મોટો માને છે અને મોટાને જોઈ પોતાને નાનો માને છે. અરીસામાં આપણો જમણો હાથ ડાબો થઈ જાય છે. તેવીજ રીતે જગતમાં અને જીવમાં જે કાંઈ નાનું મોટું દેખાય છે તે સાપેક્ષ છે, તે વસ્તુનું સ્વરૂપ નથી પણ જોનારના સંબંધની અપેક્ષાવાળું છે.

ઇંદ્રિઓને પ્રકૃતિના તત્ત્વ સાથે સ્પર્શ થાય ત્યારે ઠંડી, ગરમી, સુખદુઃખ વિગેરે જણાય છે. પ્રકૃતિના તત્ત્વોને ઇંદ્રિયોનો સ્પર્શ ન થાય તો ઠંડી, ગરમી, સુખદુઃખ વિગેરે થતા નથી. જેમ કોઈ એક મનુષ્ય જન્મથી અંધ છે, તેની નેત્રઇંદ્રિય જગતનું રૂપ ગ્રહણ કરી શકતી નથી તેથી તેને સુંદર રૂપથી સંતોષ થતો નથી અને કુરૂપથી

દુઃખ થતું નથી. તેજ પ્રમાણે બહેરા મનુષ્યને કોમળ સ્વરથી સુખ થતું નથી અને કઠોર ગાળોથી દુઃખ પણ થતું નથી. સમુદ્રનું પાણી મનુષ્ય અને પશુ પક્ષીના શ્વાસને અડચણ કરે છે પણ માછલાંને શ્વાસ લેવામાં અડચણ કરતું નથી. અગ્નિ દરેક પ્રાણીને બાળીને ભસ્મ કરે છે પણ અગ્નિના કીડા અગ્નિનું ભક્ષણ કરે છે. પાણીમાં અગ્નિ બુઝી જાય છે પણ વડવાનલ અગ્નિ પાણીને બાળીને ભસ્મ કરી નાંખે છે. એવો દ્વિવિધ ભાવ પ્રકૃતિમાં રહેલો છે. પૂર્વ સમુદ્રમાં કરણ નામનો બેટ છે ત્યાંના લોકોને બધી વસ્તુઓ લાલ દેખાય છે. સ્પેનમાં એક છોકરીની આંખો X Ray ના જેવું કામ કરે છે તેથી તે બધાની ચામડી ન દેખતાં શરીરની અંદરનો ભાગ હાડકાં વિગેરે જોઈ શકે છે.

એકવાર અકબર બાદશાહે બિરબલને એક લાકડી આપી કહ્યું કે “ આ લાકડીને કાપ્યા વગર ટૂંકી કરી દે અને તેમાં બીજી જોડયા વગર મોટી કરી દે. “ બિરબલે તરતજ એક લાકડી તેના કરતાં મોટી મંગાવી અને તેની પાસે રાખી કહ્યું કે “ જુઓ, પહેલી લાકડી નાની છે ” અને બીજી એક તેના કરતાં નાની મંગાવી કહ્યું કે “ જુઓ, હવે પહેલી લાકડી મોટી થઈ ગઈ. ” માટે માપનો સ્વભાવ ધ્યાનમાં આવે તો માયાનો સ્વભાવ સમજવામાં બહુ સરળતા થાય છે. જગતમાં એકજ વસ્તુ હોય તો તે નાની છે કે મોટી એ કોણ કહી શકે અને કોને કહી શકે ? સૂર્ય અહીંથી બહુ નાનો લાગે છે પણ સૂર્યની જગ્યાએ પૃથ્વી કરતાં ઘણો મોટો છે. તારાની જગ્યાએથી આપણી પૃથ્વીને જોઇએ તો તે નાના તારા જેવી લાગે. તેમાં માણસે જોયેલું માણસનું જગત કલ્પાય છે અને પશુએ જોયેલું પશુનું જગત કલ્પાય છે. સામાન્ય દૃષ્ટિ એવી રહે છે કે તેનાથી બહુ દૂરની વસ્તુ દેખાતી નથી, બહુ નજીકની વસ્તુ–જેમકે આંખમાં પડેલું કણું–દેખાતું નથી. બહુ સૂક્ષ્મ વસ્તુ સૂક્ષ્મદર્શક યંત્ર વગર દેખાતી નથી, કમળો થયો હોય તો તેને બધું પીળું દેખાય છે, દિવસે સૂર્યના આવરણથી તારા હોય છતાં દેખાતા નથી, મન બીજી જગ્યાએ ગયું હોય તોપણ પાસેની વસ્તુ દેખાતી નથી.

હવેલીમાં ચોર જાય અને ઠાકોરજીની મૂર્તિ સોનાની હોય ત્યારે તેને તેમાં સોનું જ દેખાય છે. તેની નજરમાં ઠાકોરજી જેવું કંઈ હોતું નથી પણ ભક્ત ત્યાં જાય ત્યારે તેને ત્યાં ઠાકોરજી દેખાય છે, સોનું દેખાતું નથી. તેમ બ્રહ્મબુદ્ધિવાળાને બધું બ્રહ્મરૂપ દેખાય છે, તેમની નજરમાં જગત દેખાતું નથી. દ્રષ્ટાની ભૂમિકા ઉપર સ્થાનધર્મનું આલંબન છે.

પૃથ્વી ઉપર એક જગ્યાએ રહેલા માણુસ કહે છે કે દિવસ છે, તે વખતે અમેરીકાના રેડીઓવાળા કહે છે કે અત્યારે રાત્રી છે. માટે એ બધા સ્થાનધર્મની માયાના રૂપ છે. જે માપ જોઇએ તે લેતાં ન આવડે તો અનેક ભૂલો થાય છે. એ ભૂલો અટકાવવા માટે વિદ્વાનોએ શાસ્ત્રને અને અનુભવી માણુસોનાં વચન પ્રમાણુ માનેલાં છે, કારણુ કે માણુસની બુદ્ધિને અંકુશ નથી. જ્યારે શ્રીકૃષ્ણુ કંસને મારવા રંગ મંડપ ઉપર ગયા ત્યારે મલ્લને મલ્લ જેવા દેખાયા, કંસને કાળરૂપે, માબાપને પુત્રરૂપે, યોગીઓને પરમ તત્વરૂપ, રાજાઓને દંડ દેનારા, સ્ત્રીઓને કામદેવરૂપ, વગેરે. તે ઉપરથી જણાઈ આવે છે કે જગતને જોવામાં અને ભગવાનને જોવામાં પણુ માણુસની ભાવનાનું માપ વચ્ચે ઘૂસી જાય છે. તેથી સાચું જગત જોવા માટે અથવા જગતનું સાચું સ્વરૂપ સમજવા માટે ભગવાનને જેવું દેખાય છે તેવું આપણુને દેખાય ત્યારે સત્ય સમજાયું એમ કહી શકાય. ભગવાન અર્જુનને કહે છે કે **सदसच्चाहमर्जुन** એટલે સત્ અસત્ જે કાંઈ છે તે હું છું; તેમ આત્મજ્ઞાનીને પણુ એમ લાગે છે કે જે કાંઈ છે તે હું છું. બીજું કોઈ નથી. આવું જ્ઞાન થાય અને ટકે ત્યારે જીવનની સમાપ્તિ છે, સમરૂપ બ્રહ્મની આપ્તિ વખતે સમાપ્તિ થાય છે.

કોઈ ઠેકાણે એક માણુસ અને એક સ્ત્રી ચાલ્યાં જતાં હોય ત્યાં એક ગધેડો ચરતો હોય, એક સર્પ પાસેથી જતો હોય, એક ઘૂવડ ઝાડ ઉપર બેઠું હોય, તો ગધેડાની દૃષ્ટિમાં માણુસ કે સ્ત્રી કે સર્પ કે

ઘૂવડ વગેરે નથી, ઘૂવડની દ્રષ્ટિમાં તો દિવસ જેવું પણ નથી, સર્પની દૃષ્ટિમાં પણ માણસ કે સ્ત્રી નથી, સર્પનું ઝેર સર્પને ચડતું નથી અને



દૃષ્ટિ એવી સૃષ્ટિ

બ્રહ્મજ્ઞાની ત્યાં હોય તો તેની દષ્ટિમાં પણ એ પાંચ નથી પણ એક છે. એ પાંચની ગણત્રી ફક્ત માણસની દષ્ટિમાં છે. ગધેડાની દષ્ટિનું જગત જોવું હોય તો માણસે ગધેડો થવું જોઇએ. સર્પની કે ઘૂવડની દષ્ટિનું જગત જોવું હોય તો તેણે સર્પ કે ઘૂવડ થવું જોઇએ અને બ્રહ્મજ્ઞાનીની દષ્ટિનું જગત જોવું હોય તો માણસે બ્રહ્મજ્ઞાની થવું જોઇએ.

કોઈએ નિશો કર્યો હોય ત્યારે તેને જગત જુદી જાતનું જણાય છે. નિશો ઉતરે છે ત્યારે નિશાવાળી દશાનું જગત રહેતું નથી. માણસનું શરીર ગયું અથવા માણસનું અભિમાન ગયું એટલે માણસનું જગત ગયું. ઘણા ઘૂવડ ભેગા થઇ નક્કી કરે કે સૂર્ય નથી તો તેમની વાત જેમ મિથ્યા છે તેમ જેઓ કહે કે ભગવાન નથી તેમની વાત પણ તેટલીજ ખોટી છે. ખરી રીતે ભગવાન સિવાય બીજું કંઇ નથી.

એક બગીચામાં રહેલા જુદી જુદી જાતના જનાવર એક બગીચામાં નથી. દરેકને તે બગીચો જુદી જુદી જાતનો લાગે છે; તેથી યોગવસિષ્ઠમાં કહ્યું છે તેમ વ્યવહાર દષ્ટિએ જેટલા જીવ છે તેટલા જગત છે અને પરમાર્થ દષ્ટિએ સ્વપ્નમાંથી ઊઠયાની માફક જીવ કે જગત કંઇ છેજ નહિ. બધું બ્રહ્મમય છે. છેટેથી પર્વતનું શિખર દેખાય છે. પર્વત ઉપર ગયા પછી શિખર જેવું કંઇ રહેતું નથી. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે પણ પૃથ્વી ઉપર રહેલા માણસોને તે ફરતી લાગતી નથી. એ સ્થાનધર્મ છે.

વળી પૃથ્વી ઉપર રહેલા માણસને ઉત્તર દિશા અને દક્ષિણ દિશા છે પણ પૃથ્વીને પોતાની દિશા નથી. પરિપૂર્ણમાં દિશા કે કાળ રહેતા નથી. બાળક પોતે ફૂદડી ફરે અને અટકી જાય તો તેની દષ્ટિ થોડી વાર એવી થઇ જાય છે કે જાણે પૃથ્વી ફરતી હોય, તેમ સ્થાનભેદથી દેશ, કાળ, અને ક્રિયા જણાય છે.

સ્વપ્નમાં અમાસની રાત્રે સૂતેલો માણસ હરદ્વારમાં બપોરે બાર વાગે ગંગામાં સ્નાન કરે છે અને ઘણાને સ્નાન કરતાં દેખે છે,

તે સૂર્ય ક્યાંથી આવ્યો ? તેને આંખો અને પગ ક્યાંથી આવ્યા ? પાણી અને જમીન ક્યાંથી આવ્યાં ? બીજાં માણસો અને તેમની આંખો ક્યાંથી આવ્યાં ? હરદ્વાર જવાનો કાળ ક્યાંથી આવ્યો ? તે જેમ સ્વપ્નનો સ્થાનધર્મ છે તેમ જાગ્રતમાં જેને બ્રહ્મને બદલે બીજું દેખાય છે તે ખોટા ધર્મીનો ખોટો ધર્મ છે, એ વાત માંડુક્ય ઉપનિષદ્‌માં બહુ સ્પષ્ટ કહેલી છે. આવા અભ્યાસથી બુદ્ધિ સૂક્ષ્મ થતી જાય છે અને તે બ્રહ્મનું તત્વ બરાબર પકડી શકે છે. સામાન્ય બુદ્ધિ ભૂલમાં નાંખે તેવી રહે છે.

વિચાર સાગરમાં ભર્ક્ષુ નામના રાજાના દિવાનની વાત જાણીતી છે. ભર્ક્ષુ લડાઈ કરવા ગયો ત્યારે બીજા અમલદારોએ દ્વેષથી રાજાને સમજાવી દીધું કે ભર્ક્ષુ તો લડાઇમાં મરી ગયો અને ભૂત થઇ ગયો છે અને સાધુ વેશે ફરે છે. સાચો ભર્ક્ષુ પણ આવી અદેખાઇ જોઇ રાજ્યમાં પાછો ન આવતાં સાધુ વેશે જંગલમાં ચાલ્યો ગયો. એક વખત જંગલમાં રાજા શિકાર કરવા ગયો ત્યાં સાચો ભર્ક્ષુ નજરે જોયો તોપણ તેને ભૂત જાણીને રાજા ત્યાંથી બીને ભાગ્યો. તેવીજ રીતે બ્રહ્મને જગતરૂપે જોવાનું માણસોએ માણસને નાની ઉંમરથી સમજાવી દીધેલું હોવાથી તે બ્રહ્મરૂપે નજર આગળ ભર્ક્ષુની માફક હોવા છતાં તેને બ્રહ્મરૂપે જોવું મુશ્કેલ પડે છે.

એક ખાલી ઘરમાં કોઇ ચોર જાય તો તેને લાગે કે " અહીં સોનું નથી, કોઇ સ્ત્રી જાય તો તેને લાગે કે અહીં રાંધવાનાં વાસણ નથી, બિલાડી જાય તો તેને લાગે કે અહીં ઉંદર નથી, રાજા ત્યાં જાય તો તેને લાગે કે અહીં ફરનીચર નથી " એમ ખાલી ઘરમાં જ્યાં કંઇ નથી ત્યાં પણ જોનારની ભાવના ખડી થઇ જાય છે; આવા વ્યક્તિના માપનું સ્વરૂપ સમજાય તો માયાનું સ્વરૂપ સમજવું સહેલું પડે.

કીડીનું નાક માણસ કરતાં મોટું છે, ગીધની આંખ મોટી છે, ઉધઇની દાઢ માણસ કરતાં મોટી છે કારણ કે તે લાકડું કોતરી નાંખે

છે. એક શય્યામાં સૂતેલા બે પુરૂષોમાંથી એકને મહા ભયંકર ગર્જના સાંભળવામાં આવે છે પરંતુ તે વખતે બીજાના સાંભળવામાં કંઇ આવતું નથી તેમ આ દશ્ય વર્ગ એટલે જગત અજ્ઞાનીની દૃષ્ટિમાં સત્ય જોવામાં આવે છે પરંતુ જ્ઞાની પુરૂષના ચિત્તમાં તે બ્રહ્મરૂપે શાંત પામી જાય છે. અનાત્માકાર વૃત્તિ એજ વ્યુત્થાન છે, પહેલાં ધર્મીનો અભ્યાસ થાય તો પછી ધર્મનો અભ્યાસ થાય છે. અજ્ઞાની માણસના ભેગા રહેવાથી અજ્ઞાન દૂર થાય તેવું નથી.

જ્યારે શ્રી રામચંદ્રજી સીતાજી સાથે અને સેવકો સાથે પુષ્પક વિમાનમાં બેસીને પાછા અયોધ્યા આવતા હતા ત્યારે સુગ્રીવના આમંત્રણથી રસ્તામાં તેને ઘેર બધા મેમાન તરીકે ઊતર્યાં હતા. તે વખતે સુગ્રીવ વગેરે વાનરની સ્ત્રીઓ સીતાજીનું સ્વરૂપ કેવું હશે કે જેને માટે આવી મોટી લડાઈ થઇ એવા સંકલ્પથી સીતાજીને જોવા આવી. તે વાંદરીઓએ જોયું તો સીતાજીને પુંછડું જ નહિ તેથી તેમને લાગ્યું કે આવી રૂપ વગરની સ્ત્રીની પાછળ આવું મોટું યુદ્ધ શા માટે થયું હશે ? માણસની કલ્પના પણ એવી જ ભૂલ ભરેલી હોય છે. ઘણા માણસોને એમ લાગે છે કે જે બ્રહ્મમાં કોઈ સગાં મળે નહિ, મિત્રો નહિ, શેરસટ્ટા થાય નહિ, જ્યાં સ્ત્રીપુત્રનું સુખ નથી, એવા બ્રહ્મમાં શું સુખ હશે ? તેઓને પ્રેમમાં પડવું ગમે છે, પણ ચડવું ગમતું નથી. એ સુગ્રીવના ઘરની વાંદરીઓની કલ્પના જેવી કલ્પનાઓ છે. હાલના માણસો એ તો નવી જાતનાંજ પ્રાણી આ દુનીઆમાં જન્મેલાં છે. તેમાંથી ઘણાને મનુષ્ય જીવનના મુખ્ય લક્ષ્યની જ ખબર નથી. દીવો ભડક ભડક થતો હોય ત્યારે વસ્તુઓ જેવી હોય તેવી બરાબર જોઇ શકાતી નથી, તેમ મન ચંચળ હોય ત્યારે આત્મસાક્ષાત્કાર થાય નહિ.

લોઢાનો ગોળો પાણીમાં બૂડી જાય છે પણ તેનું પતરૂં કરી સ્ટીમર બનાવી હોય તો પોતે તરે છે અને બીજાને પણ તારે છે, તેમ સત્સંગમાં રાખેલું મન આત્મસાક્ષાત્કારને યોગ્ય થાય છે. સૂર્ય રૂને

બાળતો નથી પણ સૂર્યનું તેજ આગીઆ કાચ ઉપર લઇને રૂ ઉપર નાંખ્યું હોય તો રૂને બાળી શકે છે તેમ સત્સંગથી માયા દૂર થઇ શકે છે. નદી સાગરમાં ભળે છે ત્યારે નદીને ખોટ લાગતી નથી. તેને સાગરનું સુખ મળે છે તેમ બ્રહ્મજ્ઞાનીને (બ્રહ્મરૂપ થતાં) સંસારનું સુખ મળતું નથી પણ બ્રહ્મસુખ મળે છે અને તેથી ખોટ જવાને બદલે નફાનો વેપાર થાય છે. અજ્ઞાની માણસ ક્ષણિકસુખ આપવાવાળાં સ્ત્રીપુત્રમાં પણ "એ અમારાં છે" એવો નિશ્ચય કરી લે છે તો જે નિત્ય સુખ આપવાવાળો આત્મા નિત્ય પ્રાપ્ત છે તે અમારો છે એવો નિશ્ચય કેમ નથી થઇ શકતો ? સંસારમાં પણ બહુ સુખની લાગણી વખતે જીવ પોતાના શરીરમાં સમાઇ શકતો નથી. જેની સાથે જીવ મળી જાય છે તેની સાથે એકતા થાય છે. માટે બ્રહ્મ સાથે જીવ મેળવવો જોઇએ. બ્રહ્મના સુખની વાતો સંસારના સુખમાં રહેલાની પાસેથી શિખાય નહિ.

ગાયકને સંગીતના ભેદ બરાબર સમજાય છે, ભણેલાને અક્ષર બરાબર દેખાય છે, અભણને દેખાતા નથી. ટેલીગ્રાફની ડેમી જેને વાપરતા ન આવડતી હોય તેમને કટકટથી કાંઇ સમજાતું નથી. તેથી માણસની વૃત્તિ ઉપર સૃષ્ટિ છે.

એક જીજ્ઞાસુએ કોઇ સાધુને પૂછયું કે "મને ભગવાન નજરે બતાવો ! હું સંસારના દુઃખમાંથી છૂટવા માગું છું." સાધુએ જવાબ આપ્યો–તારૂં દુઃખ મને નજરે બતાવ તો હું ભગવાન તને નજરે બતાવું. જે દુઃખ તને અનુભવમાં આવે છે તે તું બતાવી શકતો નથી તો આત્માનું સુખ અમે પણ બતાવી શકતા નથી. વસુદેવજીને રોજ શ્રીકૃષ્ણનાં દર્શન થતાં હતાં પણ રોજ તે તેને પુત્ર માનતા હતા તેથી ભગવાનના દર્શન કરાવવા માટે તેણે નારદજીને પૂછયું હતું. તમારી દશા વસુદેવજીના જેવી છે. અજ્ઞાનજનક પ્રવૃત્તિ તત્ત્વસ્મૃતિને ભૂલાવી દે છે. જ્યારે ભગવાન ગોવાળીઆઓ સાથે રમતા હતા ત્યારે જેની બ્રહ્મદૃષ્ટિ હતી તેમને એમ લાગતું હતું કે આંહી બ્રહ્મ જ છે. જેમની

દાસભક્તિ હતી તેમને લાગતું કે આંહી અમારા ઇષ્ટદેવ રમે છે. જેની માયાની દ્રષ્ટિ હતી તેમને લાગ્યું કે આ તો સાધારણ છોકરો છે, અથવા નંદરાયનો કરશનીઓ છે.

## અંતઃકરણની સ્થિરતા

છઠ્ઠી ભૂમિકાવાળાનો જીવ બ્રહ્મરૂપ થઈ જાય છે, તે દરિયારૂપે રહે છે, મોજારૂપે રહેતો નથી. તેની અસર તેના પ્રાણ ઉપર પણ આવે છે અને પ્રાણ ધીમા થવા લાગે છે. કોઇ કેદીને એક જેલમાંથી બીજી જેલમાં લઇ જવો હોય તો સાથે પોલીસ જોઇએ; પણ જો તે છૂટી ગયો તો સાથે પોલીસની જરૂર નથી. તેમ અજ્ઞાની જીવને બીજા જન્મ માટે પ્રાણ સાથે જોઇએ. પણ જેને આત્મજ્ઞાન થયું તેને એક જગ્યાએ રહેવાનું નથી. તેથી તેને પ્રાણની જરૂર પડતી નથી. નોકર દુકાનનો માલિક થઈ ગયો પછી તેને ચોરી કરવાની ઇચ્છા થતી નથી. આ ભૂમિકાનો પુરૂષ સમુદ્રમાં રાખેલા પાણીથી ભરેલા ઘડાના પાણી જેવો છે. તેને અંદર બહાર બધે પાણી જ પાણી છે, તે જ્ઞાનરૂપી અમૃતથી તૃપ્ત છે. દ્વૈત ન હોવાથી કંઇ કર્તવ્ય દેખતો નથી. બ્રહ્મભાવમાં જરાપણ પોલ નથી. એક તણખલું પણ તેમાં સમાય તેમ નથી. શરીર રહે કે નષ્ટ થાય તેથી કંઇ લાભ કે હાનિ નથી. આવા બોધવાળાને સમાધિ અને વિક્ષેપ બંન્ને સમાન છે. સૂર્યની આડાં વાદળાં આવે તો તેને કંઈ નુકશાન નથી, અને તે વાદળાં ખસી જાય તો તેથી સૂર્યને કંઇ લાભ નથી, તેમ બ્રહ્મજ્ઞાનીને બધું સમાન હોય છે; તેથી અંતઃકરણની સ્થિરતા સહેજ રહે છે. તે માટે કોઇ પ્રકારના આરંભ કરવાની જરૂર રહેતી નથી. તેને આ લોક અને પરલોકના સુખ બંન્ને તુચ્છ છે; માટે તે માટે કશું કર્તવ્ય નથી અને આત્મામાં બંધન નથી તેથી તે માટે પણ કંઇ કર્તવ્ય નથી. ખરી રીતે તેને જગત દેખાતું નથી. ત્યાં આત્મા અને અનાત્મા સામસામા રહી શકતા નથી.

જ્ઞાન થતાં દશ્યમાં દ્રષ્ટા દેખાય છે તેથી દશ્ય રહેતું નથી.

જેને જગત દેખાય છે તે જગતને જાણતો નથી અને બ્રહ્મને પણ જાણતો નથી. જેને બ્રહ્મ દેખાય છે તે જગતના તત્ત્વને બરાબર જાણે છે અને બ્રહ્મને પણ બરાબર જાણે છે.

સંસારકાળે પણ સંસાર નથી તો જ્ઞાનકાળે તે ક્યાંથી રહે? અજ્ઞાનકાળે અવિદ્યાથી આરોપિત હતો અને તે અવિદ્યા આત્મામાં સ્વાભાવિક નહોતી. ક્ષેત્ર ક્ષેત્રજ્ઞને પૃથક જાણવાં એ સાધન છે પણ અનુભવ દશામાં ભૂતપ્રકૃતિનો અભાવ જાણવો એટલે ક્ષેત્રનો પણ બ્રહ્મ રૂપે અનુભવ લેવો એ મોક્ષ છે, એ ગીતાના તેરમા અધ્યાયના છેલ્લા શ્લોકનો ખરો અર્થ છે.

શાસ્ત્ર સ્વપ્રમેયના અનુરોધથી (**एकमेवाद्वितीयंथी**) પોતે પણ કલ્પિત છે એમ બોધ કરે છે. ગુરુ શાસ્ત્ર કલ્પિત છતાં પણ સત્યાર્થ બોધ કરે છે. પ્રપંચ કલ્પિત છે છતાં તેમાં તે બોધ કરવાનું સામર્થ્ય નથી. પ્રકૃતિ પુરૂષનું વિવેક જ્ઞાન થયા પછી પુરૂષથી અતિરિકત પ્રકૃતિ નથી એ બોધ થઈ શકે છે કારણ કે કલ્પિત પ્રકૃતિ બ્રહ્મદશામાં બ્રહ્મરૂપ લાગે છે.

દેહ અને ઇંદ્રિયના અભિમાનથી રહિત જે જ્ઞાનવાન પુરૂષ છે તેને પ્રમાતાપણું સંભવતું નથી. વળી પ્રમાતા વગર પ્રમાણની પ્રવૃત્તિ હોતી નથી. માટે જ્ઞાનવાનને કાંઇ કર્તવ્ય નથી. જ્ઞાનવાન ભ્રાંતિજન્ય દેહના અભિમાનથી રહિત છે માટે યથેષ્ટાચરણમાં પ્રવૃત્ત થતો નથી. દેહાભિમાનવાળો પુરૂષ જ યથેષ્ટાચરણમાં પ્રવૃત્ત થાય છે.

જ્ઞાનીને પ્રપંચ બ્રહ્મ રૂપે લાગે છે. અજ્ઞાનીને બ્રહ્મ પ્રપંચ રૂપે જણાય છે. જ્ઞાની પ્રપંચમાં બ્રહ્મજ્ઞાનથી સુખી છે. અજ્ઞાની બ્રહ્મમાં પ્રપંચબુદ્ધિથી દુઃખી છે. બ્રહ્મથી અતિરિક્ત કંઇ છેજ નહિ. નરસિંહ મહેતાએ પણ ગાયું છે કે "જાગીને જોઉં તો જગત દીસે નહિ. ઊંઘમાં અટપટા ભેદ ભાસે, ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે." માટે જાણ્યા પછી દ્વૈતનો અભાવ છે. હું બ્રહ્મ છું એવી આવૃત્તિની પણ જરૂર નથી.

માંડુક્ય ઉપનિષદની કારીકામાં કહેલું છે કે પ્રાજ્ઞ કારણબદ્ધ છે અને તુરીયમાં અન્યથા ગ્રહણ અને અગ્રહણ સિદ્ધ થતાં નથી. તેનું કારણ એ છે કે અગ્રહણ એ અન્યથા ગ્રહણનું બીજ છે. બ્રહ્મરૂપે ગ્રહણ થયું એટલે અન્યથા ગ્રહણ થશે નહિ.

The attachment to the world does not melt away so easily by the determination of the transitoriness of the world as by the knowledge of its falsity.

દોરડીમાં ભૂલથી સર્પ વગેરે જોવામાં આવે છે. પોતાની આંગળીમાં સર્પ વગેરેની ભ્રાંતિ થતી નથી કારણકે તેનું સ્વરૂપ જાણવામાં છે. તેમ અધિષ્ઠાન જ્ઞાન થતાં અધ્યસ્ત રહેતું નથી. સર્પના અભાવનું જ્ઞાન થયા પહેલાં અવિકલ્પ રજ્જુઅંશ સિદ્ધ છે.

વિકલ્પનાની ઉત્પત્તિ પહેલાં અવિકલ્પક (વિકલ્પ કરનાર) ની સિદ્ધિ છે. આત્મામાં દ્વૈત અવિદ્યાથી અધ્યસ્ત છે, વિદ્યા થયા પછી અવિદ્યાથી આરોપિતનું શેષ રહેતું નથી. અન્વેષણ થયા પહેલાં જીવભાવ રહે છે. અન્વેષણ થયા પછી જીવ બ્રહ્મભાવને પામે છે; એટલે પાપ દોષ વગેરે રહિત અશરીરી બ્રહ્મ હું છું એવો ભાવ થાય છે છતાં વૃત્તિથી આત્માને વિષય ન કરવો કારણકે તેથી સંપ્રજ્ઞાત સમાધિ થાય છે. સમભાવ પ્રાપ્ત થયેલા ચિત્તને ચળાવવું નહિ. સમાધિ સુખમાં વિવેકથી નિઃસંગ થઈ જવું. ભગવાન સિવાય જે કંઈ બુદ્ધિમાં આવશે તે અધ્યારોપ થશે.

**यो वै भूमा तत्सुखं** જે પરિપૂર્ણ છે તેમાં જ સુખ છે.

## પ્રકરણ ૭

# તુર્યગા (તુરીયા)

આ ભૂમિકાએ આનંદ ઘણા પ્રમાણમાં રહે છે. તે આનંદના ભાનમાં પોતાના શરીરની દરકાર રહેતી નથી અને નિત્ય સમાધિ બની રહે છે. વ્યુત્થાન થતું નથી. ભાવ અને અભાવથી રહિત એક આત્મસ્વભાવમાં નિષ્પ્રકંપ સ્થિતિ રહે છે. આ પુરૂષ પ્રકાશસ્વરૂપ અને આનંદઘન બની રહે છે તેથી તે બ્રહ્મવિદ વરિષ્ઠ કહેવાય છે. આ દશાને તુર્યગા અથવા તુરીયા કહે છે.

વૈષ્ણવ ધર્મમાં એને મહાભાવ અથવા નિર્વિકલ્પ સ્થિતિ કહે છે. અહીં સુખની પરમ મધુરતા રહે છે. તે પુરૂષના શરીરની સંભાળ બીજા રાખે તો તેનું શરીર થોડું વધારે ટકે છે, નહિતર થોડા દિવસમાં તે બ્રહ્મમાં લીન થઈ શરીર છોડી દે છે. આવી દશાવાળા મહાત્મા વિદેહમુક્ત પણ કહેવાય છે કારણકે દેહના ધર્મ તેમને અસર કરી શકતી નથી, તે જીવન્મુક્તિની પરાકાષ્ઠા છે.

ગીતામાં સ્થિતપ્રજ્ઞનાં જે લક્ષણ બીજા અધ્યાયમાં બતાવેલાં છે, તે જીવન્મુકતનાં લક્ષણ છે. જ્યારે મનમાં રહેલા સ્થૂલ સૂક્ષ્મ અને કારણ શરીરથી ભોગ્ય એવા ભોગોને મૂળ સહિત છેદી, આત્માથી એટલે સ્વરૂપના આનંદથી સંતુષ્ટ થયેલ પુરુષ બહારના વિષયોથી નિરપેક્ષ થઈ રહે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. દુઃખમાં તેનું મન ઉદ્વેગ પામતું નથી, સુખમાં તેને સ્પૃહા નથી. રાગ, ભય, ક્રોધથી રહિત થયેલો સ્થિતધી કહેવાય છે. તે પોતામાં અને જગતમાં ભેદ નથી જોતો, તેથી તેનું જ્ઞાન સ્થિર રહે છે, અને જ્ઞાન સ્થિર રહે ત્યારે આનંદ પણ કાયમ રહે છે.

ગીતાના ચોદમા અધ્યાયમાં જ્યાં ગુણાતીતનાં લક્ષણો બતાવ્યાં છે તે પણ જીવન્મુકતનાં લક્ષણ છે. જ્યારે તેની નજરે સત્ત્વગુણ, રજો-

ગુણુ કે તમોગુણનાં કાર્ય જોવામાં આવે ત્યારે જીવન્મુક્ત તેનો દ્વેષ કરતા નથી અને સમાધિ વખતે તે કાર્ય નિવૃત્ત થાય તો પાછી તેની ઇચ્છા થતી નથી. ગાડું ચાલ્યા પછી બળદ જેમ એની મેળે ચાલ્યા જાય છે તેમ તેનું જીવન સહજ સ્થિતિમાં રહે છે.

શ્રીમદ્ ભાગવતમાં પણ આવા યોગીની દશા ધ્યાનમાં લઇ એકાદશ સ્કંધમાં હંસાખ્યાનવાળા ૧૩ મા અધ્યાયમાં ભગવાન કહે છે કે "મદિરાથી ઉન્મત્ત થયેલા પુરુષને જેમ પોતાના શરીર ઉપરના કપડાનું ભાન રહેતું નથી તેમ આવા સિદ્ધ પુરૂષનું નાશવાન શરીર બેઠું હોય કે ઊભું હોય તેને તે જોતાં નથી કારણ કે તે પોતાના વાસ્તવિક આત્મસ્વરૂપમાં મગ્ન રહે છે." તે ખરો ભક્ત છે અને અતિવર્ણાશ્રમી છે.

## શરીરની સ્થિતિ

હાલના કાળમાં પોંડીચેરીમાં કેટલાંક વર્ષ થયાં યોગસાધનામાં મસ્ત શ્રી અરવિંદ એમ માને છે કે જ્યારે આવી ભૂમિકા પ્રાપ્ત થાય છે ત્યારે તેની અસરથી શરીરના બધા પરમાણુ અતિશય તેજસ્વી અને આનંદમય થાય છે અને તેથી તે શરીર રાખવું હોય તો પોતાની મરજી પ્રમાણે રાખી શકાય છે. એ દશામાં જો શરીરમાં આત્માનું અવતરણ થાય તો તે શરીર માંદું પડતું નથી અને વૃદ્ધ થતું નથી. તેમનું માનવું એવું છે હજારો વર્ષ પહેલાં આ પૃથ્વી ઉપર ફક્ત પશુપક્ષીઓ હતાં અને માણસો નહોતાં. તે વખતે 'મન' નામનું તત્વ આ પૃથ્વી ઉપર ઊતરવાને તૈયાર હતું પણ તેને લાયક તે વખતે શરીર નહોતું. કેટલોક વખત ગયા પછી પશુઓના શરીરમાં ઘણે ફેરફાર થઇ થયો અને અંતે જે શરીરમાં મન સામાન્ય રીતે રહી શકે એવું માણસનું શરીર બન્યું. તેવીજ રીતે હાલના કાળમાં વિજ્ઞાન નામનું તત્વ આ પૃથ્વી ઉપર ઊતરવાને તૈયાર છે પણ તેને લાયક શરીર તૈયાર થવું જોઈએ. એવું શરીર તૈયાર થાય તો વિજ્ઞાનમય પુરુષો આ પૃથ્વી ઉપર

આવી શકે અને તેમાંથી દેવજાતિ જેવી નવી પ્રજા ઉત્પન્ન થાય આવા શરીરમાં આત્મા સ્વાભાવિક રીતે પોતાના જ્ઞાનથી નિત્ય રહી શકે. ઋષીમુનિઓએ આવું શરીર આ પૃથ્વી ઉપર લાવવા માટે ઘણી મહેનત કરેલી હતી પણ તે સફળ થયા નહિ. તેથી હવે તેવા શરીર માટે પ્રયત્ન કરવાનો વખત આવેલો છે. શ્રી અરવિંદનો આ મત શાસ્ત્ર પ્રમાણે મળતો આવતો નથી. તેનાં કેટલાંક કારણ નીચે પ્રમાણે છે:—

(૧) શાસ્ત્રમાં માણસનું શરીર એ છેલ્લું શરીર માનેલું છે અને તેમાં આત્મસાક્ષાત્કાર થઇ શકે છે અને તેનાથી વધારે બીજો કોઇ લાભ નથી તેથી બીજા દીવ્ય શરીરની જરૂર માની નથી.

(૨) શરીરનો અર્થજ **शीर्यते इति शरीरं** એટલે જેનો નાશ થાય તેને શરીર કહે છે, તેને ચિરંજીવી રાખી શકાય નહિ.

(૩) શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના ૨૮ મા અધ્યાયમાં ભગવાન ઉદ્ધવજીને કહે છે કે કોઇ યોગી જન આ દેહને વિવિધ ઉપાયથી સુદ્રઢ અને યુવાન રાખીને સિદ્ધિને માટે યત્ન કરે છે પણ ચતુર પુરૂષે આ માર્ગનું અવલંબન કરવું જોઈએ નહિ કારણ કે ઝાડના ફળની માફક આ શરીર નાશવાન છે. યોગ સાધન કરતાં કદાચ શરીર સુદઢ થઈ જાય તોપણ એમાં સંતોષ માનીને બેસી જવું નહિ.

(૪) શ્રી અરવિંદનું શરીર પણ વૃદ્ધ થાય છે અને માંદું પણ પડે છે, તેથી પણ એમ લાગે છે કે શરીરના ધર્મ ફેરવી શકાતા નથી.

(૫) વળી શરીરના અભિમાનથી હું એક જગ્યાએ છું એવું લાગ્યા વગર રહેતું નથી. તેથી બ્રહ્મભાવ ઉત્પન્ન થતો નથી એટલુંજ નહિ પણ સ્થાનધર્મની ઘણી માયા ઉત્પન્ન થાય છે. તેનો ખુલાસો ૩–૫–૬ પ્રકરણમાં કરેલો છે.

(૬) શ્રી અરવિંદ માને છે કે આપણે આત્માનો અનુભવ લીધા પછી તે પોતાના શરીરમાં ઊતરે એવી ભાવનામાં રહેવું જોઇએ પણ જેઓ આત્મામાં પહોંચે છે તે બ્રહ્મરૂપ થાય છે. તેને એક જગ્યાએ ઊતરવા જેવું રહેતું નથી. જેઓ ઊતરવાની વાત કરે છે તે પૂરા ચડયા નથી હોતા.

(૭) કોઈ યોગ ક્રિયાથી શરીરને લાંબો વખત રાખી શકાય પણ શરીરને તદ્દન અમર કરવું એને માટે શાસ્ત્રમાં પ્રમાણ મળતું નથી; અને શાસ્ત્રથી ઉપર જવામાં જે આત્મજ્ઞાન મેળવવા મુખ્ય પુરુષાર્થની જરૂર છે તે પણ સિદ્ધ થતો નથી. શરીરની સ્થિતિ માટે પ્રાણ જોઈએ પણ પ્રાણનું પ્રત્યગાત્મત્વ એ મુખ્ય નથી. પ્રાણ આત્માનો પ્રતિનિધિ છે. કોણ ઉત્ક્રમણ કરવાથી ઉત્ક્રાંતિ થાય છે, કોણ રહેવાથી સ્થિતિ થાય છે એમ વિચાર કરીને પરમાત્માએ પ્રાણને ઉત્પન્ન કર્યો, એમ પ્રશ્નોપનિષદમાં કહેલું છે. સર્વનો પ્રાણાત્મા હું છું એવી ભાવના હોય તો તે અતિવાદ કરી શકે. પ્રાણાત્મા જાણનાર બીક વગર અતિવાદી થાય છે કારણ કે સુષુપ્તિમાં પ્રાણ છે છતાં શોક નથી, તેથી પ્રાણનું આવું સ્વરૂપ સનત્કુમાર પાસેથી સાંભળી શ્રદ્ધાળુ શિષ્ય નારદ અટકી ગયા એમ છાંદોગ્ય ઉપનિષદમાં કથા છે. તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી તેના પૂછયા વગર સનત્કુમારે તેને આંગળ આત્મતત્ત્વ સમજાવ્યું અને કહ્યું કે " પ્રાણ અનૃત છે એટલે અસત્ય છે તેથી તે આત્મા નથી. " જેમ મુખના પ્રતિબિંબથી મુખનો બોધ થાય છે તેમ પ્રાણથી આત્મા જણાય છે. આત્મા ઈદંબુદ્ધિગમ્ય નામ વગેરેથી જણાતો નથી પણ અહંબુદ્ધિગમ્ય પ્રાણથી તેનો બોધ થાય છે. પ્રાણનું અતિવાદીત્વ ગૌણ છે. પ્રાણથી સત્ય અધિક છે અને તેથી સત્ય આત્મવેત્તા મુખ્ય અતિવાદી છે. તે સત્ય આત્માને વિજ્ઞાન વગેરેથી સ્થિર કરવો.

તે જ આત્મા પછી ઉપર નીચે, અંદર, બહાર, આગળ, પાછળ, બધે અનુભવમાં આવે છે અને પ્રપંચનો બાધ થાય છે. આવા અનુભવ માટે અને તે અનુભવ કરવા માટે શ્રી અરવિંદ કહે છે તેમ નવા શરીરની જરૂર નથી પણ ઋષી મુનીઓ કહે છે તેમ નવા આશ્રમની જરૂર છે એટલે કે ગૃહસ્થાશ્રમમાંથી નીકળી વાનપ્રસ્થ આશ્રમ અથવા સંન્યાસ આશ્રમમાં આવી શકાય તો બ્રહ્મજ્ઞાન ટકવાનો સંભવ છે.

પ્રપંચ પ્રતિષેધના ઉપદેશ સિવાય બ્રહ્મનો બીજો કંઈ ઉપદેશ નથી. મિતનો *મિતની સાથે સંબંધ છે. અમિતનો મિતની સાથે સંબંધ નથી. સ્થાનવિશેષની અપેક્ષાથી સંબંધ અને ભેદવ્યપદેશ થાય છે. તે ઉપદેશ માટે છે. સંબંધનો વિચાર ઉપાધિની અપેક્ષાથી થાય છે. વાસ્તવિક સંબંધ બનતો નથી.

મંદ પ્રારબ્ધનો વેગ મન અને પ્રાણ સુધી રહે છે અને તે પુરુષાર્થથી કેટલેક અંશે જીતી શકાય છે. તીવ્ર પ્રારબ્ધની અસર શરીર સુધી આવે છે અને તેથી શરીરનું મરણ, વૃદ્ધાવસ્થા, શરીરના કેટલાક રોગ વગેરે જીતી શકાતા નથી. વળી આત્માને એક જગ્યાએ રહેવામાં કંઈ હેતુ નથી. માયાના સુખ માટે તેને એક જગ્યાએ ભૂલથી રહેવું પડે છે અને તે તેની ખોટી દશા છે, એ વાત આગળના પ્રકરણોમાં ઘણીવાર કહેવાઈ ગયેલી છે. જીવને રાખશે તો ઇશ્વર નહિ રહે, ઇશ્વરને રાખશે તો જીવ નહિ રહે. એનો અર્થ એમ છે કે જીવ ઇશ્વર સાથે મળી જશે કારણકે બંન્નેનું વાસ્તવ સ્વરૂપ એક છે. શરીર રાખશે તો ભેદ દેખાશે અને ભેદ દેખાશે તો વિરોધ આવશે. જેને પોતાની જગ્યા છોડવી નથી તે આગળ વધી શકશે નહિ. જન્મ એ બહુ દુઃખદેવાવાળો છે અને અનિત્ય છે એમ વારંવાર શાસ્ત્રોમાં કહેલું છે. શરીર આવ્યું એટલે દુઃખ આવવાનુંજ તેથી ફરીથી શરીર ન આવે એવી રીતે બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત કરવી જોઇએ.

આત્મસાક્ષાત્કાર થયા પછી શરીરને રોકવામાં કંઈ તાત્પર્ય નથી. આપણું કામ થઈ રહ્યું પછી શરીરનું શું કામ છે? ઘોડાગાડીની

* Limitted.

મદદથી આપણે સ્થળે પહોંચી ગયા પછી ઘોડાને છોડી નાખવામાં કંઈ અડચણ નથી. ભગવાન શંકરાચાર્યને ભગંદર થયું હતું. તે મટાડી દેવાની શક્તિ તેમના શિષ્યમાં પણ હતી પણ પોતાનું ભગંદર મટાડવા તેમના શિષ્યને આજ્ઞા આપી નહિ. આત્મજ્ઞાનીને સ્વદૃષ્ટિથી પ્રારબ્ધ નથી. સાક્ષાત્કાર થયા પછી અવિદ્યાનો અભાવ છે. અજ્ઞાનીને જેમ બ્રહ્મ મળતું નથી તેમ જ્ઞાનીને અબ્રહ્મ મળતું નથી. તે કારણને લઇને આ ભૂમિકાએ પરિપર્ણતા છે. જે પરિપૂર્ણતા છે તેજ આનંદ છે. જે બીજાને જોતો નથી, સાંભળતો નથી તે ભૂમા છે, તે પરિપૂર્ણ છે અને કૈવલ્યદશા પણ તે છે, કારણ કે કેવળ એક રહે છે. આત્મજ્ઞાનનું ફળ આત્માના આનંદ સિવાય બીજું કંઇ નથી, કારણકે આત્મા જ છે, બીજું કંઈ છે જ નહિ.

પંચદશીમાં કહેલ છે કે જીવતો ઉંદર બિલાડીને મારી શકતો નથી તો પછી મરેલો ઉંદર તેને કેવી રીતે મારી શકે ? તેનો અર્થ એવો છે કે અજ્ઞાનકાળે પણ બ્રહ્મ શુદ્ધ છે અને અજ્ઞાન બ્રહ્મને આડે આવી શકતું નથી તો જ્યારે અજ્ઞાન મરી ગયું અને શરીર જતું રહે ત્યારે બ્રહ્મ પોતાના સ્વરૂપે રહે તેમાં નવાઈ શી ? બ્રહ્મજ્ઞાનવાળાને પરિચ્છિન્ન અભિમાન નહિ હોવાથી બધાનો આનંદ છે.

**सर्वोऽस्मि इति मन्यन्ते सोऽस्य परमो लोकः** હું સર્વ છું એવું લાગે તે પરમ લોક છે. જ્ઞાનનું ફળ દૃષ્ટ છે. તેમાં આવૃત્તિની અપેક્ષા નથી. "અહં બ્રહ્માસ્મિ–હું બ્રહ્મ છું" એ અનુભવ વાક્ય છે તેથી વારંવાર શાસ્ત્રોમાં તેનો ઉપયોગ નથી. 'તત્ત્વમસિ–તે તું છે' એ ઉપદેશ વાક્ય હોવાથી શાસ્ત્રોમાં વારંવાર તેના અર્થનું પ્રતિપાદન થાય છે. બન્નેનો અર્થ એકજ છે. જો અહંકાર સ્વરૂપથી એટલે લક્ષણથી રહે તો લક્ષ્યનું અદ્વિતીયત્વ સિદ્ધ થાય નહિ. જો સ્વરૂપથી ન રહે તો લક્ષણનો અભાવ થવાથી લક્ષ્યની સિદ્ધિ થતી નથી એમ કોઇને શંકા થાય પણ લક્ષ્યસ્વરૂપને અનુગુણ થઇને લક્ષ્યજ્ઞાન થતી વખતે જ આરોપિત અહંકારનો નાશ થાય છે. લક્ષ્યનો સ્વભાવ જ એવો છે કે

અનાત્માની અવસ્થિતિ સહન કરી શકે નહિ. ભક્તિમાર્ગવાળા શરણાગતિથી અહંકારનો નાશ કરી શકે છે. તેઓ એક સતા માને છે પણ વસ્તુ અનેક માને છે. વેદાન્તમાં એમ માનેલું છે કે જેનામાં સતા નથી એ કોઇ વસ્તુ નથી. તેથી જીવ એ કોઇ વસ્તુ નથી પણ માત્ર બ્રહ્મનો વિવર્ત છે.

માંડુક્ય ઉપનિષદમાં શ્રી ગૌડપાદાચાર્યની કારીકામાં વેદાન્તનો અજાત વાદનો સિદ્ધાંત છે. તે પ્રમાણે કોઈ જીવ જન્મતો નથી, કંઇ ઉત્પન્ન થતું નથી, આત્માના સ્વરૂપના ધર્મ આવરણવાળા નથી, તે ઉત્પન્ન થતા નથી, નાશ પામતા નથી, તે નિત્ય નિશ્ચયરૂપ છે, તેથી આ ઇંદ્રજાલ જેવું કોઇને દેખાય અને તેનું ઉપાદાન શોધવું હોય તો અજ્ઞાનનો આધાર લઇને બ્રહ્મ કારણ કહેવાય છે. બ્રહ્મ પોતે કારણ કે કાર્ય થતું નથી. દેખાય તો ભ્રાંતિથી દેખાય છે. જે અસત્ છે તેનો માયાથી કે તત્વથી જન્મ નથી.

સાયન્સવાળાએ પણ હાલમાં સાયન્સમાંથી કાર્યકારણભાવ ( causation ) કાઢી નાંખેલ છે. તેઓ કહે છે. કે કાર્યકારણભાવ જગતમાં નથી પણ આપણા અલ્પ જ્ઞાનમાં એટલે અજ્ઞાનમાં છે. તેમાં ફેરફાર થતાં આપણા માટે જગત નવા પ્રકારનું જણાવા લાગશે. એક ગામમાં બધા આંધળા અને બધા બહેરા હોય તો તે ગામ કેવું? તે ગામનું વર્ણન તે કેવું આપે? અને કોને આપે? કોઈ બનાવ માટે વખત જોઇએ? અને વખત માટે જોનારો જોઇએ. જોનારા વગર કાળ નથી. જે જગતને કોઈ જોનારો ન હોય તે જગત કેવું છે તે કહી શકાય નહિ. જ્યાં જગતનું વર્ણન આવે છે ત્યાં કોઈ જોનારો હોવો જોઇએ અને તેણે કઈ દષ્ટિથી જોયું તે પહેલાં નક્કી કરવું જોઇએ. નવા સાયન્સવાળા પણ હવે જડ વસ્તુનો અભાવ ગણિતથી સિદ્ધ કરી બતાવે છે. તેમના મતે ઊંચાઈ, લંબાઈ, વજન, કાળ, ગતિ વગેરે બધા સાપેક્ષ છે અને દ્રષ્ટા ભૂલથી પોતાને એક જગ્યાએ રહેલો માને અને દેહાભિમાન ધારણ કરે ત્યારે તેટલીવાર આવા

કલ્પિત ભાવ અનુભવમાં આવે છે. બ્રહ્મરૂપે તે કલ્પિત ભાવનો પત્તો લાગતો નથી.

નવા સાયન્સવાળા કહે છે કે ઝીણામાં ઝીણી વસ્તુ એક દૃષ્ટિએ પરમાણુ ( Particle ) જેવી દેખાય છે અને બીજી દૃષ્ટિએ મોજાં ( waves ) જેવી દેખાય છે. પહેલી દૃષ્ટિ કલ્પિત છે. બીજી દૃષ્ટિ સાચી છે, પણ એ મોજાંને જોનારની દશા સાથે સંબંધ હોવાથી જગત જેવું કંઈ રહેતું નથી. જે અનેક ભેદ જીવભાવે દેખાય છે, તે બધા બ્રહ્મજ્ઞાની પાસે બ્રહ્મરૂપે અનુભવમાં આવે છે. સાયન્સની રીતે આ બાબતનો વધારે ખુલાસો જોઈતો હોય તો quantum theory એટલે તેજનાં મોજાંના સ્વભાવની જે શોધ પ્રો: હીસનબર્ગ વગેરેએ ઇ. સ. ૧૯૨૭ પછી કરેલી છે તેનો અભ્યાસ કરવો જોઇએ.

બ્રહ્મદશામાં કાળ નથી. બ્રહ્મ ભવિષ્યમાં નથી, ભૂતકાળમાં નથી. માણસની બુદ્ધિ પાગલ છે, તેથી આરોપ લીધા વગર તેની બુદ્ધિને સમજાવી શકાતું નથી. જ્યાં જગત જેવું કંઈ નથી ત્યાં સુખ છે. નિદ્રામાં, સમાધિમાં જગત જેવું કંઈ નથી છતાં સુખ છે તેથી જે જવાનું છે તે જાય તો ખુશી થવું જોઇએ. ખોટો રૂપીઓ ખીસામાંથી પડી જાય તો સાચવવાની મહેનત ઓછી થાય. લાકડું બળે તો તેમાંથી તેજ અને ગરમી નીકળે છે તેમ પ્રકૃતિનો બાધ થાય તો આવરણ બળે છે. એક નાની ઇચ્છા પણ બ્રહ્મના મહાસુખને રોકી રાખે છે. ભરતને હરણ થવું પડ્યું હતું. તે પ્રારબ્ધ પૂરું થતાં તે જડભરત થયા હતા. જડભરતની દશા એ સાતમી ભૂમિકાની શરૂઆતની દશા છે. તેના આગલા જન્મના પિતા રુષભદેવજી જ્ઞાની પુરુષ હતા. જ્ઞાનીને અનિચ્છા પ્રારબ્ધ રહે છે. જડભરત જેવા સાતમી ભૂમિકાના ભક્તને પરેચ્છા પ્રારબ્ધ રહે છે. તેઓને માણસનું જ્ઞાન એ અજ્ઞાન લાગે છે, માણસનું સુખ એ ગાંડાનું સુખ લાગે છે.

### ગાંડો માણસ અને ડાહ્યો માણસ

બહુ ગાંડો માણસ રસ્તા ઉપર પડેલાં ચીંથરાં અને પથરા

એટલા માટે ભેગા કરે છે કે બીજાને બતાવવા થાય કે મારી પાસે પણ કંઈક છે. એનાથી ઓછાં ગાંડાં સ્ત્રીઓ અને બાળકો, જરા સારા પથરા અને સારાં કપડાં ભેગાં કરે છે, એનાથી જરા ઓછા ગાંડા એટલે હાલના કેળવાયેલા માણસો ન્યુસપેરો, ફરનીચર, મોટર, બંગલા વગેરે ભેગા કરી બીજાને બતાવે છે કે અમારી પાસે પણ કંઈક છે અને સૌથી ડાહ્યા બ્રહ્મજ્ઞાની પાસે આખું જગત બ્રહ્મરૂપે હોવાથી કંઈ ભેગું કરવાની જરૂર લાગતી નથી. તેમને એક રોટી અને એક લંગોટીમાં સંતોષ છે. ઊંચામાં ઊંચું જ્ઞાન તેમની પાસેથી વગર ફીએ શિખી શકાય છે. કૉલેજોમાં જે નથી મળતું તે તેમની પાસેથી મળે છે. કૉલેજોમાં બ્રહ્મસૂત્રોના પાઠ ચાલે છે પણ જે શિક્ષકને બ્રહ્મજ્ઞાન નથી હોતું તેમની વાણીમાં બ્રહ્મજ્ઞાનનું જોર આવતું નથી. જ્ઞાની પુરુષો ચિત્તને શાંત કરી પોતાનો બ્રહ્મરૂપે અનુભવ લેતા હોયછે. આવા જ્ઞાની માણસો ઘણે ભાગે વનમાં અથવા એકલા રહેવાનું પસંદ કરે છે અને લોકો તેમને મૂર્ખ માનીને છોડી દે તો તેઓ વધારે ખુશી થાય છે. તેમના માર્ગ સમાજના માનેલા માર્ગ જેવા હોતા નથી. સમાજ જે ચાહે છે તે તેઓ છોડી દે છે. સમાજ જે છોડી દે છે તે તેઓ ગ્રહણ કરે છે. ગીતામાં કહેલું છે કે સામાન્ય પ્રાણીની રાત્રી એ સંયમીનો દિવસ છે અને જે જગતમાં સામાન્ય પ્રાણી જાગે છે તેને સંયમી પુરૂષો રાત્રી માને છે. બ્રહ્મસુખમાં બહુ આગળ વધેલા ઉપદેશ આપતા નથી. તેમનું જીવન એજ સમાજને ઉપદેશ રૂપ છે, અથવા તેમના થોડા શબ્દોમાં મહાન અર્થ સમાયલા હોય છે.

જે પોતાને સમજતો નથી તે પોતાનું કે જગતનું કંઇ કલ્યાણ કરી શકવાનો નથી. જે પોતાને સમજવા ઇચ્છે છે તેમને માટે આત્મ જ્ઞાન આપવાવાળાની કિંમત, તેવું જીવન ગાળવાવાળાની કિંમત બહુ હોય છે. આ કારણને લઇને પ્રાચીનકાળમાં બ્રહ્મજ્ઞાનીનું બહુ માન હતું અને સમાજમાં તેમને પહેલી પદવી આપી હતી. અજ્ઞાનીને વિપરીત જ્ઞાન છે, જ્ઞાનીને વિપરીતજ્ઞાન નથી. સ્વપ્રકાશ આત્મામાં અજ્ઞાન

રહેવું મુશ્કેલ છે. બોધ આત્માનું સ્વરૂપ છે. આત્મા બોધરૂપ છે. ઉદય, અસ્ત રહિત કૂટસ્થ બોધમાત્ર સ્વભાવ હોવાથી આત્મામાં અવિદ્યાનો સદ્ભાવ બનતો નથી તેથી અવિદ્યા ક્યાંથી આવી એવી કોઈ શંકા કરે તો જે પ્રશ્ન કરે છે તેની દશાનો વિચાર કર્યા વગર ઉત્તર મળશે નહિ. પ્રશ્નની ભૂલ કાઢી શકાય તો તેજ જગ્યાએ ઉત્તર મળે છે.

અરે! અવિદ્યાનું ધૂતારાપણું કેવું કે પ્રમાણભૂત વસ્તુનો અનાદર કરીને પરમાત્માની માફક રહેતી હોય તેવું અજ્ઞાનીને લાગે છે.

છતાં, આત્મવસ્તુનો સ્વભાવ જોઇએ તો કોઇ પણ રીતે આત્મામાં અવિદ્યાનો સંભવ નથી.

જીવન્મુક્તિ એ કોઈ વ્રત નથી, નિયમ નથી, એ વસ્તુ સ્થિતિ છે. મુક્તિના લાભથી પ્રારબ્ધ દુઃખ ભૂલાઈ જવાય છે. પોતાનું સહજ અમરત્વ જાણતાં તે અનુભવનો રસામૃત મળે છે. જીવન્મુક્તિ નિયમથી અનુષ્ઠાન કરવા જેવી નથી.

રસ મળ્યા પછી રસને ખાવાવાળો એક દિવસમાં વારંવાર ખાય છે. પોતે સર્વ વ્યાપારનો સાક્ષી છે, પોતે કંઈ કર્યું નથી, કરાવ્યું પણ નથી. અશાસ્ત્રીય પ્રવૃત્તિથી બંધાતો નથી, તો પછી શાસ્ત્રીય પ્રવૃત્તિથી કેવી રીતે બંધાય? પ્રવૃત્તિ નિવૃત્તિ અજ્ઞાનીની ઉપર છે. બોધ પહેલાં અબાધિત અવિદ્યા જ્ઞાનને કંઈ કરી ન શકી તો બોધથી બાધિત થયા પછી અવિદ્યા આત્માને શું કરી શકે? વિચિત્ર સ્વકાર્યથી વિસ્તાર પામેલા બોધથી મારેલી અવિદ્યા અને તેનું કાર્ય બોધરૂપી સમ્રાટને કંઈ ભય આપી શકતાં નથી.

બ્રહ્મ અનન્ય હોવાથી ઉપાદેય નથી. બ્રહ્મ આત્મરૂપ હોવાથી હેય નથી જ્ઞાની રોગ દુઃખ વગેરે કંઈ જોતો નથી, સર્વને આત્મ માત્ર જુએ છે. આરોપિત ધર્મ અધિષ્ઠાનને સંસ્પર્શ કરી શકતા નથી. પાતંજલ યોગ એ સ્માર્તયોગ છે. શ્રુતિમાં યોગ છે તે શ્રૌતયોગ છે. યોગ શબ્દનો અર્થ કંઇ સંબંધ ન લેવો (અન્યનો અભાવ હોવાથી). નિર્વિકલ્પ સમાધિનું સુખ પાંચમી ભૂમિકાથી શરૂ થાય છે. છઠ્ઠી અને

સાતમીએ વધે છે. પાંચમી અને છઠ્ઠીમાં વ્યુત્થાન થાય છે. સાતમીમાં થતું નથી. મનોવૃત્તિનો બ્રહ્માકારે પ્રવાહ હોવો તેને સંપ્રજ્ઞાત અથવા સવિકલ્પ સમાધિ કહે છે. અસંપ્રજ્ઞાત અથવા નિર્વિકલ્પ સમાધિમાં નિરૂદ્ધ સર્વવૃત્તિવાળા અંતઃકરણ સત્ત્વનો સાક્ષીથી અનુભવ થતો નથી. માત્ર ચિન્માત્ર રૂપે સ્થિત થવું એ અસંપ્રજ્ઞાત સમાધિ છે. આવા બ્રહ્મ જ્ઞાનીને સર્વાત્મભાવરૂપ મોક્ષ ન થવા દેવામાં દેવો પણ સમર્થ નથી. આત્માનો અનુભવ થયા પછી ફરીથી વૃત્તિનો ઉપયોગ નથી. કાષ્ઠના અભાવથી અગ્નિ શાંત થાય તેમ સહજ શાંતિ આવે છે. જે વિજ્ઞાન સ્વરૂપ છે તે બીજા વિજ્ઞાનની અપેક્ષા કરતું નથી. આત્માથી બીજે વિજ્ઞાન નથી કે જેથી સ્વરૂપ વિજ્ઞાનમાં તેની અપેક્ષા રહે.

યોગવાસિષ્ઠમાં કચના દ્રષ્ટાંત વખતે કહેલું છે કે કચ પોતે શાંત સમાધિમાંથી જાગ્રત થતાં બોલી ઊઠે છે કે જેમ મહાકલ્પને વખતે બધું જળમય છે તેમ આ બધું આત્મમય હોવાથી, 'હું શું કરૂં, ક્યાં જાઉં, શું ગ્રહણ કરૂં કે શું તજું?' અર્થાત્ કંઇ કરવાનું રહેતું નથી. વસ્તુ એક છે અને તે પરિપૂર્ણ છે.

એવું કોઇ સ્થળ નથી કે જ્યાં હું નથી, એવો કોઇ પદાર્થ નથી કે જે મારામાં ન હોય. બધું ચિન્મય હોવાથી મને શી ઇચ્છા રહે? તે તત્ત્વ શાસ્ત્ર પણ આરોપિત દૃષ્ટિથી સમજાવી શકે છે.

કોઇ એક શાસ્ત્રી બીજા કોઇ શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ કરવા બે ત્રણ ગાડાં પુસ્તકનાં ભરીને જતા હતા. રસ્તામાં એક ગામ આવ્યું. ત્યાં નદીને કાંઠે રેતીમાં કેટલાક છોકરા રમતા હતા. તેમાંથી એક છોકરાએ તે શાસ્ત્રીને જોઈ એક પ્રશ્નનો જવાબ આપવાનું કહ્યું. શાસ્ત્રીએ હા પાડી. એક છોકરાએ એક ખોબો રેતીનો ભરીને શાસ્ત્રીને પૂછ્યું કે 'આમાં કેટલા કણ છે? તે એકદમ કહી દો, નહિ તો અમે કહી આપીએ' શાસ્ત્રી મૂંઝવણમાં પડયા અને તે પ્રશ્નનો કંઇ જવાબ આપી શકયા નહિ, તેથી તે છોકરાને કહ્યું કે તમે જ જવાબ આપો. અમારા શાસ્ત્રમાં તમારા જવાબનું પ્રમાણ મળતું નથી.

છોકરાએ જવાબ આપ્યો 'એમાં શું મૂંઝાઓ છો! એક ખોબો.' એ જવાબથી શાસ્ત્રીને સંતોષ થયો. માટે જે વસ્તુ સમજવા માટે જે માપની જરૂર હોય તે માપ લેતાં આવડવું જોઇએ. બ્રહ્મદશા જગતના પદાર્થોની માફક માપી શકાતી નથી. જ્યારે દેહના અભિમાનનો નિશો ઊતરે છે ત્યારે પહેલી દશાના કર્મ અકર્મ થાય છે, ઇચ્છા અનિચ્છા થાય છે, મન અમન થાય છે.

બ્રહ્માત્મભાવનો નિશો ચડયા પછી દુઃખ કે ભય વિગેરે કલ્પવાં શક્ય નથી. સર્વ વિધિ તેમજ બીજાં પ્રમાણ બ્રહ્માત્મજ્ઞાનમાં પરિસમાપ્ત થાય છે. અદ્વૈતમાં પ્રમાતા નથી તેમજ વિષય પણ નથી તેથી એવું કાંઇ રહેતું નથી. સર્વાત્મભાવ એ પરિપૂર્ણતા છે.

એ અલૌકિક ભાવ છે પણ તેને સમજાવવા માટે અલૌકિક ભાષા મળતી નથી. તેથી શ્રીમદ ભાગવતમાં ગોપીઓના પ્રકરણમાં લૌકિક ભાષા વાપરેલી છે અને બૃહદારણ્યક ઉપનિષદના ૪ થા અધ્યાયમાં પણ લૌકિક ભાષાથી કહેલું છે કે "જેમ પ્રિય સ્ત્રી સાથે સારી રીતે એકપણું પામી ગયેલો કામી તે ભોગના ફળને અનુભવતો પોતાથી બહારની કોઇ પણ વસ્તુને જાણતો નથી અને દુઃખ વગેરે અંદરની વસ્તુ જાણતો નથી તેવી જ રીતે આ ક્ષેત્રજ્ઞ (સાક્ષી આત્મા) પરમાત્માની સાથે અત્યંત એકીભૂત થયેલો બહારનું કે અંદરનું કંઇ પણ જાણતો નથી. અહીં પિતા અપિતા થાય છે, માતા અમાતા થાય છે. લોક અલોક થાય છે, પુણ્ય પાપનો સંબંધ છૂટી જાય છે, એ એનો પરમ લોક છે, એ એનો પરમ આનંદ છે. એ આનંદની ફક્ત એક માત્રાજ બીજા પ્રાણી ભોગવી શકે છે.

શ્રી શંકરાચાર્યના હૃદયનો આશય તો સદ્યોમુક્તિ છે. જો કે તે વિદેહમુક્તિ તથા જીવનમુક્તિ બંન્ને સ્થાપન કરે છે છતાં પણ જ્ઞાન સમકાલિન મુક્તિ માને છે. જીવન્મુક્તિ પક્ષમાં મૂળ અવિદ્યા નષ્ટ થઇ જતાં પણ વિક્ષેપશક્તિનો લેશ રહે છે અને પ્રારબ્ધનો ક્ષય થતાં વિદેહ કૈવલ્ય સિદ્ધ થાય છે. મુક્તિ એટલે બ્રહ્મરૂપે સંસ્થિતિ, વાસ્તવિક

રીતે, જ્ઞાન સમકાલીન જ થવી જોઇએ પણ મંદ બુદ્ધિવાળાને તે પક્ષ સમજવામાં ન આવે માટે જીવન્મુક્તિપક્ષ સિદ્ધ કરેલા છે. અવિકારી આત્મામાં ક્રિયા કે અન્ય ફળ બનતું નથી. બ્રહ્મ સ્વયં પ્રસિદ્ધ છે, તેમાં યત્નાંતરની જરૂર નથી. મુક્તાવસ્થામાં વ્યવહાર નથી. બદ્ધાવસ્થામાં વ્યવહાર છે, એ કલ્પના પણ ખોટી છે. બ્રહ્માત્મ ભાવને અવસ્થા વિશેષનું નિબન્ધન બનતું નથી, અવિદ્યાનિવૃત્તિ ફળથી નિરર્થક નથી, બીજું બાધક જ્ઞાન નહિ હોવાથી ભ્રાન્તિ નથી. એક વસ્તુમાં સ્થિતિ અને ગતિ બંન્ને અપેક્ષાથી બને છે, સ્વરૂપથી એ જાણવામાં આવે નહિ.

એક વખત શ્રી કૃષ્ણ ભગવાને યશોદાજી પાસે દૂધ માગ્યું.

યશોદાજીએ જવાબ આપ્યો " રાત્રે આપીશ."

ભગવાન—રાત્રી ક્યારે થાય ?

યશોદા—અંધારૂં થાય ત્યારે.

ભગવાને તરત આંખો મીંચી અને કહ્યું કે અંધારૂં થઇ ગયું.

તેમ સિદ્ધાંતમાં, આપણા આત્માને અજ્ઞાનની ખબર નથી, અમૃત વિષ બુદ્ધિથી જાણ્યું હોય તો વિષ જેવું કામ કરે છે તેમ આનંદમય બ્રહ્મ જગત બુદ્ધિથી જાણ્યું હોય તો દુઃખરૂપ લાગે છે. ક્ષણવારનું બ્રહ્મવિસ્મરણ એ કલ્પકાળનું ચિત્ત કહેવાય છે. મૃગજળમાં જેમ આ જળ નથી એવા જ્ઞાનથી જ મૃગજળ લય પામે છે તેમ અજ્ઞાનકલ્પિત માણસનું ચિત્ત એ ચિત્ત નથી એમ જાણવાથી નાશ પામે છે. સ્વપ્નામાં વરસાદ, ગર્જના વગેરે સાંભળવામાં આવે છે; પરંતુ ખરી રીતે તેમાંનું કંઇ હોતું નથી અને પાસેજ સૂતેલ પુરુષ તેમાંનું કંઇ પણ સાંભળતો નથી, જાગ્યા પછી પણ તે બંન્નેમાંથી કોઇને કંઇ સાંભળવામાં આવતું નથી. સ્થાનધર્મની ભૂલો સ્થાન ધર્મ સાથે રહે છે. બ્રહ્મભાવમાં તે ભૂલો સાથે આવતી નથી. ગંગામાં નાંખેલો ગંગાજળનો ઘડો ફૂટતાં આવરણભંગ થતાં તેમાંનું જળ નદીરૂપ થઇ જાય છે, તેમ બ્રહ્મજ્ઞાની બ્રહ્મરૂપ થાય છે.

જ્યારે આત્મભાવ બહુ જાગ્રત થાય છે ત્યારે તે શરીરમાં સમાઇ શકતો નથી. કોઇ હાથી જ્યારે કોઇ નાના મકાનમાં દાખલ થાય ત્યારે તે મકાનને ભાંગી નાંખે છે. તેમ આત્મજ્ઞાન સ્થૂલ અને સૂક્ષ્મના પરમાણુનો અને સંસ્કારોનો ક્ષય કરી નાંખે છે.

એવી દશામાં ઉપદેશ બનતો નથી. શ્રીમદ ભાગવતના એકાદશ સ્કંધના ૧૩ મા અધ્યાયમાં જ્યારે ભગવાન હંસરૂપે બ્રહ્મા અને સનકાદિ પાસે આવે છે ત્યારે તેઓએ ભગવાનને પૂછ્યું કે "તમે કોણ છો?" ત્યારે ભગવાને જવાબ આપ્યો કે "જ્યારે સર્વત્ર આત્મ વસ્તુ એકજ છે તો તમારો પ્રશ્ન તમે કોને પૂછો છો? અને હું પણ કોને જવાબ આપું? છતાં સમજવું હોય તો મનથી, વાણીથી, અન્ય ઇંદ્રિયથી જે કંઇ પ્રતીત થાય છે તે હું જ છું, મારાથી પૃથક કંઈ પણ નથી.

શ્રુતિથી અને યુકતથી જ્યાંસુધી પુરુષની ભેદબુદ્ધિ નિવૃત્ત થતી નથી ત્યાં સુધી જેમ સ્વપ્નમાં જાગ્રતનો ભ્રમ છે તેમ જાગ્રતમાં માયાનો ભ્રમ છે. એ ભ્રમ નીકળી જતાં આત્મજ્ઞાની આત્મામાં જ આરામ લે છે. આત્મામાં જ રતિ, તૃપ્તિ અને સંતોષ અનુભવે છે. આત્મજ્ઞાનની સાતમી ભૂમિકામાં વ્યુત્થાન દશા માનેલી નથી, તેનો અર્થ જ્ઞાની પુરૂષો એવો પણ કરે છે કે, તેની અનાત્માકાર વૃત્તિ થતી નથી, અનાત્માકાર વૃત્તિ એજ જ્ઞાનીને માટે વ્યુત્થાન દશા છે. તે કોઇના ગુણ દોષમાં પડતો નથી, કારણ કે કોઇ જેવું બીજું તેની દષ્ટિમાં રહેતું નથી. કોઈના ગુણ કે દોષ જોવા એ દોષ છે અને કોઇના ગુણ કે દોષ ન જોવા એ ગુણ છે. અનાત્મભાવ આત્મનિરીક્ષણથી નિવૃત્ત થઇ જાય છે અને આત્મામાં તો ગ્રહણ કે ત્યાગ બનતા નથી. આત્મભાવે બ્રહ્મરૂપ થતાં પોતાનો પરિપૂર્ણ આનંદ લઇ શકે છે.

એક અખંડ વસ્તુ જોનારને બ્રહ્મ અકરણ લાગે છે, છતાં સર્વ સામર્થ્યવાળું પણ લાગે છે.

## પ્રાણની સ્થિતિ

દેહનો લય થતાં પ્રાણનું શું થાય છે? સગુણ ઉપાસકના પ્રાણ શરીરની બહાર નીકળે છે, જીવન્મુક્તના પ્રાણ બહાર નીકળતા નથી. બંન્નેને સંચિત અને આગામી કર્મનો ક્ષય સમાન છે. જ્ઞાનીને પ્રારબ્ધ ક્ષયથી વિદેહ મુક્તિ છે. સગુણ ઉપાસકને, સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય અથવા સાયુજ્યતા પ્રાપ્ત થાય છે. જ્ઞાનીને શરીર છૂટયા પહેલાં જેમ ભેદદર્શન નથી તેમ શરીર છૂટયા પછી પણ ભેદદર્શન રહેતું નથી કારણકે તેનું નિમિત્ત રહેતું નથી. અનુવૃત્તિનું નિમિત્ત કે જે બાકીનું પ્રારબ્ધ છે તેનો ક્ષય થાય છે. બીજું કર્મ ભોગ ન આપી શકે કારણકે તેનું બી બાળી નાંખ્યું છે. પ્રારબ્ધના કાર્યનો ક્ષય થવાથી વિદ્વાનને કૈવલ્ય પ્રાપ્ત છે. પ્રબળ પ્રારબ્ધવાળાનો પણ સાક્ષાત્કાર બાધ પામતો નથી. તેથી છેલ્લો દેહ પડયા પછી કૈવલ્ય સિદ્ધ છે.

આત્મા અનુભવરૂપ અને આનંદરૂપ હોવાથી પોતાના આનંદ માટે કોઈની અપેક્ષા કરતો નથી. તેની અવસ્થા ધ્યાનમાં લઈને તુરીયનો આનંદ કંઈક અંશે નીચે પ્રમાણે કહી શકાય છેઃ—

આત્મરતિ–તુરીયમાં જાગ્રત

આત્મક્રીડ–તુરીયમાં સ્વપ્ન

આત્મમિથુન–તુરીયમાં સુષુપ્તિ

આત્માનંદ–તુરીયમાં તુરીય.

આવા પવિત્ર જીવનની શાંતિ એવી અચળ રહે છે કે અંદર બહાર તેને આત્માની સુવાસ જણાય છે. પવિત્ર શ્રદ્ધાથી અને જ્ઞાનથી ઉત્પન્ન થયેલી દૈવી શક્તિનું તેજ, મૌન અને સર્વ કરણની શુદ્ધતા તેમાં પ્રગટ જણાઈ આવે છે. તેની પાસે મૌન બેઠેલાને પણ તે અસર મળે છે. તે રસાત્મક સર્વાત્મભાવ છે, સુખની પરમ મધુરતા છે. બહારનું દ્રષ્ય આત્મભાવે એ રસાસ્વાદને ઉદ્દીપન કરે છે અને સ્વાનુભવગમ્ય નિજાનંદની લહેરો આપ્યા કરે છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

પ્રકરણ ૧

# પાંચ કોશથી અતીત સ્વરૂપ

આત્મસાક્ષાત્કાર માટે વેદાન્તમાં અન્વયભાવની રીત અને વ્યતિરેક ભાવની રીત બંન્ને બતાવવામાં આવેલી છે. વ્યતિરેકભાવ જડ અને ચેતનના ધર્મ પૃથક્ કરવામાં ઉપયોગી છે અને અન્વયભાવ ચેતનને સર્વવ્યાપક કરવામાં ઉપયોગી છે. જો કે વ્યતિરેક ભાવમાં દ્વૈત જેવું થઇ જાય છે અને અન્વયભાવમાં વિરૂદ્ધ ધર્મના સમન્વયની મુશ્કેલી રહે છે એવું એક જગાએ યોગ–વસિષ્ઠમાં લખેલું છે તોપણ બંન્ને રીત સાથે સમજાઇ હોય તો આત્મજ્ઞાનમાં બહુ ઉપયોગી છે. ચતુઃશ્લોકી ભાગવતમાં પણ ભગવાને બ્રહ્માજીને કહેલું છે કે 'આ જ્ઞાન તમે અન્વય–વ્યતિરેક ભાવે ધારણ કરો.' વ્યતિરેકભાવ ગુણાતીત થવામાં એટલે કે transcendent થવામાં ઉપયોગી છે. અન્વયભાવ સર્વાત્મભાવ પ્રાપ્ત કરવામાં ઉપયોગી છે. The power to transcend is intimately connected with power to associate.

આ પ્રકરણમાં વ્યતિરેકભાવ અથવા કલ્પિતનો નિષેધ અથવા transcendance ની રીત બતાવવામાં આવેલી છે. તૈતરિય ઉપનિષદમાં પણ તે ટૂંકામાં આપેલી છેઃ—

માણુસના શરીરની અંદર ૫ કોશ નીચે પ્રમાણે છે :—

૧. અન્નમય કોશ.
૨. પ્રાણમય કોશ.
૩. મનોમય કોશ.
૪. વિજ્ઞાનમય કોશ.
૫. આનંદમય કોશ.

મ્યાનમાં જેમ તરવાર હોય ત્યારે મ્યાન એ કોશ કહેવાય છે. ડુંગળીનાં ફોતરાં અથવા કેળના થડની છાલ એ પણ કોશના દ્રષ્ટાંતમાં વપરાય છે.

કોશની વિગત નીચે પ્રમાણે છે:—

૧. માબાપે ખાધેલા અન્નથી રજ અને વીર્ય બને છે, તેનાથી શરીર ઉત્પન્ન થાય છે. તે શરીર જન્મ પછી દૂધ, અન્ન વગેરેથી વૃદ્ધિ પામે છે અને છેવટે પૃથ્વીતત્ત્વમાં લીન થાય છે. તે અન્નમય કોશ છે. તે "હું છું" એમ માનવાથી જન્મ મરણના અનુભવ થાય છે પણ આત્મા તેનાથી જુદો છે કારણ કે જન્મ પહેલાં અને મરણ પછી અન્નમય કોશનો અભાવ છે. માટીના ઘડાની માફક શરીર નાશવાન છે અને કાર્ય છે. આત્મા ઉત્પત્તિ અને નાશથી રહિત હોવાથી તેનાથી વિલક્ષણ છે. તે બધી અવસ્થાને જાણનાર છે.

૨. પ્રાણમય કોશ ૫ પ્રાણનો બનેલો છે. નિદ્રામાં માણસ સૂતો હોય તે વખતે કોઈ સ્નેહી ઘેર મળવા આવે તો પ્રાણ જાગતો હોવા છતાં તેનું સન્માન કરતો નથી અને કોઇ ચોર ઘરમાં આવી દાગીના ચોરી જાય તો પ્રાણ તે અટકાવતો નથી. તેથી પ્રાણ ઘડાની માફક જડ છે. આત્મા ચેતન છે અને પ્રાણમય કોશથી વિલક્ષણ છે. પ્રાણમય કોશ એ સુક્ષ્મ દેહરૂપ છે. પ્રાણમય કોશને વાસનામય કોશ પણ કહે છે. જેની વાસના બહુ તીવ્ર હોય છે, જે જગતને સાચું માને છે, તેઓ ઘણે ભાગે કોઇ પણ પ્રકારની યોગસાધનામાં પડે છે. તેઓ પ્રાણને પહેલાં વશ કરીને પછી મનને વશ કરવા મહેનત કરે છે. હઠ-યોગમાં, પ્રાણાયામમાં, અને તાંત્રિક સાધનામાં પ્રાણને સમાન રાખવા ઉપર અથવા તેનો કુંભક વધારવા ઉપર બહુ જોર છે. ઘણા સાધકને મુખ્ય વિક્ષેપ પ્રાણ તરફથી એટલે વાસના તરફથી નડે છે. તેથી તેઓ પહેલાં પ્રાણને વશ કરીને પછી તેની મદદથી મનને વશ કરે છે. જ્ઞાન-યોગમાં પ્રાણ પોતાનું સ્વરૂપ નથી એમ ભાવ રાખી પ્રાણને મનની મદદથી પણ શાંત કરી શકાય છે.

૩. મનોમય કોશ એ ૫ જ્ઞાનેંદ્રિયનો બનેલો છે. તે દેહમાં અહંતા અને મમતા રાખે છે. તે કોશ કામ, ક્રોધ વિગેરે વૃત્તિવાળો હોવાથી નિયમ વગરનો અને વિકારી છે. મનને શાંત કર્યા વગર કોઇ

પણ સારી સાધના થઇ શકતી નથી. તે માટે અભ્યાસ અને વૈરાગ્ય એ મુખ્ય સાધન છે. અભ્યાસથી સજાતીય પ્રવાહ વધે છે અને વૈરાગ્યથી વિજાતીય પ્રવાહ દૂર કરી શકાય છે. સંસારમાં કેટલાક માણસો સારો અભ્યાસ કરે છે પણ વૈરાગ્ય સારો રાખી શકતા નથી. સાધુઓ કેટલાક સારો વૈરાગ્ય રાખી શકે છે પણ સારો અભ્યાસ રાખી શકતા નથી. તેથી સંસારમાં સારા વૈરાગ્યવાનની ખોટ નજરે પડે છે અને સાધુઓમાં સારા અભ્યાસવાળાની ખોટ નજરે પડે છે. અભ્યાસ અને વૈરાગ્ય બંન્નેની જરૂર છે. બંન્ને સાથે હોય તો વિકારી મન તરત તાબે થાય છે. અભ્યાસથી એવી પણ વધારે ખબર પડે છે કે આત્મા બધી વૃત્તિઓનો સાક્ષી હોવાથી નિર્વિકારી છે. તેથી આત્મા મનોમય કોશથી જુદો છે. મન સૂક્ષ્મ દેહરૂપ છે. આત્મા તેને જાણવાવાળો છે. વેદાન્તનો સિદ્ધાંત એવો છે કે જે જેને જાણે તે તેથી જુદો છે. તેથી મનને જાણવાવાળો મનથી જુદો છે.

૪. વિજ્ઞાનમય કોશ એ પાંચ જ્ઞાનઇંદ્રિય સહિત બુદ્ધિનો બનેલો છે. તે બુદ્ધિ ઘટ વગેરે વસ્તુની માફક લય થવાવાળી છે. નિદ્રામાં અને સમાધિમાં જતી રહે છે, તેથી તે વિનાશી છે. આત્મા લય અને નિદ્રાથી રહિત છે તેથી આત્મા અવિનાશી છે. વિજ્ઞાનમય કોશ પણ સૂક્ષ્મ દેહરૂપ છે અને આત્મા તેને જાણવાવાળો છે. રાજયોગી સાધક વિજ્ઞાનમય કોશનો ઉપયોગ કરી ઘણી સિદ્ધિઓ મેળવે છે છતાં તે દશામાં પણ દ્વૈતભાવ દૂર થતો નથી.

૫. આનંદમય કોશમાં તારતમ્યવાળું સુખ છે. પૂણ્યકર્મના ફળના અનુભવકાળમાં કોઈ વખતે બુદ્ધિની વૃત્તિ આત્માના આનંદના પ્રતિબિંબનું સુખ લે છે. તે સુખમાં નીચે પ્રમાણે તારતમ્ય રહે છેઃ—

(૧) ઇષ્ટ વસ્તુના દર્શનથી ઉત્પન્ન થતી વૃત્તિને પ્રિયવૃત્તિ રહે છે.
(૨) ઇષ્ટ વસ્તુના લાભની વૃત્તિને મોદ કહે છે.
(૩) ઇષ્ટ વસ્તુના ભોગની વૃત્તિને પ્રમોદ કહે છે.
(૪) જ્યાં આત્માના જ્ઞાનનો અભાવ છે એવી સુષુપ્તિ દશામાં વિશ્રાંતિ

વખતે મળતી ક્ષણિક શાંતિ જેવો આ આનંદ છે પણ તે સ્થાન ધર્મવાળો આનંદ છે.વ્યાપકધર્મવાળો બ્રહ્મનો આનંદ નથી તેથી સ્થાન ધર્મવાળા આનંદને આનંદમયકોશ કહેલો છે. વેદાન્તમાં એકદેશી મતવાળા કેટલાક એમ માને છે કે સુષુપ્તિમાં, અજ્ઞાનમાં અથવા અજ્ઞાનની વૃત્તિમાં આત્માનું પ્રતિબિંબ પડે છે, તેથી આનંદમય કોશ એ તે પ્રકારના પ્રતિબિંબનો આનંદ છે પણ નવમા પ્રકરણમાં સમજાવ્યા પ્રમાણે સુષુપ્તિમાં અજ્ઞાન સિદ્ધ થતું નથી. તેથી સુષુપ્તિનો આનંદ એ સ્થાનધર્મવાળો આનંદ છે એ સિદ્ધાંત વેદાન્તના મતને વધારે અનુકૂળ છે. આવો આનંદમય કોશ એ પણ વાદળાંની પેઠે આવે અને જાય એવા સ્વભાવવાળો હોવાથી ક્ષણિક છે. આત્મા નિત્ય છે તેથી આનંદમય કોશ એ પણ આત્માનું સ્વરૂપ નથી. ખરી રીતે પાંચ કોશ જેની સત્તાથી અનુભવમાં આવે છે તે આત્મા છે. તે પાંચ કોશથી જુદો છે અને સર્વવ્યાપક છે.

પુસ્તકના વાંચન પછી શ્રદ્ધાપૂર્વક ધ્યાન કરવું એ એક ભૂમિકા આગળ વધારી આપે છે અને ધ્યાનમાં જે આત્મભાવ જાગ્રત થાય તે આત્માને વ્યુત્થાન દશામાં પણ સર્વત્ર જોવો એ બ્રહ્મભાવ છે અને ખરી દશા છે.

જે વૃત્તિચેતનમાં જેટલા પદાર્થ ભાસે છે તે વૃત્તિથી તે પદાર્થના સંસ્કાર ઉત્પન્ન થાય છે એ નિયમ છે. વિષયના સંબંધકાળે આનંદનું વિશેષ રૂપથી ભાન સંભવે છે. જેમ પ્રભાતમાં સૂર્યના ન્યૂનાધિકભાવનો સંચાર થાય તેથી ન્યૂનાધિક ભાવથી અંધકારનો અભિભવ થાય છે, પછી પદાર્થનો પ્રકાશ પણ ન્યૂનાધિક ભાવથી થાય છે; તેજ પ્રમાણે પુણ્યવશથી ઉત્કૃષ્ટ અને અપકૃષ્ટ વિષયનો સંબધ થાય ત્યાં સુખાકાર વૃત્તિ પણ ઉત્કર્ષ અને અપકર્ષ સહિત થાય છે. તેનાથી આવરણનો અભિભવ પણ ન્યૂનાધિક ભાવથી થાય છે. તેથી અનંતર ન્યૂનાધિક ભાવથી આનંદનું ભાન થાય છે. એકરૂપથી નહિ. તેથી જોકે વાસ્તવમાં

આનંદ એક છે પરંતુ ઉપાધિભેદથી તેનો ભેદ થવાથી સ્વરૂપનો આનંદ અને વિષયનો આનંદ અને પરસ્પર વિષયના આનંદનો ભેદ સિદ્ધ થાય છે. જ્ઞાનથી અધ્યાસની નિવૃત્તિ થતાં જે નિરાવરણ આનંદ મળે છે એજ સ્વરૂપાનંદ કહેવાય છે. અનુકૂળ વિષયના સંબંધમાં અંતઃકરણની વૃત્તિ જાય તેમાં આનંદનું પ્રતિબિંબ એ વિષયાનંદ કહેવાય છે. તે આનંદ સાતિશય છે



પુસ્તકના વાંચન પછી આગળનું પગથીયું 'શ્રદ્ધાપૂર્વક ધ્યાન' છે.

કારણકે તે વૃત્તિજન્ય છે. તેથી અપકૃષ્ટ આનંદના અનુભવમાં ઉત્કૃષ્ટ આનંદની ઇચ્છા થાય છે. તેથી દુઃખના સાધનમાં કદાચ સુખના સાધનનો ભ્રમ થાય છે.

જેમ ભાસમાન દીપપ્રભા, તીવ્ર વાયુરૂપ વિક્ષેપથી સ્પષ્ટ ભાસતી નથી, વાયુ ન હોય તો સ્પષ્ટ ભાસે છે, તેમ સંસારદશામાં આનંદનું ભાન જરૂર થાય છે પણ વાયુની માફક મિથ્યાજ્ઞાન અને તેના સંસ્કાર રૂપ વિક્ષેપથી તે આનંદ સ્પષ્ટ ભાસતો નથી. વિક્ષેપ ઉપાધિમાં છે, આત્મામાં નથી, છતાં અધ્યાસથી ઉપાધિદ્વારા મલિન દર્પણની માફક બિંબમાં દેખાય છે, તે મિથ્યા છે. મિથ્યા વસ્તુ અધિષ્ઠાનના જ્ઞાનથી બાધ્ય થાય છે.

## પ્રકરણ ૨

# પ્રપંચનું મિથ્યાત્વ

પ્રપંચનું મિથ્યાત્વ પહેલા વિભાગમાં કેટલેક અંશે સમજાવેલું છે. પ્રપંચનું મિથ્યાત્વ જણાવવામાં વેદાન્તનું ખાસ જોર છે. તે મિથ્યાત્વ બરાબર સમજાય તો મનને વશ કરવું બહુ સહેલું પડે છે. જ્યાં જ્યાં મન દોડવા લાગે ત્યાં તે વસ્તુ છે કે નહિ તેનો વિચાર કરતાં મિથ્યાત્વનો નિશ્ચય આવી જાય છે અને મન દોડતું બંધ પડે છે. એવો નિશ્ચય કરાવવામાં જે કાંઇ સાધન મળી આવે તેનો ઉપયોગ ઘણો છે. નીચે પ્રમાણે એક પ્રકારની પ્રક્રિયા પણ વેદાન્તમાં ઉપયોગમાં લેવામાં આવે છે.

જેમ છીપમાં રૂપું ભૂલથી ભાસે છે તેમ બ્રહ્મમાં જગત ભૂલથી ભાસે છે. તે ભૂલ નીચે પ્રમાણે સમજાવી શકાય છેઃ—

૧. વસ્તુનો સામાન્ય અંશ.

૨. વસ્તુનો વિશેષ અંશ.

૩. વસ્તુનો કલ્પિત વિશેષ અંશ.

તેમાં "આ છે" એ વસ્તુનો સામાન્ય અંશ છે. તે ભ્રાંતિકાળે અને ભ્રાંતિના અભાવકાળે પણ દેખાય છે.

બીજું. છીપમાં જે ત્રિકોણપણું વગેરે વિશેષ અંશ છે. તે થોડો વખત દેખાય અને ભૂલ વખતે ન દેખાય પણ તેની પ્રતીતિથી ભ્રાંતિની નિવૃત્તિ થાય અને

ત્રીજું. કલ્પિત વિશેષ અંશ. તે છીપમાં રૂપાનો ભ્રમ. તે અધિષ્ઠાનના જ્ઞાન વખતે એટલે છીપના જ્ઞાન વખતે દેખાય નહિ. તે છીપના અજ્ઞાનકાળે જ દેખાય. તેથી તે અંશ વ્યભિચારી છે.

ઉપરના દ્રષ્ટાંત પ્રમાણે સિદ્ધાંતનો વિચાર નીચે પ્રમાણે થઇ શકે છેઃ—

સચ્ચિદાનંદ રૂપ અધિષ્ઠાન કે જે આત્માનું સ્વરૂપ છે, તેમાં જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા આત્માના જ્ઞાનના અભાવ વખતે દેખાય. આત્માનો તે અવસ્થામાં અન્વય છે પણ તે અવસ્થાનો પરસ્પર વ્યતિરેક છે, કારણકે જ્યારે જાગ્રત ભાસે ત્યારે સ્વપ્ન અને સુષુપ્તિ ભાસે નહિ. સ્વપ્ન ભાસે ત્યારે જાગ્રત અને સુષુપ્તિ ભાસે નહિ અને સુષુપ્તિ ભાસે ત્યારે જાગ્રત અને સ્વપ્ન ભાસે નહિ. આત્મામાં એ ત્રણે અવસ્થાનો પારમાર્થિક દ્રષ્ટિએ અત્યંત અભાવ છે.

સચ્ચિદાનંદ રૂપ આત્મામાં સત્ એ સામાન્ય અંશ છે કારણ કે તે બધી અવસ્થામાં રહે છે. તે ભ્રાંતિકાળે પણ પ્રતીત થાય છે.

બીજું. ચેતન, આનંદ, અસંગપણું, અદ્વિતીયપણું એ આત્માના વિશેષણ છે. તે ભ્રાંતિકાળે પ્રતીત થાય નહિ પણ તેની પ્રતીતિથી ભ્રાંતિની નિવૃત્તિ થાય.

અને ત્રીજું, ત્રણ અવસ્થારૂપ પ્રપંચ એ કલ્પિત વિશેષ અંશ છે કારણ કે

(૧) બ્રહ્મથી અભિન્ન આત્માના અજ્ઞાન વખતે કલ્પિત વિશેષ અંશ એટલે તે ત્રણ અવસ્થા પ્રતીત થાય;

(૨) "હું બ્રહ્મ છું" એવા જ્ઞાન વખતે આત્માથી ભિન્ન એ અવસ્થા પ્રતીત થાય નહિ.

તેથી ત્રણ અવસ્થારૂપ પ્રપંચ એ કલ્પિત વિશેષ અંશ છે. તેને ભ્રાંતિ પણ કહે છે. પ્રપંચના મિથ્યાપણાનો નિશ્ચય એજ પ્રપંચનો બાધ છે.

જો જીવ કોઈ વખતે ભૂલ કરે તેવો ન હોય તો પ્રપંચનો બાધ કરવાની જરૂર નથી પણ વ્યાવહારિક જીવ ક્ષણે ક્ષણે ભૂલ કરી, દ્વૈત ભાવ વધારતો જાય છે અને ભ્રાંતિમાં પડે છે. ભ્રાંતિ અથવા અધ્યાસના નીચે પ્રમાણે પાંચ પ્રકાર છેઃ—

૧. ભેદ ભ્રાંતિ

૨. કર્તાભોક્તાપણાની ભ્રાંતિ

૩. સંગની ભ્રાંતિ
૪. વિકારની ભ્રાંતિ અને
૫. બ્રહ્મથી ભિન્ન જગતની સત્યતાની ભ્રાંતિ.
તે પાંચ પ્રકારની ભ્રાંતિ નીચે પ્રમાણે નિવૃત્ત થાય છેઃ—

૧. ભેદભ્રમની નિવૃત્તિ બિંબ અને પ્રતિબિંબના દ્રષ્ટાંતથી નિવૃત્ત થાય છે. દર્પણમાં મુખનું પ્રતિબિંબ દેખાય છે. તે પ્રતિબિંબ દર્પણમાં નથી. તેવીજ રીતે અંતઃકરણમાં આત્માનું પ્રતિબિંબ કે જે જીવ કહેવાય છે તે અંતઃકરણમાં નથી. છતાં ભૂલથી દેખાય છે, તેથી જીવ એ કલ્પિત વસ્તુ છે. જીવનું સાચું સ્વરૂપ બિંબ છે એટલે બ્રહ્મ છે.

૨. કર્તા–ભોક્તાની ભ્રાંતિ સ્ફટિકના દ્રષ્ટાંતથી નિવૃત્ત થાય છે. સ્ફટિક મણિમાં લાલ રંગવાળા વસ્ત્રના સંબંધથી લાલ રંગ દેખાય છે પરંતુ તે વસ્ત્રનો ધર્મ છે, સ્ફટિકનો ધર્મ નથી. વસ્ત્ર અને સ્ફટિકનો વિયોગ થાય તો સ્ફટિકમાં લાલ રંગ દેખાતો નથી. તેવીજ રીતે અંતઃકરણનો ધર્મ કર્તા–ભોક્તાપણાનો આત્મામાં તાદાત્મ્ય સંબંધથી ભાસે છે. પરંતુ તે અંતઃકરણનો ધર્મ છે. સુષુપ્તિમાં અંતઃકરણ અને આત્માનો વિયોગ થતાં તે ધર્મ આત્મામાં દેખાતો નથી તેથી તે ધર્મ આત્મામાં નથી પણ આત્મામાં ભ્રાંતિથી દેખાય છે. ચેતન આત્મા સ્વભાવથી સંસારનો આશ્રય નથી પણ બુદ્ધિ–નિષ્ઠ સાક્ષીભાસ્ય કતૃત્વાદિ સંસારનો આત્મામાં આરોપ હોવાથી સંસારનો આશ્રય છે. તેથી કર્તૃત્વાદિ સંસારધર્મનો અનિર્વચનીય સંબંધ આત્મામાં ઊપજે છે. સૂર્ય પ્રકાશરૂપ છે તોપણ કલ્પિત ભેદથી સૂર્ય પ્રકાશે છે એમ પ્રકાશનો આશ્રય વ્યવહાર કરાય છે, તેમ કલ્પિત ભેદથી આત્મા ઉપલબ્ધિનો આશ્રય કહેવાય છે. ઉપાધિનો ભેદ હોવા છતાં ચેતન આત્મામાં ભેદ નથી. તેથી ખરી રીતે અંતઃકરણ બધા અનર્થનો આશ્રય છે એમ પણ મનાય છે.

૩. સંગની ભ્રાંતિ–ઘટાકાશના દ્રષ્ટાંતથી નિવૃત્ત થાય છે. જેમ ઘટની ઉપાધિવાળું આકાશ ઘટાકાશ છે. તે ઘટની સાથે ભાસે છે તો પણ ઘટનો ધર્મ ઉત્પત્તિ અને નાશવાળો છે તે આકાશને સ્પર્શ કરતો નથી તેથી આકાશ અસંગ છે. આકાશનો સંબંધ ઘટની




"ઘટને ઘટના આકાશ સાથે સંબંધ નથી. ઘટ ફૂટતાં આકાશને કાંઈ થતું નથી."

સાથે ભાસે તે ભ્રાંતિ છે. તેવીજ રીતે સિદ્ધાંતમાં દેહ વગેરે સંઘાતની ઉપાધિવાળો આત્મા સંઘાતની સાથે ભાસે છે, છતાં જન્મ મરણ વગેરે સંઘાતના ધર્મ છે. તે આત્માને સ્પર્શ કરતા નથી; કારણકે સંઘાત દૃશ્ય છે અને આત્મા દ્રષ્ટા છે. આત્મા સંઘાતરૂપ નથી. સંઘાત પંચમહાભૂત રૂપ છે. આત્મા તેનાથી જુદો છે અને અસંગ છે. તેથી સંઘાતની સાથે અહંતા મમતારૂપ સંબંધ એ ભ્રાંતિ છે.

૪. વિકારની ભ્રાંતિ રજ્જુ–સર્પના દ્રષ્ટાંતથી નિવૃત્ત થાય છે. જેમ મંદ અંધકારમાં અંતઃકરણની વૃત્તિ રજ્જુ રૂપ થતી નથી તેથી રજ્જુના આવરણનો ભંગ થતો નથી. તેવી જ રીતે જે વૃત્તિ આત્માકાર થતી નથી ત્યાં અનાત્મારૂપ ઉપાધિ દેખાય છે અને અનાત્માના વિકારની ભ્રાંતિ આત્મામાં દેખાય છે,

૫. સોનું અને દાગીનાના દ્રષ્ટાંતથી બ્રહ્મથી ભિન્ન જગતની સત્યતાની ભ્રાંતિ દૂર થાય છે. કનક અને કુંડલનો કાર્યકારણવાળો જે ભેદ

ભાસે છે તે કલ્પિત છે, કારણકે કનકથી કુંડળ જુદું નથી તેથી ત્યાં વાસ્તવમાં અભેદ છે. કનકથી જુદી કુંડળની સત્તા નથી. તેવીજ રીતે બ્રહ્મ અને જગતનો જે કાર્યકારણભાવ અને વિશેષ રૂપે ભેદ દેખાય છે તે કલ્પિત છે. વિચાર કરીને જોઇએ તો અસ્તિ ભાતિ અને પ્રિયથી ભિન્ન જગત સત્ય ઠરતું નથી, કિંતુ મિથ્યા સિદ્ધ થાય છે. જે વસ્તુ જેનામાં કલ્પિત હોય તે તેનાથી ભિન્ન સિદ્ધ થાય નહિ. તેથી બ્રહ્મથી ભિન્ન જગતનો વાસ્તવમાં અભેદ છે. બ્રહ્મથી ભિન્ન જગતની સત્તા નથી. વળી જેનામાં સત્તા નથી તે કોઈ વસ્તુ નથી તેથી જગત એ કોઇ વસ્તુ નથી. મૂર્ખોની દ્રષ્ટિમાં જગત છે. જો જગતમાં કોઈ મૂર્ખ ન હોય તો જગત પ્રતીત થાય નહિ.

ઉપરની પાંચ પ્રકારની ભ્રાંતિ અથવા અધ્યાસ દૂર કરવા માટે આત્મા અને અનાત્માના ધર્મ બરાબર જાણ્યા હોય તો વધારે સરળતા થાય છે. તેનો પ્રકાર નીચે પ્રમાણે છેઃ—

૧. સત્ ચિત્ આનંદ અને અદ્વૈતપણું એ ૪ આત્માના ધર્મ છે.

૨. અસત્ જડ, દુઃખ અને દ્વૈતપણું એ ૪ અનાત્માના ધર્મ છે.

તેમાં

અનાત્માનું દુઃખીપણું અને દ્વૈતપણું આત્માના આનંદપણાને અને અદ્વૈતપણાને ઢાંકે છે.

તેથી

૧. હું આનંદરૂપ છું અને અદ્વૈતરૂપ છું એવી પ્રતીતિ થતી નથી અને

૨. હું દુઃખી છું અને બ્રહ્મથી ભિન્ન છું એવી પ્રતીતિ થાય છે.

વળી

આત્માના સત્ અને ચિત્ એ બે વિશેષણો અનાત્માના અસત્ અને જડ ધર્મને ઢાંકે છે.

તેથી

૧. અનાત્મા ( અહંકાર વગેરે ) અસત અને જડ છે એવી પ્રતીતિ થતી નથી અને

૨. અનાત્મા વિદ્યમાન છે અને ચેતન છે એવી ખોટી પ્રતીતિ થાય છે.

એ પ્રમાણે આત્મા અને અનાત્માનો પરસ્પર અધ્યાસ થાય છે. તે અધ્યાસનું કારણ માત્ર આત્માનો અવિચાર છે.

તેથી

૧. કૂટસ્થની સત્યતાનો સંસર્ગ ( એટલે તાદાત્મ્ય સંબંધ ) અનાત્મા સાથે થતાં જીવ મિથ્યા છે છતાં તે મિથ્યા પ્રતીત થતો નથી પણ સત્ય પ્રતીત થાય છે.

૨. જીવ અને તેનું કર્તાપણું વગેરે ધર્મ કૂટસ્થમાં અધ્યસ્ત છે પણ તેની ખબર ન હોવાથી, કૂટસ્થ અકર્તા, અભોક્તા, અસંસારી, નિત્યમુક્ત, અસંગ બ્રહ્મરૂપ પ્રતીત થાય નહિ પરંતુ તેથી વિપરીત પ્રતીત થાય.

એ બંન્ને પ્રકારના અધ્યાસની નિવૃત્તિ આત્મજ્ઞાનથી થાય છે. એવું જ્ઞાન પણ ચિદાભાસને થાય છે. ચિદાભાસને જ વેદાન્તમાં જીવ કહે છે. જીવને જ્ઞાન થાય છે ત્યારે તે પોતાનું બ્રહ્મસ્વરૂપ નીચે પ્રમાણે જાણી શકે છેઃ—

૧. જીવના અધિષ્ઠાન કૂટસ્થનો બ્રહ્મની સાથે મુખ્ય અભેદ છે.

૨. બુદ્ધિ સહિત ચિદાભાસનો બ્રહ્મની સાથે પોતાના સ્વરૂપનો બાધ કરીને અભેદ થાય છે.

તેથી

૧. ચિદાભાસ પોતાના સ્વરૂપનો બાધ કરીને પોતાને "અહં" શબ્દના લક્ષ્યરૂપ કૂટસ્થને જાણે છે અને

૨. પોતાનું જે કૂટસ્થ સ્વરૂપ છે તે બ્રહ્મ છે એમ મુખ્ય રીતે જાણે છે. આવી રીતે શ્રવણ મનન કરવાથી બ્રહ્માકાર વૃત્તિ થાય છે અને તે વૃત્તિથી આવરણભંગ થાય છે. તે સાથે જ આવરણને આધારે રહેલાં અનેક જન્મનાં સંચિત કર્મ નાશ પામે છે.

બાકીનાં ક્રિયમાણ કર્મ, આત્માના અકર્તા, અભોક્તા અને અસંગપણાના ભાનથી નાશ પામે છે, અને પ્રારબ્ધકર્મ ભોગથી નાશ પામે છે.

જ્યારે વૃત્તિ બ્રહ્મમાં લીન થાય ત્યારે તેને સત્સંગ માટે અથવા શાસ્ત્ર વાંચવા માટે અથવા બીજા કામ માટે બહાર કાઢવી નહિ. કોઈ દેવીનો ભક્ત ધૂણતાં ધૂણતાં દેવી થઈ જાય છે તો બ્રહ્મજ્ઞાની બ્રહ્મની ધૂનમાં બ્રહ્મરૂપ કેમ ન થાય? આત્મભાવમાં જરાપણ પોલ ચાલે તેમ નથી. તેમાં એક તણખલું પણ સમાય તેમ નથી. તેથી અનાત્મ વિચારને અવકાશ આપવો નહિ. બાહ્ય વિષયોની સાથે ઇંદ્રિયોના સંસર્ગથી ઉત્પન્ન થયેલ જ્ઞાનને ચૈતન્ય સામાન્ય રીતે અનુસરતું નથી પણ જ્યારે આત્માની અનાત્મામાં સ્થિતિ થાય છે ત્યારે જ આત્મા અનાત્માનો જ્ઞાતા બને છે. એ જ્ઞાન સાચું નથી. પોતાને અને જગતને બ્રહ્મદૃષ્ટિથી ભિન્ન ન જોવા એજ ખરૂં જ્ઞાન છે. દરિયા રૂપે રહેવું, મોઢ રૂપે ન રહેવું.

એવું જ્ઞાન સ્થિર થશે તો પછી દૂર થશે નહિ. જેમ નિંદ્રામાં વકીલ પોતાનું જ્ઞાન ભૂલી જતો નથી તેમ નિદ્રામાં અથવા વિદેહકાળે જ્ઞાનીને તત્ત્વનું અનુસંધાન ન હોય તોપણ તે જ્ઞાન જતું રહેતું નથી.



પ્રકરણ ૩

# અદ્વૈત જ્ઞાનથીજ મુક્તિ

કેટલાક એમ માને છે કે જડ અને ચેતનના (ધર્મના) ભેદ–જ્ઞાનથી જ મુક્તિ મળે છે પણ તેનું પ્રમાણ મળતું નથી. જો ભેદ–જ્ઞાનથી મુક્તિ મળતી હોત તો ભેદના વર્ણનમાં શ્રુતિનું તાત્પર્ય હોત. શ્રુતિમાં કહેલું છે કે આત્માના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે કારણ કે ત્યાં જીવ–બ્રહ્મની એકતા થાય છે. 'તત્ત્વમસિ', 'અહં બ્રહ્માસ્મિ' એવાં મહાવાકયો અભેદ જણાવનારાં છે. ભેદનાં કેટલાક વાકયોનું તાત્પર્ય ઉપાસના પર છે અને કેટલાંક વાકયો ભેદનો અનુવાદ કરીને અભેદ તરફ લઈ જવા માટે શ્રુતિમાં આપેલાં છે. જ્યાં પ્રશ્ન–ઉત્તર થાય છે ત્યાં પણ કલ્પિત ભેદનો આધાર લઇને પ્રશ્ન–ઉત્તર થાય છે. જ્ઞાન થયા પછી પ્રશ્ન–ઉત્તર રહેતા નથી.

શ્રુતિ તો એમ કહે છે કે જ્યારે **દ્વૈતમિવ** એટલે બીજા જેવો થાય ત્યારે બીજાને દેખે છે. તેથી અવિદ્યાની દશામાં દ્વૈત દર્શન જેવું છે. જ્યારે સર્વ આત્મારૂપ થઇ જાય છે ત્યારે કોણ કોને જાણે? પ્રપંચ માયાકલ્પિત છે. સ્વપ્નની માફક ખોટો છે. સત્ય અને અસત્યનો વાસ્તવ સંબંધ થતો નથી.

જ્ઞાનીને ભેદ કોઇ રીતે પોષાતો નથી. જે ભેદ જુએ છે તે મૃત્યુને પામે છે એવું કઠ–ઉપનિષદમાં કહેલું છે. ત્યાં ભેદની નિંદા પણ કરેલી છે. વસ્તુતઃ ભેદ નથી, છતાં જે ભેદ દેખે છે તેને સંસાર મળે છે. જે એક દેખે છે તેને જ મોક્ષ મળે છે.

બધું એક છે છતાં સામાન્ય વ્યવહારમાં કોઇને સુખ અને કોઇને દુઃખ, એકને બંધ અને બીજાને મોક્ષ, એ અંતઃકરણના ઉપાધિભેદના અનુભવ છે. વસ્તુતાએ આત્મદૃષ્ટિથી બંધ કે મોક્ષ જેવું બની શકતું નથી. શરીરના ભેદથી આત્માનો ભેદ થતો નથી. બાળક અવસ્થા, જુવાની વગેરે શરીરના ભેદથી આત્માનો ભેદ થતો નથી; ઊલટું, જે

હું બાળક અવસ્થામાં અનુભવ કરતો હતો તેજ હું જુવાનીમાં અનુભવ કરૂં છું. જેમ પોતાથી પોતામાં ભેદ બનતો નથી તેમ બીજાથી પણ પોતાનો ભેદ બનતો નથી.

જ્યાં છીપમાં રૂપું દેખાય ત્યાં તે ભૂલ છીપના જ્ઞાનથી દૂર થાય છે. તે જ્ઞાનથી રૂપાનો અભાવ થાય છે. આ રૂપું નથી એ વાક્યમાં જે રૂપું પ્રાપ્ત થવાની આશા હતી તેનો નિષેધ થાય છે. તેવી જ રીતે 'તત્ત્વમસિ' વગેરે વાક્યથી ઉત્પન્ન થયેલ અખંડ અદ્વિતીય સચ્ચિદાનંદ સ્વરૂપવાળી અંતઃકરણની વૃત્તિ ઉત્પન્ન થઇને, તેની વિરોધી (કલ્પિત) અવિદ્યા વિલાસવાળી વૃત્તિને નિવૃત્ત કરે છે. તેનાથી જે પહેલાં ભૂલથી વસ્તુવાળું જગત લાગતું હતું તેનો નિષેધ થાય છે. તેથી આ જગતના અસ્તિત્વનું પ્રમાણ મળતું નથી. પ્રપંચના અંશમાં શ્રુતિનું પ્રમાણ નથી. શાસ્ત્ર તો અજ્ઞાત-જ્ઞાપક અબાધિત અર્થને જણાવે છે. ખરી રીતે પ્રપંચનો ભાવ નથી તેમ અભાવ નથી પરંતુ અધિષ્ઠાન જે બ્રહ્મ છે તે રૂપ છે. અધ્યસ્તનું સ્વરૂપ અધિષ્ઠાન છે. અધ્યસ્તના અભાવનું સ્વરૂપ પણ અધિષ્ઠાન છે. એજ સિદ્ધાંત છે.

જેઓ પૂછે છે કે જગત કેમ દેખાય છે? તે ભ્રાંત છે. મૂર્ખને જગત દેખાય છે. જ્ઞાનીને દેખાતું નથી. જે દશામાં આત્મસાક્ષાત્કાર છે તે દશામાં જગત નથી. જે વ્યવહારિક છે તે ભ્રમમાત્ર વિષયવાળું છે.

માંડુક્ય ઉપનિષદની કારિકામાં કહેલું છેકે પ્રપંચ હોય તો તેની નિવૃત્તિ થાય. પ્રપંચ ત્રણે કાળમાં નથી એજ તેની નિવૃત્તિ છે. જે સંબંધથી, જે અવચ્છેદથી, જેનું જે અધિકરણ હોય, તેના સંબંધથી, તેના અવચ્છેદથી તેનું તેમાં રહેલું કલ્પિત વસ્તુપણું (અત્યંત અભાવના પ્રતિયોગીપણાથી) જે ત્રણે કાળે દેખાય તે મિથ્યા કહેવાય છે. તેથી સામાન્ય દૃષ્ટિથી માયા સાચા જેવી થઇ જાય છે. આગળ જ્ઞાન વધતાં તે અનિર્વચનીય લાગે છે અને છેવટે જ્યારે આત્મામાં બરાબર નિષ્ઠા થાય ત્યારે માયા તુચ્છ લાગે છે. ભ્રમ માત્ર વિષયને બાધ કરવાની યુક્તિ માટે વ્યાવહારિક

વિગેરે ત્રણ સત્તા કલ્પેલી છે. વાસ્તવમાં અદ્વૈત પોતાના પ્રમાણથી સિદ્ધ છે અને પ્રપંચ ત્રણે કાળમાં નથી એજ રહસ્ય છે.

પ્રપંચ કે અજ્ઞાન નથી છતાં તે દૂર થાય છે એમ કહેવાય છે. જ્યારે અંતઃકરણની વૃત્તિ બ્રહ્માત્કાર થાય છે ત્યારે અજ્ઞાન દૂર થાય છે એવું કહેવાય છે. તેવી વૃત્તિમાં કોઇ એવો અનિર્વચનીય ધર્મ રહે છે. વૃત્તિ પોતે અજ્ઞાનનું કાર્ય છે છતાં અજ્ઞાનને દૂર કરે છે. બન્ને કલ્પિત છે, છતાં એવું બને છે. અજ્ઞાનમાં ઘણા દોષ છે તો આવો એક દોષ વધારે માની લેવામાં શી હરકત છે? જો બધું બ્રહ્મથી ભિન્ન નથી તો વ્યવહાર પણ તેનાથી ભિન્ન નથી. નિષેધ શબ્દનો કોઇ વિષય નથી તોપણ અંતઃકરણની તેવી વૃત્તિ થતાં, બીજું છે એવા ભ્રમનો નિરાસ થઇ જાય છે. વ્યવહાર માયામય હોવાથી તેનું માયામયત્વ છે, તે પરમાર્થિક નથી. તેથી જ્યાંસુધી બ્રહ્મનો વિચાર થયો નથી ત્યાંસુધી વ્યવહાર સાચા જેવો દેખાય છે. ઘટપટ વિગેરે ભાવ રૂપ નથી પણ અભાવ પ્રતિયોગી છે, એટલે પ્રતીતિ માત્ર છે, તેનાથી સ્વપ્નની માફક વ્યવહાર થઇ શકે છે.

જે માયિક છે તે સાચું હોય તો જ્ઞાનથી નિવૃત્ત થાય નહિ. છીપમાં રૂપું નથી, તેમ રૂપાનો અનુભવ એ પ્રમા નથી. તેમ બ્રહ્મમાં જગત નથી અને જગતનો અનુભવ એ પ્રમા નથી. ઇદં વૃત્તિમાં બ્રહ્મ આવવું જોઇએ તેને બદલે જગત આવે તે સ્વપ્નાની માફક જ્ઞાનનો આભાસ છે, જ્ઞાન નથી.

જે સત્ય હોય તે દેખાય નહિ. પ્રપંચ દેખાય છે માટે મિથ્યા છે. આત્મા સત્ય છે તે દૃષ્ટિનો વિષય નથી જે દેખાય તે સત્ય નથી. જગતનું અધિષ્ઠાન દેખાતું નથી માટે તે સત્ય છે. સત્યમાં ત્રિપુટીનો વિલય છે. આત્માનું જ્ઞાન એજ અવિદ્યાની નિવૃત્તિ છે. તેથી અજ્ઞાન દશામાં અજ્ઞાનવાળો વ્યવહાર છે. વેદાન્ત વાક્યથી ઉત્પન્ન થયેલ અંતઃ-કરણના પરિણામમાં અભિવ્યક્ત થતી વૃત્તિથી અવિદ્યા દૂર થાય છે. તેથી

વૃત્તિથી સાક્ષાત્કાર થયો એમ ઉપચારથી બોલાય છે. ખરી રીતે વૃત્તિ આવરણ ભંગ કરે છે અને વૃત્તિની સાથે રહેલ ચેતન પ્રકાશ કરે છે.

ભેદ પારમાર્થિક નથી. વસ્તુતાએ બ્રહ્મ નિત્ય–મુક્ત છે અને તેનાથી અભિન્ન જીવ પણ નિત્ય–મુક્ત છે. દ્વૈત કોઈ વસ્તુ નથી તેથી જ્ઞાતા–જ્ઞેય પણ નથી.

દૃષ્ટિ સૃષ્ટિવાદમાં સમસ્ત જગત્ એટલે જગતના સમસ્ત પ્રદાર્થો પ્રાતિભાસિક જ છે. પ્રાતિભાસિક પદાર્થ જ્યારે જ્ઞાત હોય છે ત્યારેજ તેની સત્તા હોય છે. અજ્ઞાત પ્રાતિભાસિકની સત્તાજ હોતી નથી. વ્યવહારિક પદાર્થ તો જ્ઞાત હોય કે અજ્ઞાત હોય તોપણ પોતાનું કાર્ય કરવામાં સમર્થ હોય છે પણ પ્રાતિભાસિક પદાર્થ જો અજ્ઞાત હોય તો તે પોતાનું કાર્ય કરી શકે તેમ નથી. રજ્જુમાં અજ્ઞાત સર્પ કોઇ કાળે કોઇને ભય, ઉદ્વેગ કે વ્યાકુળતા ઉત્પન્ન કરી શકતો નથી. તે જ્યારે જ્ઞાત થાય છે ત્યારેજ પોતાનું કાર્ય કરી શકે છે. એજ દૃષ્ટિસૃષ્ટિવાદનું બી છે.

પ્રત્યેક જીવ પોતપોતના અજ્ઞાનથી સૃષ્ટિસર્જન કરે છે. તેથીજ દેવદત્તના અજ્ઞાનથી કલ્પિત સર્પની યજ્ઞદત્તને પ્રતીતિ થતી નથી, દેવદત્તનેજ તેની પ્રતીતિ થાય છે. તેથી જેના અજ્ઞાનથી જે વસ્તુ કલ્પિત હોય છે તે વસ્તુ તેનેજ પ્રતીત થાય છે, અન્યને નહિ. તેથી સૌ પોતાના કલ્પિત જગતમાં રહે છે.

જ્યાં દશ દ્રષ્ટા છે પણ ઘટ એક છે ત્યાં એકજ ઘટને દશ દ્રષ્ટા અનેક રીતે જુએ છે. ત્યાં વસ્તુતઃ એકજ ઘટ નથી પણ દશ કલ્પિત ઘટ છે. જે ઘટ દેવદતે જોયો તેજ મેં પણ જોયો એવી જે પ્રત્યભિજ્ઞા થાય છે તે તો સર્વ ઘટની સજાતીયતાને લઇને ભ્રાંતિથી થાય છે.

શુદ્ધ ચેતનનાં નીચે પ્રમાણે ૭ મુખ્ય લક્ષણ છેઃ—

૧. નિત્ય
૨. શુદ્ધ
૩. બુદ્ધ

૪. મુક્ત
૫. સત્ય
૬. પરમાનંદ
૭. અદ્વય

એ ૭ લક્ષણ કેમ અનુભવમાં આવતાં નથી તેનાં કારણ નીચ પ્રમાણે છે.

૧ કાર્ય પ્રપંચના તાદાત્મ્યથી નિત્ય સ્વભાવ અનુભવમાં આવતો નથી.

૨ કાર્ય પ્રપંચના ધર્મોના તાદાત્મ્યથી શુદ્ધ સ્વભાવ અનુભવમાં આવતો નથી.

૩ કારણભૂત અજ્ઞાનના તાદાત્મ્યથી, અથવા આત્માના અવિચા-ચારથી બુદ્ધ સ્વભાવ અનુભવમાં આવતો નથી.

૪ આત્માના અવિચારથી ઉત્પન્ન થતા આવરણના તાદાત્મ્યથી મુક્ત સ્વભાવ અનુભવમાં આવતો નથી.

૫ મિથ્યાપણામાં સત્યના તાદાત્મ્યથી ખરૂં સત્ય અનુભવમાં આવતું નથી.

૬ આનંદ એ બ્રહ્મનું પરિપૂર્ણપણું છે, છતાં અલ્પણું માની લેવાથી આનંદ આવતો નથી.

૭ દ્વૈતના અભ્યાસથી અદ્વય સ્વભાવ અનુભવમાં આવતો નથી, સંસારના ધર્મની સાથે બ્રહ્મજ્ઞાન મેળવવું એ શેરડી અને રોટલા સાથે ખાવા બરાબર છે. એ વખતે શેરડીનો સ્વાદ બરાબર આવતો નથી. શેરડીનો સ્વાદ જોઇતો હોય તો તે એકલી ખાવી જોઈએ તેમ બ્રહ્મનો આનંદ ઉપાધિ દૂર કરીને લેવો જોઇએ.

તેથી ત્યાંસુધી ચિત્તની એકાગ્રતા થઇ ન શકે ત્યાંસુધી તત્વ મળતું નથી. માત્ર એક જાગ્રત અવસ્થાના ભેદમાં ચિત્તના વહનથી કાંઈ તત્વ મળશે નહિ. જ્યારે ધ્યાન વિશાળ થાય છે ત્યારે દુઃખ દૂર થઇ

શકે છે પણ ધ્યાન વિશાળ થાય ત્યારે જીવ પોતાના લક્ષ્યમાં આવે છે. એટલે કે બ્રહ્મરૂપ થાય છે અને તે વખતે પરિમિત જગત જેવું અથવા દસ્ય જેવું કાંઇ રહેતું તેથી. તે દશામાં શરૂઆતમાં જીવ ગભરાય છે પણ અંતે તેને ઘણો આનંદ મળે છે. સીનેમામાં ફીલ્મ ચાલતી હોય ત્યારે થોડો વખત જો કોઇ ચિત્ર ન આવે અને ફક્ત પડદો દેખાય તો તેટલીવાર જોનારા ગભરાય છે કારણકે દસ્ય હોય તોજ ઠીક એવી ટેવ પડી ગયેલી હોય છે. છતાં વસ્તુતાએ જ્યારે સીનેમા દેખાતો હોય ત્યારે પણ ત્યાં જોનારા અને પડદો એ સિવાય કોઇ ખરા હાથી કે વાઘ હોતા નથી. પડદા ઉપર વાઘ આવે અને કોઈ તેને બંદૂકની ગોળી મારે તો તે ગોળી તે વાઘને લાગતી નથી પણ પડદાને લાગે છે. સીનેમાને જોનાર કોઇ ન હોય, અને માત્ર સંચાથી ચાલતો હોય તો ત્યાં સીનેમા છે એમ કોઇ કહી શકે નહિ. એક ઓરડામાં રેડીઓ વાગતો હોય પણ તે સાંભળનાર કોઇ ન હોય તો તે વાગે છે એમ શીરીતે કહી શકાય, અને સાંભળનારા હોય ત્યારે પણ સૌને સરખી અસર થતી નથી. જીવની શક્તિ કઇ જગ્યાએ કેટલીવાર કેવા ભાવથી રહે છે તે ઉપર જગતના દસ્યનો આધાર છે. ભૂતકાળના દુઃખને જેમ વધારે યાદ કરો તેમ તે વધારે લાગે છે અને ઓછું યાદ કરો તેમ ઓછું લાગે છે.

સ્વપ્નામાં પણ દ્રષ્ટા દ્રસ્યમાં રોકાઈ રહે છે. જ્યાંસુધી તેને જાગવાનું નિમિત્ત નથી મળતું ત્યાંસુધી સ્વપ્નાની લીલા પૂરી થતી નથી. જાગ્યા પછી પણ જો મન દ્રસ્યમાં રોકાઇ રહે તો ભૂલમાં પડે છે (સ્વપ્નાની માફક) અને દસ્યમાં રોકાઇ ન રહે તો મનમાં ઘણી શક્તિ આવે છે. તે દશામાં નિર્વિકલ્પ સ્થિતિ ઉત્પન્ન થાય છે. ત્યાં એકલા જેવું લાગશે પણ તે કલ્પવૃક્ષની માફક બધું સુખ આપનાર છે એટલે કે ખરૂં સુખ આપનાર છે. સવિકલ્પ સ્થિતિ હોય ત્યારે પણ સાચું દ્વૈત થતું નથી તો નિર્વિકલ્પ સ્થિતિ વખતે કયાંથી દ્વૈત રહે ?

એમ માનો કે એક લાકડી છે. તે લાકડી આપણે જોવી છે. તે લાકડીનો એક છેડો એ જગત છે અને બીજો છેડો એ જોનારો છે. એવીરીતે માનીને લાકડીને જોવાની મહેનત કરીએ તો જોનારાને જુદો પાડી શકાશે નહિ, તો પછી લાકડીને જોવી શી રીતે?

દશ્યને કોઇ જાણે છે એટલું જ્ઞાન ઘણાને થઇ શકે છે. એવું જ્ઞાન શી રીતે થાય છે? તે વિચાર કરતાં, પહેલાં જ્ઞાન કરતાં બીજું જ્ઞાન વધારે સ્થિતિવાળું લાગે છે. પણ સાધારણ માણસ વધારે સ્થિતિવાળું જ્ઞાન રાખવાને બદલે ઓછી સ્થિતિવાળું માનસિક જ્ઞાન સાચું માની લે છે અને તે રહેતું નથી ત્યારે જાણે કે કાંઇ ખોવાઇ ગયું હોય એમ માની તેની શોધ કરવા લાગે છે. એવી શોધ કરવામાં કાળની ગતિ પાછળ ચાલતી લાગે છે. જોનારાને જોવો હોય તો કાળને પાછળ ચલાવવો જોઇએ અને તે કાળને પણ જોનારો જોઇએ. કાળને આગળ ચલાવવો હોય તોપણ જોનારો જોઇએ. આજે, આવતી કાલે, પરમ દિવસે એમ જાણવું હોય તો જોનારો જોઈએ. જો આવતી કાલે જોનારો ન હોય તો તેને માટે આવતી કાલે સવાર પડતી નથી. આજે મરેલાને માટે આવતી કાલ નથી, પરમ દિવસ નથી, તે મર્યા પછી જ્યાં જાય ત્યાં તે જગ્યાનો કાળ ગ્રહણ કરે છે. તેને આપણી ઘડીઆળ સાથે સંબંધ નથી. આંહીંથી કોઈ ઇંગ્લેંડ જાય તો તેને પણ આપણી ઘડીઆળ સાથે સંબંધ નથી. આપણી સાંજ પડે ત્યારે ઈંગ્લેંડમાં બાર લાગે, તેવીજ રીતે જ્યારે જીવ નવા લોકમાં જાય ત્યારે આપણે અહીં એક કલાક થાય ત્યારે તેના દેશમાં એક વર્ષ થાય અથવા એક સેકન્ડ પણ થાય. એક માણસ કોઇનો બાપ છે અને કોઇનો દીકરો છે. તેમ કાળ આગળ જાય તેમ પાછળ પણ જાય. સંબંધ જેમ સાપેક્ષભાવવાળો છે તેમ કાળ પણ સાપેક્ષભાવવાળો છે.

સામાન્ય માણસ જે જગતને જુએ છે તે જગત થોડીવાર રહેતું હોવાથી જોનાર પોતાને થોડા વખતની હયાતીવાળો માને છે

પણ તે જોનારને જે જાણે છે તેનો કાળ જુદા પ્રકારનો છે. તેનો કાળ Subjective time છે. તે જાણનારો હમેશાં એવોને એવોજ રહે છે. તે જાણનારાનું જીવન સાચું છે અને જે દ્રષ્ટા દશ્યથી અનુરક્ત છે એવા દ્રષ્ટાનું જીવન ખોટું છે. જે જીવન ખોટું છે તેનો કાળ પણ ખોટો છે. જે પ્રકારનું ધ્યાન જેટલા જીવન ઉપર જાય છે તેટલું જ જીવન હોય એમ સામાન્ય માણસને લાગે છે; પણ તે ઇંદ્રિયોથી જોયેલું જગત છે. કોઇને ૭ ઇંદ્રિયો હોય તો તે જુદા પ્રકારનું જગત દેખે. કોઇ આંધળો કે બહેરો હોય તેને ત્રણ ઇંદ્રિય હોય છે. તેનું જગત જુદા પ્રકારનું રહે છે. પણ તેને જાણનારો તેના જગતનો ભાગ નથી. જે જાણે તે તેનાથી જુદો હોય છે. ઘરને જાણવાવાળો જેમ ઘરથી જુદો હોય છે તેમ મનને જાણવાવાળો મનથી જુદો હોય છે.

જે સાધનથી જગત જાણવામાં આવે છે તે સાધન કેવા પ્રકારનું છે તે જાણીને જગત જાણવાથી ભૂલની ખબર પડે છે. તેથી મનની ગતિ ઉપર નિરંતર ચોકી રહેવી જોઇએ. સાધારણ માણસના વ્યવહારમાં તેની તપાસ રહેતી નથી પણ ભક્તો અને જ્ઞાનીઓ તેવી તપાસ રાખે છે. ઇંદ્રિયો સાચા જગતનું સાચું ભાન કરાવી શકતી નથી. તેથી ઇંદ્રિયોનો પ્રત્યાહાર થાય તો બાકી આત્મા પોતે ઘણું જાણી શકે તેવો અને સાચું જાણી શકે તેવો છે. ઇંદ્રિયો માણસનું ધ્યાન બહારના પદાર્થોમાં વારંવાર ઘસડી જાય છે તેથી જાણનારાને જાણી શકાતો નથી.

પણ જેમ જેમ ઇંદ્રિયોનો પ્રત્યાહાર થતો જાય અને વૃત્તિ બ્રહ્માકાર થતી જાય તેમ તેમ ઇંદ્રિયોથી થતા સુખદુઃખની અસર રહેશે નહિ. જો દુઃખની જગ્યાએ ધ્યાન જતું નથી તો દુઃખ લાગતું નથી.

કોઇ હારમોનિયમ વગાડતો હોય ત્યારે પાસે બેઠેલો વગાડનારને અને વાજાંને બંન્નેને જોઇ શકે છે. તેવી જ રીતે જગતના પ્રપંચને જોનારાને જોવાની ટેવ પાડવી જોઇએ. તે કેવા ભાવથી જુએ છે તે તરફ પણ લક્ષ રાખવું જોઇએ. બીજું વગાડનારનું લક્ષ્ય અને તેની

આંગળીઓ જ્યાં જ્યાં ફરે છે તેટલું જ જગત તે વખતે હોય તેમ પ્રગટ થાય છે. તેનામાં ગમે તે કળને અડવાની શક્તિ રહેલી છે. સ્વપ્નામાં પણ માણસ ગમે તે કલ્પના ઉપર દોડી જાય છે. વાજું વગાડવાનું બંધ થાય અથવા સ્વપ્નું બંધ થાય ત્યારે તેનો ઉપયોગ કરનાર મરી જતો નથી. તેવી જ રીતે જીવનને જાણનાર પાસે જીવન ન હોય તેથી તેનું મૃત્યુ થતું નથી. ક્રિયા ઉપર દૃષ્ટિ જાય ત્યારે અપૂર્ણતા લાગે છે કારણકે ક્રિયા પૂરી જોઇ શકાતી નથી અને એ અપૂર્ણતા મરણની ભ્રાંતિ ઉત્પન્ન કરે છે પણ જ્યારે સત્તા ઉપર દૃષ્ટિ જાય ત્યારે પૂર્ણતા લાગે છે કારણ કે સત્તા પૂરી જોઇ શકાય છે. પૂર્ણતા એ જ સુખ છે. ત્યાં દ્રષ્ટા, દૃશ્ય અને દર્શનની એકતા છે. ત્યાં કાળ નથી. કાળના એવા વિચિત્ર સ્વભાવની વધારે હકીકત પહેલા વિભાગમાં ચોથા પ્રકરણમાં આપવામાં આવેલી છે.

પ્રકરણ ૪

# વિરૂદ્ધ સ્વભાવનું સ્પષ્ટીકરણ

વિરૂદ્ધ સ્વભાવની કેટલીક હકીકત પહેલા વિભાગમાં આપવામાં આવેલી છે. ઘણા માણસોના મનમાં એવો પ્રશ્ન વારંવાર ઉત્પન્ન થાય છે કે "જો ભગવાને જગત રચ્યું અને ભગવાનમાંથી જગત થયું તો ભગવાનનો સ્વભાવ જગતમાં આવવો જોઇએ, એટલે કે જેમ ભગવાન સચ્ચિદાનંદ રૂપ છે તેમ જગત પણ સચ્ચિદાનંદ જેવું થવું જોઇએ તેને બદલે અહીં માણસના અનુભવમાં દુઃખ, અજ્ઞાન, લડાઇ, કજીઆ, દુકાળ, ધરતીકંપ, રોગ, ચિંતા, વગેરે વિરૂદ્ધ સ્વભાવ કેમ જોવામાં આવે છે ?"

ઉપર પ્રમાણે જે અનુભવ થાય છે તે માટે બરાબર વિચાર કરવાની જરૂર છે. હાલના માણસોમાં બુદ્ધિ વધી છે, વિચાર કરવાની ટેવ પણ પડી છે પણ બરાબર વિચાર કરવાની ટેવ હજુ પડી નથી. પ્રાચીન કાળના ઋષિ મુનિઓ માણસોના સંસર્ગથી દૂર એકાંતમાં રહી આવી અઘરી બાબતોના વિચાર જેટલી શાંતિથી કરતા હતા તેટલી શાંતિથી હાલના માણસો વિચાર કરી શકતા નથી. હાલના માણસો આજે સત્સંગ કરે છે અને કાલે ભગવાનનો અનુભવ થવો જોઇએ એવું ઇચ્છે છે. એવા ઉતાવળા સ્વભાવથી ખરું તત્ત્વ મળતું નથી અને તેમના મનમાં ઘણી ગેરસમજ રહી જાય છે. ખોટી સમજણવાળા લાખો માણસ કરતાં સારી સમજણવાળો એક માણસ સમાજને વધારે ઉપયોગી છે.

ખરી રીતે જગતનો અર્થ જગતમાં નથી. જગત સ્વ-સત્તાવાળું નથી. તે પોતે કેવું છે તે બોલતું નથી. તમે કોઇ પુસ્તક વાંચવા બેસો ત્યારે પુસ્તક કહેતું નથી કે પોતે કેવું છે ? જેટલીવાર પુસ્તક વાંચવામાં આવે તેટલીવાર તેમાં નવા નવા અર્થ દેખાય છે અને તે અર્થ વાંચનારની મનોદશામાંથી ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે આપણે જેટલીવાર

જગતને જોઇએ તેટલીવાર જોનારની મનોદશા પ્રમાણે જગતમાં નવા નવા અર્થ જોવામાં આવે છે. જે જગતને કોઇ જોવાવાળો નથી તે જગત છે કે નહિ એમ પણ કોણ કહી શકે? અને જ્યારે જગતને જોવાવાળા એકથી વધારે ભેગા થાય ત્યારે ત્યાં એક જગત નથી. જેટલા જોનારા અને તેમની જેવી મનોદશા તેટલા જગતના અર્થ જોવામાં આવે છે. તેથી જો કોઇ માણસની મનોદશા ફેરવી શકાય તો એજ જગત તેને જુદા રૂપે અનુભવમાં આવી શકે છે.

વળી ઊંચી મનોદશા પ્રારબ્ધ પ્રમાણે આવતી નથી, પણ તે માટે પુરુષાર્થ કરવો પડે છે. જેણે એવી મનોદશા પ્રાપ્ત કરી હોય તેમનો સત્સંગ પણ કરવો જોઇએ. ખેડુતને સારો પાક જોઇતો હોય તો તેણે સારૂં બી વાવવું જોઇએ અને તે ઉપર સતત ધ્યાન રાખવું જોઇએ. તેજ પ્રમાણે જે દેશમાં સારા સંસ્કારવાળી પ્રજા તૈયાર કરવી હોય ત્યાં વિવાહની પદ્ધતિ, ગર્ભાધાનની પદ્ધતિ, જાત સંસ્કારની પદ્ધતિ, અને બાળકની શરૂઆતની કેળવણી ઉપર બહુ ધ્યાન રાખવું જોઇએ. જ્યાં બી સારૂં ન હોય ત્યાં તેની પાછળ કરેલી મહેનત બહુ ઉપયોગી થતી નથી.

બહુમતિવાળા હલકા જીવનવાળાના રાજ્ય કરતાં એક વિદ્વાન માણસ વધારે સારું રાજ્ય કરી શકે છે. એવો વિદ્વાન માણસ વિદ્વાન મા બાપને ત્યાંજ જન્મે છે તેથી પહેલાં વસુદેવ અને દેવકીજીના જેવાં માબાપ ઘણે ઠેકાણે તૈયાર થાય એવી સમાજની રચના કરવી જોઇએ. એ કામમાં રાજ્યની મદદની જરૂર છે, અને સાચા ધાર્મિક માણસોની મદદની જરૂર છે. રાજ્ય અને ધર્મ સત્તા વચ્ચે પ્રાચીન કાળમાં સુમેળ હતો. હાલના કાળમાં એ બે સત્તા વચ્ચે મેળ નથી. હાલની પ્રજા નાની ઉંમરથીજ સંયમી થવાને બદલે સ્વચ્છંદી થઇ જાય છે, જવાબદારી સમજવાને બદલે હક તરત સમજી જાય છે. પણ જવાબદારી વગર હક મળતા નથી. સંયમ પાળ્યા વગર સંયમનું સુખ મળતું નથી. હાલના માબાપ સારી પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથી

માબાપ થતા નથી. સારા વાતાવરણમાં જન્મેલો એક માણસ જીવનમાં ઘણું સૌંદર્ય લાવી શકે છે, અને ખરાબ રીતે ઉત્પન્ન થયેલો માણસ સારા સંજોગોને બગાડી નાંખે છે.

મોટાં રાજ્યોની પડતીનું કારણ ખરાબ માણસોના જીવનથી ઉત્પન્ન થાય છે. જે રાજ્યમાં સાચો ધર્મ નથી, સાચી શ્રદ્ધા નથી તે રાજ્યની પડતી આવતાં વાર લાગતી નથી. એક પણ સારા જીવનવાળો મહાત્મા જગતને સાચી શાંતિનો રસ્તો બતાવી શકે છે.

પશ્ચિમના પ્રદેશોમાં માયાનું શિક્ષણ વધી ગયું છે તેથી વારંવાર લડાઇઓ થયા કરે છે. લડાઇમાં જે જીતે છે તે વધારે અભિમાની થાય છે અને જે હારે છે તે ફરી વેર લેવાની તૈયારી કરે છે. વળી ખોટા જીવનવાળા માણસોને પણ ઘણા અનુયાયીઓ મળી રહે છે તેથી ભૂલ પકડી શકાતી નથી. લડાઇમાં ગમે તે જીતે તો એ રાગદ્વેષ વધે છે, ઘટતા નથી અને તેથીજ હાલના કાળમાં થોડા થોડા વર્ષને અંતરે લડાઇ વારંવાર આવ્યા કરે છે. જેવું બી હોય તેવો દાણો થાય છે તેથી જો સારી પ્રજા જોઇતી હોય તો સારૂં બી વાવવું જોઇએ અને તેને સારી રીતે ઉછેરવું જોઇએ.

જગતમાં ગમે તેટલું સૌંદર્ય હોય પણ આંધળાને અને બહેરાને માટે તેનું અસ્તિત્વ નથી. પણ આંધળા બે જાતનાં થાય છે. એક આંખે આંધળા અને બીજા જેવી વસ્તુ હોય તેવી દેખે નહિ, અને જેવી ન હોય તેવી દેખે. જેમકે દોરડીમાં સર્પ, છીપમાં રૂપું અને ભગવાનમાં જગત. બીજા પ્રકારના માણસોની સંખ્યા ઘણી છે પણ તે પોતે ભૂલમાં છે એવું માનતા નથી.

જો જીવ જન્મ લીધા પછી તરત ખોટા ખ્યાલમાં અથવા ખોટા મોહમાં ફસાઈ જાય તો પાછળથી તેને સત્ય જાણવું બહુ મુશ્કેલ પડે છે. તેથી જો બ્રહ્મચર્ય અવસ્થામાંજ સાચા જ્ઞાનની અને સાચા સુખની ઓળખાણ થાય તો જ જીવન કિંમતી બને છે.

વળી બધાનું જીવન એક સાથે સુધરતું નથી. પહેલાં થોડામાં સંસ્કાર આવે છે અને તેની અસરથી બીજાના જીવનમાં ફેરફાર થાય છે. સંસ્કાર પ્રમાણે જીવન ન કરી શકાય તો જીવન પ્રમાણે સંસ્કાર થઈ જાય છે. તેથી સંસ્કાર ઉપર બહુ ધ્યાન આપવું જોઇએ.

દરેક વિચારનો અર્થ દરેક માણસ જુદી જુદી રીતે કરે છે. તેથી શું શિખવવાનું છે તે જાણવું જેટલું જરૂરનું છે તેટલી જ જરૂર સારા શિક્ષકની છે. દરેક માણસમાં જેટલી કિંમત છે તેટલી જગતમાં કિંમત નથી. તેથી માણસે આત્માની સમતા વધારે અને વધારે કેળવી દરેક સંજોગોમાં શાંતિથી વિચાર કરવાની ટેવ પાડવી જોઇએ.

પૂર્ણતાનો રસ્તો વ્યક્તિ પરત્વે છે. તેથી સારા ગુરુ મળે તો તેની અસર બહુ થાય છે. ગુરુ શિષ્યને પોતાનું જીવન અર્પણ કરે અને શિષ્ય પોતાનું જીવન ગુરુને અર્પણ કરે તો બંનેના પ્રેમથી બે શરીરમાં એક આત્માનો અનુભવ થાય છે.

પહેલાં જીવનમાં સાચું લક્ષ બંધાવું જોઇએ. પછી બધા વિચાર તે લક્ષ ઉપર વાળવા જોઇએ. તે પછી તે લક્ષને અનુસરીને જ વાતો કરવી જોઇએ, અને બીજી વાતો બંધ કરવી જોઇએ.

જીવનમાં જો સાચું લક્ષ ન બંધાય તો પશુની પેઠે માત્ર અર્થ અને કામ એ બે પુરુષાર્થમાં જ મન ભટક્યા કરશે અને તેમાંથી જ્યારે દુઃખ ઉત્પન્ન થશે ત્યારે એવાં દુઃખ ભગવાને શા માટે ઉત્પન્ન કર્યા? એવા ખોટા પ્રશ્નો પણ સાથે સાથે ઉત્પન્ન થયા કરશે. પૈસો, મિલ્કત કે કુટુંબ ખરાબ નથી પણ તેનો ઉપયોગ કરનાર ઉપર ઘણી જવાબદારી રહે છે. એ જવાબદારી સમજાય એવું શિક્ષણ નાની ઉંમરથી આપવું જોઇએ.

ભગવાન અથવા બ્રહ્મ એ મનુષ્ય જીવનથી ઘણી ઊંચી વસ્તુ છે. તેને આપણા અલ્પ સ્વભાવથી માપી શકાય નહિ. માત્ર લાગણીથી માપવા જઇએ તો લાગણીમાં ફેરફાર થયા કરે છે, તેથી જે માપ ફરે

નહિ તેવા માપથી માપવું જોઇએ. તેથી મહાત્મા પુરુષો આત્માથી આત્માનો ઉઘાડ કરે છે. સજાતીય પ્રત્યયથી સજાતીય વસ્તુનો સાક્ષાત્કાર થઇ શકે છે, અને આવી રીતે મેળવેલું જ્ઞાન જ સ્થિર રહી શકે છે.

તેથી પરમ તત્ત્વ શું છે તેની તપાસ ગુરુની મદદથી શુદ્ધ બુદ્ધિથી કરવી જોઇએ. જો બધા જીવ બ્રહ્મમાં નિત્ય રહેલા હોય તો જીવના ધર્મ જન્મ મરણુ પણુ બ્રહ્મની અંદર આવી જાય અને બ્રહ્મને પરિણામી માનવું પડે અને તેમ કરતાં બ્રહ્મનો અંત આવી જાય. વળી બ્રહ્મ, જીવ અને જગત હમેશાં એવાને એવા જ રહે તોપણુ કંઈ નવું બને નહિ. તેથી એમ સિદ્ધ થઈ શકે છે કે ભૂલથી બ્રહ્મને બદલે જગત દેખાય છે. તેને જ વેદાન્તમાં વિવર્તવાદ કહે છે.

એ ભૂલ એવા પ્રકારની છે કે તેની સાથે સાથે ભૂલ કરનાર પ્રમાતા અને ભૂલનું કાર્ય પ્રમેય રહેલાં છે. તેથી ભૂલનું સ્વરૂપ સમજવા માટે ભૂલ કરનાર પ્રમાતાને પણુ સમજવો પડશે.

જે ભક્ત પોતાને ભગવાનથી જુદો માને છે તે ખરા ભગવાનની ભક્તિ કરતો નથી. ખરા ભગવાનથી કોઈ જુદું નથી. જુદા ભગવાન માનવામાં ભગવાન પણુ એક જીવ જેવા બની જશે. છતાં ભક્તની અપેક્ષાએ ભગવાન સગુણુ પણુ થાય છે. ભક્ત પોતાને પતીત માને અને તેનો ઉદ્ધાર કરનાર કોઈ ન મળે ત્યારે ભગવાનની પ્રાર્થના કરે અને ભગવાન તેનો ઉદ્ધાર કરે છે ત્યારે ભક્ત ભગવાનને પતીતપાવન કહે છે. ભક્ત દીન થાય, તેની મદદમાં કોઈ ન આવે અને ભગવાન મદદે આવે ત્યારે ભક્ત ભગવાનને દીનબંધુ કહે છે. એવી રીતે સાપેક્ષ ભાવે સગુણુ ભગવાન અનંત રૂપે અનુભવમાં આવે છે. માયાના અનંત ફણુગા છે, તે અનેક રીતે જીવોને મુંઝાવે છે, છતાં તે અનંત દોષને જીતનાર અનંત શક્તિ ભગવાનમાં છે. પણુ તે શક્તિ ભક્તના ભાવની અપેક્ષાએ કામ કરે છે.

જ્ઞાની પુરૂષોને ભગવાનનો નિર્ગુણુ ભાવ અથવા નિરપેક્ષ ભાવ ગમે છે. તેઓ એમ માને છે કે ભગવાન એ કોઈ માણસના જેવો

મોટો જીવ નથી. કીડીને પૂછીએ તો તે એમ માને કે ભગવાન કોઈ મોટી કીડી જેવા હશે. પણ ભગવાન કોઈ જીવ જેવા નથી. સાધારણ જીવ કાંઈક સુખ લેવા માટે જીવે છે પણ ભગવાનને સુખની અપેક્ષા નથી. વળી જેમ રામાનુજ સંપ્રદાયમાં માને છે તેમ ભગવાનની અંદર બીજા જીવ રહે તો તેમના સંબંધ શી રીતે થઈ શકે? એ સંબંધ સાપેક્ષ હોય તો જીવ નિરપેક્ષ શી રીતે રહી શકે? શરીરમાંથી હાથ જુદો કાપી નાંખીએ તો હાથ જીવતો રહેતો નથી. જે જીવ ભગવાનના શરીરનું અંગ છે તે ભગવાનથી જુદો શી રીતે જીવી શકે? ભગવાનથી જુદું કોઈ રહી શકતું નથી. વળી જીવની અપૂર્ણતા ભગવાનમાં નથી. ભગવાન હમેશાં પૂર્ણ હોવાથી તેને પૂર્ણ થવા જેવું નથી. કોઇ પણ જીવ પૂર્ણ થાય તો પહેલાંનો જીવ રહી શકે નહિ. પૂર્ણ ન હોય તેને જ જીવ કહે છે. જીવને સંબંધનું સુખ જોઇએ છે અને તે સુખ માટે તરફડે છે. તેવું ભગવાનમાં નથી. ભગવાન સૌનું અધિષ્ઠાન હોવાથી ભાસક કોટીમાં છે. તે ભાસ્ય કોટીમાં માત્ર ભક્ત ઉપર અનુગ્રહ કરવા માટે આવે છે પણ તે ભાસ્ય કોટીમાં રહેતા નથી. ગમે તેટલા ભાસ્ય કોટીના ગુણ ભેગા કરીએ તો એક અખંડ ભાસકની બરાબર થશે નહિ. કોઈ ઠુંઠામાં પુરુષની બુદ્ધિ થાય તે પ્રમા નથી, તેમ ભગવાનમાં અન્ય બુદ્ધિ એ પ્રમા નથી. ભગવાનને જાણવા માટે જાણનારે ભગવાન થવું જોઇએ પણ તે વખતે જીવ રહેશે નહિ તેથી જીવ દશાથી ભગવાન જાણી શકાતા નથી. વળી જે પૂર્ણ થાય છે તેને કોઈ કામ માટે કાંઈ હેતુ રહેતો નથી. કંઈ કામના રહે તો તે પૂર્ણ નથી. જીવ ભાવે જીવનું સ્વરૂપ પણ બરાબર જાણી શકાતું નથી તો ભગવાનનું સ્વરૂપ શી રીતે જાણી શકાય?

કેટલાક સંપ્રદાયની અંદર ભગવાનના વિરાટ શરીરની અંદર બધા જીવ રહેલા માનવામાં આવે છે. એમ હોય તો એક જીવની ક્રિયાથી બીજા જીવને અસર થવી જોઇએ. જેમ કોઇ પાર્લામેન્ટમાં એક માણસના મતથી આખી પાર્લામેન્ટને અસર થાય છે તેમ. પણ જીવને

જેવી મતલબ હોય છે તેવી ભગવાનને હોતી નથી. તેથી જીવભાવ રહે તો ભગવાનનો ભાવ રહે નહિ અને ભગવાન રહે તો જીવભાવ ન રહે. પણ ભગવાનને જીવ જેવા કરી શકાય નહિ. બધા જીવ એક ભગવાનમાં એક સાથે રહે તો પરસ્પરના ગુણદોષની અસર બધાને લાગે. કોઈ પ્રકારના સંબંધ વગર બધા જીવ ભગવાનમાં અભિન્ન રહી શકે નહિ, જીવને કંઈ સત્તા રહે નહિ, જીવને ભૂલ કરવાની પણ સત્તા રહે નહિ. જ્યાં બીજાની અસર પોતાના ઉપર થાય ત્યાં સ્વતંત્રતા કે મુક્તિ મળતી નથી.

શ્રી શંકરાચાર્યના જ્ઞાનમાર્ગમાં સંબંધ માનેલો નથી. ભૂલથી સંબંધ દેખાય છે અને એ ભૂલ આત્માના અવિચારમાં છે. વિચાર કરતાં ભૂલ દૂર થાય છે અને જીવ પોતાનું બ્રહ્મસ્વરૂપ તરત ઓળખી લે છે.

ભગવાનથી જુદું કોઇ નથી. જો ભગવાનથી જુદું કોઈ રહી જાય તો એટલા પ્રમાણમાં ભગવાન ઓછા થઇ જાય. વેદાન્ત એમ કહે છે કે બ્રહ્મ અને જીવ એવી બે વસ્તુ નથી અને તેથી તેમની વચ્ચે સંબંધ બની શકતો નથી. સંબંધ તો બે પરિમિત વસ્તુ વચ્ચે જ બને. વળી સંબંધ માનીએ તો સંબંધ કરી આપનાર ત્રીજી વસ્તુ માનવી પડે. જો ભગવાન ભક્તનો વિષય થાય તો ભક્ત વિષયી થાય. જ્યાં બે રહે ત્યાં ભય અને દુઃખ રહે છે તેથી ભક્ત વારંવાર ભગવાનનો અનુગ્રહ માગ્યા કરે છે. અનુગ્રહ એટલે પહેલાં માત્ર ભગવાનની સત્તા સ્વીકારીને જીવની સત્તા દૂર કરવી. જેને સત્તા નથી એ કોઈ વસ્તુ નથી.

સાચા ભગવાનનું સાચું સ્વરૂપ સમજીને ભક્તિ થાય તો ભગવાનથી જુદું કોઇ થઇ શકે નહિ. એ ધારણાનું નામ જ અનુગ્રહ છે. પણ અનુગ્રહ ન થયો હોય ત્યાં સુધી જીવ સંબંધ માગ્યા કરે છે, સંબંધનો વિચાર એક અખંડ ભગવત્-તત્ત્વના ભાગ પાડી નાંખે છે. The nature of such a thought is to divide the original whole into parts, to make distinctions within a continuous unity. તેથી સાધારણ અજ્ઞાની માણસોના વિચાર

અભેદમાં ભેદ ઉત્પન્ન કરે છે અને પછી ભક્તિ કરી એક થવા માટે પ્રયત્ન કરે છે.

જે પોતાને પાપી અથવા દોષવાળો માને છે તેને બચાવનાર કોઇ જોઇએ. જે છોકરો ધૂળમાં આળોટતો હોય તેને તેનો બાપ ખોળામાં લેતો નથી પણ માને દયા આવે છે. મા તેને ખોળામાં લઇને અથવા નવરાવીને શુદ્ધ કરે છે. તે ભક્તિનું કામ છે. શુદ્ધ થયા પછી જ્ઞાનરૂપી બાપ તેને પોતાના ખોળામાં લેછે.

કોઇ ભકતો એમ પણ માને છે કે ભગવાન પોતે જ અનેક રૂપ થયા છે અને પાછા એકરૂપ થાય છે. પણ તેમ હોય તો ભગવાનમાંથી દુઃખ અને અજ્ઞાન શી રીતે નીકળી શકે ? વળી જો ભગવાન અનેક રૂપ થયા તો જીવ શી રીતે જુદો પડયો અને ભગવાનના સંબંધ માટે શા માટે તરફડે છે ?

તેથી જીવ ભગવાનથી કયારે જુદો થયો તે પહેલાં નકી કરવું જોઇએ. જો જીવ જુદો થાય તો ભગવાન તરીકે મટી જાય અને જુદો ન થાય તો જીવનો આપઘાત થાય.

જો ભગવાન હંમેશાં પૂર્ણ છે અને તેમાંથી જગત નીકળ્યું તો તેનો જગત સાથે સંબંધ બતાવવો પડશે. ભગવાનમાંથી જગત નીકળ્યું ત્યારે કોઇએ જોયું નથી. જે બનાવ કોઇએ જોયો ન હોય તે બન્યો છે એમ કોણ કહી શકે ? એ વાત ન સમજાય તો જાણવું કે ભગવાન જરૂર આપણી સામાન્ય સમજણની બહારનું તત્ત્વ છે. ખરી રીતે પહેલાં ભગવાનનું સ્વરૂપ સમજીને તેનાથી જુદું કોઇ નથી એવું જ્ઞાન થવું એજ સાચી સમજણ છે. પહેલાં આપણી સાધારણ બુદ્ધિથી શોધ શરૂ કરવાથી કંઇ તત્ત્વ મળશે નહિ. સાધારણ વિચાર ભેદ ઉત્પન્ન કરે છે. તે વિચારને મારવા જોશે અને પછી ભેદ મળશે નહિ. જે સત્ કાયમ રહે છે અને જે અસત્ ક્ષણવાર પણ ટકતું નથી તેની વચ્ચે સંબંધ થઇ શકે નહિ. એક અને અનેક એ મનની દૃષ્ટિના ભેદ છે. તેવું મન ભગવાનમાં રહેતું નથી: ભગવાનમાં માણસના જેવું મન રહે તો ઘણા

ઊત્પાત ઊભા થાય. તેથી જીવનું રૂપાંતર થવું જોઇએ. એટલે કે બાધ-સમાનાધિકરણથી જીવના વાચ્યાર્થનો બાધ કરી તેના લક્ષ્યાર્થનો બ્રહ્મરૂપે અનુભવ થવો જોઇએ.

કેટલાક એમ પણ પ્રશ્ન પૂછે છે કે જો ભગવાનમાં ભેદની જગ્યા નથી તો ભેદ આવ્યા ક્યાંથી? તેનો જવાબ ઉપર આપી દીધેલો છે. ભેદની બુદ્ધિ રાખવાથી ભેદની કલ્પના થાય છે. તેથી તેવી બુદ્ધિ રાખીને ભેદ સમજાશે નહિ. સ્વપ્નાની બુદ્ધિ રાખીને સ્વપ્નું ખોટું લાગશે નહિ અને જાગ્યા પછી સ્વપ્નાના મિથ્યાત્વ માટે શંકા નથી. તેવી જ રીતે બ્રહ્મદૃષ્ટિથી એટલે અભેદબુદ્ધિથી ભેદ મળશે નહિ.

સામાન્ય મનની અપૂર્ણતા કેવી છે તે સમજવાની પહેલી જરૂર છે. શ્રી ગીતાજીમાં અને શ્રીમદ્ ભાગવત્‌માં ભગવાન કહે છે કે "મન મને અર્પણ કરવું" એ ઊંચામાં ઊચી ભક્તિ છે. તેથી જીવના જ્ઞાનનો ભગવાનમાં લય કરીને જ ભગવત્-તત્ત્વ સમજાય તેમ છે. બન્ને વચ્ચે સંબંધનો વિચાર ખોટો છે કારણકે એ છેજ નહિ. સંબંધ રાખશો તો જીવભાવ રાખવો પડશે અને જીવભાવ રાખશો તો જીવના ખોટા સંકલ્પો અને માયાના વિકારી ગુણો પણ ભગવાનમાં રાખવા પડશે. એવા સંકલ્પવાળા જ જીવ કહેવાય છે. એવા સંકલ્પ વિકલ્પ ન હોય તો જીવ શિવ થઇ શકે નહિ.

જ્યારે જીવ શિવ થાય ત્યારે જ શિવ પૂર્ણ થાય તો શિવની પૂર્ણતામાં વિરોધ આવશે. જીવ શિવથી જરાવાર જુદો રહે તોપણ શિવની નિત્ય પૂર્ણતામાં વિરોધ આવશે.

કોઇ જિજ્ઞાસુ એવો પણ પ્રશ્ન પૂછે છે કે જો જીવ શિવમાં મળી જાય તો શિવનું જ્ઞાન અને શિવનો આનંદ કોણ લઇ શકશે? જળમાં ડૂબેલો જળ પી શકતો નથી. માખીને સાકરનો સ્વાદ લેવો હોય તો સાકર જુદી રહેવી જોઇએ. પણ એ માણસના જીવનની દૃષ્ટિએ વિચાર કરવાની ટેવનું પરિણામ છે. માણસના જેવું જ્ઞાતા-જ્ઞેયવાળું જ્ઞાન

હોય તે જ આનંદ કહેવાય એ માણસના જીવનથી ટેવાઈ ગયેલી બુદ્ધિના ખોટા સંકલ્પો છે. સંસારમાં જે સંબંધવાળું જ્ઞાન છે અને સંબંધવાળું સુખ છે તે સુષુપ્તિમાં (નિદ્રામાં) જતું રહે છે તો ભગવાનમાં ક્યાંથી



માખી અને સાકર

રહે ? સાકર પોતાનો સ્વાદ માખીને આપી શકતી નથી કારણકે સાકર જડ છે પણ બ્રહ્મ ચેતન હોવાથી પોતાનો આનંદ આપી શકે છે તેથી માખીની માફક જુદા રહેવાની જરૂર નથી.

તેથી ભગવત્–તત્ત્વ, સામાન્ય બુદ્ધિથી સમજાવી શકાય નહિ. જો સમજાવી શકાય તો ભગવાન કરતાં બુદ્ધિ મોટી થઈ જાય. પણ તે કારણથી ભગવાન નથી એમ માની શકાય નહિ. દિવસે તારા ન દેખાય તેથી તારા નથી એમ કહેવાય નહિ. તે માટે જુદા પ્રકારના જ્ઞાનની જરૂર છે અને એવું જ્ઞાન ટકે તેટલા માટે જીવનમાં પરિવર્તન કરવાની પણ જરૂર છે.

જ્યારે જ્યારે જીવનમાં પરિવર્તન કરવાની વાત આવે છે ત્યારે ત્યારે સંસારના માણસો ગભરાય છે. તેઓને પોતાના સંસાર સાથે વૈકુંઠમાં રહેવાનું મન થાય છે. એવી બુદ્ધિ સાધુઓના જીવન ઉપર પણ આક્ષેપ કરે છે. સંસારમાં કેટલાક માણસો એમ માને છે કે સાધુઓ આંધળા થઈને અંધારા ઓરડામાં જ્યાં કાળી બિલાડી નથી ત્યાં કાળી બિલાડીને શોધે છે.

પણ એ વાત સાચી નથી. ખરી રીતે સંસારમાં જ્યાં સુખ નથી ત્યાં માણસો સુખ શોધે છે. ગીતામાં પણ ભગવાન કહે છે કે–**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः।** એટલે ખરી રીતે સામાન્ય સંસારના માણસો જ અંધારામાં ભમે છે અને જ્યાં દ્વૈત નથી ત્યાં દ્વૈત જુએ છે.

પોતાની કલ્પના પ્રમાણે જીવન સમજવાની મહેનત કરવાથી જીવનનું ખરું રહસ્ય સમજી શકાશે નહિ તત્ત્વજ્ઞાન એ બજારમાં વેચાતી ચીજોના જેવું નથી. ઘણા માણસોના ઘોંઘાટ વચ્ચે તે મળી શકે તેવું નથી. તેથી જ સાત્ત્વિક માણસો વનમાં રહેવાનું પસંદ કરે છે. સામાન્ય માણસો માટે તત્ત્વજ્ઞાન મેળવવું બહુ કઠણ હોવાથી પહેલાં નિષ્કામ કર્મ, પછી ભક્તિ અને પછી તત્ત્વજ્ઞાન એવો ક્રમ શાસ્ત્રોમાં યોગ્ય રીતે ગોઠવવામાં આવેલો છે. જે વસ્તુની જેટલી કિંમત હોય તેટલી કિંમત આપીએ તો તે વસ્તુ મળે. બજારમાં જઇને પણ વસ્તુનો ભાવ પૂછવો પડે છે, તો તત્ત્વજ્ઞાન માટે જે ભાવ આપવો જોઇએ તે આપવા માટે શામાટે તૈયારી ન રાખવી? ઉતાવળા મનના માણસ તો કહે છે કે–" હું આંખ બંધ કરું છું ત્યારે અંધારુ દેખાય છે અને આંખ ખોલું છું ત્યારે જગત દેખાય છે, મને ભગવાન કેમ દેખાતા નથી?" પણ અંધારું શી રીતે દેખાય છે? અંધારાને જોનાર કોઇ ન હોય તો અંધારુ શી રીતે દેખાય? તેથી જોનાર તરફ લક્ષ્ય રાખવું જોઇએ અને તેના ખરા સ્વરૂપ તરફ લક્ષ્ય રહે તો આંખ ઉઘાડવા છતાં જગત દેખાશે નહિ પણ બ્રહ્મનો અનુભવ થશે. આવા જ્ઞાન માટે પુરુષાર્થ કરનાર બહુ થોડા હોય છે. તેથી જ ભગવાન ગીતામાં કહે છે કે–" હજારોમાં કોઇક જ આ રસ્તે ચઢે છે અને તેમાંથી કોઇક જ મને બરાબર જાણે છે."

તેથી જાણવાનું જે સાધન છે તે બરાબર કરવું જોઇએ. નિરાકારમાંથી સાકાર કેમ થાય છે તે સાકાર બુદ્ધિ જાણી શકે નહિ. તેથી સમજવાનું સાધન જે બુદ્ધિ છે તેને સુધારવી જોઇએ. જે સમજવાની વસ્તુ (ભગવાન)નું સ્વરૂપ છે તેને સુધારવાનું નથી.

શ્રુતિમાં જ્યાં સૃષ્ટિ વાક્યો છે ત્યાં કલ્પિત દ્વૈતની પ્રાપ્તિ માની પછી તેનો નિષેધ કરેલો છે. પૂર્વ બોધ એ ઉત્તર બોધનો શેષ છે. સ્વતંત્ર ફળનો હેતુ નથી. પહેલાં આકાશ નીલ રંગનું છે, વિશાળ છે, એમ કહીને પછી તેની વ્યાપકતા, ઉદાસીનતાનો બોધ અપાય તો તે બોધ સરળ થઇ શકે છે. અપ્રાપ્તનો નિષેધ થાય નહિ તેથી સૃષ્ટિની કલ્પના કરીને તેનો નિષેધ કરવાની રીત છે.

દષ્ટિસૃષ્ટિવાદમાં જાગ્રત પદાર્થનો અનુભવ ઇંદ્રિયજન્ય નથી. તેમાં જે પ્રતીતિ થાય છે તે (સ્વપ્ન માફક) ભ્રમરૂપ છે કારણ કે કલ્પિતની સત્તા સંભવે નહિ. તેથી દષ્ટિકાળમાં જાગ્રત પ્રપંચનો ભ્રમ છે. તેનાથી ઉત્તર કાળમાં પ્રપંચ નથી, પૂર્વકાળમાં પણ નથી. શુદ્ધ આત્મા કલ્પક હોય તો મોક્ષમાં પણ સંસાર થવો જોઈએ. તેથી અવિદ્યાઉપહિત આત્મા સંસારનો કલ્પક છે. આ પક્ષમાં કાર્યકારણભાવ, પ્રમાણપ્રમેયભાવ, ગુરુશિષ્ય-ભાવ, દેવતિર્યક મનુષ્યભાવ, અને બંધમોક્ષની વ્યવસ્થા બધું સ્વપ્ન જેવું છે. જેની વૃત્તિઉપહિતમાં સર્પ વગેરે અધ્યસ્ત છે તેને તે પ્રતીત થાય છે, બીજાને નહિ, તેથી જેવી વૃત્તિ તેવી સૃષ્ટિ દેખાય છે.

નટ જેમ સ્ત્રીરૂપે દેખાય ત્યારે પુરુષરૂપ ઢાંકે છે અને પુરુષરૂપે દેખાય ત્યારે પોતાનું સ્ત્રીરૂપ ઢાંકે છે. તેનામાં ભેદ નથી તેમ શિવ-શક્તિમાં ભેદ નથી. અભિન્નતામાં વિરૂદ્ધ ધર્મ રહેતો નથી. જેમ સર્પનું ઝેર સર્પને મારતું નથી તેમ ભગવાન પૂર્ણ હોવાથી તે દશામાં વિરુદ્ધ ધર્મ લાગશે નહિ. **स्वाङ्गं स्वव्यवधायकं न भवति।**

## પ્રકરણ ૫

# બ્રહ્મની પૂર્ણતા

જો બધા જીવ ભગવાનમાં એવાને એવા રહેતા હોય તો જ્યારે જીવ સુધરે ત્યારે ભગવાન પણ સુધરવા જોઇએ અથવા ભગવાનનો એક ભાગ સુધરે છે એમ કહેવું જોઇએ અને જો ભગવાન હમેશાં પૂર્ણ છે તો જગતની ઉત્પત્તિથી અથવા જગતના સુધારાથી કંઈ નવું મળશે નહિ.

ઘણા એમ પણ માની બેસે છે કે બ્રહ્મમાં અથવા ભગવાનમાં કંઈ નથી કારણ કે બ્રહ્મ વિશે કાંઇ કહી શકાતું નથી પણ તે વાત સાચી નથી.

It is indeterminate, not because of its poverty and emptiness but because it is too full for us to know its fulness. It is dark not because it is wanting in light to display its colours but because it is too bright to hit the sense of human sight. બ્રહ્મમાં એટલી બધી સમૃદ્ધિ છે કે માણસની બુદ્ધિ તેમાં કામ કરી શકતી નથી; તેમાં એટલું તેજ છે કે માણસની દૃષ્ટિ તેમાં અંજાઈ જાય છે.

જીવ બ્રહ્મ થાય તો તેમાં જીવનો આપઘાત થતો નથી, પણ જીવ વિશાળ થાય છે. નદી સમુદ્રમાં મળે ત્યારે નદી સમુદ્રરૂપ થાય છે. તેમાં તેને કંઈ ખોટ જતી નથી. બ્રહ્મદશામાં કોઈ વિરુદ્ધ ધર્મ નથી, કારણ કે ત્યાં બીજું નથી.

જો બધા જીવ હમેશને માટે ભગવાનમાં રહેતા હોય તો બધા જીવની બધી ઉમરના બધા દેખાવ પણ હમેશને માટે રહેવા જોઈએ અને બધા દેખાવ જો રહેતા હોય તો બધા એક સાથે નિત્ય રહેવા જોઇએ પણ તેમ બનતું નથી.

એક પછી એક દેખાવ શી રીતે દેખાય છે તે સમજવા માટે માયાનું તત્ત્વ લેવું પડશે અને માયાનું સ્વરૂપ જાણવું પડશે. જો ભગવાન અનેકમાં એક હોય તો અને તે સદા પૂર્ણ છે તેથી, અનેક જીવને કંઇ કામ કરવાની ઇચ્છા રહે નહિ. કામ તો કંઇક ન હોય તે મેળવવા માટે થાય છે, જ્યાં બધું પહેલેથી પૂર્ણ હોય ત્યાં કંઈ કામની જરૂર રહેતી નથી. જો જીવ સ્વતંત્ર હોય તો તેવી દશામાં ભગવાન સ્વતંત્ર રહી શકે નહિ અને ભગવાન સ્વતંત્ર હોય તો જીવ સ્વતંત્ર રહી શકે નહિ. આવી મુશ્કેલીઓ ધ્યાનમાં રાખીને શ્રી શંકરાચાર્યે એમ માનેલું છે કે જે ભાવ અનિત્ય છે તે ભગવાનમાં મૂળથી નથી.

જો અનિત્ય વસ્તુઓ પણ હમેશાં ભગવાનમાં હોય તો કંઇ નવું બને નહિ. ભગવાનની દૃષ્ટિમાં કંઇ નવું હોઇ શકે નહિ. જો બધું હમેશાં હોય તો બધું જ્ઞાન હમેશાં બધાને રહેવું જોઇએ, અને કોઈના જન્મ કે મરણ જેવું પણ દેખાવું ન જોઇએ. વળી ગયા હજાર વર્ષમાં જેટલા મરી ગયા તેમનાં શરીર પણ દેખાવાં જોઇએ. જો ભગવાનનું પરિણામ જગતરૂપે થાય તો ભગવાન રહે નહિ. ભગવાન ભગવાન રહીને જગતરૂપે ભૂલથી દેખાય એવું બની શકે છે, તેનેજ વેદાન્તમાં વિતર્તોપાદાન કહે છે.

જે વસ્તુનો નિષેધ થઈ શકે છે તે આરોપિત છે અથવા કલ્પિત છે. રજ્જુમાં ભૂલથી સર્પ દેખાય, પછી રજ્જુનું જ્ઞાન થતાં સર્પ રહે નહિ તો તે સર્પ તેમાં મૂળથી નહોતો. સર્પનો દેખાવ એ કલ્પિત માયાનું કાર્ય હતું. તેવીજ રીતે જગત બ્રહ્મમાં ત્રણે કાળમાં નથી છતાં કલ્પિત માયાથી દેખાય અને તેવી માયા મૂળથી બ્રહ્મમાં નથી.

કેટલાક એમ પણ માને છે કે બ્રહ્મ પોતાની માયાશક્તિથી જગતને ઉત્પન્ન કરે છે. જો બ્રહ્મ અને જગત બન્ને પરસ્પરની જરૂર રાખતા હોય તોપણ નવું કંઇ ઉત્પન્ન થાય નહિ. બન્ને એક બીજાની અપેક્ષાએ રહે તો બન્ને પરતંત્ર રહેવાથી તેનો સંબંધ કરવા માટે કોઈ ત્રીજું તત્ત્વ જોઈશે. જો અનેક હમેશાં બ્રહ્મમાં હોય તો અનેક ઉત્પન્ન

થાય નહિ. વળી જગતને ઉત્પન્ન કરવાથી ભગવાનને કંઇ લાભ નથી. જો જગત ઉત્પન્ન કરવાથી ભગવાનને લાભ થતો હોય તો જગત ઉત્પન્ન થયા પહેલાં ભગવાનને ગેરલાભ થયો હોવો જોઈએ. ભગવાન હમેશાં પૂર્ણ હોવાથી તેમાં અનિત્ય જીવ કે જગત રાખવાની જરૂર નથી. એવી મૂડી રાખવાથી ભગવાન ધનવાન થતા નથી. ભગવાન નિત્ય પૂર્ણ છે. ભગવાનના એક ભાગમાંથી જીવ કે જગત નીકળે નહિ કારણ કે ભગવાનના ભાગ પાડી શકાતા નથી.

બાળક જેમ મોટો થાય છે, જુવાન થાય છે, વૃદ્ધ થાય છે તેવું ભગવાનમાં બને નહિ. ભગવાન હમેશાં એવાને એવા જ પૂર્ણ છે. તો પછી ભગવાન સિવાય બીજું બતાવે એવી માયા આવી ક્યાંથી ?

માયાને બરાબર સમજવા માટે આગળ કહ્યું તેમ માયાને જોનાર, માયા અને માયાનું કાર્ય એ ત્રણેનો વિચાર એક સાથે કરવો પડશે. માયા નથી સમજાતી તેનું કારણ એ છે કે માણસ એ ત્રણમાંથી માત્ર માયાના કાર્યનો જ વિચાર કરે છે.

જ્યારે આવી અઘરી બાબતોનો વિચાર કરવો હોય ત્યારે જીવન ઉપર બહુ ધ્યાન રાખવું જોઈએ. જેણે વિવેક, વૈરાગ્ય, ષટ્સંપતિ અને મુમુક્ષુતા એ ચાર સાધનની બરાબર તૈયારી કરેલી હોય તેમનું અંતઃકરણ એવું શુદ્ધ હોય છે કે આવી અઘરી બાબત સમજી શકે છે. જ્યારે સામાન્ય વ્યવહાર ચાલતો હોય અને વ્યાવહારિક જીવન ગાળવું હોય ત્યારે ગમે તેટલી વ્યવહારની વાતો અને ગપ્પાં બીજા સાથે કરીએ તો કાંઈ પણ નુકશાન થતું નથી પણ જ્યારે બ્રહ્મજીજ્ઞાસા જાગ્રત હોય, બ્રહ્મ અને માયાની અઘરી વાતો બરાબર સમજવી હોય ત્યારે નકામી વાતો અને નકામા વિચારો ઉપર અંકુશ રાખવો જોઇએ. વિજાતીય પ્રત્યય છોડીને સજાતીય પ્રત્યયનો પ્રવાહ વધારવો જોઈએ. જેમ નવું અને સાચું ભણવાની જરૂર છે તેમ જૂનું અને ખોટું ભૂલવાની પણ જરૂર છે. જ્ઞાનનો અર્થ શો ? કયા પ્રકારનું જ્ઞાન સાચું

છે? જ્ઞાન મને કેવી રીતે મળે? એ બાબત ઉપર ખૂબ વિચાર કરવાની જરૂર છે.

તત્ત્વદષ્ટિએ જોતાં હજુ ઘણા માણસોનાં મન બાળક જેવાં છે મોટી ઉમરના થયા છતાં ઘણા માણસો બાળક જેવાં હોય છે. તેઓ ગેરસમજને સમજ માની બેઠા છે. એક ઘરમાં એક માના દીકરાનો દીકરો (૪ વર્ષનો) તેના બાપની માને સાસુજી કહે છે. સાસુ કોને કહેવાય તેની તેને ખબર નથી. નાની ઉંમરનાં છોકરાં કેટલીકવાર એક બીજાને ગાળો દે છે, તે ગાળોનો અર્થ શું થાય તેની તેમને ખબર હોતી હોતી નથી. મોટા માણસો ભગવાનનું નામ લે છે પણ તેનો અર્થ સમજતા નથી. સામાન્ય માણસોના જ્ઞાનની એવી દશા હોય છે. ગણિતમાં એક લાખના આંકડાને શૂન્યથી ગુણીએ તો જવાબમાં શૂન્ય આવે છે, તેવી જ રીતે કલ્પિત માયાથી બ્રહ્મ સદ્વિતીય થતું નથી.

વીજળીની શક્તિ ઘણી જગ્યાએ રહેલી છે પણ તેનો positive ભાવ વ્યકત કરવા માટે કાંઇક negative તત્ત્વ, મૃદુભાવ અથવા નિષેધભાવ લેવો પડે છે. તેવી જ રીતે જો જ્ઞાન દષ્ટિએ "હું બ્રહ્મ છું" એવો અનુભવ લેવો હોય તો બીજા જીવ જગતનો એટલે ઇદંતાનો અત્યંત અભાવ કરવો જોઇએ એટલે કે જીવ જગતનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ હોવાથી તેના કલ્પિત સ્વરૂપનો નિષેધ કરવો જોઇએ. કલ્પિતની નિવૃત્તિ કર્યા વગર અધિષ્ઠાનનું જ્ઞાન થતું નથી. નિવૃત્તની નિવૃત્તિ કરવાથી જીવ વ્યાપક થાય છે અને બ્રહ્મનો આનંદ (વીજળી માફક) નિર્વિઘ્ને મળ્યા કરે છે.

નિષેધના ઘણા પ્રકાર નીચે પ્રમાણે થઇ શકે છેઃ—

૧ ભગવાનની સત્તા સિવાય બીજી સત્તાનો નિષેધ કરવો.
૨ ભગવાન સિવાય બીજી વસ્તુ નથી એમ સમજવું.
૩ બીજી વસ્તુ ન હોવાથી જીવ જગતનો અભાવ થવાથી જીવ જગતનું જ્ઞાન ન રાખવું.

૪ જે કર્મથી દ્વૈતની ભાવના ઉત્પન્ન થાય તેવાં કર્મ ન કરવાં.
૫ ખોટા અનિત્ય સુખ અને સૌંદર્યનો ત્યાગ કરવો.
૬ જીવ જગતના કાળનો નિષેધ કરવો.
૭ ટુંકામાં અજ્ઞાની જીવના બધા અનુભવ અજ્ઞાનથી પ્રેરિત હોવાથી તે બધાનો નિષેધ કરવો.

અમુક માણસોએ અમુક રીતે રહેવું ન જોઇએ એવું કહેનારા ઘણા હોય છે. તેનું કારણ સામાન્ય જીવનમાં અલ્પતા રહે છે, અલ્પમાં સુખ નથી તેથી અલ્પ દુ:ખરૂપ છે એવું શ્રુતિમાં કહે છે. માત્ર પરિપૂર્ણ બ્રહ્મમાં જ સુખ છે. તેથી સાધન દશામાં નિષેધની અથવા વૈરાગ્યની જરૂર છે, અને તેવા નિષેધનું સ્વરૂપ બરાબર સમજવું જોઇએ.

બ્રહ્મ સિવાય બીજી વસ્તુનો નિષેધ કરવાથી બ્રહ્મ શૂન્ય જેવું થતું નથી. તૂંબડામાં સીસું ભર્યું હોય તો તૂંબડું તરતું નથી, તેમ પ્રપંચના વિકલ્પો બ્રહ્મજ્ઞાનમાં આવરણરૂપ હોય છે. જેમ ભાર કાઢી નાંખીએ તો તૂંબડું સહજ તરે છે તેમ બ્રહ્મની પૂર્ણતા અનુભવમાં આવે છે. ઘુવડ દિવસે ખોટું અંધારું દેખે છે. તે અંધારાનું જ્ઞાન તે દૂર કરે તેમાં ઘુવડને લાભ છે, ગેરલાભ નથી કારણ કે સાચું અંધારૂં હતું નહિ. તેમ બ્રહ્મમાં સાચી માયા છે નહિ અને ખોટી માયા દૂર કરવાથી લાભ છે.

બ્રહ્મજ્ઞાનમાં જેનો નિષેધ થાય છે, એ કોઈ સાચી વસ્તુ નથી. માત્ર કલ્પિતનો નિષેધ કરવાનો છે. કલ્પિત વસ્તુ અને તેના વિચાર ભેગા કરવાથી આત્માની અથવા બ્રહ્મની કિંમત વધતી નથી પણ ઉલટું કલ્પિત આવરણ ઊભું થાય છે.

The Absolute does not become richer for its appearances. If it does, we cannot predict eternal perfection to it. If it becomes richer, a perfect Absolute then becomes a future event.

જો ભેદ સાચો હોય અને તે દશ્ય વસ્તુનો સ્વભાવ હોય તો એક દશ્ય વસ્તુ બીજી કઇ વસ્તુથી ભેદ પામે છે તેનું જ્ઞાન પહેલી વસ્તુના જ્ઞાન સાથે થવું જોઇએ પણ પહેલી વસ્તુ કહેતી નથી કે હું અમુક વસ્તુથી ભેદ પામું છું તેથી ભેદ એ કોઇ વસ્તુનો સ્વભાવ નથી.

ભગવાનમાં દ્વૈત ઉત્પન્ન કરનાર તત્ત્વ ન હોય તો દ્વૈત થાય નહિ અને દ્વૈત ઉત્પન્ન કરનાર તત્ત્વ હોય તો બે સત્તા થઇ જાય. એક સત્તાની ઇચ્છા થાય કે મારે જગત ઉત્પન્ન કરવું છે ત્યારે બીજી સત્તા કહેશે કે મારે જગતનો પ્રલય કરવો છે. ભગવાનમાં બીજી સતા નથી અને તેથી ભેદ નથી. આપણી ખોટી લાગણીથી અથવા રાગદ્વેષથી ભેદ ઉત્પન્ન થાય છે પણ ભગવાનમાં એવું નથી.

જ્યાંસુધી આપણી સામે કોઇ રહી જશે ત્યાંસુધી સત્ય મળશે નહિ. એ તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત છે. તે બરાબર ન સમજવાથી મહાત્મા ગાંધીજીને સત્ય માટે ૫૦ વર્ષ સુધી પ્રયોગ કરવા પડયા છે.

પરમ સત્ય તો અભેદ દષ્ટિએજ મળી શકે છે; એવી દષ્ટિ પ્રાપ્ત કરવી એ સહેલું કામ નથી. વ્યવહારમાં વ્યવહારિક સત્ય માટે ગમે તે પ્રમાણ લઈને વ્યવહારિક સત્ય માનવામાં હરકત નથી. પણ ખરા સત્ય માટે ખરૂં પ્રમાણ જોઇએ. માણસની સામાન્ય બુદ્ધિ ભૂલ કરે તેવી છે. તેના ઉપર વિશ્વાસ રાખવા જેવું નથી માણસની બુદ્ધિ ભૂલથી દોરડીમાં સાચો સર્પ પણ માની બેસે છે. કેટલાકને એવી પણ શંકા થાય છે કે જોકે દોરડીમાં સર્પ નથી પણ સર્પ બીજી કોઈ જગ્યાએ હોય છે, અને ભૂલમાં તે દોરડીમાં માની લેવાય છે, પણ ખરી રીતે જોતાં બીજે સર્પ છે કે નહિ એ પ્રશ્નજ ખોટો છે. જે જગ્યાએ સર્પ દેખાય છે ત્યાં સર્પ છે કે નહિ તે નક્કી કરવાનું છે. બીજે સર્પ છે કે નહિ તેની ખબર નથી માટે સર્પનું જ્ઞાન ખોટું છે એમ નથી પણ જે જ્ઞાન કહે છે કે અહીં સર્પ છે તે જ્ઞાન ખોટું છે. તેવીજ રીતે જે જ્ઞાન એમ કહે છે કે અહીં જગત છે તે જ્ઞાન

ખોટું છે. આખું જગત કોઈ જોઈ શકતા નથી. પોતાને જેટલું દેખાય તેને જગત માની શકાય નહિ. તેથી જગત સત્ય નથી પણ અસત્ય છે.

ત્યારે અસત્ય આવ્યું કયાંથી? ભગવાનમાં અસત્ય હોય તો ભગવાનની નિત્ય પૂર્ણતામાં વાંધો આવે. સત્ય જાણ્યા પહેલાં પણ પૂર્ણ છે. સત્ય બનાવી શકાતું નથી. જે બનાવી શકાય તે સત્ય તરીકે રહે નહિ. સત્ય એ સિદ્ધ વસ્તુ છે, સાધ્ય નથી. જે સિદ્ધ છે અને સાધ્ય નથી તે બહારના પ્રયોગથી સિદ્ધ થાય નહિ. પ્રાપ્તની પ્રાપ્તિ જ્ઞાનથી જ થઈ શકે, તેમાં કર્મની જરૂર નથી.

જગતમાં અને જીવોમાં ચાલુ ભૂલો થતીજ આવે છે અને બધી ભૂલોનું કારણ ભગવાન હોય તો ભગવાનની નિત્ય પૂર્ણતાને વિરોધ આવે છે.

ઠૂંઠામાં પુરુષનું દૃષ્ટાંત પહેલા વિભાગમાં આપવામાં આવેલું છે. ઠૂંઠામાં પુરુષની ભ્રાંતિ થાય છે ત્યારે સાચો પુરુષ કોઈ જગ્યાએ હોવો જોઇએ એ પ્રશ્ન ખોટો છે. જે જગ્યાએ પુરુષ દેખાય છે તે જગ્યાએ તે વખતે પુરુષ છે કે નહિ? અથવા બીજી જગ્યાએ પુરુષ હોય તેવો જ દેખાય છે કે નહિ? વળી જ્યારે સાચું જ્ઞાન થાય છે ત્યારે એવું જ્ઞાન થાય છે કે અહીં પુરુષ પહેલાંથી જ નહોતો. તેથી પુરુષ સાચો નહોતો. જે પુરુષ સામાન્ય રીતે દેખાય છે તે સ્મૃતિનો પુરુષ છે અને જે ભૂલથી દેખાય છે તે દૃષ્ટિનો પુરુષ છે. સ્મૃતિનું જ્ઞાન અને દૃષ્ટિનું જ્ઞાન બન્ને જુદા છે. છતાં તે એક છે એવી ભૂલ થઇ જાય છે. વળી દ્રષ્ટિના પુરુષમાં શંકા રહે છે કે "આ સ્થાણું છે કે પુરુષ છે?" તેથી માયા અથવા અવિદ્યા સ્મરણમાં નથી પણ દૃષ્ટિમાં છે. વળી જ્યારે જ્ઞાન થાય છે ત્યારે દૃષ્ટિના પુરુષનો નિષેધ થાય છે. સ્મૃતિના પુરુષનો નિષેધ થતો નથી. ભ્રાંતિની વસ્તુ અને બાધની વસ્તુનું વૈયાધિકરણ થવું ન જોઇએ. તેમ થાય તો જે અપ્રસક્ત છે તેના પ્રતિષેધની આપત્તિ આવી પડે.

છીપમાં ભૂલથી દેખાતું રૂપું એ બજારનું રૂપું નથી. જ્ઞાન

થતાં બજારના રૂપાનો નિષેધ થતો નથી. તેવી જ રીતે બ્રહ્મમાં જગત નથી. જ્ઞાન થતાં સાચા જગતનો નિષેધ થતો નથી. સાચું જગત બ્રહ્મરૂપ છે. તેથી જે કલ્પિત જગત દરેકને દેખાય છે તેનો નિષેધ થાય છે અને તે નિષેધની જરૂર છે.



છીપમાં રૂપાની ભ્રાંતિ

તેથી માયાની વસ્તુ એ ત્રૈકાલિક નિષેધના પ્રતિયોગી જેવી થઈ રહે છે. એટલે ત્રણે કાળમાં નથી છતાં છે એમ ભૂલથી લાગે છે. જે વખતે છીપમાં રૂપું દેખાય છે તે વખતે ત્યાં કલ્પનાનું રૂપું છે એમ લાગતું નથી. જો કલ્પનાનું રૂપું લાગતું હોય તો કોઈ તે રૂપું લેવા માટે જાય નહિ. સાચા જ્ઞાન વખતે અને ખોટા જ્ઞાન વખતે વસ્તુ એકજ રહે છે. ખોટા જ્ઞાન વખતે જે જગત કહેવાય છે તે જ સાચા જ્ઞાન વખતે બ્રહ્મરૂપ લાગે છે.

જો બધી વસ્તુઓ ભગવાનમાં રહેતી હોય તો અને તેવી વસ્તુઓનો અંત નથી તેથી ભગવાન હમેશાં ઝાડની માફક વધતા હોવા જોઈએ. જે વધે તેને વૃદ્ધાવસ્થા પણ આવે અને તેનો નાશ પણ થાય.

પણ ભગવાન હમેશાં પૂર્ણ છે. આપણી ભૂલો સાથે તેને સંબંધ

નથી. જે વિષય બાધિત થાય છે તે ભ્રાંતિજનક છે. બાધ એટલે ઉપાદાન સહિત કાર્યનો વિનાશ. કારણ સહિત કાર્યનો લય તેને બાધ કહે છે.

જ્ઞાન વસ્તુને ઉત્પન્ન કરતું નથી. જ્યારે રૂપાની જગ્યાએ છીપ દેખાય ત્યારે છીપ ઉત્પન્ન થતી નથી. જ્યારે જગતને બદલે બ્રહ્મ દેખાય ત્યારે બ્રહ્મ ઉત્પન્ન થતું નથી. મિથ્યા વસ્તુનો બાધ ભગવાનમાં થાય તેથી ભગવાનને ખોટ જતી નથી. બધા અનુભવ બધા માણસોએ લેવા જોઇએ એવો નિયમ નથી. સારો માણસ ચોરી ન કરે અને તેને ફાંસીનો અનુભવ ન મળે તેથી તેનું સારાપણું ઘટતું નથી. ચોરી કરવી કે ફાંસીએ ચડવું એ કોઇના અનુભવની વસ્તુ છે. એવો અનુભવ સારો માણસ લેતો નથી. એવા ખરાબ અનુભવ ન લેવાથી જીવન ઓછું થતું નથી.

કલ્પિત વસ્તુની ઉત્પત્તિ કે નાશ બનતા નથી અસત્ વસ્તુનો સદા અભાવ છે. રજ્જુમાં સર્પ ઉત્પન્ન થતો નથી, તેવીજ રીતે જીવ જગતનો બ્રહ્મમાં સદા અભાવ છે. જ્ઞાન વખતે સર્પ નાશ પામતો નથી. તેની હયાતિ ત્રણે કાળમાં નહોતી. બ્રહ્મજ્ઞાન વખતે જગત નાશ પામતું નથી પણ જગતની હયાતિ ત્રણે કાળમાં નથી એમ ખબર પડે છે.

માયાનું આવું તત્ત્વ બરાબર સમજવું અને સમજાવવું એ કામ ઘણા વિદ્વાનોને પણ અઘરૂં લાગે છે. તેથી જ માયા અનિર્વચનીય કહેવાય છે અને તે બરાબર છે; કારણ કે માયા કેવી છે એનો નિર્ણય જો બરાબર થઈ જાય અને એ સાચી વસ્તુ તરીકે હાથ આવે તો એક ભગવાન અને બીજી માયા એવું દ્વૈત થઈ જાય; તેથી માયાનો નિર્ણય ન થઇ શકે એ માયાનું ભૂષણ છે. જો માયા સમજાઇ જાય તો મનની જરૂર ન પડે, મન રાખવા માટે પણ ખોટી માયા માણસોને લેવી પડે છે. અદ્વૈત સિદ્ધિ નામે વેદાન્તનો પ્રખ્યાત ગ્રંથ છે. તેમાં માયાના ૫ પ્રકાર નીચે પ્રમાણે આપેલા છેઃ—

૧. જેનો નાશ બ્રહ્મજ્ઞાન સિવાય થાય નહિ. જે ભ્રમકાળે છે; એવી લાગે, જે જ્ઞાનથી જુદી લાગે, જે જગ્યાએ તેનો બાધ થાય છે ત્યાં હોય તેવી દેખાય અને ઉપાધિમાં ત્રણે કાળે નિષેધના પ્રતિયોગી જેવી રહે.

૨. સત્ જેવી દેખાય છતાં સદ્ વિવિક્ત હોય.

૩. જ્ઞાન થતાં જે જતી રહે.

૪. જે અધિષ્ઠાનમાં ત્રણે કાળે નથી તેમાં તેનો અભાવ જણાય.

૫. સ્વાશ્રયમાં અત્યંત અભાવના પ્રતિયોગી જેવી રહે.

કલ્પિત વિરુદ્ધ ધર્મ સાથે રહી શકે છે. બ્રહ્મમાં માયા ત્રણે કાળમાં નથી છતાં માણસની દૃષ્ટિથી દેખાય તેને માયા કહે છે. આત્મજ્ઞાન થતાં દૃષ્ટાનું અધિષ્ઠાન અને દૃશ્યનું અધિષ્ઠાન એક થઇ જાય છે. તેથી દૃષ્ટા દૃશ્ય જેવું કંઈ રહેતું નથી.

અનેકત્વ વ્યાવહારિક છે. પરમાર્થ દૃષ્ટિએ તેનો બાધ થાય છે. ભગવાન નિત્ય પૂર્ણ હોવાથી તેમાં જીવ જગતનો અત્યંત અભાવ છે. The moment the appearance is negated, it goes out of existence and its basis shows itself. The appearances do not constitute the Absolute.

સત્ય અખંડ હોવાથી તે માટે બીજું પ્રમાણ બહારથી લાવી શકાય નહિ. બીજું પ્રમાણ બહારથી લઈએ તો સત્ય અખંડ અને આખું રહે નહિ. તેથી સત્ય સ્વ-પ્રમાણ છે અને પોતે પોતાને જાણી શકે છે.

પણ અસત્ય પોતે પોતાને જાણી શકતું નથી. અસત્ય પોતાથી જુદી વસ્તુથી પ્રકાશ પામે છે. તે પર-પ્રકાશ્ય છે. અસત્ય એ સાચી વસ્તુ નથી. ઠુંઠામાં પુરુષની ભ્રાંતિ થાય ત્યારે ત્યાં પુરુષ હોતો નથી. બ્રહ્મમાં જગતની ભ્રાંતિ થાય ત્યારે ત્યાં જગત હોતું નથી. ખરી રીતે દરેક જીવ પોતાની કલ્પનાના જગતમાં રહે છે તેથી માણસની સાથે રહીને

અથવા ભૂલમાં પડેલા માણસની સાથે રહીને માણસના જીવનની ભૂલો પકડી શકાશે નહિ.

જો બધું કાલ્પત છે તો કોઈ એમ પણ પૂછે છે કે માણસનો કલ્પિત ઘોડો ગાડીને જોડી શકાતો નથી. તેનો સીધો જવાબ એ છે કે જેમ સ્વપ્નનો ઘોડો સ્વપ્ન દશાની ગાડીને જોડી શકાય.છે તેમ જાગ્રત દશાનો કલ્પિત ઘોડો જાગ્રત દશાની કલ્પિત ગાડીને જોડી શકાય છે. જેમ સ્વપ્નાના પદાર્થ જાગ્રતમાં કામ આવતા નથી તેમ જાગ્રતના પદાર્થ સ્વપ્નમાં કામ આવતા નથી. આપણી દૃષ્ટિમાં જે ગાડી છે તે કૂતરાની દૃષ્ટિએ કોઈ સજીવ વસ્તુ છે. તેથી કેટલીક વાર મોટર અથવા ગાડીની પછવાડે કૂતરાં ભસે છે. કૂતરાંનું જાગ્રત અને માણસનું જાગ્રત પણ જુદા પ્રકારનું હોય છે.

ભૂલના અને સત્યના પ્રકાર નીચે પ્રમાણે બની શકે છેઃ—

૧. પ્રાતિભાસિક ભૂલ—અથવા બહુ જ મોટી ભૂલ. દૃષ્ટાંત—ગુલાબ પીળું છે. કમળા વાળાને તેવું દેખાય પણ છે.

૨. વ્યાવહારિક ભૂલ અથવા મોટી ભૂલ—ગુલાબ રાતું છે. સામાન્ય માણસને એવું દેખાય છે.

૩. પારમાર્થિક ભૂલ—ભગવાન ગુલાબરૂપે થયા છે. એવું વૈષ્ણવો માને છે.

૪. સત્ય—ભગવાન ગુલાબરૂપે દેખાય છે.

૫. પૂર્ણ સત્ય—ભગવાન જ છે, ગુલાબ છે જ નહિ.

પહેલો પ્રકાર અને છેલ્લો પ્રકાર એ સામાન્ય માણસની દૃષ્ટિનો વિષય નથી.

પહેલી દૃષ્ટિ કમળાવાળાની છે. તે તેનું દરદ દૂર થતાં દૂર થઈ જાય છે. બીજી દૃષ્ટિથી ગુલાબ રાતું દેખાય છે પણ વધારે વિચાર કરતાં તે દૃષ્ટિ ખોટી લાગે છે. કૂતરા કે બિલાડાને તે રાતું ન લાગતું હોય. તેથી માણસની દૃષ્ટિની ઉપર જવું જોઇએ.

માણુસના વિચારની ઉપર જઇએ ત્યારે યોગીઓને વિજ્ઞાનમય કોશમાં એવું લાગે છે કે બધું જગત ભગવાનમાંથી નીકળેલું છે અને તે રૂપે રહેલું છે તેથી ભગવાન ગુલાબરૂપે થયા છે. એ વિચાર પણ આનંદમય કોશમાં જતો રહે છે. ત્યાં બધું એક રસરૂપ મધની માફક છે. અદ્વૈતસિદ્ધિમાં કહે છે કે ધર્મીના અંશમાં બધું ભૂલ વગરનું છે. બીજા અંશમાં (એટલે અધ્યસ્તના અંશમાં) ભૂલ રહેશે.

જે સત્ય હોય તે સ્વસત્તાથી રહેવું જોઇએ. રજ્જુમાં સર્પ દેખાય પણ તે સ્વસત્તાથી રહેતો નથી. તેમ બ્રહ્મમાં જગત દેખાય છે પણ તે સ્વસત્તાથી રહેતું નથી. જગત કહેતું નથી કે હું છું. તેથી જગતનું વાસ્તવ સ્વરૂપ જાણવા માટે અજ્ઞાનથી જે દેખાય છે તે ખોટું માનવાની ટેવ પાડવી જોઇએ. સામાન્ય વિચાર દ્વૈતમાં રહે છે. તેમાં એકની સામે બીજું રહી જાય છે. તેથી દ્રષ્ટા પોતાને હલકી દશામાં મૂકે છે. પણ બ્રહ્મદશાના વિચાર સામેની વસ્તુને આપણી સાથે એક કરી દે છે. તેથી દ્રષ્ટા દૃશ્ય જેવું કંઈ રહેતું નથી. બ્રહ્માકારવૃત્તિ સામેના જગત ઉપરનું આવરણ દૂર કરે છે. સામાન્ય માણસની વૃત્તિમાં અહંકારની સામે દૃશ્ય વસ્તુ રહી જાય છે. તે અહંકાર સામેની વસ્તુનો આત્મા બની શકતો નથી. સામેની વસ્તુના ગુણ અહંકારની ખોટી દશાથી દેખાય છે. બ્રહ્માકારવૃત્તિ આવરણભંગ કરીને જોનારને સામેની વસ્તુનો આત્મા બનાવી દે છે. તે દશામાં બધાનો અંત શરૂઆતમાં છે.

જ્યાં દ્રષ્ટા અને દૃશ્યનું દ્વૈત રહે છે ત્યાં ગુણદૃષ્ટિ છે. જ્યાં દ્વૈત નથી ત્યાં સત્ત્વગુણ રજોગુણ કે તમોગુણ નથી. તે ત્રણ ગુણનો માત્ર જીવમાં ઉપયોગ છે. જેનું પરિવર્તન થાય છે તેનો બ્રહ્મમાં ઉપયોગ નથી. તે બ્રહ્મમાં રહે તો બ્રહ્મને વિકારી કરી દે.

આવું વિકારી જગત બ્રહ્મમાંથી કેમ નીકળ્યું તે કોઈ તત્ત્વજ્ઞાની બરાબર સમજાવી શકશે નહિ. ભગવાન પોતે પણ ગીતાના ૧૫ મા અધ્યાયમાં કહે છે કે જગતને રૂપ નથી, આદિ, અંત કે મધ્ય નથી.

જેને દેખાય છે તેને કયા પ્રમાણુથી દેખાય છે તેની તપાસ કરવી જોઇએ. એ પ્રમાણુને instruments of measurement કહે છે. દ્રષ્ટાનું પ્રમાણુ અથવા તેની પ્રકૃતિ ધ્યાનમાં લીધા વગર દશ્યની ખબર પડશે નહિ. એટલું જ નહિ પણુ નવી દશામાં જૂની દશાના પ્રશ્ન રહેતા નથી. જો નવી દશામાં જૂના ધર્મો રહે તો નવી દશામાં તે ઘણી ગરબડ કરી મૂકે અને જીવને સુખ લેવા દે નહિ.

પરમાત્મા ભાસક છે, તેને ભાસ્ય કોટીમાં લાવી શકાય નહિ. આપણી કલ્પનાની દશા એ છેવટના અનુભવની હદ નથી. બધું જીવન માણુસના જીવનમાં પૂરું થતું નથી. માણુસનું જીવન એ એક કલ્પિત અનુભવની હદ છે. તે જીવનથી અધિક ઘણું વિશાળ જીવન છે. તેને ભક્તો universal life કહે છે અને જ્ઞાની transcendental life પણુ કહે છે. તે જ ગુણુાતીત જીવન છે.

The superior Brahman denies all metaphysical or spiritual differences. The inferior Brahman unites them. The former is supra–cosmic transcendance, the latter is the cosmic unity. The cosmic unity has no absolute existence. In is in fact the concentration of the transcendance. Being a concentration, it is more seeming than real.

બ્રહ્મભાવમાં ભેદ બનતો નથી. વાયુ નિષ્પંદ હોય ત્યારે વાયુ મટી જતો નથી અને સ્પન્દનવાળો હોય તેથી દ્વિતીયત્વ થતું નથી. સમુદ્રમાં જેમ સિંધુનું જળ અને ગંગાનું જળ જુદાં મળી શકતાં નથી તેમ બ્રહ્મમાં ભેદ નથી. નામરૂપ સહિત બ્રહ્મભાવ વૈષ્ણુવો લે છે. તે દૃષ્ટિએ પણુ ઘરેણું સોનાના કટકાની શોભા વધારે છે. છતાં જેની દૃષ્ટિ સોનામાં છે તેને કંઈ ખોટ જતી નથી. જેની દૃષ્ટિ ઘાટમાં છે, તેને ઘાટ ફરતાં ખોટ જેવું લાગશે.

પ્રકરણ ૬

# વૃત્તિનું સ્વરૂપ

જેવી વસ્તુ હોય તેવી વૃત્તિ ઉત્પન્ન થાય તો આવરણ ભંગ થઇને વસ્તુનો પ્રકાશ થાય છે. બધું ભગવાનનું સ્વરૂપ હોવાથી, તેવું જ્ઞાન ન થવામાં મુખ્ય કારણ માત્ર જગત્–આકારે થતી વૃત્તિ છે. તે વૃત્તિ જેવી વસ્તુ છે તેવી થતી નથી તેથી આવરણ રહી જાય છે. તેથી વેદાન્તના જીજ્ઞાસુએ વૃત્તિનું સ્વરૂપ બરાબર જાણવાની જરૂર છે.

સામાન્ય રીતે અંતઃકરણના પરિણામને વૃત્તિ કહે છે પણ સુષુપ્તિમાં અંતઃકરણ નથી છતાં જાગીને માણસ કહે છે કે "હું સુખેથી સૂતો હતો" તેથી સુષુપ્તિમાં તેવા અનુભવ માટે વેદાન્તમાં અજ્ઞાનનું પરિણામ માનેલું છે. ખરી રીતે અજ્ઞાન એ કોઈ સાચી વસ્તુ નથી પણ જે દશામાં આત્માનો વિચાર નથી થઈ શકતો તે સુષુપ્તિની દશાને અજ્ઞાન દશા વેદાન્તમાં માનેલી છે. ત્યાં અજ્ઞાનના પરિણામને વૃત્તિ કહેલી છે. વૃત્તિ, ચેતનની સાથે તાદાત્મ્ય ભાવ પામીને પદાર્થનો પ્રકાશ કરે છે.

પ્રકાશક પરિણામને જ વૃત્તિ કહે છે. જે પદાર્થ અજ્ઞાત હોય તેને સમજાવનાર વૃત્તિમાં જ ( અજ્ઞાન–નાશ કર્તારૂપ ) પ્રકાશકતા છે. જે પદાર્થ અજ્ઞાત નથી અથવા આવૃત્ત નથી તેનો પ્રકાશ વૃત્તિથી થતો નથી. જે ચેતનમાં આવરણ નથી તે વિષયનો પ્રકાશ કરી શકે છે તેથી ત્યાં પ્રકાશ માટે વૃત્તિની જરૂર નથી. તેથી વૃત્તિમાં આવરણ ભંગ સિવાય બીજો પ્રકાશ કરવાની શક્તિ ન હોવાથી, વ્યવહારના હેતુરૂપ અજ્ઞાન અને અંતઃકરણના પરિણામને વૃત્તિ કહે છે.

## વૃત્તિની વ્યાખ્યા

વૃત્તિ બે પ્રકારની છે :—

૧. પ્રમારૂપ (એટલે સાચું બતાવનાર વૃત્તિ).

૨. અપ્રમારૂપ (એટલે ખોટું બતાવનાર વૃત્તિ).

## પ્રમારૂપ વૃત્તિ

પ્રમારૂપ વૃત્તિના ૪ પ્રકાર નીચે પ્રમાણે બને છે.

૧. પ્રમાણ જન્ય યથાર્થ જ્ઞાનને પ્રમા કહે છે.

૨. અબાધિત અર્થના વિષયના જ્ઞાનને પ્રમા કહે છે.

૩. અબાધિત અર્થ હોય પણ સ્મૃતિથી ભિન્ન જ્ઞાન હોય તેને પણ પ્રમા કહે છે.

૪. યથાર્થ અનુભવને પણ પ્રમા કહે છે.

દૃષ્ટાંતમાં છીપમાં રૂપાનું જ્ઞાન એ અબાધિત અર્થને વિષય કરતું નથી તેથી તે જ્ઞાન પ્રમા નથી. તેવી જ રીતે ભગવાનમાં જગતનું જ્ઞાન એ પણ પ્રમા નથી. સાચું જ્ઞાન (પ્રમા) સાચા પ્રમાણને અધીન છે. તેથી જેમ પ્રમાણ ૭ પ્રકારનાં છે તેમ પ્રમા પણ ૭ પ્રકારની છે. તે પ્રમાના નામ ૧. પ્રત્યક્ષ, ૨. અનુમાન, ૩. ઉપમાન, ૪. શબ્દ, ૫. અર્થાપતિ અને ૬. અનુપલબ્ધિ. વૃત્તિનું સ્વરૂપ સમજવા માટે એ ૭ પ્રમાનું સ્વરૂપ સમજવાની જરૂર છે. તેનો ટૂંકો ખુલાસો નીચે પ્રમાણે છે.

(૧) પ્રત્યક્ષ પ્રમા.

પ્રમાના કરણને (એટલે અસાધારણ કારણને) પ્રમાણ કહે છે. પ્રત્યક્ષ પ્રમાણના (અસાધારણ કારણ) કરણ નેત્ર, કાન, જીભ, ચામડી, નાક વગેરે છે.

ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાં સંબંધ ન થાય તો પ્રત્યક્ષ પ્રમા થાય નહિ. સંબંધરૂપ વ્યાપારવાળા પ્રત્યક્ષ પ્રમાનું અસાધારણ કારણ ઇંદ્રિય છે, તેથી ઇંદ્રિયોના જ્ઞાનને પ્રત્યક્ષ પ્રમા કહેવામાં આવે છે.

કોઈવાર યથાર્થ જ્ઞાન થવામાં યથાર્થ શબ્દની જરૂર પડે છે. જેમકે દશ માણસ નદી આળંગી ગયા. તે પછી કોઈ બૂડી ગયો કે નહિ તેની તપાસ કરવા માટે સૌ ગણવા લાગ્યા. દરેક પોતા સિવાય

બીજા નવને ગણે છે. તેથી સૌએ નક્કી કર્યું. કે એક બૂડી ગયો. એટલામાં કોઈએ આવીને કહ્યું કે 'દશમો છે' એટલા વાક્યથી દશમાનું જ્ઞાન થતું નથી. તેવી જ રીતે કોઇ કહે કે ઇશ્વર છે એટલા વાકયથી ઇશ્વરનું જ્ઞાન થતું નથી. ત્યાં આત્મબોધક શબ્દનો અભાવ છે. આત્મામાં બ્રહ્મતા સદા છે તોપણ બ્રહ્મતાનો બોધક શબ્દ હોય એટલે મહાવાકય હોય તોજ યથાર્થ વૃત્તિ ઉત્પન્ન થાય છે અને તેનાથી આવરણભંગ થાય છે.

બ્રહ્મવિદ્યારૂપ અપરોક્ષ જ્ઞાનનું સાધન શબ્દ છે તેથી તે શબ્દ પ્રમાણ જન્ય છે. આત્માકાર વૃત્તિનું ઉપાદાન કારણ અંતઃકરણ છે અને અંતઃકરણ ઉપહિત ચેતનની સાથે તે વૃત્તિ ઉત્પન્ન થઈ છે. બંન્ને ઉપાધિ એક દેશમાં હોવાથી વૃત્તિ ચેતન અને વિષય ચેતનનો અભેદ થાય છે. બહારના પદાર્થોનો વૃત્તિદ્વારા પ્રમાતા સાથે સંબંધ છે અને સુખદુઃખનો પ્રમાતા સાથે સાક્ષાત્ સંબંધ છે. જે સુખદુઃખ બની ગયા તેનો પ્રમાતા સાથે વર્તમાન સંબંધ નથી. તેનું જ્ઞાન સ્મૃતિરૂપ છે, પ્રત્યક્ષ નથી.

પ્રત્યક્ષનું લક્ષણ નીચે પ્રમાણે છેઃ—

સ્વ વ્યવહારને અનુકૂળ ચૈતન્ય સાથે અનાવૃત વિષયનો અભેદ તે અપરોક્ષ અથવા પ્રત્યક્ષ વિષયનું લક્ષણ છે. સંસાર દશામાં આવૃત્ત બ્રહ્મનો સ્વ વ્યવહારાનુકૂળ ચેતનથી અભેદ છે. અનાવૃત્ત બ્રહ્મ અને વિષયનો અભેદ સંસાર દશામાં ન હોવાથી બ્રહ્મનું અપરોક્ષત્વ તે દશામાં થતું નથી. અપરોક્ષત્વ ધર્મ ચેતનનો છે, વૃત્તિનો નથી, તેથી વૃત્તિમાં ચેતનનો આરોપ કરીને વૃત્તિજ્ઞાન અપરોક્ષ અનુભવ આપે છે. વૃત્તિજ્ઞાન લક્ષ્ય નથી પણ ચેતન જ્ઞાન લક્ષ્ય છે. જ્યાં સાચા પ્રમાણપૂર્વક વિષયનો જ્ઞાનની સાથે તાદાત્મ્ય સંબંધ થાય છે ત્યાં જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે.

કોઈ એમ કહે છે કે મહાવાકયથી બ્રહ્મનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, મહાવાકયથી પરોક્ષ જ્ઞાન થાય નહિ. કોઇ એમ પણ કહે છે કે વિચાર

સહિત મહાવાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે. વિચારરહિત કેવળ વાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે. બધાના મતમાં "અહં બ્રહ્માસ્મિ" એ જ્ઞાન શુદ્ધાત્મ ગોચર છે એટલે બ્રહ્મ ગોચર છે. વળી અદ્વૈત પક્ષવાળા બધા એમ પણ માને છે કે ચેતનમાં સંસારી ધર્મ રહેતા નથી અને જીવ-ઇશ્વરનો પરસ્પર ભેદ નથી. જે પક્ષમાં અસંગ બ્રહ્મ-આત્માનો બોધ છે તે પક્ષ આદર કરવા જેવો છે.

(૨) અનુમાન પ્રમા.

અનુમાન પ્રમાનું જે કરણ છે તેને અનુમાન પ્રમાણ કહે છે. લિંગજ્ઞાનજન્ય જે જ્ઞાન તે અનુમાન કહેવાય છે. જેમકે પર્વતમાં ધૂમાડાનું પ્રત્યક્ષ જ્ઞાન થવાથી અગ્નિનું અનુમાન જ્ઞાન થાય છે. અનુમાન જ્ઞાનનો વિષય સાધ્ય છે. વ્યાપ્યના જ્ઞાનથી વ્યાપકનું જ્ઞાન થાય છે. અવિનાભાવરૂપ સંબંધને વ્યાપ્તિ કહે છે. અગ્નિ વગર ધૂમ થાય નહિ તેથી અગ્નિનો અવિનાભાવરૂપ સંબંધ ધૂમમાં છે અગ્નિમાં તેવો સંબંધ નથી, કારણ કે તપાવેલા લોઢામાં ધૂમ વગરનો અગ્નિ પણ છે. એ દ્રષ્ટાંત પ્રમાણે હવે સિદ્ધાંત તપાસીએ:—

વેદાન્તમાં જીવનો અને બ્રહ્મનો અભેદ માનેલો છે. તેનું અનુમાન નીચે પ્રમાણે થઇ શકે છે:—

(૧) જીવ બ્રહ્મથી અભિન્ન છે કારણકે બંન્ને ચેતન છે. જ્યાં જ્યાં ચેતન છે ત્યાં ત્યાં બ્રહ્મ સાથે અભેદ છે.

(૨) વ્યાવહારિક પ્રપંચ મિથ્યા છે કારણ કે તે પ્રપંચ આત્મ-જ્ઞાનથી નિવૃત્ત થાય છે, એ ઉદાહરણ છે.

જો પ્રપંચને જ્ઞાન-નિવર્ત્ય માન્યા પછી તેનું મિથ્યાત્વ માનવામાં ન આવે તો સતના જ્ઞાનથી તેની નિવૃત્તિ બને નહિ, અને જ્ઞાનથી સકળ પ્રપંચની નિવૃત્તિ પ્રતિપાદક જે શ્રુતિ સ્મૃતિ છે તેનો વિરોધ આવે તેથી પ્રપંચનું મિથ્યાત્વ છે એમ અનુમાન કરવું. વેદાન્ત વાક્યમાં અદ્વૈત

બ્રહ્મનો જે નિશ્ચય છે તેનો મનનદ્વારા સંભાવના માત્રનો જે હેતુ તેને પણ અનુમાન પ્રમાણ કહે છે.

(૩) ઉપમાન પ્રમા.

ઉપમિતિ પ્રમાનું કરણ (અસાધારણ કારણ) ને ઉપમાન પ્રમાણ કહે છે. દ્રષ્ટાંતમાં જેમ જંગલમાં કોઇ ગાયના જેવું પશુ જોઇને કોઇ કહે છે કે આ ગાયના જેવું છે. પછી કહે છે કે મારી ગાય આના જેવી છે તેને ઉપમાન અથવા ઉપમા–પ્રમાણ કહે છે.

સિદ્ધાંતમાં–અસંગ વગેરે ધર્મની આકાશ અને આત્માની સમાનતા છે તોપણ આકાશ વગેરે બધો પ્રપંચ ગંધર્વ નગરની માફક દૃષ્ટ–નષ્ટ સ્વભાવવાળો છે અને આત્મા તેનાથી વિલક્ષણ છે. આકાશ વગેરેમાં આત્માનું પૂર્ણ સાદૃશ્ય નથી. તેથી ઉત્તમ જીજ્ઞાસુને સિદ્ધાંતમાં ઉપમાનનું દ્રષ્ટાંત બરાબર અનુકૂળ થતું નથી. બ્રહ્મને કોઇ ઉપમા બરાબર લાગુ થઇ શકતી નથી.

(૪) શબ્દ પ્રમા.

શબ્દ પ્રમાણ બે પ્રકારનું છે. તેથી શબ્દપ્રમા પણ બે પ્રકારની છે.

૧. વ્યાવહારિક.

૨. પારમાર્થિક.

વ્યાવહારિક પ્રમા બે પ્રકારની છે. ૧. લૌકિક વાક્ય જન્ય અને ૨. વૈદિક વાક્ય જન્ય.

શબ્દ અને લક્ષણાના ભેદથી વૃત્તિ બે પ્રકારની થાય છે. જે અર્થમાં પદની શક્તિ હોય તે પદનો શક્યાર્થ છે. માત્ર શક્તિ વૃત્તિથી બ્રહ્મનું જ્ઞાન શબ્દથી થાય નહિ, પણ લક્ષણા વૃત્તિથી બ્રહ્મ ગોચર જ્ઞાન થાય છે. તેથી શક્તિ વૃત્તિથી શબ્દની બ્રહ્મજ્ઞાનની કરણતાનો નિષેધ છે.

લક્ષણાવૃત્તિદ્વારા શબ્દથી બ્રહ્મજ્ઞાન થાય છે. લક્ષણાવૃત્તિજન્ય જ્ઞાનમાં પણ ચિદાભાસરૂપ ફળનો વિષય બ્રહ્મ નથી; પણ આવરણ ભંગરૂપ

વૃત્તિ માત્રની વિષયતા બ્રહ્મ વિષે છે. શબ્દ જ્ઞાનની વિષયતાનો સર્વથા નિષેધ નથી. પણ શમદમ વગેરે સંસ્કાર રહિત વિક્ષિપ્ત મનનો બ્રહ્મ-જ્ઞાનમાં હેતુ નથી.

શક્ય સંબંધને લક્ષણ કહે છે. તે સંબંધને શક્તિ વૃત્તિ સાથે સંબંધ હોવાથી શક્તિ વૃત્તિનું કથન નિષ્ફળ નથી. તે પરંપરાથી વાક્યાર્થ જ્ઞાનમાં ઉપયોગી છે.

લક્ષણામાં પણ જહલ્લક્ષણા, અજહલ્લક્ષણા અને ભાગત્યાગ લક્ષણા એમ ત્રણ પ્રકાર છે. તે વેદાન્તના ગ્રંથોમાં સારી રીતે સમજાવવામાં આવેલી છે તેથી અહીં તેનો વિસ્તાર કરેલો નથી. ટુંકામાં:—

તત્ પદાર્થમાં પરોક્ષતાના ભ્રમની નિવૃત્તિ માટે તત્ પદાર્થના ઉદ્દેશથી ત્વંપદાર્થનું વિધાન છે અને ત્વંપદાર્થમાં પરિચ્છિન્ન ભ્રમની નિવૃત્તિ માટે ત્વંપદાર્થના ઉદ્દેશથી તત્પદાર્થ વિધેય છે; અને એ બન્નેની એકતામાં ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફળ, અર્થવાદ અને ઉપપત્તિનો વિચાર સહાયભૂત છે. આ પ્રમાણે શબ્દ પ્રમા ફળરૂપ છે.

## (૫) અર્થાપત્તિ

અર્થાપત્તિ પ્રમાના કરણને અર્થાપત્તિ પ્રમાણ કહે છે. અર્થાપત્તિ શબ્દ પણ પ્રમાણ અને પ્રમા બંન્નેને જણાવે છે.

દેવદત્ત દિવસે જમતો નથી. તેનો બીજો અર્થ એમ પણ થઇ શકે છે કે તે રાત્રે જમતો હોવો જોઇએ. કારણ કે તે શરીરે સ્થૂલ અને તાજો દેખાય છે. જેના અભાવમાં જેનો અભાવ હોય તે ઉપપાદક કહેવાય છે. રાત્રીએ ભોજન ન લે તો સ્થૂલ થાય નહિ માટે રાત્રિનું ભોજન ઉપપાદક છે. ઉપપાદકની કલ્પનાનો હેતુ એજ ઉપપાદ્યની અનુપપત્તિનું જ્ઞાન છે. એને અર્થાપત્તિ પ્રમા કહે છે, એટલે કે જો ભોજન ન લે તો સ્થૂલતા આવે નહિ. તેથી જેનાથી અર્થની કલ્પના થાય તે ઉપપાદ્યની અનુપપત્તિના જ્ઞાનથી ઉપપાદકની કલ્પના કરવી તેને અર્થાપત્તિ પ્રમા કહે છે. ઉપપાદક વસ્તુ તેની આપત્તિ એટલે કલ્પના

એટલે અર્થથી અર્થાપત્તિ શબ્દ પ્રમાનો બોધક છે. સિદ્ધાંતમાં **तरति शोकमात्मवित्** એટલે આત્મજ્ઞાનથી શોકની નિવૃત્તિ થાય છે એમ શ્રુતિ કહે છે. ત્યાં શોકનું મિથ્યાત્વ જો ન હોય તો શોક જાય નહિ તેથી જ્ઞાનથી શોકની નિવૃત્તિ થાય છે એમ કહેવામાં "બંધ મિથ્યા છે" એવી અર્થાપત્તિ પ્રમા ઉત્પન્ન થઈ શકે છે. ત્યાં બધાનું મિથ્યાત્વ ઉપપાદ્ય છે અને આત્મજ્ઞાન ઉપપાદક છે.

વળી મહાવાક્યમાં જીવ બ્રહ્મનો અભેદ શ્રવણ થાય છે ત્યાં ઔપાધિક ભેદ હોય તોજ તે અભેદ સંભવે, સ્વરૂપથી ભેદ હોય તો સંભવે નહિ તેથી જીવ બ્રહ્મના અભેદની અનુપપત્તિમાં ભેદનું ઔપાધિકત્વજ્ઞાન અર્થાપતિપ્રમાણજન્ય છે અહીં જીવ બ્રહ્મનો અભેદ ઉપપાદ્ય છે, ભેદમાં ઉપાધિપણું ઉપપાદક છે. બધા ઉપપાદ્ય જ્ઞાન પ્રમા છે અને ઉપપાદક જ્ઞાન પ્રમાણ છે.

વળી,

જેમ છીપમાં રૂપાનો નિષેધ દેખાય છે, તે રૂપાના મિથ્યાપણા વગર સંભવે નહિ. નિષેધની ઉપપત્તિમાં રૂપાના મિથ્યાત્વની કલ્પના થઈ શકે છે, તે પણ અર્થાપત્તિ પ્રમાણનું ઉદાહરણ છે. રૂપાનો નિષેધ એ ઉપપાદ્ય છે અને મિથ્યાત્વ ઉપપાદક છે. તેવી જ રીતે મનના વિલયથી સકલ દ્વૈતનો અભાવ થાય છે તેથી સકલ દ્વૈત મનોમાત્ર છે. ત્યાં પણ અર્થાપત્તિ પ્રમાણ લાગુ થઈ શકે છે.

## (૬) અનુપલબ્ધિ પ્રમા

અભાવની પ્રમાનું અસાધારણ કારણ જે હોય તેને અનુપલબ્ધિ પ્રમાણ કહે છે. અભાવ બે પ્રકારના છે :—

૧. અન્યોન્યાભાવ.

૨. સંસર્ગાભાવ.

અભેદના નિષેધક અભાવને અન્યોન્યાભાવ કહે છે. જેમકે ઘટ છે તે પટ નથી એમ કહેવામાં ઘટમાં પટના અભેદનો નિષેધ થાય છે

તેથી ઘટમાં પટનો અભેદ નિષેધક ઘટમાં પટનો અન્યોન્યાભાવ છે. સિદ્ધાંતમાં અજ્ઞાન અને તેના કાર્યની નિવૃત્તિને મોક્ષ કહે છે. નિવૃત્તિનું નામ ધ્વંસ છે. તેથી મોક્ષ પણ અભાવરૂપ થાય એવી કોઈને શંકા થાય પણ કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ થાય છે. અજ્ઞાન અને તેનું કાર્ય કલ્પિત છે તેથી તેની નિવૃત્તિ બ્રહ્મરૂપ છે તેથી મોક્ષ અભાવરૂપ નથી પરંતુ અધિષ્ઠાન ભાવરૂપ હોવાથી મોક્ષ ભાવરૂપ છે. વળી રૂપ રસ ગંધ સ્પર્શ આત્મામાં કદાપિ નથી તેથી તેનો આત્મામાં અત્યંત અભાવ છે. તેથી અદ્વૈતવાદમાં બધા અભાવ વિનાશી છે. કોઈ અભાવ નિત્ય નથી. જેમ ઘટ વગેરે ભાવ પદાર્થ માયાનું કાર્ય છે તેમ અભાવ પણ માયાનું કાર્ય છે.

**नेह नानास्ति किंचन** એ શ્રુતિ પ્રપંચનો ત્રણ કાળમાં અભાવ બતાવે છે. અનુભવસિદ્ધ પ્રપંચનો ત્રણે કાળમાં અભાવ બને નહિ, તેથી પ્રપંચનો સ્વરૂપથી નિષેધ કરેલો નથી પણ પ્રપંચ પારમાર્થિક નથી તેથી પારમાર્થિકત્વ વિશિષ્ટ પ્રપંચનો ત્રૈકાલિક અભાવ શ્રુતિમાં કહેલો છે. એ વાત અનુપલબ્ધિ પ્રમાણથી સિદ્ધ થાય છે. જો પારમાર્થિક વિશિષ્ટ પ્રપંચ હોય તો જેમ વ્યવહારિક પ્રપંચની ઉપલબ્ધિ મળે છે તેમ પારમાર્થિક પ્રપંચની ઉપલબ્ધિ પણ મળવી જોઇએ પણ તેવી ઉપલબ્ધિ મળતી નથી. તેથી પ્રપંચના અભાવનું જ્ઞાન અનુપલબ્ધિ પ્રમાણથી થાય છે.

ઉપર કહેલા છ પ્રમાણ જ્યારે આત્મસાક્ષાત્કારમાં ઉપયોગી થાય ત્યારે પ્રમા જેવું કામ કરે છે અને જ્યારે તે અનાત્મામાં વર્તે ત્યારે તે અપ્રમાનું રૂપ લે છે. અપ્રમાનો વધારે ખુલાસો નીચે આપેલ છે.

## ૨. અપ્રમાવૃત્તિ (ખોટી વૃત્તિ)

અપ્રમાવૃત્તિ બે પ્રકારની છે :—

(૧) સંશય જ્ઞાન
(૨) મિથ્યા જ્ઞાન

તે અનર્થના હેતુ છે તેથી તેની નિવૃત્તિ કરવી જોઇએ. એક ધર્મીમાં વિરૂદ્ધ અનેક પ્રકારનું અથવા અનેક ધર્મનું જ્ઞાન તેને સંશય કહે છે. તે બે પ્રકારનાં છે.

૧. પ્રમાણુ સંશય.

૨. પ્રમેય સંશય.

વેદાન્ત વાક્ય અદ્વિતીય બ્રહ્મ વિષે પ્રમાણુ છે કે નહિ એવા સંશયને પ્રમાણુ સંશય કહે છે આત્મા બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન, અથવા તે આનંદમય છે કે નહિ એવા સંશયને પ્રમેય સંશય કહે છે. એ બંને સાથે મળીને સંશય જ્ઞાન થાય છે. સંશય જ્ઞાન અને મિથ્યાજ્ઞાન બંને સાથે મળીને અથવા એકથી પણુ ભૂલ થાય છે. તે ભૂલને શાસ્ત્રમાં ભ્રમ અથવા અધ્યાસ કહે છે: અધ્યાસ બે પ્રકારના છે.

૧. અર્થાધ્યાસ.

૨. જ્ઞાનાધ્યાસ.

બધા અધ્યાસનું અધિષ્ઠાન ચેતન છે. રજ્જુમાં સર્પની પ્રતીતિ થાય ત્યાં ઇદમ્‌વૃત્તિથી અવચ્છિન્ન ચેતન સર્પનું અધિષ્ઠાન છે. રજ્જુ અધિષ્ઠાન નથી કારણુ કે ચેતનની પરમાર્થ સત્તા છે અને તેની ઉપાધિ રજ્જુ વ્યાવહારિક હોવાથી રજ્જુ અવચ્છિન્ન ચેતનની વ્યાવહારિક સત્તા છે. બંને પ્રકારે સર્પ અને તેના જ્ઞાનની પ્રાતિભાસિક સત્તા હોવાથી અધિષ્ઠાનની સત્તાથી વિષમ સત્તાવાળો દેખાતો સર્પ અને તેનું જ્ઞાન બંને અધ્યસ્ત છે. તેવી જ રીતે બ્રહ્મમાં જગત અને જગતનું જ્ઞાન બંને અધ્યસ્ત છે.

અર્થાધ્યાસ બે પ્રકારનો છે :—

(૧) સ્વરૂપ અધ્યાસ.

(૨) સંસર્ગ અધ્યાસ.

જે પદાર્થનું સ્વરૂપ અનિર્વચનીય ઉપજે તેને સ્વરૂપ અધ્યાસ કહે છે. જેમકે છીપમાં રૂપાનો સ્વરૂપ અધ્યાસ છે, આત્મામાં અનાત્મા-

નો સ્વરૂપ અધ્યાસ છે. જ્ઞાનથી જેનો બાધ થઈ શકે તેવી વસ્તુ અધિષ્ઠાનમાં સ્વરૂપથી અધ્યસ્ત હોય છે તેથી અધિષ્ઠાનમાં સ્વરૂપથી અધ્યસ્ત થનારી વસ્તુનો અધ્યાસ તેને સ્વરૂપ અધ્યાસ કહે છે. ધર્મીનો અધ્યાસ થયા પછી ધર્મનો અધ્યાસ થાય છે.

પદાર્થ સ્વરૂપથી વ્યવહારિક હોય અથવા પારમાર્થિક પ્રથમ સિદ્ધ હોય અને તેનો સંબંધ અનિર્વચનીય ઉપજે તેને સંસર્ગ અધ્યાસ કહે છે. જેમ મુખ અને દર્પણનો કાંઈ સંબંધ નથી. બંને વ્યાવહારિક છે. છતાં દર્પણમાં મુખનો સંબંધ દેખાય તે અનિર્વચનીય છે. તેવી જ રીતે ચેતનમાં અહંકાર નથી. ચેતન પારમાર્થિક છે. તેનો સંબંધ અહંકારમાં અધ્યસ્ત છે. આત્મતા ચેતનમાં છે અને અહંકારમાં દેખાય છે તેથી આત્મ ચેતનનો તાદાત્મ્ય સંબંધ અહંકારમાં 'અનિર્વચનીય' છે. જ્ઞાનથી જેનો બાધ ન થઈ શકે તેવી વસ્તુના આત્માના સંબંધનો જ્યાં અધ્યાસ હોય ત્યાં તે સંસર્ગ અધ્યાસ અથવા સંબંધ અધ્યાસ કહેવાય છે.

બધા પદાર્થ સિદ્ધાંતમાં કલ્પિત છે. તેથી તેનાં જ્ઞાન પણ કલ્પિત છે, તેનો અભાવ પારમાર્થિક છે. તે બ્રહ્મરૂપ છે.

## કાળની ભૂલ

છીપમાં ઇદંતા અને પ્રાકસિદ્ધત્વ ધર્મ છે. પ્રથમ સિદ્ધ ધર્મને પ્રાક્સિદ્ધત્વ કહે છે. તેમાં જ્યારે રૂપું દેખાય છે ત્યારે ઇદંતા અને પ્રાકસિદ્ધત્વ બંનેનો અધ્યાસ રૂપામાં થાય છે. તેથી હમણાં રૂપું જોયું એવી પ્રતીતિ થતી નથી પણ આ પહેલાંથી રૂપું જ છે એવું જ્ઞાન થાય છે. એ પ્રતીતિનો વિષય પ્રાક્જાતત્વ છે. તે રૂપામાં નથી. તેથી છીપમાં જે પ્રાક્સિદ્ધત્વ ધર્મ છે તેનો અનિર્વચનીય સંબંધ રૂપામાં ઉપજે છે.

તેવી જ રીતે સિદ્ધાંતમાં બ્રહ્મમાં પ્રાક્સિદ્ધત્વ ધર્મ છે. જ્યારે જગત દેખાય છે ત્યારે હમણાં જગત ઉત્પન્ન થયું એવું જ્ઞાન થતું નથી

પણ આ જે કાંઈ દેખાય છે તે પહેલાંથી જગત જ છે એવો બ્રહ્મનો પ્રાકસિદ્ધત્વ ધર્મ જગતમાં અનિર્વચનીય ઉપજે છે.

છીપમાં પ્રાક્‌સિદ્ધત્વ ધર્મ છે તેના સંબંધની રૂપામાં પ્રતીતિ થવાથી રૂપાની ઉત્પત્તિની પ્રતીતિ થતી નથી. તેવી પ્રતીતિનો પ્રતિબંધ થાય છે. પ્રાક્‌સિદ્ધતા અને ઉત્પત્તિ પરસ્પર વિરોધી છે. જ્યાં પ્રાક્‌સિદ્ધતા હોય ત્યાં અતીત પ્રતીતિ હોય છે. વર્તમાન ઉત્પત્તિ હોય ત્યાં પ્રાક્‌-સિદ્ધતા હોતી નથી. તેથી રૂપાની ઉત્પત્તિ ભ્રાંતિથી થાય છે છતાં તેની ખબર પડતી નથી. તેવી જ રીતે જગતની ઉત્પત્તિ નથી, ભ્રાંતિ છે, છતાં તેની ખબર પડતી નથી.

કોઈને એમ પણ પ્રશ્ન થાય છે કે છીપના જ્ઞાનથી રૂપાનો નાશ થાય છે છતાં તે નાશની ખબર કેમ પડતી નથી? તેનું સમાધાન નીચે પ્રમાણે છે:—

અધિષ્ઠાનના જ્ઞાનથી એટલે છીપના જ્ઞાનથી રૂપાનો નાશ થાય છે ત્યારે રૂપાનો બાધ–નિશ્ચય થાય છે. છીપમાં ત્રણે કાળમાં રૂપું નથી તેવા નિશ્ચયને બાધ–નિશ્ચય કહે છે. એવો નિશ્ચય રૂપાના નાશની પ્રતી-તિનો વિરોધી છે. નાશમાં પ્રતિયોગી કારણ જોઈએ. બાધમાં પ્રતી-યોગીનો સર્વદા અભાવ છે. જેને સર્વદા અભાવની બુદ્ધિ થાય તેને નાશ બુદ્ધિ થતી નથી. જેમ ઘટ વગેરેનો દંડથી નાશ કરવામાં આવે છે તેમ કલ્પિતનો નાશ થાય નહિ. પણ અધિષ્ઠાનના જ્ઞાનથી અજ્ઞાન-રૂપ ઉપાદાન સહિત કલ્પિતની નિવૃત્તિ થાય છે. તેથી જગતનો નાશ બ્રહ્મજ્ઞાનથી દેખાતો નથી. બ્રહ્મજ્ઞાનથી જગતની નિવૃત્તિ થાય છે કારણ કે જગત છે જ નહિ. અધિષ્ઠાન માત્રથી અવશેષ જ અજ્ઞાન સહિત કલ્પિતની નિવૃત્તિ છે. દૃષ્ટાંતમાં, જેમ છીપ અધિષ્ઠાન છે. તેના અવશેષરૂપ રૂપાનો નાશ અનુભવસિદ્ધ છે તેથી રૂપાના નાશની જુદી પ્રતીતિ થાય નહિ. તેવી જ રીતે બ્રહ્મના અવશેષરૂપ જગતનો નાશ સમજવાનો છે. તે નાશની જુદી પ્રતીતિ થશે નહિ.

જ્યાં ભ્રમ છે ત્યાં બધા અનિર્વચનીય પદાર્થની ઉત્પત્તિ છે. એ ઉત્પત્તિ ભ્રાંતિરૂપ છે. રૂપું જેમ છીપમાં ભાસે છે ત્યારે છીપની પ્રતીતિ થતી નથી. છીપમાં રહેલો તાદાત્મ્ય સંબંધ રૂપામાં ભાસવા લાગે છે તેથી આ રૂપું છે એવી પ્રતીતિ થવા લાગે છે, આ રૂપું ઉત્પન્ન થાય છે એવી પ્રતીતિ થતી નથી. તેનું કારણ પણ છીપની વૃત્તિનો પ્રાક્-સિદ્ધત્વ ધર્મનો રૂપામાં અધ્યાસ છે. ત્યાં છીપની વૃત્તિનો ઇદન્તારૂપ ધર્મ પણ રૂપામાં અધ્યસ્ત છે, તેથી આ રૂપું છે એમ પ્રતીતિ થાય છે તેવી જ રીતે બ્રહ્મના પાક્સિદ્ધત્વ ધર્મનો જગતમાં અધ્યાસ સમજી લેવો.

આરોપિત વસ્તુનો અધિષ્ઠાનમાં સ્વરૂપથી અધ્યાસ થાય છે અને સત્ય વસ્તુના ધર્મ અને સંબંધ આરોપિતમાં અધ્યસ્ત થાય છે. એમ બે પ્રકારના અધ્યાસથી સંસાર ચાલે છે. અંતઃકરણનો આત્મામાં સ્વરૂપથી અધ્યાસ છે પણ અંતઃકરણમાં આત્માનો સ્વરૂપથી અધ્યાસ નથી પણ આત્માના ધર્મનો અને તેના સંબંધનો અધ્યાસ થાય છે. તેથી તેને સંસર્ગાધ્યાસ કહે છે. જ્ઞાન સ્વરૂપ આત્મા છે, અંતઃકરણ નથી. જ્ઞાનનો સંબંધ અંતઃકરણમાં પ્રતીત થાય છે, તેથી આત્માના સંબંધનો અંતઃકરણમાં અધ્યાસ થાય છે અને તે અનિર્વચનીય છે કારણ કે તે સંબંધ કલ્પિત છે અને જ્ઞાન કાળે બાધ થાય છે.

દૃષ્ટાંત તરીકે કોઈ કહે છે કે હું કાણો છું. કાણાપણું ઇંદ્રિયનો ધર્મ છે પણ આત્મામાં પ્રતીત થાય છે. હું નેત્ર છું એમ કહેતો નથી.

વેદાન્તનો સિદ્ધાંત સમજવામાં વૃત્તિનું સ્વરૂપ સમજવું એ બહુ જ ઉપયોગી છે. કારણ કે :—

૧. જીવને ત્રણ અવસ્થાનો સંબંધ વૃત્તિથી થાય છે. જાગ્રત અને સ્વપ્નમાં અંતઃકરણની વૃત્તિ છે અને સુષુપ્તિમાં અજ્ઞાનની વૃત્તિ છે.

૨. પુરુષાર્થ પણ વૃત્તિથી થાય છે.

૩. સંસાર પ્રાપ્તિનો હેતુ વૃત્તિ છે.

૪. મોક્ષ પ્રાપ્તિનો હેતુ પણ વૃત્તિ છે.

વૃત્તિના ૭ પ્રયોજન નીચે પ્રમાણે બની શકે છે :—

૧. જીવ ચૈતન્ય વૃત્તિ ઉપર આરોહણ કરીને વિષયને પ્રકાશે છે એટલે વિષય પ્રકાશની સહાયતા એ વૃત્તિનું એક પ્રયોજન છે.

૨. વિષય દેશમાં સર્વદા સંનિહિત વિષયાવભાસક જીવ ચૈતન્યને વિષય તાદાત્મ્યાપન્ન બ્રહ્મ ચૈતન્યની અભેદ-અભિવ્યક્તિ કરવી એ વૃત્તિનું કામ છે.

૩. જીવ પરિચ્છિન્ન છે. તે વૃત્તિ દ્વારા વિષયની સંનિધિમાં જાય છે એટલે વૃત્તિ જ તે પરિચ્છિન્ન જીવને વિષયની પાસે લઈ જાય છે. ત્યાર પછી વિષયાધિષ્ઠાન બ્રહ્મ ચૈતન્યની સાથે તે પરિચ્છિન્ન જીવની અભેદ અભિવ્યક્તિ કરાવે છે.

૪. આવરણ ભંગ એ વૃત્તિનું મુખ્ય પ્રયોજન છે. પ્રકાશ તો આત્માનું સ્વરૂપ છે. તેથી તે સ્વતઃ થાય છે એટલે પ્રકાશ માટે વૃત્તિનો અંગીકાર નથી.

૫. જ્યાંસુધી વૃત્તિ ઉત્પન્ન થઈ ન હોય ત્યાંસુધી વિષય ચૈતન્યનો અને જીવ ચૈતન્યનો વિષય-વિષયી ભાવ સંબંધ થતો નથી. વૃત્તિની ઉત્પત્તિ પછી એ સંબંધ ઉત્પન્ન થાય છે. પછી જ્ઞાન થાય છે એટલે વિષયવિષયીભાવના સંબંધની ઉત્પત્તિ એ જ વૃત્તિનું પ્રયોજન છે. અપ્રમા વૃત્તિ આવરણ કરે છે અને પ્રમા વૃત્તિ આવરણ ભંગ કરે છે.

૬. વૃત્તિ પહેલાં વિષય સંનિહિત જીવ ચૈતન્યની સાથે તાદાત્મ્ય ભાવને પામે છે. પછી તે વૃત્તિનો વિષયની સાથે સંયોગ થાય છે. પછી વિષય સંનિહિત જીવ ચૈતન્યનો વૃત્તિ દ્વારા અને વિષય સંયોગ દ્વારા વિષય સંયુક્ત વૃત્તિ તાદાત્મ્યરૂપ પરંપરા સંબંધ પ્રાપ્ત થાય છે. એ જ સંબંધ વૃત્તિનું પ્રયોજન છે.

૭. રેડીઓમાં જેવી વેઇવ-લેન્ગથ મૂકીએ તેવું ગાયન અથવા તેવી વાતો તરત સાંભળવામાં આવે છે. તેમ જેવી વૃત્તિ થાય તેવી વસ્તુ જોવામાં આવે છે.

ટુંકામાં જાગ્રતના સર્વ પદાર્થ અને તેનું જ્ઞાન, (ભ્રાંતિ હોય ત્યારે) સાથે જ ઉત્પન્ન થાય છે, અને આત્મજ્ઞાનથી સાથે જ નષ્ટ થાય છે, એ સિદ્ધાંતને દૃષ્ટિ સૃષ્ટિવાદ માનેલ છે. એ સિદ્ધાંત માંડુક્ય ઉપનિષદ્‌માં, ભાગવત્‌માં, યોગવાસિષ્ઠમાં અને Theory of Relativity એટલે સાપેક્ષવાદમાં વધારે વિસ્તારથી આપવામાં આવેલો છે.

સાપેક્ષવાદની નવી શોધ જે હાલમાં થયેલી છે તેનાથી એટલું જાણી શકાય છે કે જ્યારે ભ્રાંતિ હોય અથવા અપ્રમા વૃત્તિ હોય ત્યારે સર્વ પદાર્થ, તેનું જ્ઞાન અને તેનો જ્ઞાતા સાથે જ મિથ્યા ઉત્પન્ન થાય છે અને જ્યારે આત્મજ્ઞાન થાય ત્યારે એટલે પ્રમાવૃત્તિ ઉત્પન્ન થાય ત્યારે એ ત્રણેનો લય થાય છે. તે બાબત ક્રમથી નીચે પ્રમાણે જાણી શકાય છે :—

૧. અપ્રમા વૃત્તિ હોય ત્યારે સૃષ્ટિ એવી દૃષ્ટિ થાય છે.

૨. થોડું જ્ઞાન થાય ત્યારે દૃષ્ટિ એવી સૃષ્ટિ જણાય છે.

૩. વધારે જ્ઞાન થાય ત્યારે દૃષ્ટિ વખતે સૃષ્ટિ હોય તેવું જણાય છે.

૪. પૂર્ણ જ્ઞાન થાય ત્યારે સૃષ્ટિ છે જ નહિ, બ્રહ્મ જ છે એમ જણાય છે. તેને પ્રમા કહે છે.

## પ્રકરણ ૭

# મિથ્યાત્વનું સ્વરૂપ

પરમ સત્યનો અનુભવ લેવાવાળા પ્રાચીન કાળના ઋષિ મુનિઓ ઘણાજન સમુદાયમાં રહેવાનું પસંદ કરતા નહોતા. તેઓ ઘણે ભાગે વનમાં અથવા નદી કિનારે રહેતા. શહેરોના અનિત્ય સુખવાળાં જીવન તેમને આકર્ષણ કરી શકતાં નહોતાં. માણુસોની વચ્ચે રહી માણુસના જેવું થવું સહેલું છે, એકાંતમાં રહી બ્રહ્મજ્ઞાન મેળવવું પણ સહેલું છે પણ માણુસોની વચ્ચે રહી બ્રહ્મજ્ઞાન મેળવવું મુશ્કેલ છે. એકાંતમાં રહી હિંદુધર્મના ઋષિ મુનિઓ જે જ્ઞાન પ્રાપ્ત કરી શકયા હતા અને તેઓ જે સાહિત્ય મૂકી ગયેલા છે તેવું સાહિત્ય બીજું ભાગ્યેજ મળી શકે છે. સામાન્ય પ્રકૃતિવાળા એટલે અનિત્ય વિષય ભોગમાં રચીપચી રહેલા માણુસોથી અલગ રહેવાની જ્ઞાની પુરૂષો માટે ખાસ જરૂર છે અને એ જરૂરીઆતમાંથી અસ્પૃશ્યતા ઉત્પન્ન થયેલી છે. અસ્પૃશ્યતાનો ખરો અર્થ અસંગપણું છે અને અસંગપણાની જરૂર ગીતામાં વારંવાર ભગવાને અર્જુનને જણાવેલી છે. સામાન્ય માણુસોના સંગથી માણુસના જીવનમાં રહેલી ભૂલ જાણી શકાતી નથી.

ઋષિ મુનિઓને ધનથી મળતા લાભની ખબર હતી, સંસારના સુખની પણ ખબર હતી. જે સુખ હાલના ઘણા માણુસોને આકર્ષણ કરે છે તે જેઓએ સમજણ પૂર્વક છોડી દીધું હતું તેઓ મૂર્ખ નહોતા. તેઓમાં એટલી શક્તિ હતી કે ધન કે સંસારનો વૈભવ તેમને સાચો લાગ્યો હોત તો તેઓ અંગ્રેજોની માફક બીજા દેશો પણ જીતીને પોતાને તાબે રાખી શકત. જો વિષયનું સુખ તેમને સારૂં લાગ્યું હોત તો તેઓ આખી જીંદગી બ્રહ્મચારી રહેવાનું વ્રત લેત નહિ. પણ એ બધું છોડી તેઓ પોતાના મન ઉપર અને પોતાની વાસના ઉપર એટલો બધો સંયમ રાખતા હતા કે જેટલો સંયમ હાલના કાળમાં

ભાગ્યેજ કોઈ રાખી શકે છે. તેથી હાલ જેને સુધારો કહે છે તે દષ્ટિએ હિંદુઓ બહુ પાછળ રહી ગયા છે પણ સુધારાનો ખરો અર્થ માણસને પ્રભુ બનાવવામાં છે. તે માટે ઘણા સંયમની જરૂર છે, અને તે દષ્ટિએ હિંદુઓ સુધારામાં પાછળ રહી ગયા નથી. હિંદુઓનું સમગ્ર જીવન નાની ઉંમરથી ધીરે ધીરે વધારે અને વધારે સંયમ કેળવવા ઉપર છે. જેઓ સંયમ કેળવી શકતા નથી તેઓ સ્વચ્છંદી થાય છે અને તેમનું જીવન ધીરે ધીરે પશુ જેવું થાય છે.

શહેરના જીવનમાં અતિશય પ્રવૃત્તિ રહે છે અને માત્ર રોટલીની ફીકરમાં, અને પશુના જેવા સુખની વાતોમાં, માણસોનો વખત ચાલ્યો જાય છે. માણસના જીવનનો મુખ્ય હેતુ શો છે? તે સમજવાની તેઓને ફુરસદ નથી. સાધુઓ પોતાથી ફરજ ભૂલી ગયા નથી. તેઓએ માણસના જીવનની બધા પ્રકારે તપાસ કરેલી છે, અને સત્યની શોધમાં પોતાનું જીવન અર્પણ કરી રહેલા છે. તેઓ સાચા જીવનનો રસ્તો સમાજ પાસે મૂકી શક્યા છે અને મૂકે છે. સમાજ માટે એ ઓછો લાભ નથી. હાલના માણસો શક્તિના પૂજક થયા છે, શક્તિની જરૂર છે પણ જ્ઞાન વગરની શક્તિ માણસને પશુ જેવો બનાવી દે છે. તેનું પરિણામ વારંવાર ઉત્પન્ન થતી લડાઈમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. આપણા હાલના જીવનને ભૂતકાળના જીવન સાથે અને ભવિષ્યના જીવન સાથે ઘણો સંબંધ છે. મરણથી જીવનનો અંત આવતો નથી. જગત મોટું છે પણ આત્મજ્ઞાન જગત કરતાં મોટું છે તેથી જગત જીતવા કરતાં આત્માની જીત એ મોટી જીત છે.

આખી જીંદગી પૈસો ભેગો કરવામાં ગાળવી એ અંગ્રેજ લોકોની મૂર્ખતાનો ચેપ ઘણા દેશોને લાગ્યો છે. એ મૂર્ખતાનું ખરું સ્વરૂપ હવે જણાવા લાગેલું છે. એક થોડા વર્ષના જીવનને સુખી કરવા કરતાં વધારે બુદ્ધિ તેમની ચાલતી નથી. ગાંડો માણસ ઘણો સામાન ભેગો કરવામાં સંતોષ માને છે. ઋષિ મુનિઓ કહે છે કે અહીં જે થોડા વર્ષનું તારું જીવન દેખાય છે તે તારું ખરું જીવન નથી. તેથી તારો

ભાર ઓછો કર અને આગળ વધ. ભગવાનનો ભક્ત મરતો નથી. **न मे भक्तः प्रणश्यति ।**

હમણાં ૫૦ વર્ષ થયાં સારા સંસ્કારનું પ્રચાર કાર્ય ઘણું ઓછું થયેલું છે અને માણુસનું સંપૂર્ણ જીવન સમજવાનો પ્રયત્ન થતો નથી. માણુસને જાગ્રત અવસ્થા ઉપરાંત, સ્વપ્ન અવસ્થા અને નિદ્રા અવસ્થા પણ અનુભવવામાં આવે છે. સ્વપ્નમાં જીવનું શું થાય છે, સુષુપ્તિમાં તેની શી દશા થાય છે એ અનુભવ પણ સત્ય જાણવામાં બહુ ઉપયોગી છે. તેની થોડીક હકીકત પહેલા વિભાગમાં આપવામાં આવેલી છે. બાળક નાની ઉંમરમાં ઘણી નિદ્રા લે છે અને તેને કોઈ જગાડે ત્યારે તે રડે છે. ધીરે ધીરે જાગ્રત અવસ્થામાં રહેલાં માણુસોના સંગથી જાગ્રત અવસ્થા સાચી માનવા લાગે છે અને જીવ લોકમાં જીવ જેવો બનવા લાગે છે. છતાં સ્વપ્નમાં તેનું જગત ફરી જાય છે, નિદ્રામાં રહેતું નથી. તેવા અનુભવનો તે વિચાર કરતો નથી. તેના જીવનનું પરિવર્તન એ જાગ્રત દશાનો પાંચ ઇંદ્રિયનો (અથવા આંધળો હોય તો ચાર ઇંદ્રિયોનો) થોડા વર્ષનો અનુભવ છે.

આપણા ભૂતકાળના જીવનના પ્રસંગ જો યાદ ન રહે તો જગતને ભૂતકાળ છે કે નહિ તેની ખબર પડશે નહિ. વર્તમાન કાળમાં પણ શૂરવીર માણુસ સ્વપ્નામાં બકરી જેવો બની જાય છે. તેથી અવસ્થાનો વિચાર તત્ત્વ જાણવામાં બહુ ઉપયોગી છે. જે અવસ્થામાં માણુસ હોય તે અવસ્થામાં રહીને તે અવસ્થાની ભૂલો જાણી શકતો નથી. તેથીજ ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થ-આશ્રમ અને સંન્યાસ-આશ્રમ રાખવામાં આવેલ છે.

જેઓ જ્ઞાન માર્ગની શરૂઆત કરતા હોય તેમને માટે અવિદ્યા અથવા માયા ત્રણ ગુણવાળી છે. અવિદ્યા જીવને આવરણ કરતી હોય તેવું દેખાય છે અને માયા ભગવાનની ઇચ્છા સૃષ્ટિ કરવાની થાય ત્યારે તેને ઉપયોગી થાય છે. જેઓ આગળ વધેલા હોય છે તેઓને એમ લાગે છે કે માયા અથવા અવિદ્યા ત્રણ ગુણવાળી નથી પણ

અધ્યાસરૂપ છે. જેમ સ્વપ્નની માયા ત્રણ ગુણવાળી નથી તેમ જાગ્રતની માયા પણ ત્રણ ગુણવાળી નથી પણ અધ્યાસ રૂપ છે. જે અવસ્થામાં જે જાતનો પ્રમાતા હોય છે ત્યાં તે જાતનું પ્રમાણ અને તે જાતનું પ્રમેય દેખાય છે. The states give rise to the worlds but no world can give rise to the states. સ્વપ્નાના વાઘમાંથી સ્વપ્નાનું જીવન બચાવવા માટે સ્વપ્નાનો જીવ ઘણી મહેનત કરે છે. સ્વપ્નાનો પૈસો ચોરાઇ ન જાય તેટલા માટે સ્વપ્નાની તિજોરીમાં મુકવામાં આવે છે. તે પૈસો જાગ્રત દશામાં કામ આવતો નથી અને જાગ્રત દશામાં એકઠો કરેલો પૈસો સ્વપ્નમાં ભિખારી દશા થાય તો કામ આવતો નથી.

કોઇ માણસ સ્વપ્નમાં મુંબઇથી કલકત્તા ગયો. કલકત્તામાં તેના કોઇ મિત્રને ત્યાં બે ત્રણ દિવસ રહ્યો. ત્યાં રાત્રે સૂતાં તેને સ્વપ્નું આવ્યું. તે સ્વપ્નમાંથી તે કલકત્તામાં જાગ્યો. તે સમજે છે કે હું બરાબર જાગ્યો છું, છતાં તે બરાબર જાગેલો નથી, તેને બરાબર જાગવું હોય તો મુંબઇમાં જાગવું જોઇએ. તેવીજ રીતે આપણે રોજ સવારે જાગીએ છીએ તે ખરૂં જાગવું નથી. ખરૂં જાગવું હોય તો બ્રહ્મભાવે જાગવું જોઇએ. જ્યાંસુધી હું અને બીજા દેખાય છે ત્યાંસુધી એક પ્રકારનું સ્વપ્નુ છે, અથવા એક પ્રકારની ખોટી દશા ચાલે છે. વળી જ્યાંસુધી ભૂલની ખબર પડતી નથી ત્યાં સુધી તે દશા સાચી લાગશે.

નિંદ્રાની દશા પથ્થરના જેવી નથી. પથ્થરમાંથી જ્ઞાન નીકળતું નથી પણ નિદ્રામાંથી જ્ઞાન નીકળે છે. તેથી નિદ્રામાં પણ એક પ્રકારનું જ્ઞાન છે. તે જ્ઞાન જાગ્રતના જ્ઞાન જેવું નથી તેથી કેટલાક નિદ્રામાં અજ્ઞાન માને છે પણ ખરી રીતે તે તે દશાને લગતું જ્ઞાન છે. નિદ્રામાં પ્રપંચ વગરનું જ્ઞાન છે પણ તેનો અનુભવ લેવાના સાધન ત્યાં નથી.

અજ્ઞાન જેટલું નુકશાન કરે છે તે કરતાં ખોટું જ્ઞાન વધારે નુકશાન કરે છે. તેથી માયા અથવા અજ્ઞાન વિષે જેઓ પ્રશ્ન પૂછે છે

તે પ્રશ્ન સાચા છે કે નહિ તેની તપાસ કર્યા વગર માયા અને અજ્ઞાનનું સ્વરૂપ સમજી શકાશે નહિ.

ક્રીશ્ચિયન ધર્મમાં અને મુસલમાની ધર્મમાં આત્માના સ્વરૂપનો વિચાર ચોખ્ખો નથી. મરણ પછી પણ જીવ પોતાના શરીરને જાણે કે વળગેલો રહેતો હોય એમ માની તેના શરીરને દાટવામાં આવે છે. એ બંન્ને ધર્મવાળા એમ માને છે કે શરીર વગર કોઈ જીવ કામ કરી શકેજ નહિ. કદાચ મરણ પછી જીવ જુદો રહેતો હોય અને સ્વર્ગમાં જતો હોય તો ત્યાં કેટલા વર્ષ સુધી રહે અને ત્યાં તે શું કામ કરતો રહે? તેને સંગીતનો શોખ હોય તો પણ એક બે વર્ષ સુધી સારું સંગીત ગાતાં અથવા સાંભળતાં સાંભળતાં સ્વર્ગમાં થાક લાગ્યા વગર રહે નહિ.

વેદાન્ત આવી બાબતમાં ચોખ્ખી સમજણ આપે છે. તે કહે છે કે જ્યાં બીજા જેવું જેવું દેખાય ત્યાં અલ્પ જીવન છે અને ત્યાં દુઃખ છે. તેથી જીવતાં જ દ્વૈત ભાવ છોડી શકાય તેવું જ્ઞાન લેવું જોઇએ. જો જાગૃતની દશા સાચી હોત તો તેમાંથી દુઃખ ઉત્પન્ન થાત નહિ. જે દશામાં અલ્પ પણ સ્વાર્થ છે તે દશામાં સુખ મળે નહિ.

અવિદ્યા અથવા અજ્ઞાનનો સ્વભાવ બરાબર સમજવો હોય, અવિદ્યા કેવી રીતે દેખાય છે તે જાણવું હોય તો જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાનો બરાબર વિચાર કરવો જોઇએ. આ બાબતમાં કેટલાકને શંકા થાય છે, તેથી નીચે પ્રમાણે પ્રશ્ન અને ઉત્તરના રૂપમાં તેવી શંકાઓનું સમાધાન કરવામાં આવે છે:—

શંકા.—જાગૃત અવસ્થામાં બધા લૌકિક અને વૈદિક વ્યવહાર થાય છે તેથી માત્ર તે અવસ્થાનોજ વિચાર કરવો જોઇએ. સ્વપ્ન અને સુષુપ્તિના અનુભવનો વિચાર કરવામાં કાંઇ સાર નથી. સ્વપ્નુ એટલે કોઇ વખતે નિદ્રાના દોષથી ઉત્પન્ન થતી ભ્રાંતિ. તેમાં જાગૃતની દૃષ્ય વસ્તુઓનો સદ્ભાવ નથી. સુષુપ્તિમાં બધી ઇંદ્રિયોના કાર્યનો ઉપરામ

થાય છે, તેથી ત્યાં પણ કાંઇ ખાસ વધારે અનુભવ નથી. તેથી તેનો વિચાર કરવામાં તમને શી જરૂર લાગે છે તેની ખબર પડતી નથી.

સમાધાન—સ્વપ્નમાં ભ્રાંતિ જ્ઞાન છે, સુષુપ્તિમાં બધી ઇંદ્રિયોનો ઉપરામ થાય છે એવો અનુભવ છે. બંન્ને અનુભવ પણ આપણા અનુભવની અંતર્ગત હોવાથી તેનો પણ વિચાર કરવો જોઇએ; નહીંતર તત્ત્વ જેવું છે તેવું જણાશે નહિ.

શંકા—સ્વપ્નની માફક મૂર્ચ્છા, દારૂનો નિશો, એવી અવસ્થાનો પણ અનુભવ માણસને છે તેથી તેનો વિચાર શા માટે ન કરવો? તત્ત્વ જીજ્ઞાસુએ તો તે અવસ્થાનું સ્વરૂપ પણ જાણવું જોઇએ, નહીંતર પૂર્ણ અનુભવના વિચારનો અભાવ થઇ જશે. વળી એક પુરુષની અવસ્થાના વિચારથી બધું જાણી શકાશે નહિ. બીજાના અનુભવ પણ છે. તે અનુભવ તત્ત્વનો નિર્ણય કરવામાં વિચારમાં લેવા જોઇએ. વળી અનાદિકાળથી જે આ જગત ચાલી રહેલું છે તેનું તત્ત્વ, તેમાં રહેલ માત્ર એક પુરુષની અવસ્થાના ચિંતનથી કેમ નક્કી થઇ શકશે?

સમાધાન—તમે કહ્યું કે જાગૃત અવસ્થામાંજ બધો વ્યવહાર થાય છે તે બરાબર છે; પણ તે વ્યવહાર સ્વરૂપથી પરમાર્થ દૃષ્ટિએ સાચો છે કે સ્વપ્ના જેવો છે? એવી શંકામાં સ્વપ્ન વગેરેના સ્વરૂપનો વિચાર બલાત્કારે કરવોજ પડશે. તેથી સ્વપ્ન અને સુષુપ્તિનો વિચાર કરવો પડશે. વળી તમે કહ્યું કે સ્વપ્નું તો કોઇ વખતે થાય છે, તે ભ્રાંતિ માત્ર છે અને સુષુપ્તિમાં ઇંદ્રિયોના વ્યાપારનો ઉપરામ છે અને તેથી તે સંબંધમાં કાંઇ વિચારવા જેવું નથી, એ વાત સાચી નથી. વ્યવહાર કરતા પુરૂષોને પણ સ્વપ્નાનો અને સુષુપ્તિનો અનુભવ તો થાય છે તો પણ તે અનુભવ જેવો થાય છે તેવોજ છે કે કોઈ બીજા પ્રકારનો છે તે નક્કી કરવા માટે વધારે વિચારની જરૂર છે.

વળી તમે કહ્યું કે નિશાની દશાના અનુભવ અને મૂર્ચ્છાના અનુભવ પણ સ્વપ્નની માફક વિચારવા જેવા છે તે ખરું છે. તેનો પણ વિચાર કરો. તે અનુભવ સ્વીકારવાથી તે સ્વપ્નની સમાન થતા

નથી. નિશો અને મૂર્છા એ સ્વપ્નાની માફક બધા માણુસના સામાન્ય અનુભવ નથી. તે કોઇને કોઇ નિમિત્ત વખતે થાય છે, તેથી તે અનુભવ બધા પુરૂષના સાધારણ સ્વાભાવિક અનુભવથી વિલક્ષણ અનુભવ છે. એ પ્રમાણે સમાધિના અનુભવનું પણ સમજી લેવું.

સામાન્ય દૃષ્ટિથી એમ જણાય છે કે નિશો અને મૂર્છા એ ત્રણ અવસ્થાથી જુદી અવસ્થા છે પણ વધારે વિચાર કરતાં જણાશે કે બધી અવસ્થાના અનુભવ એ ત્રણ અવસ્થાના અનુભવની અંદર સમાઇ જાય છે. તેના વિભાગ કરો તો મુખ્ય બે વિભાગ થઇ શકે છે. એક, દર્શનવૃત્તિ અને બીજી, અદર્શન વૃત્તિ. તેનાથી ત્રીજી દશા થઇ શકે નહિ; અને તે બે દશા એક સાથે ઉત્પન્ન થાય નહિ. તેથી બધી અવસ્થાનો તે બેની અંદર સમાવેશ થાય છે. આ પ્રમાણે દર્શન વૃત્તિની અવસ્થા જાગૃત અને સ્વપ્ન છે અને અદર્શન વૃત્તિની અવસ્થા સુષુપ્તિ છે. નિશો અને મૂર્છા વગેરે જીજ્ઞાસુના અનુભવ નથી પણ બીજાના છે તો પણ તે જાગૃતની અંદર સમાઇ જાય છે. તે દર્શન વૃત્તિની અવસ્થાનો એક પરિચ્છિન્ન સ્વભાવ છે. તેથી મૂર્છા વગેરે જીજ્ઞાસુની દર્શન વૃત્તિની અંદર સમાવી શકાય અથવા અદર્શન વૃત્તિની અંદર સમાવી લ્યો. કોઇ પણ રીતે જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિવાળી ત્રણ અવસ્થાનો બરાબર વિચાર કરતાં તત્ત્વનો નિર્ણય થઈ શકે છે.

શંકા—બીજા પણ કેટલાકના અનુભવો હોય છે. તેમનો પણ વિચાર કરવો જોઇએ. નહીંતર તત્ત્વનો બરાબર નિર્ણય થઇ શકશે નહિ.

સમાધાન—તેમના અનુભવ પણ તેમની જાગૃત અવસ્થામાં રહેલાં હોવાથી સામાન્ય જાગૃત અવસ્થાની પરીક્ષા કરવાથી તેમના અનુભવની પરીક્ષા થઇ જાય છે. વળી તમે કહ્યું કે અનાદિ કાળથી ચાલુ રહેલ જગતનું તત્ત્વ જાણવામાં, તે જગતની અંદર રહેલ માત્ર એક પુરુષની અવસ્થાનો વિચાર કરવાથી સિદ્ધાંત મળશે નહિ, તે બાબતમાં પણ તમને તત્ત્વની પરીક્ષા કેમ કરવી તેની પ્રક્રિયાનું જ્ઞાન નથી એમ જણાય છે. જે માણુસે નિષ્પક્ષપાત રીતે તત્ત્વને જાણવું છે તેણે જીજ્ઞાસા

પહેલાનો કાળ અનાદિ માનવો, જગત અનાદિ કાળથી ચાલતું આવે છે એમ માનવું, પોતે તેની અંદર એક જીવ છે એમ માની લેવું, એમ બધું સિદ્ધ છે એવું અંગીકાર કરીને પછી તત્ત્વની પરીક્ષા કરવી એ વ્યાજબી નથી. દેશ કાળ અને નિમિત્તવાળા જગતનું અને જીવનું તત્ત્વ નક્કી કરવાની જેની ઇચ્છા છે તે જો શરૂઆતથીજ કોઇ બાબતનો પક્ષપાત કરશે તો કન્યાનો વિવાહ કરવા જતાં વરનો ઘાત થઇ જશે. જે કન્યાને જે તત્ત્વ સાથે પરણાવવાની છે તે તત્ત્વની સિદ્ધિ બરાબર નહિ થાય તો કોની સાથે વિવાહ કરશો ?

શંકા—વેદાન્ત દર્શનમાં કેવા પ્રકારની પ્રક્રિયા છે ?

સમાધાન—જે સાક્ષી જાગૃતમાં, સ્વપ્નમાં અને સુષુપ્તિમાં રહે છે તે નિત્ય હોવાથી આત્માનું સ્વરૂપ છે. બીજી દૃશ્ય વસ્તુઓ જાગૃત અને સ્વપ્નમાં રહેતી નથી, સુષુપ્તિમાં તો તેમનું કાંઈ ઠેકાણું નથી. તેથી જે ચિન્માત્ર સ્વરૂપ આત્મા છે તે જ સત્ય છે, બાકીનું બધું મિથ્યા છે. મિથ્યા એટલે જે ખોટું હોવા છતાં ભૂલની અવસ્થામાં સાચા જેવું લાગે અને જેનો બીજી અવસ્થામાં બાધ થાય. જે સાક્ષી આત્માનું સ્વરૂપ છે તેનો બાધ કોઈ દશામાં થતો નથી એટલું જ નહિ પણ બધાનો સાક્ષી એક હોવાથી તે બ્રહ્મ સ્વરૂપ છે એમ ઉપનિષદ્‌માં પ્રતિપાદન કરેલું છે. બ્રહ્મ અને આત્માની એકતાનું એવું જ્ઞાન થાય ત્યારે તત્ત્વની જિજ્ઞાસાની પરિસમાપ્તિ થાય છે. એવું જ્ઞાન ત્રણ અવસ્થાની પરીક્ષા કરવાથી થાય છે, એવો પરમાર્થ જ્ઞાનીનો નિશ્ચય છે. જાગૃતના જ્ઞેય વિષયો અનિત્ય હોવાથી મિથ્યા છે તેનું કારણ સ્પષ્ટ છે. જેનું જે રૂપ નક્કી થયું હોય અને તે કદાપિ ફરે નહિ તો તે સત્ય છે એમ કહેવાય. જે રૂપ નક્કી થયું હોય પણ ફરી જાય તે અસત્ય છે, તે મિથ્યા બુદ્ધિથી કલ્પિત છે. એમ સત્ય અને અસત્યનો વિભાગ કરતાં જાગૃત અવસ્થાનું બધું જગત મિથ્યા કરે છે. જાગૃતમાં જે જે ગ્રહણ થાય છે તે અવિકારી પણે એક ક્ષણ પણ ટકતું નથી એમ પરિક્ષકો સહેજે જાણી શકે છે. તેથી તે વસ્તુઓનું "નક્કી આવું જ સ્વરૂપ છે" એવો નિશ્ચય ન

થવાથી, પરિવર્તન સ્વભાવવાળા બધા વિષયો મિથ્યા છે એમ નક્કી થઈ શકે છે.

શંકા— બધા વિષયો પરિણામી હોવા છતાં એના એજ રહે છે એવી પ્રતિજ્ઞા રોજ થયા કરે છે. એ ન્યાયથી તે સત્ય છે એવું નક્કી થઇ શકે છે અથવા તે વિષયોના સ્વરૂપનું પરિવર્તન થાય છે, છતાં તેનું બુદ્ધિથી સમજવાપણું ફરતું નથી તેથી પણ તે સત્ય છે એવું માની શકાય છે. વળી વિકારી હોવાથી ભલે તેને અનિત્ય માનો છતાં તે સત્ય નથી એમ કહેવું એ શોભા ભરેલું નથી.

સમાધાન— એ શંકા પણ બરાબર નથી. બુદ્ધિથી વિષયો સમજાય તેવા છે તેનો અર્થ શો? તેનો વિચાર કરવાની જરૂર છે. જાગૃતના બધા વિષયો બુદ્ધિથી સમજાય તેવા છે, તો બધા હંમેશાં બુદ્ધિથી સમજાવા જોઇએ પણ બધા બુદ્ધિમાં ઉતરતા નથી. થોડાક બુદ્ધિથી સમજાય છે એમ કહો તોપણ ઘટ વગેરે ઘટ બુદ્ધિથી જણાય છે, તેમાં કાંઈ પ્રયોજન જણાતું નથી. ઘટ વગર ઘટ બુદ્ધિ થતી નથી અને ઘટ બુદ્ધિ વગર ઘટ સિદ્ધ થતો નથી. ઘટ એ માખીની દૃષ્ટિમાં ઘટ નથી. જેણે ઘટ કદાપિ જોયો નથી તેને પણ તેવી બુદ્ધિ થતી નથી, તેથી જાગૃતનું જ્ઞાન અને જાગૃતનું જ્ઞેય પરસ્પર અપેક્ષાવાળું છે.

વળી વિષયોના અસ્તિત્વમાં ઇંદ્રિયોનું પ્રમાણ રહે છે. તે ઇંદ્રિયોનું સત્ત્વ શું છે તેની તપાસ કરશો તો તેનું પ્રમાણ મન છે. મનથી અતિરિક્ત તેનું પ્રમાણ નથી. મન ન હોય અને ઇંદ્રિયો હોય તો તે ઇંદ્રિયો પોતાના વિષયોને ગ્રહણ કરી શકશે નહિ. મન એજ સર્વ ઈંદ્રિયોનું ખરું સ્વરૂપ છે એમ યુક્તિથી જણાય છે. સ્વપ્નમાં તો તે અનુભવ પ્રત્યક્ષ છે. તે કારણથી પણ વિષયો સ્વતંત્ર છે એમ સિદ્ધ થતું નથી.

વળી તમે કહો છો કે કાલ જોયેલા વિષયો તેજ આજ દેખાય છે એવા નિશ્ચય રૂપી પ્રત્યભિજ્ઞા થાય છે તેથી વિષયો સાચા છે એમ કહેવું તે પણ સાહસ માત્ર છે. એના એજ વિષયો રોજ આપણે

જોઇએ છીએ એવી વૃત્તિ બરાબર છે કે નહિ એની પરીક્ષા કરવા જશો તો જણાશે કે બહારની વસ્તુમાં ઘણા છેતરાય છે. બે સરખા મોઢાવાળા માણસ હોય તો એકને બદલે બીજો હોય તેવું જણાય છે, દોરડીમાં કોઈ વખત સર્પ દેખાય છે, મૃગજળમાં જળની ભ્રાંતિ થાય છે, છીપમાં રૂપું દેખાય છે. તેથી જો કે પ્રત્યભિજ્ઞાથી *વ્યવહાર ચાલે છે તોપણ તે અબાધિત અનુભવ છે એમ કહી શકાય નહિ. તેથી પ્રત્યભિજ્ઞાથી અથવા બીજી કોઈ સંજ્ઞાથી વિષયો સાચા છે એમ સિદ્ધ થઈ શકતું નથી.

દ્રવ્ય, ગુણ, ક્રિયાથી બીજું જે કાંઈ તાર્કિકોએ નક્કી કરેલું છે તે બીજા પક્ષવાળાએ દલીલથી તોડી નાંખેલું છે તે આપણે જાણીએ છીએ. વળી હાલના કાળમાં નવા તત્ત્વ ચિંતકોએ જે જે લક્ષણ અને પ્રમાણથી નવી પ્રક્રિયા બતાવેલી છે તે વિષયોને સત્ય ઠરાવી શકતી નથી. વિષયોનો સ્વભાવજ એવો છે કે તે દરેક ક્ષણે અન્યથા અન્યથા રૂપ લઇને કાયમ પરિણામ પામ્યા કરે છે.

તેથી જાગૃતના દૃષ્ય પદાર્થો જો જાગૃત દશામાં સત્ય થઈ શકતા નથી તો બીજી અવસ્થામાં તે સત્ય છે એવું જોવાનું સાહસ કરવાથી શો લાભ છે? તેથી જાગૃતમાં જે પ્રપંચ મળે છે તે તે અવસ્થાની સાથેજ છે. સ્વપ્નમાં તેનો સદ્‌ભાવ છે એવું કોઈ માનતા નથી અને માની શકાય તેવું નથી.

સ્વપ્ન પ્રપંચ તો દેખીતી રીતેજ મિથ્યા છે. જાગૃત પણ તેના જેવું જ છે. સ્વપ્નમાં જે પ્રપંચનો આભાસ દેખાય છે તે તે અવસ્થા પૂરતોજ છે. તે અવસ્થા સાથે અવિનાભાવરૂપ થઇને રહેલ છે એમ ચોખ્ખું જણાઈ આવે છે તેથી તે મિથ્યા છે. લૌકિક દૃષ્ટિ સ્વીકારીને મેં આ જવાબ આપેલો છે. વસ્તુતાએ જોઇએ તો સ્વપ્ન અને જાગૃત બંન્ને અવસ્થાના અનુભવ આરોપિત ભેદ વિના કાંઇ ભેદવાળા નથી. એટલે કે આ બંન્ને અવસ્થા મિથ્યાત્વમાં સમાન છે.

* પ્રત્યભિજ્ઞા એટલે પહેલાં જે જોયેલું હતું તેનું સ્મૃતિજ્ઞાન.

જાગૃતમાં એક પ્રકારના સ્થાન – ધર્મ તે કાળે ઉત્પન્ન થાય છે. તે વખતનું શરીર, તેના સંબંધવાળી વસ્તુ, તેમાં રાગદ્વેષ, ઉદાસીનતા, વગેરેથી જેમ જેને ઠીક પડે તે પ્રમાણે તેમાં વર્તે છે. ભૂતકાળનો પ્રપંચ ગયો, ભવિષ્યકાળનો આવ્યો, એમ સતત પ્રપંચ ચાલુ જેવો દેખાય છે અને તેમાં પોતે રહેલો એક જીવ છે એમ બુદ્ધિથી માની પૂર્વસંસ્કારના સંબંધથી હાલ કર્મ અને તેનાં ફળ ભોગવે છે અને તે ભવિષ્યનાં જાગૃતમાં ચાલુ છે એમ માને છે અને પોતે પહેલાં સ્વપ્નામાં જે અનુભવ લીધા હતા તે માત્ર મનોમય ખોટા હતા એમ માની, પોતામાં દેશ કાળ અને નિમિત્ત નિયમ પૂર્વક માની અનેક પ્રકારના કર્મનો કર્તા અને ભોક્તાવાળો વ્યવહાર સ્વીકારી તેજ સાચું છે એમ શંકા વગર માની બેસે છે. જેને આપણે સ્વપ્નાનું સ્થાન માનીએ છીએ તે પણ તેવોજ સ્થાન ધર્મ છે. તે પોતાને કાળે પોતાના સ્થાનના જીવને જાગૃત જેવો સ્થાપીને, જેવો જાગૃતનો બધો વ્યવહાર ઉપર જણાવ્યો તેવોજ બરાબર સાચો હોય તેવું માની લે છે, એ વાત આપણા બધાના અનુભવની છે. તેથી જાગૃત અને સ્વપ્ન એ બંન્ને સમાન સ્થાન–ધર્મ છે એ બાબતની કોઈ ના પાડી શકે તેમ નથી. પ્રતિવાદીઓ પણ એ અવસ્થાની અંતર્ગત છે. મારા સ્વપ્નમાં રહેલો પુરુષ તે સ્થિતિમાં મને જગાડી શકે નહિ તેથી બંન્ને અવસ્થા પરમાર્થ રીતે સ્વપ્ના જેવી છે.

તેથી વિષય અને વિષયીના ભેદ દર્શનવાળો આ પ્રપંચ જે જે અવસ્થાનો હોય તેને તે અવસ્થામાંથી તે વખતે દૂર કરી શકાય નહિ. બીજી અવસ્થામાં તે પ્રપંચ સત્ય તરીકે રહી શકતો નથી. તેથી કોઇ પણ પ્રપંચ કદાપિ સત્ય ઠરતો નથી. તેથી સ્વપ્ન અને જાગૃત અવસ્થામાં જે જે વ્યવહાર અનુભવમાં આવે છે તે તેની પ્રતીતિ વખતે કેવો છે તેનું નિરુપણ થઇ ન શકવાથી અને બીજી અવસ્થામાં તે રહેતો ન હોવાથી જેમ સ્વપ્નનો નિશ્ચય મિથ્યા ભાવવાળો છે તેમ જાગૃતનો પણ મિથ્યા છે એમ કહેવામાં જરાપણ ખોટું નથી.

સુષુપ્તિમાં તો બધા પ્રપંચનો સ્વરુપથીજ અભાવ છે. જે પ્રપંચનું સ્વરુપ કોઈ વખતે દેખાય (જેમ છીપમાં રૂપું) અને સમ્યક્ દૃષ્ટિથી જોતાં જેનું સ્વરુપ બિલકુલ રહે નહિ તે મિથ્યા બુદ્ધિથી કલ્પિત છે એમ જ્ઞાની પુરુષો નિશ્ચયથી જાણે છે; તેવીજ રીતે અહીં પણ જાગૃત અને સ્વપ્નના પ્રપંચ કે જે પોતાની અવસ્થામાં રહેવાવાળા હોય તેવું દેખાય છે તે સુષુપ્તિમાં શૂન્ય હોવાથી મિથ્યા છે એમ જાણવું સહેલું છે.

માત્ર સાક્ષી જ સત્ય છે. ત્રણે અવસ્થામાં સાક્ષીના સ્વરુપનું પરિવર્તન થતું નથી. સ્વપ્નને જાણવાવાળો જુદો સાક્ષી અને જાગૃતને જાણવાવાળો જુદો સાક્ષી એવું બનતું નથી. જેના મતમાં જાગૃત સાચું અને સ્વપ્ન (વાસનાથી ઉત્પન્ન થયેલું હોવાથી) મિથ્યા છે તેના મતમાં પણ સાક્ષીનું સ્વરૂપ એકરૂપે રહે છે એમ સ્વીકાર કરેલો છે. જેના મતમાં સ્વપ્ન અને જાગૃત બંન્ને મિથ્યા છે તેના મતમાં સ્વપ્નમાં અને જાગૃતમાં ચૈતન્ય સ્વરુપનો વિશેષ ભાવ થતો ન હોવાથી ચૈતન્યની પોતાની સત્તાથી ભેદ બનતો નથી, તો પછી બીજાની સત્તાથી ભેદ થવાનો જરાપણ સંભવ નથી. જે પરમાર્થથી વિદ્યમાન છે તેમાં મિથ્યા વસ્તુથી ભેદ થાય એવું કોઈ પ્રમાણ મળતું નથી. જો કે સ્વપ્ન પ્રપંચની અંદર જ જીવ પોતે જુએ છે, તે પ્રપંચની અંદર વિવિધ વિષય જુએ છે, તેમાં રાગદ્વેષથી સુખદુઃખનો અનુભવ કરે છે અને જાગૃત અવસ્થાના દેહ અને તેના સંબંધી પુત્ર સ્ત્રી વગેરેનું બિલકુલ સ્મરણ કરતો નથી એવો સ્વપ્ન-દૃષ્ટા જાગૃત-દૃષ્ટાની અપેક્ષાએ ભિન્ન જણાય છે તોપણ તેટલા અનુભવથી જાગૃત અને સ્વપ્ન બંન્નેનો સાક્ષી ભિન્ન છે એવી શંકા થઈ શકતી નથી. જો ભિન્ન હોય તો એ બંન્નેનો સાક્ષી જ કોઈ સિદ્ધ થઈ શકે નહિ.

બધી રીતે જ્યાં અન્યનું દર્શન હોય તેવી વૃત્તિવાળી લક્ષણામાં અને તેવી બધી અવસ્થામાં, અવસ્થાનું પરિવર્તન ચાલુ હોવા છતાં, સાક્ષી અનુવર્તમાન થઇને રહે છે. વળી ઉત્તર ઉત્તર અવસ્થાથી પૂર્વ

પૂર્વ અવસ્થાનો બાધ થઇ જાય છે. ભ્રાંતિ, સ્વપ્ન વગેરે કોટીની અવસ્થામાં નિશ્ચયથી રહીને પહેલાં પછીનો જે વિચાર કરે છે, 'આ પહેલાંના જેવું છે', 'આ તેના જેવું છે કે નહિ', એવી શંકા કરતો તે તે અવસ્થાનું જે અનુસંધાન કરે છે, ત્યાં ત્યાં વસ્તુઓ જોઇને, તેજ જે મેં પહેલાં જોઇ હતી તે આ છે એવી પ્રત્યભિજ્ઞા જે કરે છે તે સાક્ષી જુદી જુદી અવસ્થામાં જુદો જુદો હોઇ શકે જ નહિ. તેથી એમ સિદ્ધ થાય છે કે સાક્ષીનું સ્વરુપ પરમાર્થથી સત્ય છે, બધા દૃશ્ય પ્રપંચથી તે અસંગ રહે છે તેથી તે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે.

શંકા—જો જાગૃત અને સ્વપ્ન મિથ્યા છે તો તે દશામાં વ્યવહાર કેમ થઈ શકે છે?

સિદ્ધાંતી—જો કે ઘટ પટ વગેરે સત્ય છે એવું જણાય છે અને તેને જાણવાવાળો તે પ્રમાણે વ્યવહાર કરે છે, તેથી તે વખતે તે દશામાં તેને મિથ્યા માની શકાય નહિ છતાં આવો વ્યવહારનો વિરોધ (એટલે મિથ્યા છતાં કેમ વ્યવહાર થાય છે એવો વિરોધ) ઉપલક દૃષ્ટિએ જણાય છે. તે વિરોધ સાચો નથી. એક જાગૃત અવસ્થામાં પણ મૃગજળને સાચું જળ માનવાવાળાને પણ પાછળથી થતાં જ્ઞાનથી પહેલાના જ્ઞાનનો બાધ થાય છે એમ લોકો જાણે છે અને તેથી વિપરીત રીતે જ્યાંસુધી ભૂલની અવસ્થા હોય ત્યાંસુધી એ પદાર્થો સ્થિર હોય તેમ માનવામાં આવે છે અને જેમ દેખાય છે તેમ સત્ય છે એવી કલ્પના પણ થાય છે, પણ તેથી તે તે પદાર્થ પરમાર્થથી (વાસ્તવિક રીતે) સત્ય છે એમ કહી શકાય નહિ. તેથી કોઇ જાતનો વિરોધ નથી.

શંકા—એ પદાર્થોને મિથ્યા માનવાને બદલે, દેખાય છે અને વ્યવહાર થાય છે માટે સાચા માનવામાં શી હરકત છે? તે પ્રમાણ વગરના નથી કારણ કે તે દેખાય છે, એટલે કે તે પ્રમાણથી સિદ્ધ છે, તેથી તે પદાર્થો મૃગજળ જેવા મિથ્યા નથી.

સમાધાન—પ્રમાણથી જે જણાય તે સત્ય જ હોય એમ માની શકાતું નથી. પ્રપંચના કાળે હું પ્રપંચની સત્યતાનો નિષેધ કરતો

નથી કે જેથી મારા કહેવામાં વિરોધ આવે. જે બાબત પ્રમાણથી સિદ્ધ હોય તે સાચું હોય એમ માનવામાં પ્રમાણની સત્યતા માટે બીજા પ્રમાણની જરૂર રહે છે. પ્રમાણ જો પોતાથી સિદ્ધ થાય તો આત્માશ્રય દોષ આવે. બીજા પ્રમાણથી પહેલા પ્રમાણને સિદ્ધ કરીએ તોપણ બીજા પ્રમાણનું પ્રમાણ શું? એમ શંકા ઉપર શંકા ઉત્પન્ન થયા કરશે અને અનવસ્થા દોષ આવી જશે. વળી પ્રમાણ પણ પ્રપંચની અંદર રહેલું હોવાથી પ્રપંચ સત્ય છે કે અસત્ય તેની શંકાનું સમાધાન કરવા માટે તે પ્રમાણ લેવાથી તે પ્રમાણ તરીકે કેવી રીતે સ્વીકારી શકાય? પ્રપંચ પ્રપંચથી જણાય એવું કોઇ માનતું નથી. જે પ્રપંચ સર્વદા પોતાથી ભિન્ન જ્ઞાનનો વિષય છે તે પોતાની સત્તાથી પ્રકાશી શકે નહિ.

દૃષ્ટાંત તરીકે, હાલ સાપેક્ષવાદના સિદ્ધાંતથી (Theory of Relativity) એમ સિદ્ધ થયું છે કે આપણને જે તારા દેખાય છે તે




(પ્રત્યક્ષ પ્રમાણમાં ભૂલ)

તારા ત્યાં નથી. સાથેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તારાનું તેજ જ્યારે સૂર્યની આસપાસ આવે છે ત્યારે તે ગોળ આકારે વળીને આપણી પાસે આવે છે અને તેથી જે લાઇનમાં તેજ આવે છે તે લાઇનમાં આપણને તારા દેખાય છે. તેથી જ્યાં તારા નથી ત્યાં તારા દેખાય છે અને જ્યાં છે ત્યાં દેખાતા નથી. તેથી પ્રત્યક્ષ પ્રમાણ પણ સાચું નથી. તેથી જે બાબત પ્રમાણથી સિદ્ધ થાય તે સાચીજ છે એમ કહી શકાય નહિ.

શંકા—ત્યારે સત્યનું સ્વરુપ કેવું છે?

સમાધાન—જેનું સ્વરુપ કોઇપણ રીતે પરિવર્તન થાય નહિ તે સત્ય છે. તેવું સત્ય પ્રપંચનું નથી. તેથી દેખાય તે સાચું છે એમ કહેશો તો ભ્રાંતિથી જે કેટલું દેખાય છે (જેમકે રજ્જુમાં સર્પ, છીપમાં રૂપું વગેરે) તે પણ સાચું થવું જોઇએ. આ દેખાતો પ્રપંચ સર્વદા છે એમ કહી શકાતું નથી તેથી વ્યવહાર વખતે તે છે એમ કહેવામાં વિરોધ નથી.

શંકા—ત્યારે અવિદ્યાનો સ્વભાવ કેવો છે?

સમાધાન—જે રીતે તમને હમણાં સમજાવ્યું તે રીતે જોતાં આત્મા અને અનાત્માનો જે પરસ્પર અત્યંત વિરૂદ્ધ સ્વભાવ છે તેની સેળભેળ થાય છે અને આત્મા સત્ય છે અને અનાત્મા મિથ્યા છે તેની ખબર રહેતી નથી.

તે બન્નેના તત્ત્વની ખબર નથી તેથી પરસ્પરના ધર્મનું મિથુનીકરણ કરીને એટલે એકમેક કરીને લોકો સ્વભાવથી વ્યવહાર કરે છે.

પછી જ્યારે સમ્યક રીતે વિચાર થાય છે ત્યારે ખબર પડે છે કે તેનો સંબંધ થતો નથી, એટલું જ નહિ પણ સત્ય અને મિથ્યા વસ્તુનો વિભાગ પણ મિથ્યા વસ્તુની માફક, આત્મ સ્વરુપને ન જાણવાના નિમિત્તથી જ ઉત્પન્ન થાય છે. જેમ અહીં કોઇ સાધારણ માણસ પહેલાં ભૂલથી છીપમાં રૂપું જોયા પછી, તેમાં છીપનું જ્ઞાન કરતી વખતે, માત્ર રૂપાથી જુદી છીપ છે એટલું જ જાણે છે એમ નહિ

પરંતુ એક વસ્તુમાં છીપ અને રૂપું એવા બે પ્રકારના દ્રવ્ય અને તેનો સંબંધ પણ મિથ્યા છે એમ નિશ્ચય કરી છે; તેવી જ રીતે આત્મા અને અનાત્માનું સમજવાનું છે. તેથી આત્માના સ્વભાવનો વિચાર જે દશામાં નથી કર્યો તે દશામાં આત્મા અને અનાત્માનું એકીકરણ કર્યા પછી, બુદ્ધિમાં સમ્યક્જ્ઞાન થયા પછી પહેલાંનું જ્ઞાન બાધ્ય થતાં, પહેલાં જે અજ્ઞાન જેવું દેખાતું હતું તેને કોઈ અજ્ઞાન કહે છે, કોઇ મિથ્યા જ્ઞાન કહે છે, અને કોઇ તેને અવિદ્યા કહી વ્યવહાર કરે છે. એવો વેદાન્ત સંપ્રદાય જાણનારાઓનો મત છે. એ અવિદ્યાને નિવૃત્ત કરનાર બુદ્ધિ-વૃત્તિને જ્ઞાન, સમ્યક્ જ્ઞાન અથવા વિદ્યા કહે છે. ટૂંકામાં, વેદાન્ત જાણવાવાળાની આવી પ્રસિદ્ધ પ્રક્રિયા છે અને તેમાં કોઈ પણ પ્રકારનો દોષ નથી.

શંકા—તમારી પ્રક્રિયા દોષ વગરની છે એમ શી રીતે માની શકાય? સુષુપ્તિમાં પ્રપંચનો અભાવ થતો નથી. જો ત્યાં પ્રપંચનો અભાવ હોય તો અકસ્માત્ જાગૃત થતાં ફરીથી પ્રપંચ કેમ દેખાય છે?

સમાધાન—જાગૃતમાં વિદ્યમાન હોય એવો પ્રપંચ સુષુપ્તિમાં અભાવ પામે છે એમ અમે કહેતા નથી. પરંતુ, જાગૃતમાં જે દશ્યમાન પ્રપંચ છે તે માત્ર જાગૃત અવસ્થાના સંબંધવાળો જ છે, તે પ્રપંચ બીજે કોઇ સ્થાને મળતો નથી અને બીજે કોઈ સ્થાને છે પણ નહિ.

શંકા—ભલે પ્રપંચ મળે નહિ, તોપણ સુષુપ્તિના સ્થાનની બહાર કોઈ જગ્યાએ તેની સંભાવના હોવી જોઇએ. તેમ ન હોય તો જાગ્યા પછી તેને તે ફરીથી કેમ જણાય છે?

સમાધાન—તમારે કહેવાનો ભાવ શો છે? (૧) સુષુપ્તિ વખતે પણ તે સ્થાનની બહાર બીજે કોઇ આધાર પ્રપંચનો છે એમ માનો છો? કે (૨) જાગ્યા પછી દેખાતા પ્રપંચનું કારણ શું છે? સુષુપ્તિમાં તો તમને પ્રપંચનું વિશેષ જ્ઞાન છે નહિ.

શંકા—અરે! તે વખતે બીજા જાગે છે, તે પ્રપંચને જુએ છે. તેથી મારી સુષુપ્તિ વખતે પણ પ્રપંચ છે. વળી લોક વ્યવહારથી પણ માણસ કહે છે કે "શિવરાત્રીએ હું સૂતો હતો અને આ બીજા જાગતા હતા." તેથી તેમનો જે પ્રપંચનો અનુભવ તે વખતે છે તેની ઉપેક્ષા શા માટે કરવી જોઈએ?

સમાધાન—તે બીજા તમારા જાગૃત પ્રપંચની અંદર છે કે નહિ? જો તે પણ તમારા જાગૃત પ્રપંચની અંદર હોય તો તમારી સુષુપ્તિમાં તમને કાંઈ પણ તે વખતે કેવી રીતે મળી શકશે? તેમની જાગૃત અવસ્થા પણ તમારા જાગૃત પ્રપંચની હયાતિ જેવા યોગક્ષેમવાળી છે. બીજો કોઈ પણ માણસ કે જીવ પ્રપંચની અંદર ન હોય એવો નથી. તેથી તમારી સુષુપ્તિમાં તમારા જાગૃત પ્રપંચની સત્તા છે એમ કહેવામાં કોઈ પ્રમાણ નથી. તેથી એમ સિદ્ધ થયું કે જાગૃત પ્રપંચ જાગૃત અવસ્થાનો સહભાવી છે. તે અવસ્થા સિવાય તે પ્રપંચ એક નિમેષ પણ એકલો રહી શકતો નથી એમ સમજી લો.

શંકા—જાગૃત પ્રપંચની વાત છોડી દો. (જાગૃત) વિશેષણ છોડીને માત્ર વિદ્યમાન પ્રપંચની વાત કરો. હું એમ કહું છું કે વસ્તુતાએ પ્રપંચ છે. જાગૃત પ્રપંચ છે એવું માનવાની જરૂર નથી. તેથી જાગૃત થયા વગર પણ બીજી કોઈ અવસ્થામાં તેની હયાતી હોવી જોઈએ.

સમાધાન—જે પ્રપંચ જાગૃતમાં છે તેનો જ ઉપદેશમાં ઉપયોગ થાય છે, તે પ્રપંચ કોઈને જાગૃત અવસ્થા સિવાય, બીજી સ્થિતિમાં દેખાતો નથી, તેથી પ્રપંચનું વિશેષણ (જાગૃત) બાદ કરીને સામાન્ય પ્રપંચની વાત કરવાથી શો ફાયદો? એવો પ્રપંચ સ્થૂળ બુદ્ધિવાળાને સ્વપ્નામાં પણ મળતો નથી. સુષુપ્તિમાં પ્રપંચનો અત્યંત અભાવ, તેની અસંભાવના અને તેની અસત્તા વગેરેમાં લોકોનો નિશ્ચય પાકો છે.

શંકા—વિશિષ્ટ પ્રપંચનો (એટલે જાગૃત પ્રપંચનો) જો કે સર્વત્ર સંભવ નથી તોપણ વિશેષ્ય એટલે માત્ર પ્રપંચનો સંભવ રહે છે. જેમ એક જગ્યાએ બ્લ્યુ રંગનું કમળ દેખાય છે અને બીજી જગ્યાએ લાલ

રંગનું કમળ દેખાય છે, તેમ જાગૃતમાં જાગૃત પ્રપંચ દેખાય છે અને સ્વપ્નમાં સ્વપ્ન પ્રપંચ દેખાય છે.

સમાધાન—વિશેષણ વગરનું વિશેષ્ય મળશે નહિ. જેનો અત્યંત અસંભવ છે તેમાં તમારો આગ્રહ ખોટો છે. વિશેષ્ય વિશેષણ વગર સિદ્ધ થશે નહિ. 'પ્રપંચ' શબ્દથી જે કાંઈ સમજાય છે તેની સિદ્ધિ માટે તેનો સાક્ષી—અનુભવ કરનાર ન હોય તો તે પ્રપંચ સિદ્ધ થતો નથી. અનુભવ કરનાર જાગૃત અને સ્વપ્નમાં જરૂર છે. તેવા અનુભવના અભાવમાં જે પ્રપંચનો અનુભવ કોઇને નથી તેમાં કેમ શંકા થાય છે? સ્વપ્ન વખતે સ્વપ્નની બહાર એવા કોઈ જોનાર નથી હોતા કે જે તે પ્રપંચને જોઈ શકે. જે પ્રપંચને કોઈ જોનાર નથી તે પ્રપંચ પોતાની સત્તાથી સિદ્ધ થતો નથી. તેથી એમ સિદ્ધ થાય છે કે સ્વપ્નમાં જાગૃતનો પ્રપંચ જરા પણ જોવામાં આવતો નથી અને સુષુપ્તિ કે જ્યાં બધું દશ્ય નાશ પામે છે તેવી દશામાં એવા પ્રપંચનો સદ્‌ભાવ તમે કેમ માનો છો? તેથી સુષુપ્તિમાં જાગૃત અવસ્થાવાળો પ્રપંચ રહે છે એ શંકા નકામી છે.

શંકા—સુષુપ્તિમાં પ્રપંચ છે એમ માનવાનો હું હવે પ્રયત્ન કરતો નથી પણ સુષુપ્તિમાં પ્રપંચ ન હોવા છતાં જાગૃતમાં ફરી કેમ તરત ઉદય પામે છે તે જાણવાની મારી ઇચ્છા છે.

સમાધાન—આ બાબતમાં શબ્દનો અર્થ બરાબર ફરીથી તપાસો.

શંકા—જે પ્રપંચ પહેલા દિવસે અનુભવમાં આવ્યો હતો, તે જ બીજે દિવસે સવારે ફરીથી દેખાય છે, તેથી સુષુપ્તિમાં તેની સત્તા કેમ જતી રહે છે તેનો ખુલાસો મારે જોઇએ છે.

સમાધાન—તમને વિચાર કરવાની રીત આવડતી નથી. પ્રપંચ સત્ય છે કે અસત્ય છે તે હજુ નક્કી કરવાનું છે. તે છતાં શા કારણથી પહેલાના દિવસનો પ્રપંચ સિદ્ધ છે એ આગળથી માનીને પછી તે ત્રણે અવસ્થામાં છે એમ સ્વીકાર કરી લ્યો છો. એ ભૂલ ઉપર જરા

નજર તો કરો. વળી આગળ મેં કહેલું છે કે પ્રત્યભિજ્ઞામાં* પણ ભૂલ થવાનો સંભવ છે.

શંકા—તમે પહેલાં જે પ્રત્યભિજ્ઞામાં રહેલી ભૂલ બતાવીને તેનો નિરાસ કર્યો તે વસ્તુતાએ બરાબર નથી. જે પ્રપંચ કાલે જોયો તે જ આજે જોવામાં આવે છે એવા નિશ્ચયવાળી બુદ્ધિની ઉપેક્ષા તમે કેમ કરો છો?

સમાધાન—તેનું કારણ એવું છે કે "તે આ છે" એ વાકયમાં 'તે' શબ્દ પરોક્ષ જ્ઞાનને લાગુ પડે છે અને 'આ' શબ્દ પ્રત્યક્ષ જ્ઞાનને લાગુ પડે છે તે બંને જ્ઞાન વિરૂદ્ધ ધર્મવાળા હોવાથી તેની એકતા સંભવતી નથી.

શંકા—તે પણ યુક્ત નથી. વિરૂદ્ધ ધર્મનો સંસર્ગ એક જ્ઞાનમાં કોઈ કોઈ વાર જણાઈ આવે છે. કોઈ પર્વત ઉપર ધૂંમાડો જોઇને એવું અનુમાન થાય છે કે આ પર્વત અગ્નિવાળો છે, તેમાં 'આ' શબ્દ પ્રત્યક્ષ જ્ઞાનવાળો છે અને "અગ્નિ" શબ્દ પરોક્ષ જ્ઞાનવાળો છે. તે બંને પ્રકારના જ્ઞાનનો સંબંધ બની શકે છે. તેથી દષ્ટાંત મળવાથી તમે પ્રત્યભિજ્ઞાને માત્ર તર્કથી ખોટી ઠરાવો છો તે બરાબર નથી. તેથી કાલનું જગત આ જ દેખાય છે તેમ કહેવામાં શું ખોટું છે? વિષયના ભેદથી પ્રત્યભિજ્ઞા એક પ્રકારની થઈ શકતી નથી અને તેથી પ્રમાણની વિકલતા આવે છે એમ માનવાની જરૂર નથી. જે દષ્ટાંત મેં આપ્યું તેમાં વિષય ભેદ હોવા છતાં બે જ્ઞાનની એકતા થઈ શકે છે. વળી 'તે આ છે' એમ કહેવામાં 'તે' એ સ્મરણ જ્ઞાન છે અને તે સંસ્કારથી ઉત્પન્ન થાય છે અને 'આ' એ પ્રત્યક્ષ અનુભવનું જ્ઞાન છે એવી શંકા કરવાની જરૂર નથી. સંસ્કારદ્વારા ઇંદ્રિયસંયોગરૂપ ભિન્ન સામગ્રી હોવાથી પ્રત્યભિજ્ઞાવાળું અભિન્ન જ્ઞાન નથી બનતું પરંતુ સ્મરણ જ્ઞાન અને અનુભવ જ્ઞાન એ બે જ્ઞાન મળીને 'પ્રત્યભિજ્ઞા' શબ્દનો ઉપયોગ થાય છે. તેમાં પણ દષ્ટાંત છે. પર્વત અગ્નિવાળો છે એ ઉદાહરણમાં

---

* પ્રત્યભિજ્ઞા એટલે પહેલાં જે જોયેલું તેનું સ્મરણ.

એક અનુમાન જ્ઞાન છે. તેમાં (૧) હેતુવાળું જ્ઞાન, અનુમાનનું કારણ અને (૨) ઇંદ્રિયનો સંયોગ એ પ્રત્યક્ષ હેતુ એ બંને મળીને એક અનુમાનનું જ્ઞાન થાય છે અને તેથી એમ કહેવાય છે કે પર્વત અગ્નિવાળો છે. તેથી પ્રત્યભિજ્ઞામાં બે જ્ઞાન નથી. તેથી કાલનો પ્રપંચ આ જ દેખાય છે, તેમાં લોકોને ભ્રાંતિ પણ નથી.

સમાધાન—ત્યારે શું છે?

શંકા—વિશ્વાસ કરવા લાયક એક જ્ઞાન છે અને તેથી કાલનો પ્રપંચ આજે જાગતાં એનો એ દેખાય છે.

સમાધાન—એ માન્યતા પણ દુઃખકર છે. એક જ્ઞાન માનવાવાળાની સ્થિરતા બની શકે તેમ નથી. ‘પર્વત અગ્નિવાળો છે’ એ દૃષ્ટાંતમાં અનુમાન જ્ઞાન પર્વતના અંશમાં નથી પણ અગ્નિના અંશમાં છે. જ્યાં જ્યાં કાંઇ અનુમાન થાય ત્યાં કાંઇક પ્રત્યક્ષના આધારે થાય છે. તેટલા પ્રત્યક્ષથી જ અનુમાન સિદ્ધ થતું નથી. અનુમાન જે અંશમાં માન્ય થાય છે તે અંશ પરોક્ષ હોય છે, હેતુ જ્ઞાનવાળું હોય છે અને પોતે અસાધારણ વિષયવાળું હોય છે. પ્રત્યક્ષ વગેરેનો સંસર્ગ તો અન્યથા સિદ્ધ છે તેથી કોઈ પણ ન્યાયવાળા અનુમાન જ્ઞાનમાં પ્રત્યભિજ્ઞાવાળું જ્ઞાન સમાન હેતુવાળુ માનતા નથી. તેથી કાલનો પ્રપંચ આ જ દેખાય છે એ અનુભવમાં બે જ્ઞાન રહેલાં છે. એક કાલના સ્મરણનું જ્ઞાન અને બીજું આજના અનુભવનું જ્ઞાન, એ વાત બધાને તરત સમજાય તેવી છે તેથી તે એક જ્ઞાન છે એમ કહી શકાતું નથી, અને તે એક જ્ઞાન છે માટે તે પ્રમાણના બળથી પ્રપંચ પણ એક જ છે એમ સિદ્ધ કરવું એ બની શકે તેવું નથી.

શંકા—એમ માનશો તો પ્રમાણ અથવા પ્રમેયના તત્વથી પ્રત્યભિજ્ઞાનો અભાવ થવાથી બધા લોક વ્યવહારનો લોપ થવાનો પ્રસંગ આવી પડશે. કાલે જેના વિવાહ થયા તેની સ્ત્રી આજે એની એ ન રહે તો તેને ફરીથી રોજ પરણવું પડશે.

સમાધાન—પ્રમાણ પ્રમેયનો જે લૌકિક વ્યવહાર છે અને તેને અંગે જે ક્રિયાકારક અને ફળની અભિસંધિ લોકવ્યવહારમાં સિદ્ધ છે તેનું ખરૂં તત્ત્વ શું છે તેનો વિચાર કરવાથી કોઈ વ્યવહારના લોપનો પ્રસંગ આવશે નહિ. કોઈ તત્ત્વજ્ઞાની પુરુષ પ્રપંચના સ્વભાવને અન્યથા કરવા પ્રયત્ન કરતો નથી તેમ તેવું કરી શકતો પણ નથી, પરંતુ જેવો વ્યવહાર છે તેનું ખરૂં તત્ત્વ શું છે તેનો નિશ્ચય કરવા પ્રયત્ન કરે છે. ઘુવડને દિવસે અંધારૂં દેખાય તે તત્ત્વજ્ઞાની દૂર કરી શકતા નથી પણ તત્ત્વ દ્વારા તે સમજે છે કે અજવાળું હોવા છતાં ઘુવડને અંધારૂં દેખાય તે તેના ખોટા પ્રમાણનું ખોટું પ્રમેય છે, તેવી જ રીતે કાલનો પ્રપંચ આજ છે એવું જેને દેખાય છે તે પણ ખોટા પ્રમાણનું ખોટું પ્રમેય છે. કાલના જ્ઞાનથી જોયેલો પ્રપંચ એ કાલના પ્રમાણનું પ્રમેય હતું. તે જ્ઞાન આજ નથી તેથી આજના જ્ઞાનનું જગત એ આજના પ્રમાણનું પ્રમેય છે. તેથી વ્યવહારનો લોપ થતો નથી. એમ હોવાથી પ્રપંચ એનો એ રહે છે એ હજી કોઈ સિદ્ધ કરી શક્યું નથી. તો પછી તે ફરીથી બીજે દિવસે કેમ ઉદય થાય છે એનો હેતુ તમે કેમ માગો છો ?

શંકા—સુષુપ્તિમાં અત્યંત અભાવરૂપ જે પ્રપંચ છે તે જાગૃત થતાં કેમ ઉત્પન્ન થાય છે ? વળી તમે એમ પણ માનો છો કે દરરોજ એનો એ પ્રપંચ ચાલુ રહેતો પણ નથી.

સમાધાન—કાલનો નાશ થયેલો પ્રપંચ નવી રીતે આજ ઉત્પન્ન થયો એમ કોણે કહ્યું ? અને ક્યારે કહ્યું ? અકસ્માત પ્રપંચ ઉત્પન્ન કેમ થાય એ વાત સમજાતી ન હોય અને એ યોગ્ય લાગતું ન હોય તો પહેલાં જોયેલું રૂપું છીપમાં સજાતીયવાળું ત્યાં જેવી રીતે ફરીથી પ્રતીત થાય છે, તે કેવી રીતે કોને દેખાય છે ?

શંકા—છીપમાં વસ્તુતાએ રૂપું છે જ નહિ. મિથ્યા વસ્તુ ગ્રહણ કરવાની ટેવવાળી ભ્રાંતિથી માત્ર ત્યાં કલ્પના ઉત્પન્ન થાય છે.

સમાધાન—તે પ્રમાણે અહીં પણ સમજી લ્યો. કેટલાક નવીન વેદાન્તી માત્ર તર્કનો આશ્રય લઇને એમ માને છે કે છીપમાં રૂપું દેખાય છે, ત્યારે ત્યાં ઉપાદાન ભૂત અજ્ઞાન રહેલું છે અને તે કારણથી ત્યાં રૂપું ઉત્પન્ન થાય છે. તે વાત જ્ઞાની પુરુષોને હસવા જેવી લાગે છે, કારણ કે જો ભાવરૂપ અજ્ઞાન અથવા સાચું અજ્ઞાન હોય તો તે દૂર થઈ શકે નહિ.

શંકા—તો પણ જે પ્રપંચનો અનુભવ સુષુપ્તિમાં નથી (અને તેમાં કાંઈ શંકા નથી તો) તે સવારે અકસ્માત કેમ જણાય છે? છીપ અને રૂપાના દૃષ્ટાંતમાં તો આંખના દોષથી મિથ્યા પ્રતીતિ થઈ શકે છે પણ સવારે પ્રપંચ દેખાય છે, તેમાં આંખનો દોષ નથી.

સુષુપ્તિમાં પણ કોઈ પણ જાતનો દોષ નથી. સુષુપ્તિમાં અવિદ્યા છે એવું પણ તમે માનતા નથી તેથી જાગૃત વખતે પ્રપંચ ખડો કરે એવો કોઈ દોષ દેખાતો નથી.

સમાધાન—મુક્તની દૃષ્ટિથી મિથ્યા લાગતો પ્રપંચ બદ્ધની દૃષ્ટિથી અનુભવમાં આવી શકે છે.

શંકા—તેમાં પણ મુક્તને અજ્ઞાન નથી અને બીજાને અજ્ઞાન છે એવી વિષમતા છે. વળી મુક્ત પુરુષ એ જુદો પુરુષ છે અને બદ્ધપુરુષ એ પણ જુદો પુરુષ છે તેથી તેમનો ભિન્ન વિષય હોવાથી એકને પ્રપંચનો અનુભવ અને બીજાને તેનો અભાવ રહે તેમાં વિરોધ નથી. અહીં તો જે પુરુષે કાલે પ્રપંચ જોયો તે જ આજનો પ્રપંચ જુએ છે તેથી પરસ્પર વિરુદ્ધ વાત બની જાય છે.

સમાધાન—તેમાં વિરુદ્ધતા નથી. અમે એમ કહેતા નથી કે સુષુપ્તિમાં અવિદ્યા છે અને જાગ્યા પછી તે અવિદ્યાના કારણે પ્રપંચ દેખાય છે. સુષુપ્તિ અને જાગૃત એ બંન્ને જુદી અવસ્થા છે તેથી એક અવસ્થામાં પ્રપંચનો અભાવ અને બીજી અવસ્થામાં પ્રપંચનો ભાવ દેખાય તેમાં વિરોધ નથી.

શંકા—છતાં તે બંન્ને અવસ્થામાં પુરુષ તો એકનો એકજ રહે છે.

સમાધાન—તોપણ એકજ પુરૂષને વ્યવહારની અવસ્થામાં પ્રપંચ દેખાય છે અને મુક્ત અવસ્થામાં નથી દેખાતો તેમાં દૃષ્ટાંત સમાન છે.

શંકા—તોપણ મુક્ત પુરુષ તો વેદાન્ત પ્રમાણથી ઉત્પન્ન થયેલ પરમાર્થ બુદ્ધિથી પ્રપંચને જોતો નથી. બદ્ધ પુરુષ તો અજ્ઞાનથી કલ્પિત અનુભવ સ્વીકારે છે. તેથી જે બદ્ધ છે તેજ મુક્ત થાય છે એવી આપત્તિ આવી પડે છે.

સમાધાન—અમે કહેતા નથી કે સુષુપ્તિમાં મુક્ત થયેલો પુરુષ ફરીથી જાગૃત થતાં બંધાઈ જાય છે. એવી ભાવના કરવાની જરૂર નથી.

શંકા—એમાં કંઇક વિલક્ષણતા તો જરૂર છે.

સમાધાન—બરાબર ધ્યાન દઇને સાંભળો. અમે એમ કહેતા નથી કે સુષુપ્તિમાં મુક્ત પુરૂષ જાગીને બંધાઇ જાય છે. અમે તો એમ કહીએ છીએ કે તે સદા મુક્ત છે અને જે વખતે તે આત્માનું સ્વરૂપ બરાબર વિચાર કરી લેતો નથી તે વખતે પોતામાં બંધની કલ્પના કરી બેસે છે. વળી પોતે સદા પ્રપંચથી રહિત હોવાથી સુષુપ્તિમાં પ્રપંચને ન ગ્રહણ કરતો જાગીને પ્રપંચને (આત્માના અવિચારથી) સત્ય માની બેસે છે તેથી અમારા કહેવામાં દોષ નથી.

શંકા—પ્રપંચ મિથ્યા નથી પણ સાચો છે કારણકે તેનાથી વ્યવહાર થઈ શકે છે.

સમાધાન—મિથ્યા વસ્તુ વ્યવહારને યોગ્ય થઈ શકે છે. સ્વપ્નાનો વ્યવહાર, ઘુવડને દેખાતું અંધારૂં અને રજ્જુમાં દેખાતો સર્પ વગેરે મિથ્યા વસ્તુ વ્યવહારને યોગ્ય થઇ જાય છે.

શંકા—બધી અવસ્થામાં આત્મા અનુવર્તમાન છે અને ટકે છે અને પ્રપંચ બધી અવસ્થામાં ટકતો નથી એમ કહેશો તો આત્માનો અનુભવ પણ જે દશામાં થતો નથી તે દશાની અપેક્ષાએ આત્માને પણ મિથ્યાપણું પ્રાપ્ત થશે. જેનો કોઇ જગ્યાએ અભાવ છે અને કોઇ જગ્યાએ ભાવ છે એવી વસ્તુ છે છતાં ટકતી નથી એમ કહેશો તો છીપમાં દેખાતું રૂપું સત્ય થઈ જશે, કારણકે રૂપું દુકાનમાં છે અને

છીપમાં નથી. જેનો નાશ થાય છે તે મિથ્યા છે એમ કહેશો તો નાશ અને મિથ્યા પર્યાય શબ્દ થઇ જશે અને વ્યવહારનો લોપ થશે. જ્યારે છીપમાં રૂપાનો બાધ થાય છે ત્યારે કોઇ એમ કહેતું નથી કે રૂપાનો નાશ થયો. જે વસ્તુ દેખાય તેનોજ નિષેધ થવો જોઇએ એમ કહેશો તો તે પણ બરાબર નથી. એમ હોય તો રજ્જુમાં સર્પ નથી એમ કહેવામાં પોતાના દેશમાં સર્પ નથી એમ કહેવા બરાબર છે. સર્પની પ્રતીતિ જ્ઞાનકાળે થતી નથી તેમ પ્રપંચની પ્રતીતિ થતી નથી એમ માની શકાતું નથી. બ્રહ્મજ્ઞાન થાય તો એ પ્રપંચની પ્રતીતિ રહે છે. વળી કોઇ વખતે કોઈ સ્થળે જે દેખાય તે ખોટું છે એમ પણ બનતું નથી. જે વખતે જે જગ્યાએ જે દેખાય છે તે ત્યાં તે વખતે સાચું છે. જો એમ માનશો કે પ્રકાશ પ્રકાશિત થતો નથી માટે મિથ્યા છે તો કોઈ વખતે પ્રકાશના ભાવનો વિરોધી અપ્રકાશ પણ મિથ્યા થઈ જશે. વળી આત્માનો પ્રકાશ પણ હમેશાં અનુભવમાં આવતો નથી. જો આત્મા સંસાર દશામાં પ્રકાશતો હોય તો જ્ઞાનનો ઉપદેશ પણ નિરર્થક થઈ જશે. કોઇ વખતે પ્રકાશે તેને મિથ્યા કહો તો આત્મા પણ મિથ્યા થઈ જશે. તેથી જે અનિત્ય છે તે મિથ્યા છે એમ કહેવાનું બનતું નથી.

જેનો બાધ થાય છે તે મિથ્યા છે એમ પણ બનતું નથી. રજ્જુમાં સર્પનો બાધ થાય છે પણ તેથી સર્પ સ્વરૂપથી નથી એમ કહી શકાતું નથી તેવીજ રીતે પ્રપંચનું ન હોવા પણું ન હોવાથી પ્રપંચ મિથ્યા થઈ શકતો નથી. તેથી પ્રપંચ મિથ્યા નથી.

વળી તમે એમ કહો છો કે આત્મા અને અનાત્માનો સંબંધ થતો નથી તેથી પ્રપંચ મિથ્યા છે તો તે બાબતમાં બે પ્રશ્ન ઉત્પન્ન થાય છે. (૧) સંબંધ થતો નથી તેથી પ્રપંચ મિથ્યા છે કે (૨) પ્રપંચ મિથ્યા છે તેથી સંબંધ થતો નથી? જો સંબંધ નથી થતો માટે મિથ્યાત્વનો નિશ્ચય થતો હોય તો સંબંધ કેમ થતો નથી તે સમજાવવું જોઇએ.

સમાધાન—સંબંધ બે પ્રકારનો થાય છે. ૧ સંયોગ સંબંધ અને

૨. સમવાય સંબંધ. પહેલો સંબંધ બે દ્રવ્ય વચ્ચે થાય છે પણ આત્મા કોઇ આકારવાળું દ્રવ્ય નથી. વળી આત્મા અને અનાત્માનો કાર્ય કારણભાવ પણ બનતો નથી. તેથી સંયોગ સંબંધ બનતો નથી.

શંકા—તે બરાબર નથી. અબાધિત જે પ્રત્યક્ષ સિદ્ધ સંબંધ છે તે કોઇ પણ વિકલ્પને સહન કરતો ન હોવાથી તેનો નિષેધ બને નહિ. જે સંબંધ દેખાય છે તે ન બને તો બીજા સંબંધની કલ્પના કરવી જોઇએ. કલ્પના કરતાં છતાં સંબંધ નથી બનતો એમ કહેતા હો તો, સંબંધ ન થવાનું પહેલાં કલ્પીને પછી તેના બળથી પ્રત્યક્ષ વિરૂદ્ધ દ્રષ્ટનો બાધ કલ્પી લેવો એ દલીલ બરાબર નથી. વળી સંબંધ થતો નથી તેથી પ્રપંચ મિથ્યા છે એમ માનતા હો તો આત્મા સાથે સંબંધ થતો નથી તેથી આત્મા પણ મિથ્યા છે. તેથી સંબંધ થતો નથી માટે પ્રપંચ મિથ્યા છે એમ કહી શકાય નહિ.

સમાધાન—એમ માનો કે પ્રપંચ મિથ્યા છે માટે સંબંધ થતો નથી. સત્ય વસ્તુ અને મિથ્યા વસ્તુનો વાસ્તવિક સંબંધ થતો નથી. વળી (સાંખ્યની માફક) પ્રપંચને સત્ય માનો તો પણ સંબંધ થતો નથી. તેથી પ્રપંચ મિથ્યા છે એવા તર્કમાં પણ મિથ્યાભૂત પ્રપંચનો આત્મા સાથે સંબંધ થઇ શકે નહિ. જો સંબંધ થાય તો આરોપિત સંબંધ થાય. સંબંધ ઉત્પન્ન થાય તો સંબંધી પણ જોઇએ.

શંકા—તેથીજ હું કહું છું કે પ્રપંચ છે અને તેનો સંબંધ બની શકે છે. તેથી આત્મા અને અનાત્માનો સંબંધ નથી થતો એમ નહિ. તેથી તમારી પ્રક્રિયા તર્ક વિરૂદ્ધ છે.

સમાધાન—જે કારણથી તમે પ્રપંચને સાચો માની બેઠા છો તે કારણ અવશ્ય કહેવું જોઇએ. કયો પ્રપંચ સાચો છે ? સ્વપ્નામાં સેંકડો પ્રપંચ દેખાય છે. સંકલ્પ અને મનોરથથી પણ અગણિત પ્રપંચ ઉત્પન્ન થાય છે.

શંકા—હું સ્વપ્નના પ્રપંચની કે સંકલ્પના પ્રપંચની અહીં વાત

કરતો નથી. હું તો જાગ્રતમાં જે પ્રપંચ દેખાય છે તે પ્રપંચ સાચો છે એમ કહું છું.

સમાધાન—જો જાગ્રતનો પ્રપંચ જાગ્રત અવસ્થા સિવાય બીજી અવસ્થામાં રહેતો નથી તો તે પ્રપંચ નિરપેક્ષ સત્ય છે એમ કેમ માનો છો? તે અનુભવ વખતે દેખાય છે માટે સાચો માનતા હો તો છીપમાં રૂપું દેખાય છે તે અથવા સ્વપ્નના પદાર્થનું પણ નિરપેક્ષ સત્યત્વ શામાટે માનતા નથી?

શંકા—એ બધા સરખા છે અથવા સમાન છે.

સમાધાન—તેથી પ્રપંચ પોતાની અવચ્છેદક અવસ્થાથી અન્યત્ર ન મળવાથી મિથ્યા છે એમ સિદ્ધ થાય છે.

શંકા—અવચ્છેદક અવસ્થાથી બીજી અવસ્થામાં પ્રપંચ ન હોય તેથી મિથ્યા છે એમ હું માનતો નથી. રૂપું છીપમાં નથી તો પણ દુકાનમાં છે તેજ પ્રમાણે પ્રપંચ અહીં નથી, તો પણ બીજી કોઇ જગ્યાએ હોવો જોઇએ.

સમાધાન—દૃષ્ટાંતમાં જ્યાં ઉપાધિ છે તે સિવાય તે રૂપું દેખાતું નથી. છીપમાં જે રૂપું દેખાય છે તે દુકાનમાં નથી. દુકાનમાં જે છે તે લૌકિક દૃષ્ટિનું વ્યાવહારિક રૂપું છે. વળી જ્યારે છીપના જ્ઞાનથી રૂપાનો બાધ થાય છે ત્યારે જોનાર માણસ એમ કહેતો નથી કે અહીં રૂપું નથી પણ બજારમાં છે તેથી પ્રપંચ વ્યભિચારી રૂપવાળો હોવાથી મિથ્યા છે.

શંકા—સ્વપ્ન પ્રપંચ પણ તે વખતે સાચો દેખાય છે, માટે સાચો શા માટે ન માની શકાય? જે વખતે જે જ્ઞાન થાય છે તે બધું જ્ઞાન તે વખતે બરાબર છે એમ ન્યાયવાળા કહે છે. તમે કહો છો કે છીપમાં રૂપાનું જ્ઞાન થયા પછી, છીપના જ્ઞાનથી રૂપાનો અભાવ જાણ્યા પછી બાધિ પ્રત્યયની મદદથી પહેલાંનું જ્ઞાન મિથ્યા થાય છે. તેમાં પણ સાર નથી. ન્યાયવાળા છીપમાં રૂપું છે એમ માને છે અને વિશિષ્ટાદ્વૈતવાળા પણ માને છે કે બધી વસ્તુમાં બધી વસ્તુ છે. તેથી જ્યારે છીપમાં રૂપું દેખાય છે ત્યારે છીપનો અંશ તિરોધાન પામે છે અને છીપ દેખાય છે

ત્યારે રૂપાનો અંશ તિરોધાન પામે છે. તેવીજ રીતે જ્યારે જગત દેખાય છે ત્યારે ભગવાનનો અંશ તિરોધાન પામે છે અને ભગવાન દેખાય છે ત્યારે જગતનો અંશ તિરોધાન પામે છે. છતાં બધે ઠેકાણે બધું છે. જે જે વખતે દેખાય તેનું જ્ઞાન થાય છે. નામ અને રૂપ દેખાય ત્યારે તેનું જ્ઞાન થાય છે અને સત્ ચિત્ અને આનંદ દેખાય ત્યારે તેનું જ્ઞાન થાય છે. તેથી સત્ય અને મિથ્યાની કલ્પના કરવી અનર્થક છે. તેથી સ્વપ્ન પ્રપંચ પણ મિથ્યા નથી.

સમાધાન—સ્વપ્નમાં સો યોજન જેટલા વિસ્તારવાળો દેશ જોવામાં આવે છે, તેટલો દેશ નાના શરીરમાં સમાય નહિ. વળી સ્વપ્નમાં દૂર દેશમાં જઈ ત્યાં રહેલા વિષયોને જોતો હોય તો તેટલો કાળ સ્વપ્નમાં નથી. વળી ત્યાં જઈ પોતે જાગતાં ત્યાં ઊઠતો નથી પણ પોતાના દેશમાં ઊઠે છે. વળી સ્વપ્નામાં જે જે મિત્રો મળ્યા હોય તેની ખાત્રી જાગ્યા પછી થતી નથી. સ્વપ્નવાળો જો ખરેખર બીજાને મળ્યો હોય તો તે બાબતની ખાત્રી તેના મિત્રો આપી શકે પણ તેમ બનતું નથી, તેથી સ્વપ્નું સાચું નથી.

શંકા—જો કે દૂર દેશમાં જવામાં કાળનો અભાવ છે, તોપણ ત્યાં જે જે પુરુષો મળે છે, જે જે કાળ ઉત્પન્ન થાય છે, ત્યાં જે જે પુણ્ય પાપ ઉત્પન્ન થાય છે તે બધાં સાચાં છે અને તે ઇશ્વર ઉત્પન્ન કરે છે એમ રામાનુજના મતમાં માનેલું છે. તેથી સ્વપ્ન પ્રપંચ મિથ્યા નથી; તો પછી જાગૃત પ્રપંચ કેવી રીતે મિથ્યા થઇ શકે ?

સમાધાન—તમારી પ્રક્રિયા વિચાર વગરની છે. જો ખરેખરૂં રૂપું છીપમાં હોય તો લોકોને ત્યાં મળવું જોઇએ. રૂપાની પરીક્ષા કરવાવાળા પણ રૂપાને ત્યાં ગ્રહણ કરી શકતા નથી. જો છીપમાં જરાપણ સાચું રૂપું હોય તો ભૂસ્તર વિદ્યા જાણવાવાળા કોઇ પણ પ્રયોગથી તેમાંથી તે કાઢી લઇ શકે પણ તેમ બનતું નથી. જો તમે એમ માનતા હો કે ચક્ષુનો દોષ નીકળી જાય તો જરૂર ત્યાં રૂપું મળે, તો દોષથી કલ્પિત વસ્તુ અસત્ય છે એમ કેમ નથી માનતા ? ભ્રમનો વિષય મિથ્યા કહેવો

ઠીક લાગતું ન હોય અને તેથી સાચું રૂપું છે એમ માનતા હો તો લૌકિક પ્રત્યક્ષ દૃષ્ટિનો અનાદર કરીને દુષ્ટ પ્રમાણ સ્વીકારવું યોગ્ય નથી.

શંકા—સ્વપ્નું સાચું છે તે બાબતમાં દોષ વગરનું મારું પ્રમાણ આગમ શાસ્ત્ર છે. આગમ કહે છે કે બધું જગત તેજ પાણી અને પૃથ્વીના ત્રણ તત્વનું મિશ્રણ છે. સુત્રકાર પણ વિશેષ અંશથી વસ્તુઓની ઉત્પત્તિ એ પ્રમાણે બનાવે છે. તેથી પ્રમાણ મળતું નથી એમ કેમ કહો છો ?

સમાધાન—જો શાસ્ત્રનું પ્રમાણ તમારે લેવું હોય તો તે પ્રમાણમાં બરાબર ઊભા રહો. તે પણ તમને મદદ કરી શકશે નહિ. જે કારણથી વિષયો પ્રત્યક્ષ પ્રમાણની હદમાં છે, ત્યાં. આગમની જરૂર નથી. બીજા પ્રમાણથી સિદ્ધ અર્થ પણ જો શ્રુતિથી બાધ્ય થઇ જાય તો બાધ્ય થવાવાળા પ્રત્યક્ષનું પ્રમાણ કેમ રહેશે ? પ્રત્યક્ષ પ્રમાણથી જે સિદ્ધ દ્વૈત છે તેનો શ્રુતિ બાધ કરે છે તેથી અદ્વૈતવાદીને એ દોષ સમાન નથી. શ્રુતિ તો દ્વૈતનું પરમાર્થ સત્ય બાધ કરે છે, તે પ્રત્યક્ષ વિષયનો બાધ કરતી નથી. તેથી તમારોજ દોષ છે. ત્રિવૃત કરણવાળી શ્રુતિ તો બધા પદાર્થોની સત્યતા કહે છે. તે વ્યવહારિક સતાવાળી છે. સૂત્રકાર પણ વિશેષ અંશથી ઉપદેશ કરે છે. તે વિશેષ અંશ ઉપાધિવાળો છે.

વળી તમે કહો છો કે સ્વપ્ન પ્રપંચ સત્ય છે અને તે કાળે ઇશ્વર બધું સરજે છે તે તમે કેવી રીતે જાણ્યું. આગમથી જાણ્યું એમ કહેશો તો આગમ જાગૃત અવસ્થામાંથી આવ્યું કે સ્વપ્ન અવસ્થામાંથી ? જો તે માત્ર જાગૃત અવસ્થાનું ફળ છે, તો સ્વપ્નમાં જો કોઇ આપ્ત વાક્ય બોલશે તો તે પ્રમાણથી. જાગૃત સત્ય કે મિથ્યા ઠરાવી શકશે નહિ. વળી આગમ પણ તમે કહો છો તે પ્રમાણે કહેતું નથી. આગમ કહે છે કે સ્વપ્નામાં ઊંચા નીચા અનેક રૂપ દેવ કરે છે કે જેથી જીવ કોઇ વખતે જાણે કે હસતો હોય, કોઇ વખતે જાણે કે બીતો હોય તેવો દેખાય છે. જો સ્વપ્નું સાચું હોય તો આવા અનુભવમાં "જાણે કે" એવા શબ્દ શાસ્ત્રમાં વપરાત નહિ.

વળી તમે કહેશો કે સ્વપ્ન તો સ્વપ્નાના પુરુષનું જ છે અને જાગૃત બધાનું સામાન્ય છે તે પણ સાચું નથી.

શંકા—જો સ્વપ્નું બધાનું સાધારણ હોય તો સર્વ સ્વપ્ન કાળે સમજી શકત પણ બધા તે ગ્રહણ કરી શકતા નથી, તેથી સ્વપ્નું એક પુરુષનું જ છે.

સમાધાન—તો પછી શું જાગૃત અવસ્થા પણ સ્વપ્નના બધા પુરુષો ગ્રહણ કરી શકે છે? નથી કરી શકતા તો સ્વપ્નામાં શી વિશેષતા છે કે જેના અવલંબનથી સ્વપ્નનો પ્રપંચ સ્વપ્ન પુરુષનો છે અને જાગૃત સર્વનું સાધારણ છે એમ કહો છો?

શંકા—સ્વપ્નમાં વિશેષતા જરૂર છે. જાગૃતમાં તો કારણની અપેક્ષાએ કાર્ય થાય છે. સ્વપ્નમાં તેવું થતું નથી. સ્વપ્નમાં કોઇવાર દંડ અને ચાકની મદદથી ઘટની ઉત્પત્તિ થાય છે અને કોઇવાર તે વગર પણ ઘટની ઉત્પત્તિ થાય છે. કોઇ વાર ઘણાં કારણ હોય તો પણ કાર્ય ઉત્પન્ન થતું નથી.

સમાધાન—તેથી શું નક્કી થયું? સ્વપ્ન દ્રષ્ટાથી જુદા બીજા પણ ત્યાં પુરુષો છે. તે પણ ત્યાંનો અનુભવ જાગૃતની પેઠે લે છે. તે પુરુષો કલ્પિત છે એમ તમારાથી કહેવાતું નથી કારણકે તમે સ્વપ્નને સાચું માનો છો. વળી જો સ્વપ્ન સાચું હોય તો જાગૃતની માફક ત્યાં કાર્ય-કારણ ભાવનો અવકાશ કેમ રહેતો નથી?

શંકા—સ્વપ્ન એ એવીજ જાતનું જગત છે અને ઇશ્વર તે સ્વપ્ન-દ્રષ્ટાના પુણ્ય પાપના ભોગ માટે રચે છે.

સમાધાન—તો પછી સ્વપ્નમાં રહેલા બીજા પુરુષોના કર્મના ભોગ માટે બીજી રચના ત્યાં હોવી જોઇએ એમ કેમ નથી માનતા? સ્વપ્નું સાચું છે એમ અનુમાન કરો તોએ સ્વપ્નું સ્વપ્ન-દ્રષ્ટા માટેજ છે એમ શી રીતે જાણ્યું? તેથી સ્વપ્ન અને જાગૃત સમાન છે એ બાબતમાં બધા લૌકિક પરીક્ષકનો અનુભવ ખોટો માનવો એ સાહસ માત્ર છે. વળી કાર્ય-કારણ ભાવવાળી શંકા અને તેનું વિશેષપણું તે પણ મિથ્યા

છે. સ્વપ્ન વખતે કાર્ય-કારણ ભાવની શંકા થતી નથી પણ પાછળથી થાય છે જાગૃત-બુદ્ધિ પાછળથી ઉત્પન્ન થાય છે એમ બધા માને છે. તેથી સ્વપ્નું જાગૃતની માફક સત્ય ઠરતું નથી.

શંકા—સ્વપ્નમાં ક્રિયા કર્તા, કર્મ વિગેરેનું બરાબર સામર્થ્ય રહેવાથી સ્વપ્ન સાચું છે (જાગૃતની માફક). એમ ન માનવું કે સ્વપ્નાના ક્રિયા કર્મ વગેરે જાગૃતમાં રહેતા નથી તેથી સ્વપ્નામાં તે મિથ્યા છે. સ્વપ્નામાં સ્વપ્નામાંના પદાર્થ છે કે જેની અસર જાગૃતમાં પણ ચાલુ રહે છે. સ્વપ્નમાં વિષયસુખ અનુભવમાં આવે છે તેની અસર જાગૃતમાં પણ દેખાય છે. સ્વપ્નમાં કોઇ વિચાર આવ્યો હોય તે જાગૃતમાં અબાધિત દેખાય છે. સ્વપ્નમાં સાધુઓ સાથે સત્સંગ કર્યો હોય, તેમની પાસેથી મંત્રનો ઉપદેશ લીધો હોય તે કોઈ વખત જાગૃતમાં પણ એવોજ સાચો થાય છે. જાગૃતમાં તેજ સાધુઓની સાથે તેવો જ વ્યવહાર થાય છે. તેથી સ્વપ્ન વ્યવહાર કોઇ વખતે બાધ પામે છે તેથી સ્વપ્નને સર્વથા મિથ્યા છે એ કહેવું ન્યાયવાળું નથી.

સમાધાન—જે જાગ્યો તેને એવું ભાન થાય છે કે પહેલાં મેં સ્વપ્નું જોયું હતું, તેમાં રહેલું વિષયજન્ય સુખ અને દુઃખનું જ્ઞાન મને થયું હતું, અમુક વાત સિદ્ધ થઇ વગેરેનું સ્મરણ જાગૃતમાં ઊઠયો તેને થાય છે. તેટલા અનુભવથી જ સ્વપ્ન અને જાગૃતનો વાસ્તવિક સંબંધ સિદ્ધ થઈ શકતો નથી.

શંકા—જાગૃતમાં સ્વપ્નના નિમિત્તથી જે પૂર્વ અનુભવનું સ્મરણ થાય છે તે જાગૃતનું પરિણામ નથી. તે સ્વપ્નના અનુભવનું સ્મરણ છે. તેથી જેમ દેખાય છે તેમ તે નિમિત્ત સ્વપ્નનું જ એમ માનવું જોઈએ. પ્રતીતિ માત્રથી તે નિમિત્તને જાગૃતમાં લેવાથી અતિ પ્રસંગ પ્રાપ્ત થાય છે.

સમાધાન—સ્વપ્ન અને જાગૃતના અનુભવ ઉપરથી બંન્નેમાં જે ચાલુ અર્થક્રિયાકારિત્વનું તમે ઉદાહરણ આપ્યું તેથી સ્વપ્નનું બાધિતપણું અને જાગૃતનું બાધકપણું દુર થતું નથી. સ્વપ્નમાં જે

સુખદુઃખ જ્ઞાન વગેરે થાય છે તેનાથી જાગૃતનાં સુખદુઃખ વગેરે જુદાં છે. તેજ સુખ સુખ રહે છે એમ તો તમે પણ કહી શકશો નહિ. જાગૃતમાં દેખેલા સજાતીય પદાર્થો સ્વપ્નમાં દેખાય છે તેથી તેજ પદાર્થ સ્વપ્નમાં છે એમ કહી શકાય નહિ. વળી સ્વપ્નની અંદર બીજું સ્વપ્નું આવે ત્યારે જે સુખદુઃખ થાય અને તેનો અનુભવ કરનાર હોય તે બંન્ને સ્વપ્નનો વાસ્તવ સંબંધ જેમ બનતો નથી તેમ સ્વપ્નના ફળની જાગૃતમાં અનુવૃત્તિ રહેવાથી જ સ્વપ્ન અવસ્થા સાચી બની જતી નથી.

વળી જેણે જાગૃતમાં સમર્થ ક્રિયાકારિત્વ માન્યું છે અને તેની મદદથી સ્વપ્નાની વસ્તુ સત્ય માની છે, તેણે જાગૃત વસ્તુ જેના સ્વપ્નામાં મળતી નથી તેને જાગૃત કેવું લાગશે ? તેથી જ્યાં જ્યાં ભ્રમ થાય છે ત્યાં ત્યાં તે કાળે સત્ત્વબુદ્ધિ ઉત્પન્ન થાય છે અને સ્વભાવ પ્રમાણે સમર્થ ક્રિયા પણ થાય છે. કોઈ વખતે તે ક્રિયા મિથ્યા જાણ્યા છતાં તેની અનુવૃત્તિ રહે છે તેથી મિથ્યાત્વની હાનિ નથી.

તેથી સ્વપ્ન પ્રપંચ સત્ય છે એવું સિદ્ધ થઈ શકતું નથી. વિવિધ દોષવાળી વાતોથી ઉત્પન્ન થતા કલ્પનાના તરંગ જેવી તે સ્થિતિ છે. તેથી લૌકિક પરીક્ષક બુદ્ધિની સામ્યતાથી સ્વપ્નનું મિથ્યાત્વ સિદ્ધ થતાં બાકી રહેલ જાગ્રત પણ તેવું જ મિથ્યા છે, એ શુદ્ધ પક્ષ છે.

શંકા—પ્રપંચનું મિથ્યાત્વ બતાવવામાં પ્રપંચનો વિષય–વિષયી સંબંધ બનતો નથી એમ બતાવવાની અપેક્ષા રહે છે અને સંબંધ નથી એમ બતાવવા માટે પ્રપંચના મિથ્યાત્વની સિદ્ધિની અપેક્ષા રહે છે તેથી પરસ્પર આશ્રયનો દોષ આવે છે.

સમાધાન—એ વાતનો મેં પહેલાંથી જ પરિહાર કરેલો છે. પ્રપંચનું મિથ્યાત્વ સુષુપ્તિમાં બીજાની અપેક્ષા વગર સિદ્ધ થાય છે તેથી સંબંધ સિદ્ધ કર્યા વગર પણ પ્રપંચ મિથ્યા સિદ્ધ થાય છે. કોઈ વખતે પ્રપંચના પ્રકાશનો અભાવ જણાવાથી પ્રપંચ સત્ય છે પણ પ્રકાશ મિથ્યા છે એમ માનવામાં હેતુ જણાતો નથી. હું એમ નથી કહેતો કે અપ્રકાશ સત્ય છે. પ્રકાશ અને અપ્રકાશદ્વારા સ્વરૂપનો વ્યભિચાર

થવાથી પ્રપંચ મિથ્યા છે. આત્મા પણ કોઇ વખતે અપ્રકાશ સ્વરૂપ હોવાથી તે પણ મિથ્યા છે એમ કહી શકાય નહિ.

શંકા—સંસાર દશામાં આત્મા પ્રકાશરહિત છે એમ મેં જણાવ્યું છે. તેમ ન હોય તો શાસ્ત્રનો ઉપદેશ નકામો થઈ જાય.

સમાધાન—એ વાત સાચી નથી. કલ્પિત અપ્રકાશથી નિત્ય પ્રકાશને વિરોધ આવતો નથી. સંસાર દશામાં પણ આત્મા પ્રકાશ સ્વભાવવાળો છે છતાં પ્રકાશતો નથી એમ કોઈ કલ્પે છે. શાસ્ત્રજનીત જ્ઞાનથી એવું જણાય છે કે તેનો સ્વરૂપભૂત પ્રકાશ કદી દૂર થતો નથી. તેથી દોષ નથી, તેથી જગતનું સ્વરૂપ વ્યભિચારી હોવાથી જગત મિથ્યા છે. આત્માનું સ્વરૂપ તેવું ન હોવાથી આત્મા સત્ય છે એમ અમારો માર્ગ નિષ્કંટક જણાઈ આવે છે.

શંકા—સ્વપ્નું એ જાગૃતની અંદર એક વિશેષ અવસ્થા છે. સુષુપ્તિ સ્વપ્ન વગેરે માત્ર કોઈ વખતે જ ઉત્પન્ન થતા હોવાથી તે કોઈ પૃથક અવસ્થા નથી. તેથી સ્વપ્ન એ જાગૃતથી કોઈ જુદો અનુભવ નથી. જેમ છીપમાં રૂપું દેખાય એ ભ્રાંતિ જાગૃત અવસ્થામાં જ દોષના બળથી અનુમાન થાય છે તેમ નિશો, મૂર્છા અને સ્વપ્નની અવસ્થા પણ જાગૃતમાં જ અનુભવાય છે. તેથી તેમની પૃથક સત્તા મળતી નથી. તેથી સ્વપ્નના જેવું જાગૃત હોવાથી જાગૃત પ્રપંચ મિથ્યા છે એમ તમારૂં કહેવું બનશે નહિ. સુષુપ્તિ, મૂર્છા વગેરે માત્ર કોઈ વખતે થાય છે, તેથી અને તેના આશ્રયરૂપ વિચ્છેદરહિત જે અનુવર્તમાન જાગૃત અવસ્થા છે તે જાગૃતને સત્ય માન્યા વગર આત્મ લાભ મળશે નહિ. માટે સુષુપ્તિ પણ જાગૃતને આશ્રયે છે.

સમાધાન—સુષુપ્તિનો સ્વભાવ જાગૃતથી વિરૂદ્ધ છે. સુષુપ્તિ એટલે કાર્યકારણના વ્યાપારની ઉપરતિ. જાગૃત તો તેથી વિપરીત છે. બંને વિરૂદ્ધ સ્વભાવવાળા હોવાથી તે બંન્ને વચ્ચે આશ્રય–આશ્રયીભાવ કેવી રીતે બને? તેથી સુષુપ્તિનો અનુભવ એ એક પ્રકારનો સ્વતંત્ર અનુભવ છે.

શંકા—તે વાત સાચી નથી. સુષુપ્તિ સર્વદા રહેતી નથી. જાગ્રત તો પુરુષની સ્વાભાવિક દશા છે. સુષુપ્તિમાં વૃત્તિનો અભાવ છે તેથી તે પૃથક અનુભવની દશા નથી. કોઈ દાક્તર શસ્ત્રક્રિયા કરતી વખતે જે રોગીને સુષુપ્તિમાં નાખવાની ઇચ્છા કરે છે તે માણસને ક્લોરોફોર્મ સુંઘાડીને સુષુપ્તિમાં નાંખે છે. તે વખતે તે રોગીને સુષુપ્તિ આવવાથી શસ્ત્રક્રિયાથી તેને દુઃખ થતું નથી. જ્યારે દાક્તર તેને જગાડે છે ત્યારે તેને ખબર પડે છે કે મારા ઉપર શસ્ત્રક્રિયા કરવામાં આવી હતી. તેથી એમ જણાય છે કે જાગ્રત વ્યાપારની ઉપરતિ થતાં કોઈ વખતે બહારના પ્રપંચની ઉપલબ્ધિનો અભાવ થાય છે, અને તેજ સુષુપ્તિ છે એમ લોકો કહે છે, તેથી સુષુપ્તિ એ કોઈ વિશેષ અવસ્થા નથી. તેથી સુષુપ્તિ, સ્વપ્ન, મૂર્છા વગેરે કોઈ વખતે ઉત્પન્ન થતા હોવાથી તે જાગ્રતનો જ વિશેષ ભાગ છે.

તેથી સ્વપ્ન એ જાગ્રતને આશ્રયે રહેલ છે એમ સિદ્ધ થવાથી, તેની પહેલાં અને પછી રહેલ જાગ્રત સત્ય છે એમ સિદ્ધ થાય છે. તે સ્વપ્નાના જેવું હોવાથી મિથ્યા છે એમ કહેવું બનતું નથી. જાગ્રત અને સ્વપ્ન વચ્ચે સામાન્ય-વિશેષ ભાવનો અભાવ છે. જેમ કોઈ માણસ જાગ્રત અવસ્થામાં શેખસલ્લીની પેઠે સંકલ્પો કરે છે કે 'હું અમુકનો પુત્ર છું, મારૂં અમુક ગોત્ર છે, અમુક મારૂં નામ છે, હવે હું આવી રીતે ધન મેળવીશ, બીજું પણ આમતેમ કરીશ' વગેરે, મનોરથની દશા જાગ્રતની અંતર્ગત છે તેમ સ્વપ્નના વિકલ્પો પણ જાગ્રતની અંતર્ગત છે. સ્વપ્ન દશા એ કોઈ નવી દશા નથી, કારણકે તેનું પ્રમાણ નથી. રજ્જુ-સર્પના વિકલ્પ જાગ્રત અવસ્થાના આશ્રયે છે, તે વિકલ્પની દશા જાગ્રતથી જુદી છે એમ કોઈ માનતું નથી. વળી શ્રુતિ પણ સ્વપ્ન દશાને જાગ્રતને આશ્રયે રહેલી માને છે. શ્રુતિ કહે છે કે જે જાગ્રતમાં જુએ છે તે સ્વપ્નમાં જુએ છે. તેથી સ્વપ્નના દૃષ્ટાંતથી જાગ્રતનું સત્યત્વ મિથ્યા કરવું એ યુક્ત નથી.

સમાધાન—તમે કહ્યું કે જે બધી અવસ્થા થોડો વખત નભે છે

છે તે જાગૃત અવસ્થાને આશ્રયે છે એ વાત વિચારમાં બેસતી નથી. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિની ઉત્પત્તિ અને નાશનો અનુભવ સમાન હોવા છતાં બધી અવસ્થા માત્ર જાગૃતને આશ્રયે જ રહે છે એમ શા માટે માની બેસો છો? અને જાગૃતને આધારે સ્વપ્ન વગેરે છે એમ શા માટે સિદ્ધ કરો છો? તેથી વિપરીત પણ કેમ ન બને? જેમ પહેલાં જાગૃત પછી સુષુપ્તિ, પછી જાગૃત એમ માની શકાય છે તેમ પહેલાં સુષુપ્તિ, પછી જાગૃત અને પછી સુષુપ્તિ એમ કેમ ન માની શકાય? એ અવસ્થાઓમાં અમુક પહેલી છે એમ નક્કી થઈ શકશે નહિ તેથી પહેલાં પછીનો નિશ્ચય થઈ શકશે નહિ. તેથી માત્ર જાગૃતનો પક્ષપાત કરવો એ યુકત નથી. જાગૃત દશા સ્વાભાવિક છે એમ પણ કહી શકાય નહિ. સુષુપ્તિમાં કોઈપણ વિષયદર્શનની અપેક્ષા નથી અને જાગૃતમાં વિષયદર્શનની અપેક્ષા રહે છે તેથી સુષુપ્તિ જ સ્વાભાવિક છે એમ શા માટે ન માનવું?

શંકા—સુષુપ્તિને સ્વાભાવિક માનશો તો બધા હમેશાં ઊંઘી જશે. જાગૃતમાં એવો બાધક હેતુ ન હોવાથી જાગૃત દશા સ્વાભાવિક છે.

સમાધાન—એ સાચું નથી. એજ ન્યાયથી જાગૃતને સ્વાભાવિક માનશો તો જાગૃતના ઉચ્છેદને હેતુ મળશે નહિ અને બધાં હમેશાં જાગતા રહેશે. જે દશા સ્વાભાવિક હોય તે દશાનું રૂપાંતર થતું નથી એમ નથી. છીપ સ્વાભાવિક હોવા છતાં તેમાં રૂપાની ભ્રાંતિ બની શકે છે. સિદ્ધાંતમાં, સુષુપ્તિ એ સ્વાભાવિક છે અને જાગૃત એ ભ્રમ છે એમ માનવામાં શો બાધ છે? તેથી જાગૃતને આધારે સુષુપ્તિ રહે છે એ વાત ખરી નથી.

વળી સ્વપ્નું એ જાગૃત અવસ્થાની જ એક કલ્પિત અવસ્થા છે એમ તમે માનો છો તે સાચું નથી, કારણકે સ્વપ્નમાં તેની સામગ્રી નથી. જાગૃતમાં જે શરીર અને જે ઈંદ્રિયોનો અનુભવ થાય છે તેજ સ્વપ્નમાં છે એમ કહી શકાય નહિ, અને સ્વપ્નના શરીરથી ભોગ્ય થયેલ વિષયો, ગંધ, માળા વગેરે જાગૃત દશામાં ચાલુ. રહેતા નથી;

તેથી બંન્નેની સામગ્રી ભિન્ન હોવાથી સ્વપ્ન અને જાગૃત એ ભિન્ન સ્થાન છે.

જાગૃત અવસ્થાની જે શ્રુતિ સ્વપ્નના સંબંધવાળી છે તે બંન્ને સમાન પ્રતીતિવાળી અવસ્થા છે એમ કહે છે. તે શ્રુતિ જાગૃત કે સ્વપ્ન તાત્પર્યથી સત્ય છે એમ કહેતી નથી. બૃહદારણ્યક ઉપનિષદમાં એવી શ્રુતિ માત્ર આત્માનું સ્વયંજ્યોતિપણું સિદ્ધ કરવા માટે આપેલી છે; તેથી વિરોધ નથી.

જેઓ એમ કહે છે કે સ્વપ્ન એ જાગૃત અવસ્થાના મનોરથો વગેરેની માફક મિથ્યા કલ્પનારૂપ કોઈ અનુભવ છે, તે પણ વિષમ દૃષ્ટાંત છે. જાગૃત કલ્પનામાં કલ્પના કાળે જાગૃત બુદ્ધિ હોતી નથી, એટલુંજ નહિ પણ જ્યારે જાગૃત કલ્પનાની દશા બાધ્ય થાય છે ત્યારે "હું આટલો વખત જાગતો હતો, હું બહારનું જગત ભૂલી ગયો હતો અને અનેક વિષયોનું સંનિધાન ન હોવા છતાં મનોરથ કરતો હતો એમ પાછળથી યાદ આવે છે. સ્વપ્નામાં તે વખતે જો કે જાગૃતના જેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે તોપણ જ્યારે સ્વપ્નાનો બાધ થાય છે ત્યારે "હું અત્યારસુધી જાગતો નહોતો પણ સ્વપ્નું જોતો હતો, ત્યાં હું હાથી ઉપર બેસી શત્રુઓ સાથે ભૂલથી યુદ્ધ કરતો હતો" એવી પ્રતિપત્તિ ઉત્પન્ન થાય છે. એવી રીતે બંન્ને અવસ્થા વિલક્ષણ હોવાથી તેનો સ્વરૂપથી બાધ થાય છે, એટલાજ માત્ર અનુભવથી સ્વપ્ન અવસ્થા અને જાગૃતનું મનોરાજ્ય એ જાગૃતના ભાગ નથી. આ કારણથી જાગૃતમાં બીજા અનુભવ કરણ દોષથી અથવા અતિ દૂરપણાથી અથવા મંદ અંધકારથી, વગેરે નિમિત્તથી જે ઉત્પન્ન થાય છે તે ભ્રાંતિના અનુભવો તથા નિશાના અને મૂર્છાના અને ઉન્માદના અને સન્નેપાતની અવસ્થાના જે અનુભવ થાય છે તે બધા સ્વપ્નાથી વિલક્ષણ છે એમ જાણી લેવું. જેમ કોઈ જાગૃતના સંબંધવાળા જાગૃત અવસ્થાની અંતર્ગત બીજા પુરુષના જ્ઞાનની સમાન હોય છે તેવી જ જાગૃતની બીજી ઉપર કહેલી નિશા, મૂર્છા, અવસ્થા છે. જો કે ભ્રાંતિ વખતે અને નિશા

ઉન્માદ અને સન્નેપાતની અવસ્થામાં જાગૃતમાં રહેલા બીજા પુરુષો સ્વપ્નની માફક તે જાણી શકતા નથી તોપણ તે જાગૃત સર્વથા કલંક વગરની સામગ્રીથી, તે વખતના પોતાના વિશેષણથી યુક્ત, અનુભવ વિશેષની મદદથી, સર્વથા સ્વપ્નની સમાન કોઇને લાગતી નથી. વળી નિશો અને મૂર્છા કોઇને નિયમસર આવતા નથી પણ દેહ અને મનના દોષથી કોઈ કોઇને જ અનુભવમાં આવે છે. સ્વપ્ન અને સુષુપ્તિ તો શરીરનું આરોગ્ય સારૂં હોય તેમને પણ (એટલે બધાને) નિયમપૂર્વક અનુભવમાં આવે છે એ પ્રસિદ્ધ વાત છે. તેથી એમ સિદ્ધ થયું કે સ્વપ્નું એ જાગૃતથી બીજું કોઈ અનુભવનું સ્થાન છે અને બંન્ને મિથ્યા જ્ઞાનની અવસ્થા છે.

વળી "હું જાગ્યો, પહેલાં સૂતો હતો, સ્વપ્નું મેં જોયું હતું" એવા અનુભવનું સ્મરણ જાગૃતમાં થાય છે. સ્વપ્નકાળે એમ ખબર નથી કે હું હમણાં સ્વપ્નમાં છું, અથવા સ્વપ્ન જોઉં છું". સુષુપ્તિ અને સ્વપ્નની સ્મૃતિ જે જાગૃતમાં થાય છે તે જાગૃતના અનુભવરૂપ નથી. 'હું પહેલાં જમ્યો હતો એવો અનુભવ થાય છે એટલે હમણાં પહેલાંનું ભોજન યાદ કરૂં છું એવો પરામર્શ થાય છે તોપણ 'આ મારૂં સ્વપ્નું છે' એવો અનુભવ સ્વપ્નકાળે કોઇને થતો નથી. વળી અનુભવના અભાવથી અને તેને અનુરૂપ સ્મરણના અભાવથી ત્રણે અવસ્થાનો આશ્રય જાગૃત છે એમ કહી શકાય છે તોપણ સ્વપ્ન–સામ્યથી જાગૃતને મિથ્યા કહેવું એ બરાબર નથી. જેમ સુષુપ્તિ અને સ્વપ્નના પ્રત્યય છે તેમ જાગૃતના (તે દશાના) પ્રત્યય છે તેથી માત્ર જાગૃતને સત્ય કેમ માની શકાય ?

શંકા—સુષુપ્તિ અને સ્વપ્નના પ્રત્યય તે અવસ્થાને લગતા છે અને જાગૃતના પ્રત્યય પ્રત્યક્ષ છે તેથી જાગૃત સત્ય છે.

સમાધાન—શું અનુભવના આધારે પ્રત્યક્ષતા કહો છો ? કે જાગૃત સત્ય છે તેથી કહો છો ? જે દેખાય તે સત્ય હોવું જોઇએ એમ કહો

તો છીપમાં રૂપું પણ સાચું માનવું જોઇએ તેથી અનુભવના આધારે પ્રત્યક્ષ સાચું છે એમ માનવું ન જોઇએ. સુષુપ્તિ અને સ્વપ્નના પ્રત્યય સામાન્ય હોવાથી અને તેમનો જાગૃતની સાથે અનુભવ થતો ન હોવાથી બધી અવસ્થા સાચી માનો અથવા બધી મિથ્યા માનો. તે કારણથી જાગૃત જ સત્ય છે અને તેના આધારે બીજી અવસ્થા છે એમ માની શકાય નહિ.

શંકા—સ્વપ્ન અને સુષુપ્તિની માફક જાગૃત પ્રત્યયનો બાધ થતો નથી. જેમ જાગૃત વખતે જાગૃત વિષય નિશ્ચિત રૂપે ચાલુ રહે છે અને તેની પ્રત્યભિજ્ઞા થાય છે તેમ સુષુપ્તિ અને સ્વપ્ન વખતે તેનો વિષય પણ અબાધિત રહે છે તેથી જાગૃત સત્ય છે એમ સિદ્ધ થાય છે.

સમાધાન—એમ નથી. સ્વપ્ન વખતે તે વિષય અબાધિત રહેતો નથી, એવું જ્ઞાન પણ સ્વપ્ન પછી થાય છે. તે કાળે બાધ્ય થતું નથી તેથી તેના આધારે જાગૃતનું સત્યત્વ નક્કી કરવું બરાબર નથી. જો જાગૃત માત્રમાં પ્રત્યભિજ્ઞા થાય છે તો તેટલા કારણથીજ જાગૃત સત્ય છે એમ કેમ સિદ્ધ થઇ શકે? પ્રત્યભિજ્ઞા એ પણ એક જાતનો પ્રત્યય છે, બધા પ્રત્યયની પરીક્ષા પણ જાગૃતમાં થાય છે તેથી માત્ર પ્રત્યભિજ્ઞાના બળથી કોઇ અનુભવ સાચો કે ખોટો એમ કહી શકાય નહિ.

શંકા—ત્યારે પ્રત્યય સમાન હોવાથી બધું સત્ય છે એમ માની લ્યો. માત્ર મિથ્યાવાદથી કે માયાવાદથી શું ફળ મળવાનું છે.

સમાધાન—તેમ નથી. જો સત્ય અને મિથ્યાનો વિભાગ બરાબર નહિ સમજો તો જાગૃતમાં છીપમાં દેખાતું રૂપું પણ સાચું રૂપું છે એમ મનાઇ જશે.

શંકા—બધું મિથ્યા છે એમ કહેશો તોપણ એવોજ દોષ આવી પડશે.

સમાધાન—નહિ, બધું મિથ્યા નથી. આત્મા સત્ય છે. મિથ્યાત્વ સામાન્ય હોવા છતાં કલ્પિત સત્યત્વનું દર્શન થવામાં કોઇ બાધક નથી. જે અવ્યભિચારી સ્વરૂપ (આત્મા) છે તે કોઇ પ્રત્યયનો વિષય નથી.

બધા પ્રત્યયનો સરખોજ આવિર્ભાવ અને તિરોભાવ થાય છે. આત્માનું સ્વરૂપ એવી રીતે વ્યભિચારી થતું નથી. બીજો કોઇ પ્રત્યય એવો નથી કે જેનું સ્વરૂપ ફરે નહિ.

શંકા—તેથી તમારે નક્કી શું કરવું છે? વિષયના અનુભવના બળથી આત્માને સિદ્ધ કરી હવે વિષયોનોજ તિરસ્કાર કરો છો તે તમને શોભતું નથી. સાધનનોજ અભાવ કરવો એ ઠીક નથી. ભાવરૂપ સાધનનો આશ્રય લઇને તેને પાછું અભાવરૂપ કરવું એ તમારો નવો પંથ કોઇ પ્રમાણવાળા માની શકશે નહિ.

સમાધાન—એ માન્યતા ખોટી છે. વિષયની સત્યતાથી આત્માની સત્યતા સિદ્ધ કરીને પછી વિષયોનું મિથ્યાત્વ હું કહેતો નથી કે જેથી તમારા કહેવા પ્રમાણે સ્થિતિ ઉત્પન્ન થાય.

શંકા—ત્યારે શું કહેવા માગો છો?

સમાધાન—લોક વ્યવહારથી સિદ્ધ જે વિષયોનો અનુભવ છે તે વિષયો અને તેના ભોગવવાનાં સાધન મિથ્યા છે એટલે આત્માની દશામાં તે બાધ્ય થાય છે તેથી આત્માનું અસ્તિત્વ સિદ્ધ થાય છે એટલુંજ મેં કહેલું છે. તમે પહેલાં કહ્યું હતું કે સ્વપ્ન વગેરે જાગૃતની અંતર્ગત છે તેથી જાગૃત સ્થાન એકજ અનુભવનું સ્થાન છે. મારા મત પ્રમાણે જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે અનુભવના સ્થાન છે અને બધા તે પ્રમાણે જાણી શકે છે. તે અનુભવથી એમ પણ સિદ્ધ થાય છે કે ક્ષણિક વિષયોનો સંબંધ નિત્ય વર્તમાન સ્વરૂપ આત્માને થતો નથી. જેમ સુષુપ્તિ અને સ્વપ્નના પ્રત્યય એ જાગૃતના પ્રત્યય તરીકે અનુભવમાં આવતા નથી તેમ રોજ બદલાતા વિષયના પ્રત્યય માત્ર કેવળ પ્રત્યય છે. તેથી ચાલુ વિષયોનો સંબંધ આત્માને થતો નથી. વર્તમાન આત્માને હું ભાવી આત્મા માનતો નથી. ભૂત ભવિષ્યથી નિરપેક્ષ વર્તમાન નથી. ભૂત ભવિષ્યનું પ્રતિદ્વંદ્વ એ વર્તમાનનું અંગ છે. વર્તમાનને બરાબર ન સમજવાથી ભૂત અને ભવિષ્ય ઉત્પન્ન થાય છે.

શંકા—પણ તેથી અદ્વિતીય આત્માની સિદ્ધિ કેવી રીતે થશે?

સમાધાન—આત્મા પોતાના બળથી સિદ્ધ છે. આત્મા પ્રમાણુની અપેક્ષા રાખીને સિદ્ધ થતો નથી. આત્મા રૂપી પ્રમેયની સિદ્ધિ માટે વ્યવહારમાં પ્રમાણુ સ્વીકારાય છે પણુ છતાં તેને પ્રમાણુની જરૂર નથી.

શંકા—ત્યારે આત્મા અપ્રમેય હોવાથી શૂન્ય છે એમ માની લ્યો !

સમાધાન—નહિ, આત્માનું નિરાકરણુ થઈ શકતું નથી. જે નિરાકરણુ કરે છે, તેનું સ્વરૂપ પણુ આત્મા છે, તેથી શૂન્ય જેવી કલ્પના ખોટી છે. તેથી પરની અપેક્ષા વગર આત્માની સિદ્ધિ છે.

શંકા—એમ હોય તો દૃશ્યનો લોપ થતાં બધા વ્યવહારનો લોપ થઇ જશે. બધા વિષયોને તમે મિથ્યા ઠરાવી દીધા તે પ્રત્યક્ષ અનુભવની વિરૂદ્ધ છે. વળી તમે આત્માને નિર્વિશેષ કરી દીધો તેથી સર્વ લોકથી સિદ્ધ જે વ્યવહાર છે તેની શી ગતિ થશે ?

સમાધાન—એમાં તમને બીક શાની લાગે છે ? નિર્વિશેષ આત્માના જ્ઞાનથી વ્યવહાર પરમાર્થથી નથી એમ કહો છો ? કે જ્ઞાની વ્યવહાર કરી શકેજ નહિ એમ કહો છો ? પહેલા પક્ષમાં અમને વિવાદ નથી. આત્મવિચારની પહેલાં જે વ્યવહાર જણાય છે તે પારમાર્થિક સત્ય છે કે નહિ એટલું નક્કી કરવા માટે જિજ્ઞાસુનો પ્રયત્ન રહે છે. વિચારને અંતે એમ નિશ્ચય થાય છે કે આત્મા સિવાય બધું મિથ્યા છે. તેથી તે જિજ્ઞાસુ કૃતકૃત્ય થાય છે. તેમાં કાંઈ ખોટું નથી. તે પછીના કાળમાં એટલે જ્ઞાન થયા પછી વ્યવહારની ઇચ્છા જે રાખે છે તે વ્યવહાર જ્ઞાની કરી શકશે નહિ એવું અનિષ્ટ તમને લાગે છે ? કે જ્ઞાનીનો વ્યવહાર જોઇને જ્ઞાનથી વિષયોનો અભાવ કેમ થયો તેની શંકા થાય છે ? પહેલા પક્ષમાં જેમ બધા વ્યવહાર કરે છે, તેમ જ્ઞાની પણુ વ્યવહાર કરવા ઇચ્છે તેમાં શો પ્રતિબંધ છે ?

શંકા—જ્ઞાનીને વ્યવહાર માટે સામગ્રીનો અભાવ છે કારણુકે તે બધું મિથ્યા માને છે.

સમાધાન—શું એકને જ્ઞાન થવાથી બધો પ્રપંચ લય થાય છે ?

શંકા—વ્યવહારની પ્રતીતિ જ્ઞાનીને થાય તો તે જ્ઞાની શાનો ?

સમાધાન—તમે ઠીક પૂછ્યું. જાગૃતની પ્રતીતિ થાય કે પ્રતીતિ ન થાય તેથી જ્ઞાની કે અજ્ઞાનીનો નિશ્ચય અમે કરતા નથી. તે વ્યવહાર જેને મિથ્યા લાગે છે તે જ્ઞાની છે અને સાચો લાગે છે તે અજ્ઞાની છે. સ્મૃતિમાં પણ કહેલું છે કે વિષયોની વચ્ચે રહી જે વિષયો વચ્ચે રહે તો નથી તેજ બુદ્ધિમાન છે અને દુર્બુદ્ધિવાળો વિષય ન હોવા છતાં (સ્વપ્નાની માફક) જાણે પોતે વિષયોમાં હોય તેમ માની બેસે છે. તેથી કાંઇ દોષ નથી.

તેથી બીજી કલ્પનાનો જવાબ પણ અપાઇ ગયો. જો જ્ઞાની વ્યવહાર કરતો દેખાય તો ભલે દેખાય. બધો વ્યવહાર મિથ્યા છે તેનો નિશ્ચય કરી લો. તેનાથી કૃત કૃત્યતા થાય છે. તેથી જ્ઞાન થતાં લોક વ્યવહારનું શું થશે એવી બીક રાખવી નહિ. જેના મતમાં જાગૃત એકજ અનુભવનું સ્થાન છે, બીજું કોઈ સ્થાન નથી તેમને પણ પ્રપંચનું મિથ્યાત્વ અને આત્માનું નિર્વિશેષ સત્યત્વનું જ્ઞાન થવું અશક્ય નથી.

શંકા—તમે તો ત્રણ અવસ્થા માનીને તમારો મત સિદ્ધ કરો છો. સ્વપ્ન અને જાગૃત તુલ્ય છે તે વાત ભલે સાચી હોય પણ તે મિથ્યા છે એમ કહી શકાય નહિ. કારણકે તે અવસ્થા સાચી દેખાય છે. દેખાવ સાચો નથી તેમ માનો તોએ સ્વપ્નાની માફક જાગૃત મિથ્યા છે એવું અનુમાન થઈ શકતું નથી. એક જગ્યાએ રહેલી વસ્તુનો ઉપયોગ બીજી જગ્યાએ થઇ શકે નહિ. સ્વપ્નમાં કરેલા ભોજનથી જાગૃતની ભૂખ દૂર થઇ શકતી નથી. જાગૃતમાં જેણે રાજ્ય ભોગવ્યું તે સ્વપ્નમાં ખરેખરો અતિશય દરિદ્રી થઇ જતો નથી. જાગૃતમાં ખાવા-પીવાની ક્રિયા બરાબર થાય છે તેથી જેને તૃપ્તિ જોઇએ છે તેને તેજ અવસ્થામાં જમવું જોઇએ અને પીવું જોઇએ. જે સ્વપ્નમાં દરિદ્રી થાય છે તેણે તેજ અવસ્થામાં દરિદ્રીપણું દૂર કરવા માટે અને ધન મેળવવા માટે પ્રયત્ન કરવો જોઇએ. તેથી તે તે અવસ્થા માત્રમાં તે તે ક્રિયાવાળો પ્રપંચ ઉપયોગી હોવાથી, બીજી અવસ્થામાં વ્યાવૃત થાય તો પણ તમારે તે વખતે તે સત્ય છે એમ માનવું પડશે. જેમ આ લોકમાં ઘટથી પટ

ભિન્ન છે કારણકે બન્નેનું પ્રયોજન ભિન્ન છે તેમ જ્યાં સુધી જાગૃત અને સ્વપ્નની અવસ્થા છે ત્યાં સુધી તે અવસ્થા સાચી છે. છીપમાં રૂપાની માફક તે આરોપિત નથી.

વળી રૂપું આગળ પડેલી છીપમાં સાચા તરીકે મળતું નથી છતાં સાચા રૂપા તરીકે બીજી કોઈ જગ્યાએ મળી આવે છે. અહીં તો તમે જાગૃત અને સ્વપ્ન બન્ને અવસ્થા આરોપિત માનો છો. તે બંને આરોપિત હોય તો બીજે કયે ઠેકાણે તેનું સત્ત્વ મળી શકશે કે જેની અપેક્ષાએ આંહીં તે નથી એમ કહી શકો છો. અભાવનો પ્રતિયોગી કોઇક હોવો જોઇએ, જો સ્વપ્ન અને જાગૃત પરસ્પર આરોપિત હોય તો તે બંને પ્રતિયોગી રૂપે સત્ય છે એમ સ્વીકારવું પડશે, અથવા સ્વપ્ન સ્વપ્ન દશા પછી બાધ્ય થવાથી ભલે આરોપિત મનાય પણ જાગૃત એવું નથી, કારણકે તે દેખાય છે તેથી જાગૃત મિથ્યા નથી.

સમાધાન—જે દેખાય તે સાચુંજ હોય એવો નિયમ નથી. જાગૃત પ્રપંચ દેખાય છે એટલા હેતુથીજ (૧) તમે મિથ્યાત્વનો ઇન્કાર કરો છો ? અથવા (૨) પોતાની પ્રતીતિની જગ્યાએ સમર્થ ક્રિયા કરવાવાળો છે તેથી જાગૃત પ્રપંચ સાચો માનો છો ? અથવા (૩) જે જે આરોપિત હોય તે બધું બીજી જગ્યાએ સાચું હોવું જોઇએ એ કારણથી જાગૃત પ્રપંચને સાચો માનો છો ? એ ત્રણે વિકલ્પમાં તમે તમારા મતનો ઘાત કરવા તૈયાર થયા છો. જો પ્રતીતિ થાય છે માટે મિથ્યા નથી એમ કહેતા હો તો છીપમાં રૂપું દેખાય છે માટે તે પણ સાચું હોવું જોઇએ. તેમાં જેને મિથ્યાત્વ લાગતું નથી તેને તેના ગુરુ તેમાં મિથ્યાત્વ બરાબર સમજાવે છે તેથી તે મતનું વધારે ખંડન કરવાની જરૂર અમને લાગતી નથી. તેથી પ્રપંચ દેખાય છે માટે પ્રપંચ સાચો છે એ વાત સાચી નથી.

શંકા—માત્ર દેખાવથી વિલક્ષણ જાગૃતની અવસ્થા છે તેથી જાગૃત પ્રપંચ સત્ય છે.

સમાધાન—એ ન્યાયથી પણ સાચાપણાની વ્યાપ્તિ થઇ શકશે

નહિ. જે જે જગ્યાએ માત્ર દેખાવથી વિશેષપણું હોય ત્યાં પ્રપંચ સાચો છે, એમ નક્કી થઇ શકતું નથી.

શંકા—સ્વપ્નું જાગૃતથી બાધ થતાં દેખાવ માત્ર હતું એમ જણાઈ આવે છે. તેવું જાગૃત મિથ્યા છે એવી ભાવના કોઇ અવસ્થામાં થતી નથી માટે જાગૃત માત્ર દેખાવથી વિલક્ષણ છે.

સમાધાન—પ્રતીતિથી વિલક્ષણ આવું જાગૃત કેના જેવું છે તેનું દૃષ્ટાંત હું આપું છું. જેમ કોઇને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં તે બીજે ગામ ગયો. ત્યાં કોઇને ત્યાં તેને નિંદ્રા આવી અને ત્યાં તેને બીજું સ્વપ્નું આવ્યું. પછી બીજા સ્વપ્નામાંથી ઊઠતાં તેને એમ લાગ્યું કે આ સ્વપ્નું ખોટું હતું અને હવે હું જાગ્યો. એ જાગૃત તે વખતે અબાધ્ય છે. છતાં એ અનુભવ પહેલા સ્વપ્નાનો છે. તેથી તે સત્ય થઈ શકતો નથી. તેથી જાગૃત પ્રપંચ દેખાય છે માટે સાચો છે એ વાત સાચી નથી. વળી બીજા વિકલ્પની દૃષ્ટિએ જોઇએ તો પ્રપંચમાં બરાબર ક્રિયા થઇ શકે છે તેથી પણ તે સાચો છે એમ કહી શકાય નહિ. ગોળ રોગીને કડવો લાગે છે તેથી ગોળમાં કડવાપણું છે એમ કહી શકાય નહિ.

શંકા—એ દૃષ્ટાંતમાં તો રોગવાળો દોષ હોવાથી તેવો અનુભવ થાય છે. આંહી જાગૃત પ્રપંચ તો કોઈ રોગથી દેખાતો નથી. પરમાર્થથી કંઇ દોષ લીધા વગર કોઇ ભ્રાંતિ સિદ્ધ થઈ શકતી નથી અને એવો દોષ માનો તો દ્વૈત ઉત્પન્ન થશે અને દ્વૈતવાળા તમને જીતી જશે.

સમાધાન—એવા અનુભવમાં માત્ર દોષ પ્રયોજક છે. સત્યનું વિશેષણ લેવાથી ગૌરવ દોષ આવે છે. સત્યથી મોટું કોઈ વિશેષણ નથી. ચાલુ પ્રસંગમાં અવિદ્યાવાળો દોષ છે.

શંકા—અવિદ્યા સાચી માનશો તોપણ દ્વૈત ઉત્પન્ન થશે. વળી સાચું હોય તેનો નાશ થાય પણ નહિ.

સમાધાન—અવિદ્યાને વેદાન્તમાં સાચી માનેલી નથી. અવિદ્યાનો નાશ વિદ્યાથી થાય છે તેથી અવિદ્યા સાચી નથી.

શંકા—તો પછી અવિદ્યા થઈ કોને?

સમાધાન—જેને અવિદ્યા દેખાય છે તેને?

શંકા—અવિદ્યા કોને દેખાય છે?

સમાધાન—જ્ઞાનીને દેખાતી નથી તેથી જેને દેખાય છે તેને તે વખતે દેખાય છે, જે હોય નહિ છતાં દેખાય એ અવિદ્યાનો સ્વભાવ છે. ચતુઃશ્લોકી ભાગવત્‌માં પણ તેનું પ્રમાણ છે.

હવે ત્રીજા વિકલ્પનો વિચાર કરીએ, તમે કહો છો કે પ્રપંચ કોઈ પણ જગ્યાએ ન હોય તો તેનો આરોપ શી રીતે થઈ શકે.

શંકા—પ્રપંચ આરોપિત હોવાથી કોઈ જગ્યાએ તે હોવો જોઈએ એવી ભાવના કરો.

સમાધાન—જો પ્રપંચ અરોપિત છે એવું માની શકો તો તેની પ્રતીતિ માત્રથી સંતોષ રાખો. તેજ કારણથી તેના આરોપિત સ્થળથી બીજે તેની સંભાવના શકય નથી. જે સ્થળે તેનો આરોપ છે તેના અધિષ્ઠાનથી અન્યત્ર તે પ્રપંચ સાચો છે એવું અભિમાન રાખવાથી પણ તે માન્યતાના બળથી જે અસંભવ સત્ત્વ છે તેનું અનુમાન થઈ શકતું નથી. જે અનુભવ થાય છે તે નથી થતો એમ કહેવાય નહિ. પ્રપંચની કોઈ વખતે જ પ્રતીતિ દેખાય છે, સુષુપ્તિમાં તેની પ્રતીતિ થતી નથી. તેથી બીજે તેનું સત્યત્વ જોઈ શકાતું નથી અને તેની સંભાવના પણ નથી. તેથી જે જગત આરોપિત છે તે મિથ્યા છે એ દૃઢ થઈ શકે છે. જે આરોપિત છે તે કોઈ જગ્યાએ સાચું નથી. આત્મા અને જગતથી ભિન્ન જગતનું બીજું અધિકરણ બની શકતું નથી. તમે કહો છો કે જે અવસ્થામાં દેખાય છે, તે અવસ્થામાં સત્ય તરીકે દેખાય છે તો તે વાત અમે પણ માનીએ છીએ. જ્યાં સુધી પ્રપંચનું સત્વ પ્રતિભાસ થાય છે, ત્યાં સુધી તે બરાબર છે. તેવું સત્ય માનીને જ વધારે વિચાર કરી શકાય છે કે તે પરમાર્થથી સત્ય છે કે નહિ. પ્રતિભાસ માત્ર શરીર છે તેથી તે પરમાર્થથી નથી એમ નિશ્ચય થઈ શકે છે. તેથી દોષ નથી. તેથી સ્વપ્ન પ્રપંચના પ્રપંચની માફક

જાગૃત પ્રપંચનો પણ પરિચ્છેદ થઈ જાય છે, સુષુપ્તિમાં બંને રહેતા નથી તેથી બંન્ને મિથ્યા છે એમ શંકા વગર સિદ્ધ થાય છે.

શંકા—સુષુપ્તિમાં અભાવ જેવું છે તેથી પ્રપંચનો બાધ થઇ જાય છે પણ તેથી પ્રપંચ મિથ્યા છે એમ સિદ્ધ થઇ શકતું નથી.

સમાધાન—કેમ ?

શંકા—લોકદષ્ટિથી તે વિરુદ્ધ છે. જે વસ્તુ પ્રતિપન્ન ઉપાધિમાં ત્રણે કાળમાં ન હોય તેજ લોકમાં મિથ્યા કહેવાય છે. છીપમાં રૂપું નથી, એમ કહેવામાં તે રૂપું હમણાં નથી, પહેલાં નહોતું અને ભવિષ્યમાં પણ નથી એમ સિદ્ધ થાય છે તેથી તે મિથ્યા કહેવાય છે. નિશ્ચય પણ એવો થાય છે કે છીપમાં રૂપું આરોપિત છે. ત્યાં કલ્પિત રૂપું જણાય છે અને કહેવાય પણ છે કે છીપમાં રૂપું આરોપિત છે. તેવી રીતે જગતના પ્રપંચનો નિત્ય બાધ થતો નથી. સ્વપ્નમાં સ્વપ્ન પ્રપંચ છે, જાગૃતમાં જાગૃત પ્રપંચ છે. તેથી સ્વપ્નમાં અને જાગૃતમાં (છીપમાં રૂપાની માફક) કંઇ બની જતું નથી અને તેનો અભાવ પણ થતો નથી. સુષુપ્તિમાં પ્રપંચ ન હોય તો તેથી પ્રપંચ મિથ્યા છે એમ કેમ કહી શકાય ? તેથી દષ્ટાંત બરાબર ન હોવાથી જગતનો આરોપ થાય છે એ વાત સંભવતી નથી.

સમાધાન—તેમાં કાંઈ વિષમતા નથી, એટલે કે દષ્ટાંત પ્રમાણે સિદ્ધાંત બની શકે છે. જે અવસ્થામાં આત્મામાં પ્રપંચ દેખાય છે, તે અવસ્થામાંજ તેનો અભાવ શા માટે માનવો જોઇએ. હું એમ નથી કહેતો કે જગત સ્વપ્નમાં અથવા જાગૃતમાં આરોપિત છે. હું તો એમ કહું છું કે સ્વપ્ન અવસ્થામાં કે જાગૃત અવસ્થામાં જ્યાં જ્યાં અવિનાભૂત પ્રપંચ સહિત આત્મા હોય એવી કલ્પના થાય છે, ત્યાં મૂઢ પુરૂષોને તેવું દેખાય છે. દશ્યની ભૂલ કાઢવા કરતાં દ્રષ્ટાની ભૂમિકામાં અને તેના પ્રમાણમાં ભૂલ કાઢવી એ વધારે સારૂં છે. એ રીતે આત્માનું સપ્રપંચપણું બાધ્ય થાય છે. તેથી આત્મા અને પ્રપંચના સંબંધનું પણ મિથ્યાપણું સિદ્ધ થયું.

જેમ કોઈ માણુસ દુરબીનમાંથી કોઈ પ્રદેશ જોતો હોય તો જેટલું જગત (આ સાથેના ચિત્ર પ્રમાણે) તેના જોવામાં આવે તેટલું જગત તે સાચું માને તો તેના જોવાના સાધનમાં ભૂલ છે તેવીજ રીતે જે વૃત્તિ જગદાકાર થાય છે તે પૂર્ણ દૃષ્ટિ નથી. તેથી વૃત્તિની ભૂલ પકડીને તેને બ્રહ્માકાર બનાવવી જોઈએ.



( જગદાકાર વૃત્તિમાં થતી ભૂલ )

શંકા—'મારી અંદર પ્રપંચ જરા પણ નહોતો અને જાગૃત અને સ્વપ્નમાં આરોપિત હતો' એવો અનુભવ સુષુપ્તિ વખતે કોઈને થતો નથી. તેથી જેમ છીપમાં રૂપું ત્રણે કાળમાં નથી તેમ પ્રપંચના બાધ વખતે (સુષુપ્તિમાં) નિશ્ચય ન થવાથી તે અવસ્થાનો દૃષ્ટાંત નકામો છે.

સમાધાન—તમે તર્ક કરવામાં નિપુણ લાગો છો, તો પણ ધ્યાન દઈને સાંભળો. નિશ્ચય અને સંશય પણ પ્રપંચની અંદર છે. સુષુપ્તિમાં પ્રપંચ નથી એવું જાણતા છતાં તેનો નિશ્ચય અથવા સંશય એનું સવિષયત્વ તે અવસ્થામાં મળતું નથી. તેથી પ્રપંચના બાધનો નિશ્ચય સુષુપ્તિમાં નથી. સુષુપ્તિમાં નિષ્પ્રપંચ દશા હોય તે ભૂષણ છે કે જ્યાં

(તે અવસ્થામાં) પ્રપંચના નિષેધનો પ્રતિયોગી પણ મળતો નથી. તેથી તો તમે મારા પક્ષને વધારે દઢ કરો છો. સુષુપ્તિમાં પ્રપંચના બાધનો નિશ્ચય નથી એવી શંકાથી બીજી રીતે મારી વાતજ સિદ્ધ થાય છે. જ્યારે જાગ્યા પછી વિચાર થાય છે ત્યારે આત્માનું સપ્રપંચ પણું દેખાય છે અને સંભળાય છે. તે માત્ર દેખાવ પુરતું છે કે સાચે સાચું છે? તે દશામાં ઉપર કહેલા ન્યાયથી મિથ્યાત્વનો નિશ્ચય થઈ શકે છે. સુષુપ્તિમાં પ્રપંચ નથી, જાગૃત અને સ્વપ્નમાં તેની પ્રતીતિ થાય છે તેથી ફરીથી દોષ આવી પડે છે એવી શંકા ન કરવી. આત્મામાં જે વખતે ઉપાધિ આવે છે તે વખતે તે દશામાં નિષેધ બનતો નથી છતાં આત્માની અવસ્થા વિશેષમાં વિશેષ રૂપથી ભેદ થાય છે તેમાં પ્રમાણ નથી. છીપમાં રૂપાનો વિશેષ થતાં તે રૂપું દેખાય છે એજ કાંઈ પ્રમાણ નથી. તેથી બધી અવસ્થામાં માત્ર એકજ આત્મા છે અને એવો અનુભવ થાય છે. તેથી જ્યાં પ્રપંચ દેખાય છે ત્યાં જ તેનો બાધ થઇ શકે છે પણ ભૂલની દશા હોય ત્યાં સુધી બાધ જણાતો નથી. પ્રપંચનું સ્વરૂપ એવું હોવાથી પ્રપંચ-મિથ્યાત્વ-વાદ સિદ્ધ થાય છે.

શંકા—સુષુપ્તિમાં જો કે વિષય વગરનો અનુભવ છે તોપણ તે સ્વતંત્ર અનુભવ નથી. તે અવસ્થામાં આત્મા પોતાના ધર્મ સાથે રહે છે. તેથી સુષુપ્તિના અનુભવના જોરથી આત્મા ચૈતન્ય સ્વરૂપ નથી પણ ચૈતન્યના ગુણવાળો છે. તેવીજ રીતે નિદ્રા, મૂર્છા વગેરેમાં જ્યાં જ્યાં નિર્વિષય અનુભવ છે ત્યાં ત્યાં સવિશેષ આત્મા છે એવો અનુભવ થાય છે. તેથી આત્મા અને અહમ અર્થનો ભેદ દેખાતો નથી. સુષુપ્તિમાં પણ "હું મને જાણતો નહોતો" એમ અહમ્ અર્થવાળો પરામર્શ (પાછળની સ્મૃતિ) આત્માને થાય છે. તેથી અહમ્ એ આત્માનું સ્વરૂપ છે અને જ્ઞાન એ આત્માનો ધર્મ છે. જ્યાં જ્યાં આત્મા આત્માથી અનુભવમાં આવે છે ત્યાં અહમ્ દેખાય છે તેથી આત્મા નિર્વિષય નિર્વિશેષ ચૈતન્ય સ્વરૂપ નથી પણ દીપની પ્રભાની માફક જેમ પ્રભાવવાળો દીવો હોય છે તેમ નિત્ય અવિલુપ્ત જ્ઞાન ગુણના આશ્રયવાળો આત્મા છે એવી શ્રદ્ધા રાખવી.

સમાધાન—એમ કહેવામાં તમારે શું નક્કી કરવું છે? આત્મા હું છું એવું જ્ઞાન થાય છે, કે તે જ્ઞાતા છે, જ્ઞાન સ્વરૂપ નથી એમ નક્કી કરવું છે? કે બીજું કંઈ નક્કી કરવું છે? જાગૃતમાં અને સ્વપ્નમાં જ્યાં અહં પ્રત્યયનો સંભવ છે, ત્યાં અહં પ્રત્યયનો વ્યવહાર જણાય છે.

શંકા—સુષુપ્તિમાં પણ અહમ્ અર્થવાળો આત્મા એવીરીતે જણાય છે.

સમાધાન—તે યુક્ત નથી. સુષુપ્તિવાળા કોઇને તે વખતે એમ થતું નથી કે "હમણાં હું અહમ્ અર્થવાળો છું". એવું અનુસંધાન કોઇને થતું નથી. સુષુપ્તિમાંથી ઊઠીને તે નિશ્ચય થાય છે. જ્યારે અહમ્‌નું અનુસંધાન થાય છે ત્યારે તેવો અહમ્ અર્થનો અનુભવ થાય છે.

શંકા—આત્મા કદાપિ અહમ્ અર્થ વગર અનુભવમાં આવતો નથી.

સમાધાન—તેથી એમ અનુમાન ન કરવું કે "અહમ્ અર્થવાળો આત્મા" છે.

શંકા—ત્યારે તમે કેવું અનુમાન કરો છો?

સમાધાન—જ્યારે આત્મા વ્યવહાર ગોચર થાય છે, ત્યારે અહમ્ એવો વ્યવહાર થાય છે. તેથી જ્યારે આત્મા અહમ્ અર્થવાળો થતો નથી, ત્યારે પ્રત્યક્ અર્થવાળો શી રીતે થાય?

શંકા—જો અહમ્ અર્થનો વિનાશ મોક્ષમાં થતો હોય તો પોતાનો નાશ થાય એવી દશા માટે કોણ પ્રયત્ન કરશે?

સમાધાન—એ શંકા નકામી છે. સર્વ પ્રકારના અહમની સ્વતઃ સિદ્ધિ નથી. જે અનુભવ સ્વરૂપ આત્માના બળથી અહમ્ પ્રત્યયની સિદ્ધ થાય છે, તે આત્માની સિદ્ધિ અહમ્ પ્રત્યયથી શી રીતે થશે? અહમ્‌ની સિદ્ધિ તો હમણાં થઈ અને તે અહમ્‌ની સિદ્ધિથી જુદા બધા વિષયની સિદ્ધિ થાય છે તેથી બાહ્ય વિષયની અપેક્ષાથી પ્રત્યક્ આત્માનું સૂક્ષ્મત્વ કહેવાય છે. તેથી પ્રત્યક્ વગેરેના હેતુથી વ્યવહાર દૃષ્ટિથી આત્મા અહમ્ પ્રત્યયનો વિષય થાય છે. અહમ્ પ્રત્યય એ આત્માનું પારમાર્થિક સ્વરૂપ નથી.

શંકા—પરમાર્થથી અહમ્ પ્રત્યય કેમ સિદ્ધ થતો નથી?

સમાધાન—કારણકે આત્મા અવિષય છે. આત્માજ જિજ્ઞાસુનું સ્વરૂપ છે. તેથી પોતે પોતાનો વિષય કેમ બને? જે ભાસક કોટીમાં છે તે ભાસ્ય કોટીમાં શી રીતે આવે? જે અંશ વગરનો છે તેમાં એકજ વખતે જ્ઞેયતા અને જ્ઞાતૃતા કેમ બનશે? જે શબ્દથી રહિત છે તેમાં જ્ઞાનનું કરવાપણું નથી.

શંકા—શ્રુતિમાં કહેલું છે કે આત્માને સમ રૂપે જાણવો. એવા પ્રમાણથી આત્મા જ્ઞેય થઈ શકે છે; નહિતર શ્રુતિ જે આત્માને જ્ઞેય કહે છે તેની અર્થાપત્તિ આવી પડશે.

સમાધાન—તેમ નથી. બીજી શ્રુતિની માફક તેની પણ વ્યવસ્થા શકે છે. જેમ **आत्मा वा अरे द्रष्टव्यः** એટલે આત્મા દેખવા જેવો છે. એ વચનવાળી શ્રુતિમાં આત્માને રૂપ ન હોવાથી દૃષ્ટિની વ્યાપ્યતા કલ્પાતી નથી પણ અનાત્મદર્શનનો પરિત્યાગ કરાવવામાં તે શ્રુતિ ઉપયોગી છે, એટલે કે અનાત્માનું દર્શન કરવું નહિ. તેવીજ રીતે 'આત્માને જાણવો જોઈએ' એવાં વચન આત્માના આશ્રયવાળા દોષના પરિહાર માટે અને આત્માની જ્ઞેયતા દૂર કરવા માટે માની લેવા. શ્રુતિમાં કહે છે તે આંખથી દેખાતો નથી. જે જાણે છે તેથી અન્ય છે વગેરે ન્યાયવાળી શ્રુતિઓ ઘણી છે. તેથી આત્મા અવિષય હોવાથી અને અહમ્ વગેરે સર્વ વિષય અને વિષયી ભાવવાળા હોવાથી, અહમનું પ્રત્યક્ત્વ છે. તેથી મોક્ષમાં અહમ્ અર્થનો વિનાશ થતાં, પોતાનો વિનાશ થતો નથી. પોતે તો અહમથી જે લક્ષિત છે તે સાક્ષી સ્વરૂપ છે. તેથી મોક્ષ માટે પ્રયત્ન પણ થઈ શકે છે. વ્યવહાર દૃષ્ટિથી 'સર્વદા હું આત્મા છું' એવો વ્યવહાર થઈ શકે છે તેથી વિરોધ નથી. સુષુપ્તિમાં અહમનો વ્યાપાર નથી.

શંકા—કેમ?

સમાધાન—જ્યાં ત્વંકાર હોય ત્યાં અહંકાર સાથે રહે છે. અહંકાર અને ત્વંકાર પ્રતિદ્વંદ્વી છે તેથી તે સાથે જ રહે છે. પ્રતિદ્વંદ્વી

એટલે એકના જ્ઞાનની અપેક્ષાએ બીજાનું જ્ઞાન થાય. એ નિયમ પ્રસિદ્ધ છે. સુષુપ્તિમાં ત્વંકાર ન હોવાથી ત્યાં અહંજ્ઞાનનો અભાવ છે. જાગૃતમાં કહે છે કે "હું અમુક કામ કરવાનો છું" એમ કહી કર્મમાં પ્રવર્તે છે અને કર્મના ફળની આકાંક્ષાવાળો થાય છે. નિદ્રામાં જે પડે છે તે "હું હમણાં ઊંઘું છું" એવા સંકલ્પપૂર્વક ઊંઘી શકતો નથી. હું અને ઊંઘ એ સાથે રહી શકતા નથી. ઊંઘ આવતી હોય તેને અટકાવવી પણ મુશ્કેલ છે. તાવથી અથવા બીજી વ્યાધિથી પીડાતા માણસો નિદ્રા લઈને શાંતિ મેળવવા ઘણા ઉત્કંઠ રહે છે અને નિદ્રા ન આવે તો દુઃખી થાય છે. રાત્રે જાગતા પહેરગીરને પણ કદાચ નિદ્રા આવી જાય છે. તેનું કારણ શું ? સુષુપ્તિમાં અહંજ્ઞાનથી વિરૂદ્ધ દશા છે તેથી. સુષુપ્તિનું એવું સ્વરૂપ મૂર્ખથી શરૂ કરી પંડિત બધા જાણે છે. તેથી કોઈપણ યુક્તિથી આત્માની અહમ્–અર્થતા બતાવી શકાતી નથી.

તેથી આત્મામાં જાણવાપણુ પણ નથી. હું જાણું છું કે નથી જાણતો એવું અનુસંધાન સુષુપ્તિમાં નથી. વળી સુષુપ્તિ એ નિર્વિષય અવસ્થા છે. ત્યાં જો આત્મા જ્ઞાતા હોય તો તેનું જ્ઞાન કયા પ્રકારનું થાય ? જ્યાં વિષય શૂન્ય અવસ્થા છે ત્યાં જ્ઞાતા કહેવો એ વિરૂદ્ધ વાત છે.

શંકા—જ્ઞાતાપણામાં વિષયની અપેક્ષા નથી. જ્ઞાતાપણું એટલે જ્ઞાનરૂપ જે ગુણ છે તેને આશ્રય આપનાર એમ અર્થ થઈ શકે છે.

સમાધાન—તોપછી જ્ઞાનથી જુદો જે આત્મા છે તેનુ સ્વરૂપ કેવું છે ? તેને જડ કહેવાય નહિ. વળી ચેતન અને જડથી ભિન્ન ત્રીજું કોઇ તત્વ બુદ્ધિમાં બેસતું નથી. તેથી જ્ઞાનથી ભિન્ન આત્માનું સ્વરૂપ શૂન્ય થઈ જશે. તે પણ યુક્તિવાળું નથી કારણકે શૂન્ય તો નિર્ધર્મક હોય છે.

શંકા—અમે શૂન્યવાદી નથી. જ્ઞાનરૂપી જે ગુણ છે, તે નિત્ય છે અને સ્વાભાવિક છે એમ અમે માનીએ છીએ તેથી કદાપિ આત્માની ચિદ્રુપતા દૂર થતી નથી તેથી તમે અસ્થાને શૂન્યવાદ કયાં લાવો છો ?

સમાધાન—જો આત્માનું ચિદ્રૂપપણું કાયમ રહે છે એમ માનો છો, તો તે ચિત્ સ્વરૂપ છે. ચિત-ગુણવાળો છે એમ કહેવાય નહિ. ગુણનો વ્યભિચાર થાય છે અને તે અનિત્ય હોય છે. અગ્નિમાં ઉષ્ણતાનો વેપાર વ્યભિચાર થતો નથી તેથી જ તે અગ્નિ કહેવાય છે. ઉષ્ણતા અગ્નિથી જુદી નથી પણ અગ્નિનું સ્વરૂપ છે તેમ જ્ઞાન આત્માનું સ્વરૂપ છે.

શંકા—તેજનું દ્રવ્ય એક હોવા છતાં પ્રભા આપનાર અને પ્રભા એમ બે રૂપે તેનો વ્યવહાર થઈ શકે છે. સફેદ રૂપથી તેજ અગુણ હોવા છતાં નિત્ય એવા ગુણને આશ્રય આપનાર શેષ તરીકે રહેલ પ્રભાવાનનો ગુણ પ્રભા છે એવો વ્યવહાર થાય છે. દીપ એજ પ્રભા છે એમ કહેવાય નહિ, કારણકે જો મણિ અને તેની પ્રભા એક હોય તો મણિના અવયવ ફેલાય ત્યારે જ તે પ્રભા કહેવાય તો પ્રભાના ફેલાવાથી મણિનો નાશ થઈ જશે. જેમ એ દૃષ્ટાંત છે તેમ ચિદ્રૂપ આત્માને ચૈતન્ય ગુણવાળો એટલે જ્ઞાન ગુણવાળો કહેવો જોઇએ.

સમાધાન—એમ માની શકાય નહિ. માત્ર ઉદાહરણથી કાંઇ તત્ત્વ સિદ્ધ થતું નથી. તેનું સામું ઉદાહરણ પણ મળી શકે છે. વળી તમે જે દૃષ્ટાંત હમણાં આપ્યો તે તમારૂં જ અનિષ્ટ કરે છે.

શંકા—કેવી રીતે !

સમાધાન—સ્થૂલ અવયવ અને વિચ્છિન્ન અવયવ રૂપ વિશેષ માત્રથી તમે તેજ દ્રવ્યને એક અંશમાં પ્રદીપ કહો છો અને બીજા અંશમાં પ્રદીપની પ્રભા કહો છો તે વ્યવહારથી વિરુદ્ધ છે. તમે મણિના દૃષ્ટાંતથી મણિનો નાશ થશે એવી બીકથી જે પ્રભાવાન અને પ્રભાના ભેદનું અનુમાન કર્યું તે તુચ્છ દલીલ છે. મણિ તો સૂર્ય વગેરેની સામે આવતી પ્રભાનું આલંબન લઇને પ્રભાવાળો થાય છે તેથી તેનું મણિપણું ગૌણ છે. જ્યાં મુખ્યપણે પ્રભાવાનપણું હોય ત્યાં સૂર્ય જેવા પ્રભાકર પણ કાલાન્તરે નાશ પામે છે. શ્રુતિમાં કહેલ છે કે પરમેશ્વરે પહેલા યુગના ક્રમ પ્રમાણે સૂર્ય અને ચંદ્રને ઉત્પન્ન કર્યાં.

ચિત્ એ આત્માનો ગુણ નથી પણ આત્માનું સ્વરૂપ છે. ચિત્ ગુણ તરીકે માનો તોપણ તે પરમાર્થે નથી. તેમાં યુકિત અને અનુભવનું પ્રમાણ છે. જો ચિદ્‌રૂપ અને ચૈતન્યનો ભેદ પ્રભાવાન અને પ્રભાની માફક હોય તો દીપના દૃષ્ટાંતથી આત્માને અવયવપણું પ્રાપ્ત થશે અને તેથી આત્માનો નાશ થશે.

શંકા—દૃષ્ટાંત બધી રીતે સામ્ય ન હોવાથી માત્ર પ્રભાવાન અને પ્રભાનો ભેદ એટલી જ સામ્યતા અમે માનીએ છીએ.

સમાધાન—તો પછી જેમ 'રાહુનું માથું" એમ વ્યવહારથી બોલાય છે, છતાં વસ્તુનો ભેદ થતો નથી તેમ આંહી પણ અમે કહીએ છીએ કે જ્ઞાન આત્માનું સ્વરૂપ છે તેનો શો ઉત્તર તમે આપો છો? ન્યાયથી વાત કરવી હોય તો જેમ દીપ અને તેની પ્રભાનું શેષ અને શેષીત્વ છે તેમ શું ચિદ્‌રૂપ અને ચિદ્‌ગુણનું શેષ-શેષીત્વ છે?

શંકા—હું જાણું છું એમ તો સૌ કહે છે.

સમાધાન—તેમ નથી. જો ત્યાં હું એટલે ચિદ્‌રૂપતા માનતા હો અને જાણું છું એમાં ચિદ્‌નો ગુણ સ્વીકારતા હો તો સુષુપ્તિમાં "હું મને જાણતો નહોતો" એવા પ્રત્યયના બળથી આત્મામાં અચિદ્‌રૂપતા અને અચિદ્‌ગુણતાનો સંભવ કેમ ન બને?

શંકા—એ તો જાગ્યા પછી ખબર પડે છે. એ કાંઇ સુષુપ્તિનો અનુભવ નથી. સુષુપ્તિમાં હું મને જાણું છું કે હું મને જાણતો નથી એ બંન્ને અનુભવ નથી.

સમાધાન—તમે તો મૂળનો જ ઉચ્છેદ કરો છો. સુષુપ્તિમાં કોઈ પણ જાતનો અનુભવ નથી તો એ તો સહેલાઈથી નક્કી થઈ શકે છે કે ચિદ્‌ગુણતા આત્મામાં સંભવતી નથી. વળી જ્ઞાનસ્વરૂપ આત્મામાં જ્ઞાનગુણ હમેશાં રહે છે એવું માનશો તો "હું મને જાણું છું", એમ કહેવામાં જ્ઞાનની ક્રિયાનો આશ્રય પણ આત્મા છે એમ કેમ નથી માનતા?

શંકા—જ્ઞાન એટલે જ્ઞાન નામનું દ્રવ્ય કે જે આત્માનું વિશેષણ અને શેષભૂત રહે છે તે. તેથી સફેદ વગેરે રંગની માફક અથવા જવા

આવવાની ક્રિયાની માફક પરમાર્થ રીતે આત્મામાં નથી. તેથી આત્મા જ્ઞાનનો આશ્રય હોવાથી તેવો સ્વભાવ જ્ઞાનરૂપ આત્માથી અભિન્ન દેખાડવા માટે ગુણરૂપે અમે ફક્ત વચન કહ્યું. તેવી પરિભાષામાં અમને અત્યન્ત આગ્રહ નથી.

સમાધાન—તે પણ ઉચિત નથી. જ્ઞાનને બીજાના અંગભૂત બનાવી શકાય નહિ. તેમ કરવાથી શેષીભૂત આત્મા જ્ઞાનથી અન્ય થતાં જડ થઈ જશે. તે તમને પણ અનિષ્ટ છે. જડ વસ્તુમાં જ્ઞાનનું શેષીપણું બનતું નથી. તેમ માનવાથી ઘટ વગેરેમાં પણ જ્ઞાનગુણનો પ્રસંગ આવી જશે. વળી જે શેષી હોય તે જ્ઞાનરૂપ કહેવાય પણ નહિ. શેષ-શેષી ભાવ તો અપેક્ષાએ રહે છે. અહીં તો શેષ-શેષી બંનેની જ્ઞાનરૂપતા છે. જ્ઞાનગુણથી અન્ય જ્ઞાનરૂપ આત્મા પરમાર્થથી ભિન્ન માની શકાશે નહિ. તેમ માનવાથી જડત્વ પ્રાપ્ત થશે. વળી જે જ્ઞાનરૂપ હોય તેને જડ કહેશો તો વિરોધ આવશે.

તેથી જેઓ કહે છે કે આત્મા ચિદ્રૂપ છે અને તે ચેતનરૂપ ઈશ્વરનો અંશ છે, એ સિદ્ધાંત પણ ટકી શકતો નથી. ચિત્ અને ચેતનનો ભેદ બની શકતો નથી. ચેતનત્વ સિદ્ધની શેષથી સિદ્ધિ થાય તો પરસ્પર આશ્રય દોષ આવે. તેથી તમે જે કહો છો કે ચિત્ દ્રવ્ય ચિદાત્માના શેષભૂત થઈને ગુણરૂપે તેનું વર્ણન થાય છે એ પણ અયુકત છે. તેથી ચિત્થી જુદા જ્ઞાનરૂપ ગુણનું નિરૂપણ ન થઈ શકવાથી અને પ્રતીત ન થઈ શકવાથી ચિદ્રૂપતા અને ચિદ્ગુણતાનો ભેદ બની શકતો નથી.

શંકા—તોપણ "હું જાણું છું" એવું કહેવામાં જ્ઞાન એ આત્માનો ગુણ જણાઈ આવે છે. તમારી શ્રદ્ધા પ્રમાણે આત્માને જ્ઞાન સ્વરૂપ માની મારે શા માટે સમાધાન કરવું? જેમ દેખાય છે તેમ સાચું માનતા હો તો જેમ દેખાય છે તેમ સમાધાન કરી લો.

સમાધાન—બુદ્ધિમાં પરિણામ લક્ષણવાળી ક્રિયા દેખાય છે. બુદ્ધિ ન હોય ત્યારે આત્મામાં ચિદ્રૂપતા જણાય છે કારણ કે સુષુપ્તિમાં જ્યાં

બુદ્ધિ નથી ત્યાં ચૈતન્યની જ અનુવૃત્તિ છે, તેથી ' હું જાણું છું ' એમાં જ્ઞાન અંશ નિત્ય સ્વરૂપ આત્માને લાગુ પડે છે અને ક્રિયાવાળો ભાગ બુદ્ધિને લાગુ પડે છે. બુદ્ધિ વગર કેવળ ચિદાત્મામાં તે ગુણ દેખાતો નથી. વ્યવહારમાં બુદ્ધિની ક્રિયાનો આશ્રય આત્મામાં કલ્પીને અને આત્માનું ચિદ્‌રૂપપણું બુદ્ધિમાં કલ્પીને લોકો બોલે છે કે "હું જાણું છું" જેમ "હું મનુષ્ય છું" એવા વ્યવહારમાં દેહ અને આત્માના સ્વભાવનો વિવેક કરતા ન આવડવાથી અપરાધી થવાય છે પણ તેથી દેહ એ આત્મા બની જતો નથી. તેવી જ રીતે " હું જાણું છું " એવા વ્યવહારમાં પણ આત્માના સ્વભાવ અને બુદ્ધિના સ્વભાવના વિવેકનો અભાવ હોવાથી અધ્યાસ ( ભૂલ ) ઉત્પન્ન થાય છે. તેવી જ રીતે સંસારમાં જે કહે છે કે " હું આનંદ કરૂં છું ", તેમાં આનંદ એ આત્માનું સ્વરૂપ છે અને ક્રિયાનો ભાગ પ્રકૃતિમાંથી આવે છે. છતાં એમાં અધ્યાસથી આનંદ પ્રકૃતિમાં લાગે છે અને ક્રિયા આત્મામાં જણાય છે.

શંકા—જો આત્મામાં નિત્ય જ્ઞાન અને ક્રિયાના આશ્રયનો અભાવ હોય તો વૈદિક વ્યવહારમાં તેને 'ક્ષેત્રજ્ઞ' એવું નામ કેમ અપાય છે ? અને બ્રહ્મસૂત્રમાં તેને ज्ञोऽत एव એમ કેમ કહેલ છે ? જ્ઞાન કરવું એવો પ્રત્યય કર્તાના અર્થમાં લાગુ થાય છે.

સમાધાન—ઠીક છે. કર્તૃત્વ એ ઉપર કહેલી રીતે મુખ્ય રીતે આત્મામાં બનતું નથી. પણ માત્ર ઉપચારથી કહેવાય છે. જેમ સૂર્ય પ્રકાશે છે એમ બોલાય છે તેમ ક્રિયાનો પ્રત્યય નિત્ય જ્ઞાન સ્વરૂપ અને નિત્ય આનંદ સ્વરૂપ આત્મામાં ઉપચારથી વપરાય છે અને એવો પ્રત્યય અનિત્ય જ્ઞાનમાં અને અનિત્ય સુખમાં પણ વ્યવહારથી વપરાય છે. જેમ 'પર્વત ઊભા છે' એમ કહેવામાં નિત્ય નિવૃત્ત ગતિમાં ઊભા રહેવાનો પ્રત્યય વપરાય છે અને 'ગાય ઊભી છે' એમ કહેવામાં ગાયની ગમન ક્રિયાની અપેક્ષાએ એ પ્રત્યય સામાન્ય રીતે બોલાય છે તેમ અહીંઆં પણ સમજી લેવું. તેથી નિત્ય ચૈતન્ય સ્વરૂપ આત્મા " જ્ઞ "

એ જ આત્મા છે એમ બોલાય છે. તેમાં વિરોધ નથી. વ્યવહાર "હું જાણું છું" એવી બુદ્ધિવૃત્તિરૂપ જ્ઞાનદ્વારા થાય છે. ત્યાં વિવેકની ખામી હોવાથી ક્રિયાનો ઉપચાર આત્મામાં થાય છે.

"હું નથી જાણતો" એવો વ્યવહાર પણ તેજ પ્રમાણે બુદ્ધિના પરિણામનો અભાવ આત્મામાં આરોપીને બોલાય છે. "મને સુખ નથી લાગતું" એવો વ્યવહાર પણ એમ બતાવે છે કે તે વખતે જેવી વૃત્તિ આનંદના આવરણના ભંગ માટે જોઈએ તેવી નથી. તેનો આત્મા તો તે વખતે પણ આનંદ સ્વરૂપ છે પણ અનાત્માકાર વૃત્તિ આવરણ ઉત્પન્ન કરે છે અને આત્માકાર વૃત્તિ આવરણનો ભંગ કરે છે. જે એમ કહે છે કે હું જાણતો નથી તેનો આત્મા પણ જ્ઞાનસ્વરૂપ છે. તેમ ન હોય તો જ્ઞાનનો અભાવ તેણે શી રીતે જાણ્યો અને નિંદ્રામાં-થી ઊઠયા પછી જ્ઞાનનો અભાવ કેમ યાદ આવે છે. તેથી 'જાણું છું' એ વ્યવહાર ભ્રાંતિથી ઉત્પન્ન થતો હોવાથી, પ્રતીતિ માત્રથી પણ આત્મા જ્ઞાનરૂપ છે એમ નક્કી થઈ શકે છે. તેમાં અંશ, ગુણ, અને ક્રિયા, અજ્ઞાની માણસોએ કલ્પેલાં છે. તેથી આત્મામાં જ્ઞાતૃત્વપણું અને અહંતાપણું એ બંને વિશેષણ દૂર થતાં સુષુપ્તિમાં આત્મા નિર્વિશેષપણે જ્ઞાન સ્વરૂપ છે એવી પ્રક્રિયા બાધ વગરની સિદ્ધ થાય છે.

શંકા—આત્મા જ્ઞાનસ્વરૂપ છે અને આનંદ સ્વરૂપ છે અને તેમાં બીજો ભાવ જો અજ્ઞાની માણસોએ કલ્પેલો છે તો તે અજ્ઞાનની નિવૃત્તિનો ઉપાય બતાવવો જોઈએ.

સમાધાન—જો અજ્ઞાનનું સ્વરૂપ, અજ્ઞાનનો વિષય, અજ્ઞાનનો આશ્રય, અજ્ઞાનનું કાર્ય અને અજ્ઞાનનું નિમિત્ત બરાબર સમજવામાં આવશે તો અજ્ઞાનની નિવૃત્તિ કરવી પણ સહેલી થઈ પડશે.

શંકા—હું એજ જાણવા માગું છું.

સમાધાન—તમે ક્રમસર તમારો પ્રશ્ન ચોખ્ખો કરો.

પ્રકરણ ૮

# અવિદ્યાનું કારણ અને અવિદ્યાની નિવૃત્તિ

બીજે દિવસે બંને વચ્ચે ફરીથી નીચે પ્રમાણે શંકા અને સમાધાન થયાં :—

શંકા—પહેલાં અવિદ્યાનું સ્વરૂપ મને સમજાવો.

સમાધાન—ચિદાત્મામાં જેનું સ્વરૂપ ન હોય તેવી મિથ્યા વસ્તુનો આરોપ કરવો અને તેના સંબંધની કલ્પના કરવી તેનું નામ અવિદ્યા છે. તેનું મુખ્ય કારણ એ છે કે તે માણસે આત્મા અને અનાત્માના સ્વભાવનો વિચાર કરેલો હોતો નથી. તેથી એવી દશા ઉત્પન્ન થાય છે. વ્યવહાર દશામાં આત્માથી જે અન્ય દેખાય અથવા જે વિરૂદ્ધ ધર્મવાળું દેખાય તે વિભાવ દશાને અનાત્મા કહેવાય છે. તે અનાત્માનું નિરપેક્ષ સત્યત્વ બની* શકતું નથી. એ આત્માના અવિચારની અપેક્ષાએજ સદા રહી શકે છે. અનાત્મા સદા અવ્યભિચારી સ્વરૂપવાળો રહી શકતો નથી, તેની સત્તા અથવા હયાતી માની હોય ત્યારે પણ તે અન્યથા અન્યથા થયાં કરે છે. સુષુપ્તિમાં તો તેનો અત્યંત અભાવ સ્પષ્ટ જણાઈ આવે છે. આવા સ્વભાવવાળો અનાત્મા અનિર્વચનીય છે અને મિથ્યા છે એમ વિદ્વાન લોકો જાણે છે. તેથી વિપરીત સ્વભાવવાળો આત્મા નિરપેક્ષ સત્વવાળો છે અને તે નિર્વિશેષ અનવચ્છિન્ન, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે. વળી સુષુપ્તિમાં ઉપર કહેલા પ્રકારે આત્માથી અન્ય કંઈ ન હોવાથી માત્ર આત્મા ત્યાં નિરપેક્ષ સ્વભાવવાળો છે. જે કારણથી વિશેષ આભાસવાળો અનાત્મા મિથ્યા છે એમ સાચી બુદ્ધિમાં સમજાય છે તે જ કારણથી આત્માનું નિર્વિશેષપણું સિદ્ધ થાય છે. તેથી તે અવચ્છેદ રહિત છે કારણ કે તેને અવચ્છેદ કરનાર કોઈ બીજી પારમાર્થિક વસ્તુ છે નહિ. વળી આત્મા શુદ્ધ સ્વરૂપ છે, બીજી કોઈ વસ્તુની ગંધ પણ તેમાં નથી અને તે સ્વયંસિદ્ધ હોવાથી ચૈતન્ય સ્વરૂપ છે. વ્યાવહારિક પ્રપંચનો

જે ભાસ થાય છે તેનો આધાર આત્મા છે. આત્મા અને અનાત્માના એવા વિરૂદ્ધ સ્વભાવ હોવા છતાં તેમની સેળભેળ કરી તેમના ધર્મ પરસ્પર એક બીજામાં આરોપ કરનાર જે વૃત્તિ તેને આત્મજ્ઞાની પુરુષો અવિદ્યા નામ આપે છે. જેના આવરણથી વસ્તુ જેવી હોય તેવી દેખાય નહિ અને જેનામાં ધ્યાન જાય તો જીવ અનર્થમાં આવી પડે છે તેને લોકમાં અવિદ્યા કહે છે. જેમ અગ્નિ ઉષ્ણતાવાળો હોવા છતાં તે સ્વભાવની જેને ખબર નથી એવો બાળક પગલે પગલે તેને અડતાં દાઝે છે, તે જ પ્રમાણે અહીં પણ આત્માના સ્વરૂપનો નિશ્ચય જેને નથી થયો તે મિથ્યા વસ્તુનો સંબંધ તેમાં આરોપીને, મન વગેરે ઉપાધિનું તાદાત્મ્યપણું આત્મામાં માનીને જન્મમરણ અને સુખ-દુઃખ વારંવાર ભોગવે છે, અને તેનાથી ખેંચાઈને તેનું ફળ ભોગવતા પોતાની સ્વરૂપ પ્રચ્યુતિ થાય છે તેનું પણ સ્મરણ તેને રહેતું નથી. તેથી પોતાના કર્મથી સંસારમાં જાણે કે પોતે રખડતો હોય તેવું દેખાય છે. તેથી બધા અનર્થનો હેતુ આત્મા અને અનાત્માનો પરસ્પર અધ્યાસ છે. એ જ અધ્યાસને તત્વચિંતકો અવિદ્યા કહે છે. એ અવિદ્યાનું સ્વરૂપ છે.

શંકા—અધ્યાસ એ અવિદ્યા હોય તેમ જણાતું નથી. પણ ચિન્માત્રનો આશ્રય કરનાર, ચિન્માત્રને વિષય કરનાર અનાદિ અનિર્વચનીય અવિદ્યા અથવા માયા શબ્દથી બોલવામાં આવતી કોઈ ભાવરૂપ શક્તિ છે અને તે માત્ર જીવ અને બ્રહ્મની એકતા કરી આપે એવી વિદ્યાથી દૂર થાય છે. અધ્યાસ તો એ અવિદ્યાનું કાર્ય છે, એટલે અવિદ્યા હોય તો અધ્યાસ થાય છે અને અવિદ્યા ન હોય તો અધ્યાસ થતો નથી. તેથી અધ્યાસ એ કાર્યરૂપ અવિદ્યા છે અને મૂળ અવિદ્યા એ કારણરૂપ અવિદ્યા છે.

સમાધાન—તમારી એ કલ્પના સાર વગરની છે અને યુક્તિ અને અનુભવ વગરની છે. વળી તેમાં કંઈ પ્રયોજન નથી. તેમાં શ્રુતિનો પણ વિરોધ છે.

શંકા—કોઇ એમ પણ કહે છે કે એવી અવિદ્યા જીવને આશ્રયે રહેલી છે અને બ્રહ્મને વિષય કહે છે અને તે અવિદ્યા અનેક પ્રકારની છે.

સમાધાન—એમ હોય તોપણ મૂળ કોઈ સાચી અવિદ્યા હોય એવું નક્કી થઇ શકતું નથી. જો એવી અવિદ્યાનો આશ્રય જીવ હોય તો જીવનો મોક્ષ થઈ શકે નહિ અને અદ્વૈત શાસ્ત્રોમાં એવા પ્રમાણનો અભાવ હોવાથી ઘણા દોષ આવી પડે.

શંકા—જો અધ્યાસ એ સંસારના અનર્થનો હેતુ હોય તો મનનું બરાબર નિરૂપણ થઈ શકશે નહિ. જેને મન નથી અથવા જે દશામાં મન નથી ને દશામાં અધ્યાસ થતો નથી. જેને મન છે તેને જ અધ્યાસ થાય છે. એ વાત સ્વીકારો તો મન કયા અધ્યાસથી ઉત્પન્ન થયું તે બતાવવું પડશે. જો મન અધ્યસ્ત નથી, તો તે મિથ્યા કેમ કહેવાય છે? અને જો મન સાચું હોય તો અદ્વૈતની સિદ્ધિ શી રીતે થશે? વળી આત્મા અને અનાત્માનો અધ્યાસ કોણ કરે છે? તે કહેવું પડશે. આત્મા તો અધ્યાસ કરે નહિ કારણ કે તે શુદ્ધ સ્વરૂપ છે. બુદ્ધિથી અધ્યાસ થાય નહિ કારણ કે બુદ્ધિ પોતે પોતાનો વિષય કરે નહિ. પોતાનો ધર્મ તે બીજે જોઈ શકે નહિ કારણ કે તે અનાત્મા છે. તેથી અધ્યાસ ન બનવાથી તમારા મત પ્રમાણે પણ અવિદ્યાનું સ્વરૂપ નક્કી થઈ શકતું નથી.

સમાધાન—કયા કારણથી તમે આક્ષેપ કરો છો?

૧. અધ્યાસનું નિરૂપણ થઈ શકતું નથી તેથી અધ્યાસ નથી એમ કહો છો? કે

૨. મનનું કારણ મળતું નથી તેથી અમારી પ્રક્રિયાનું ઉલ્લંઘન કરીને અધ્યાસથી જુદી કોઈ મૂળ અવિદ્યા છે અને તે મનનું ઉપાદાન કારણ છે એમ માનો છો?

પહેલા વિકલ્પમાં,

૧. યુક્તિ ન હોવાથી અધ્યાસ બનતો નથી એમ કહો છો? કે

૨. અધ્યાસ દેખાતો નથી માટે અધ્યાસ નથી એમ માનો છો?

જો એમ કહો કે અધ્યાસ સિદ્ધ કરવામાં યુક્તિ મળતી નથી તો

તે બાબત અમે પણ કબુલ કરીએ છીએ. જો અધ્યાસ યુક્તિ અને પ્રમાણથી નક્કી થઈ જાય અને તેથી સાચી વસ્તુ જેવો બની જાય તો તેને દૂર કરવાનો પ્રયત્ન કરવો એ નકામું છે, એટલે કે એવી અવિદ્યાની નિવૃત્તિ થઈ શકે જ નહિ. જે બધાના અનુભવમાં આવતી વસ્તુ હોય તેને કોઈ મિથ્યા કહી શકે નહિ. તેથી એમ સિદ્ધ થાય છે કે અધ્યાસ એ દેખાવ માત્ર છે.

શંકા—હું તો એમ માનું છું કે આત્મા અને અનાત્માથી જુદો કોઈ અધ્યાસનો કર્તા નથી અને એ બંનેમાંથી આત્મા તો અશુદ્ધ છે નહિ અને અનાત્મા પોતે પોતાનો વિષય થઈ શકતો નથી; તેથી અધ્યાસનો કર્તા ન મળવાથી અધ્યાસ બની શકતો નથી. અધ્યાસ કર્તા વગર રહી શકે નહિ, ક્રિયા પોતે કર્તા થાય તો વૈનાશિક મત ઉત્પન્ન થશે.

સમાધાન—એમ નથી. અધ્યાસનો કર્તા પણ દર્પણમાં જેમ ખોટું મુખ દેખાય છે તેમ ખોટો ઉત્પન્ન થાય છે. જેમ દર્પણ વગેરેમાં પ્રતિબિંબ પડેલા મુખનો આભાસ થાય છે. તે સાક્ષાત્ મુખ છે એમ કહી શકાતું નથી કારણ કે તેનાથી બીજું (દર્પણથી દૂર) સાચું મુખ મળી શકે છે. એ આભાસ દર્પણનો પણ ધર્મ નથી કારણ કે મુખ ન હોય તો દર્પણમાં તે દેખાતો નથી. મુખ અને દર્પણથી જુદી એવી આભાસ કોઈ વસ્તુ નથી. તેનું સત્ત્વ સ્વતંત્રતાથી કોઈ જગ્યાએ નથી. મુખ અને દર્પણ બંનેનો તે સ્વાભાવિક ધર્મ નથી. તેને ગમે તેમ સાથે મેળવવાથી તેવો ધર્મ ઉત્પન્ન થતો નથી. જેમ આ દૃષ્ટાંતમાં ઇદંતા તરીકે નિરૂપણ ન કરી શકાય એવો મુખનો આભાસ પ્રતીત થાય છે તેવી જ રીતે આત્મા અને અનાત્માનો અધ્યાસ કરનાર ચિદાભાસ છે એમ લોકમાં પ્રસિદ્ધ છે.

શંકા—ચિદાભાસ પ્રતીતિ માત્ર છે એટલે દેખાવ માત્ર છે તેથી તે અવસ્તુ છે. આત્મા નિત્ય, શુદ્ધ, બુદ્ધ, વિકાર રહિત, સ્વરૂપવાળો છે અને મન કે જે જડ છે તેમાં સ્વતંત્ર સત્તા નથી, તો પછી અધ્યાસથી કોણ સંસારી થાય છે કે જે સંસારીપણું મટાડવા માટે વેદાન્તનું શ્રવણ કરવું પડે છે અને કરાવવું પડે છે?

સમાધાન—સંસાર એ જ અવિદ્યા માનવી. પરમાર્થથી કોઇને સંસાર નથી, એવું જણાવવા માટે શાસ્ત્ર છે. તેથી અધ્યાસનું બરાબર નિરૂપણ થઇ શકતું નથી અને એવું નિરૂપણ ન થઈ શકે એ અધ્યાસનું ભૂષણ છે. અધ્યાસ એ દેખાવ માત્ર છે. એ પ્રક્રિયા નિર્દોષ છે.

શંકા—ત્યારે એમ માનો કે મનનું કારણ બીજું કાંઇ મળતું નથી માટે મનનો આધાર અધ્યાસ છે.

સમાધાન—તે પણ સિદ્ધ થઇ શકશે નહિ. મેં એમ નથી કહ્યું કે હું મનનું કારણ બતાવું છું. તેનું કારણ વસ્તુતાએ બતાવવું એ અશક્ય છે. એ તરફ દૃષ્ટિ કરો.

શંકા—કેવી રીતે ?

સમાધાન—બધું કર્તા, ક્રિયા, કારક, ફળ વગેરે અધ્યાસના આધારે ઉત્પન્ન થાય છે. તેથી જેમ દેખાય છે તેમ માનીને મન અને આત્માનો સંબંધ અધ્યાસિક છે એમ માનીને લોકમાં કાર્યકારણની શોધ થાય છે. તેથી જો અધ્યાસને હમણાં ઉત્પન્ન થયેલો માનશો અને કાર્ય-કારણ ભાવ પહેલાં ઉત્પન્ન થયેલો માનશો તો અતિ પ્રસંગ ઉત્પન્ન થશે. મનનું કારણ આત્મા છે તો આત્મામાં શક્તિ રહેશે નહિ કારણ કે કારણનો ભાવ કાર્યમાં ચાલ્યો આવે છે અને તેથી આત્માની સ્વતંત્રતા રહેશે નહિ. કોઈ વસ્તુના નિરૂપણમાં મનથી બીજું સાધન નથી. આગમ શાસ્ત્ર પણ જુદું સાધન નથી. આગમમાં જણાવેલ વિષય પણ મનથી જ જણાય છે. મનનું કારણ શોધતાં આગમને મનનું કારણ માનવામાં આગમને સામર્થ્ય મળશે નહિ. જે જેનો સ્વભાવ હોય તેનો વિપરીતભાવ પ્રમાણ કરી શકતું નથી. વળી, મન પોતે પોતાનું કારણ થાય, તો જેમ કોઇ પોતે પોતાના ખભા ઉપર બેસી શકે નહિ તેમ મન પોતે પોતાનું કારણ થઈ શકે નહિ. તેથી મનનું કારણ ન મળી શકે તો વસ્તુજ તેવી છે. તેથી વક્તાનો દોષ નથી. તેથી મનનું કારણ શોધવું એ અતિ પ્રશ્ન છે.

શંકા—મનનું કારણ અવિદ્યા છે એમ સ્વીકારો તો શું ખોટું છે ?

સમાધાન—તેમ પણ સંતોષ થશે નહિ. મૂળ અવિદ્યા એ મનનું કારણ છે એમ માનશો તોપણ કારણ શોધવાની ઇચ્છા શાંત થશે નહિ. એ અવિદ્યાનું કારણ શું અને તે કારણનું કારણ શું? એમ શોધ કરતાં અનવસ્થા દોષ આવી જશે.

શંકા—મૂળ અવિદ્યા એ બધાનું કારણ છે અને તે અનાદિ છે. તેથી કારણની આકાંક્ષા પૂરી થઇ જશે.

સમાધાન—તેથી પણ ખુલાસો થશે નહિ. અવિદ્યા અનાદિ છે એ વાત ટકી શકતી નથી. જ્યાં અનાદિની વાત આવે છે ત્યાં કાળની અપેક્ષા રહે છે. જે મૂળ અવિદ્યા કાળની અપેક્ષા રાખે છે તે કાળનું કારણ શી રીતે થઇ શકે? તેથી કારણની તૃષ્ણા પૂરી થઇ શકતી નથી. કાળનું કારણ શું છે? તે જાણવું શક્ય નથી કારણકે કારણ જાણવાની ઇચ્છાવાળી બુદ્ધિ પણ કાળની અપેક્ષા વાળી છે.

શંકા—કાળનું કારણ બ્રહ્મ છે એમ માની લ્યો!

સમાધાન—એ તો તમે બહુ થોડી વાત કરી. વ્યવહાર દૃષ્ટિથી વેદાન્તીના મતમાં બ્રહ્મ તો સર્વનું કારણ છે. બ્રહ્મ બધાનું કારણ છે એમ કહેવામાં પરમાર્થથી કાર્ય-કારણવાદ સ્થાપન થતો નથી પણ સાંખ્યની પ્રકૃતિ વગેરે બધા કારણની સંભાવના દૂર કરવા માટે બ્રહ્મને કારણ કહેવામાં આવે છે. તેથી મૂળ અવિદ્યાની સિદ્ધિ થતી નથી. વળી અધ્યાસનું કારણ મન અને મનનું કારણ અવિદ્યા સ્વીકારશો તો તે અવિદ્યા પોતે અધ્યસ્ત છે કે નથી? એ નક્કી કરવું પડશે. જો અધ્યસ્ત નથી તો તે પરમાર્થથી સાચી થતાં તેની નિવૃત્તિ બનશે નહિ અને જો તે પોતે અધ્યસ્ત છે તો તે મનનું કારણ બની શકશે નહિ તેથી બંને બાજુ પાશબંધન છે. તેથી તે દલીલ બરાબર નથી.

વળી મૂળ અવિદ્યાનું સ્વરૂપજ સિદ્ધ થતું નથી એમ પહેલાં મેં કહ્યું તો પછી તે મનનું કારણ છે એવી શંકા શા માટે કરવી જોઇએ? તેથી મનનું કારણ ન મળતાં તે કારણ મૂળ અવિદ્યા છે એવી આશા રાખવી એ ખોટું છે. તેથી અધ્યાસ વાસ્તવમાં નથી. તેના કર્તાનો અભાવ

હોવાથી કર્તા શોધવાની જરૂર નથી અથવા મનના કારણનો અભાવ હોવાથી તેના કારણનું અનુમાન કરવાની પણ જરૂર નથી. તેથી અવિદ્યાનું સ્વરૂપ નક્કી થઇ શકતું નથી. તેમાંજ અવિદ્યાની શોભા છે. જો તેનું સ્વરૂપ નક્કી થઇ જાય તો દ્વૈત થઈ જાય.

શંકા—અવિદ્યાનો વિષય શો છે?

સમાધાન—આત્મા અને અનાત્માનો અધ્યાસ એજ જો અવિદ્યા છે, તો તે બંનેને વિષય કરે છે એમ માની લ્યો.

શંકા—આત્મા કોઇનો વિષય થઇ શકે નહિ કારણકે તે ભાસક છે. તે ભાસ્ય કોટીમાં આવી શકે નહિ. માત્ર અનાત્મ વિષયવાળી પણ અવિદ્યા બને નહિ તેથી શંકા થાય છે. વળી જો આત્મા અવિદ્યાનો વિષય ન થાય તો આત્મજ્ઞાનથી અવિદ્યાનો નાશ થશે નહિ. અવિદ્યાનો નાશ આત્મજ્ઞાનથી થાય છે. તેથી અવિદ્યાનો વિષય નક્કી કરવાની જરૂર છે.

સમાધાન—તેમાંથી તમારે શો સાર કાઢવાનો છે? તેનો વિષય જોઇતો હોય તો અનાત્મા એ અવિદ્યાનો વિષય છે એમ માની લો.

શંકા—ક્યાં અધ્યાસ થાય છે તેનો વિચાર કરવા જતાં આત્માનું વિષયપણું પણ બળાત્કારે આવી જાય છે. વળી મેં કહ્યું હતું કે આત્મા જો અવિદ્યાનો વિષય નહિ થાય તો આત્મજ્ઞાન નકામું થઇ જશે. અનાત્મા મિથ્યા હોવાથી તે પણ વિષય થઇ શકતો નથી. અનાત્મા એજ અજ્ઞાન છે. અજ્ઞાન સિવાય અનાત્મા જોઇ શકાતો નથી. તેથી અનાત્મામાં અવિદ્યાને બીજુ કંઇ કરવાનું નથી. અવિદ્યા ગઇ એટલે અનાત્મા ઊભો રહેતો નથી. અજ્ઞાનને આવરણ કરીને બીજું કોઇ અજ્ઞાન વિશેષ ઉત્પન્ન થતું નથી. જેમ અંધકારને આવરણ કરીને બીજો અંધકાર રહેતો નથી તેમ. છીપમાં અજ્ઞાનથી રૂપું દેખાયું. તે અજ્ઞાન બીજા અજ્ઞાનનો વિષય નથી. તેથી અજ્ઞાનનો વિષય અથવા મિથ્યાજ્ઞાનનો વિષય અથવા અધ્યાસનો વિષય અનાત્મા થતો નથી કારણકે અનાત્મા એજ અજ્ઞાન છે. એ બે જુદી વસ્તુ નથી.

જો આત્મા અવિદ્યાનો વિષય થાય તો ઉપરના દોષ લાગુ થાય નહિ. છતાં તેમાં પણ બીજો દોષ આવી પડે છે. કેનો અધ્યાસ થાય એવી આકાંક્ષા થાય તો અનાત્મા પણ સ્વીકારવો પડે છે. આત્મા તો જ્ઞાન સ્વરૂપ છે. જેમ સૂર્યમાં અંધારું દેખાતું નથી તેમ આત્મામાં અજ્ઞાન સંભવતું નથી. વળી આત્મા અને અનાત્મા બંને એક સાથે અવિદ્યાનો વિષય થઇ શકતો નથી કારણકે તેમાં બંને પક્ષના ઉપર કહેલા દોષ આવી જાય. ત્રીજો કોઈ રસ્તો નથી. તેથી જેઓ અવિદ્યાને ભાવ રૂપ માનતા નથી તેમને અવિદ્યાનો વિષય મળતો નથી.

સમાધાન—અવિદ્યા એટલે ૧. સંશય જ્ઞાન અથવા ૨. જ્ઞાનનો અભાવ અથવા ૩. અન્યથા જ્ઞાન એમ લોકમાં મનાય છે. સર્વ પ્રકારથી તેમાં વિષય–વિયયી ભાવ અથવા ભાસ્ય-ભાસક ભાવ ઉત્પન્ન થાય છે. તેથી જો કે અવિષય રૂપ (ભાસક) આત્માનું વિષય પણું (ભાસ્યપણું) બનતું નથી તો પણ આત્મા વ્યવહાર કાળે અહમ્ પ્રત્યયનો વિષય થઇને જાણે કે અવિદ્યાના વિષય જેવો (ભાસ્ય જેવો) થતો હોય તેવું જણાય છે. આત્મા સ્વરૂપથી અહમર્થવાળો થતો નથી તથાપિ અહમ પ્રત્યયનું આલંબન લીધા સિવાય વ્યવહાર કરી શકતો નથી.

શંકા—જો આત્મા વિષય (ભાસ્ય) થશે તો વિષયી (એટલે ભાસક) કોઇ રહેશે નહિ. દ્વૈત વાદીઓએ જે બીજો આત્મા કલ્પેલો છે તેમાં સ્વપ્નના દષ્ય વખતે અનેક કર્તા ભોક્તા જેવું જે દેખાય છે, તે બધું માયા માત્ર છે એમ તમે આગળ કહી ગયા છો. વળી આત્મા અને અનાત્માના વિષયથી અન્ય કોઈ વિષયી થઇ શકતો નથી. વિષયી તરીકે જે તર્ક કરે છે તેજ આત્મા છે. તેજ જો અવિષય થઇ જાય તો આત્માનું વિષયપણું દૂર થઈ જાય છે.

સમાધાન—હું એમ કહેતો નથી કે આત્મા અવિદ્યાનો વિષય થાય છે.

શંકા—ત્યારે શું કહેલું છે?

સમાધાન—વિષય જેવો થાય છે. આત્માનું વિષયપણું (ભાસ્યપણું) અવિદ્યાવાળું હોવાથી તેનું નિમિત્ત બુદ્ધિ વગેરે ઉપાધિના સંબંધમાં છે.

જેમ રાહુને રૂપ નથી, છતાં સૂર્ય અને ચંદ્રના સંબંધવાળો થઇ ચક્ષુના વિષયવાળો થતો હોય તેવું જણાય છે. વસ્તુતાએ સૂર્ય અને ચંદ્રનો સંબંધ થતો નથી. વળી રાહુ સ્વતંત્ર રીતે ચક્ષુનો વિષય થતો નથી, તે છાયા માત્ર છે અને તેથી અવસ્તુ હોવાથી તેની સિદ્ધિ થતી નથી. તેવીજ રીતે આ આત્મા પોતે અવિષય હોવા છતાં બુદ્ધિ વગેરે ઉપાધિના સાન્નિધ્યથી અહમનાં કપડાં પહેરી જાણે કે આવૃત્ત થતો હોય અને બુદ્ધિનો વિષય થતો હોય તેવો દેખાય છે તેથી દોષ નથી.

સ્વતઃ આત્મા અવિદ્યાનો વિષય નથી પણ તેનો સાક્ષી છે. તેથી એમ નિશ્ચય થયો કે જ્યારે બુદ્ધિના સંબંધથી અધ્યાસ થાય છે ત્યારે આત્મા વિષય જેવો દેખાય છે. આત્માનું તે વખતે વિષયપણું દેખાય છે, છતાં અધ્યાસ દશામાં પણ દૃષ્ટા–વિષયી–આત્મા એવોને એવોજ રહે છે તેથી તેનું ભાસકપણું અથવા વિષયીતા ભંગ થતી નથી. વળી આત્મા અધ્યાસનો વિષય થતાં કંઇ દોષ લાગતો નથી. જેમ આકાશમાં અધ્યાસથી વાદળી રંગ દેખાય છે તેથી કાંઈ આકાશ તે રંગવાળું થઇ જતું નથી. તેથી વિષય રૂપે કલ્પેલો આત્મા સ્વતઃ વિષય થતો નથી. વળી વિષયત્વ અને વિષયીત્વ એટલે ભાસક–ભાસ્ય પણું એક સાથે પણ થતું નથી. જે અંશમાં વિષયીપણું છે તે અંશનું વિષયપણું બનતું નથી. તેમ થાય તો તેનો પણ કોઇ વિષયી (ભાસક) હોવો જોઇએ. એકજ વસ્તુ કર્મ અને કર્તા થઇ શકે નહિ, કારણકે વિરોધ આવે અને બીજો વિષય છે નહિ. તેથી વિષયનો અંશ છોડી દેતાં બાકી રહેલ અંશ સદા અવિકારી આત્માજ રહે છે. આત્મા નિરંશ હોવાથી તેનો વિષય–અંશ ભાવરૂપ (એટલે સાચો) નથી તેથી આત્મા સદા અ–વિષય હોવા છતાં વિષય જેવો બને છે અથવા દેખાય છે એમ કહેવામાં કંઈ દોષ નથી.

શંકા—અધ્યાસ વખતે વિષયી આત્મા પ્રકાશે છે કે નહિ? જો પ્રકાશે છે તો અધ્યાસ કેમ થાય? અને નથી પ્રકાશતો તો અધ્યાસનું કારણ શું? જે જેનો સ્વભાવ હોય તે તે છોડે નહિ. સામાન્ય રૂપથી

ગ્રહણ થયેલ આત્મા વિશેષ રૂપથી નથી ભાસતો એમ પણ કહેવાય નહિ, જે આત્મા નિર્વિશેષ છે તેમાં સામાન્ય વિશેષ ભાવ બનતો નથી તેથી આ બાબત સમજાતી નથી.

સમાધાન—મેં એમ કદાપિ કહેલું નથી કે આ આત્મા પ્રકાશતો નથી. તેમ અધ્યાસ નથી બનતો એમ પણ નથી. સ્વરૂપથી તેનું સ્ફૂરણ હોવા છતાં અધ્યાસરૂપ વિરોધી આકારથી તેનું અસ્ફૂરણ થતાં તેમાંથી અધ્યાસની ઉત્પત્તિ થાય છે.

શંકા—તો પછી કયા કારણથી જે આત્મા સદા સ્ફૂરણરૂપ સ્વભાવવાળો હોવા છતાં અધ્યાસના વિરોધથી નથી પ્રકાશતો?

સમાધાન—અવિચારથી. આત્માને અધ્યાસ રૂપે ભાસવું એ આત્માનો સ્વભાવ નથી. આત્માનો સ્વભાવ તો પ્રકાશ કરવાનો છે. અધ્યાસનો નિરોધ તો પ્રમાણથી ઉત્પન્ન થયેલ જ્ઞાનથી થાય છે. તેવું જ્ઞાન જેનામાં ઉત્પન્ન થયેલ નથી, તેણે આત્માનો વિચાર કરેલો નથી. તેથી આત્મા પ્રકાશતો નથી એવું દેખાય છે. તમે કહ્યું કે નિર્વિશેષ ચિદાત્મામાં સામાન્ય-વિશેષ ભાવ બની શકતો નથી તે મત હું સ્વીકારું છું. છતાં જે નિર્વિશેષ ચિદાત્મામાં સામાન્ય વિશેષભાવનો અભાવ છે એવી પ્રતિજ્ઞા થાય છે, તેજ તેનું વિશેષ સ્વરૂપ છે. જ્યારે તે સ્વરૂપનું જ્ઞાન ન હોય ત્યારે જે સ્વરૂપ જણાય તે સામાન્ય છે. એવો વિભાગ પણ અધ્યાસની અપેક્ષાએ કહેવાય છે.

શંકા—તો પછી અધ્યાસ પણ અધ્યાસની અપેક્ષાવાળો છે એમ સિદ્ધ થયું.

સમાધાન—બરાબર છે. આ અવિદ્યારૂપ અધ્યાસ એ સ્વરૂપે કોઇ વસ્તુ છે એમ અમે માનતા નથી.

શંકા—ત્યારે શું માનો છો?

સમાધાન—માત્ર અવિચારથી અધ્યાસ સિદ્ધ છે, એમ પહેલાં કહી દીધું છે. તેથી આત્માનું વિષયપણું અથવા વિષયીપણું એ આત્માનો સ્વાભાવિક ધર્મ નથી. બંન્ને અધ્યાસની અપેક્ષાએ કહેવાય છે. તેથી

વિષય અને વિષયી વિભાગ જે રીતે ગ્રહણ થાય છે તે ભ્રાંતિથી સિદ્ધ થતો હોવાથી તેમાં મહાન આગ્રહ રાખવાની જરૂર નથી.

શંકા—ભ્રાંતિકાળે પણ આત્માનું વિષયપણું કેમ થાય? આત્માના વિષયપણા માટે આરોપ જોઇએ અને આરોપ માટે વિષય જોઇએ તેથી અન્યોન્યની સાપેક્ષતાનો દોષ આવી પડે છે.

સમાધાન—તેમ નથી. સ્વપ્નાની માફક બંન્ને એક સાથે બની શકે છે. જેમ સ્વપ્નમાં એકજ વખતે ઉત્પન્ન થતા વિષયોમાં પહેલાં પછીનો ભાવ કલ્પાય છે (દૃષ્ટાંત તરીકે—સ્વપ્નાનો બાપ અને સ્વપ્નાનો દીકરો જેમ એક સાથે ઉત્પન્ન થાય છે, તેમાં કાળનો ભેદ કલ્પાય છે છતાં તેમાં તાત્વિક ક્રમ પડતો નથી) તેમ અહીં આત્માનું વિષય પણું અને વિષયમાં અધ્યાસપણું બંન્ને પરસ્પર સાપેક્ષ હોવા છતાં એક સાથે બની શકે છે, કારણ કે બંન્ને મિથ્યા પ્રત્યય છે. પહેલાં આત્માનું વિષયપણું ઉત્પન્ન કરીને તેનો અંતઃકરણ વગેરે વિષયોમાં તત્ત્વથી અધ્યાસ બનતો નથી અને કરી શકાતો નથી. તેથી દોષ નથી. તેથી અવિદ્યાનો વિષય આત્મા છે એમ વ્યવહારમાં કલ્પાય છે. તેનું વાસ્તવિક રીતે વિષયત્ત્વ બનતું નથી, તેથી સિદ્ધાંતને કોઇપણ પ્રકારની હાનિ નથી.

શંકા—તમે અવિદ્યાનો જે વિષય જણાવ્યો તે બરાબર બનતો નથી. જ્યાં સુધી અવિદ્યાનો આશ્રય નક્કી ન થાય ત્યાંસુધી અવિદ્યાનો વિષય નક્કી થઇ શકે નહિ. તેથી કોનો આશ્રય લઇને અવિદ્યા આત્માને વિષય કરે છે તે કહેવું જોઇએ. વિષયનો આધાર લઇ શકે નહિ કારણ કે વિષય જડ છે, જ્ઞાન સ્વરૂપ નથી. જ્ઞાનનો આશ્રય અને અજ્ઞાનનો આશ્રય ભિન્ન બની શકે નહિ. જો એમ કહો કે આત્મામાં જ્ઞાન છે અને અજ્ઞાન પણ છે, તો બંન્નેના સંબંધ રહિત જ્ઞાન અને અજ્ઞાનથી જુદું તત્ત્વ આત્માનો સંબંધ કરવા માટે જોઇએ. આત્મા અને અનાત્માથી જુદો કોઈ ત્રીજો પદાર્થ છે નહિ. તેથી અજ્ઞાનને આશ્રય ન મળવાથી અજ્ઞાન સિદ્ધ થતું નથી અને અજ્ઞાન સિદ્ધ ન થાય તો અજ્ઞાનનો વિષય આત્મા થાય છે, એમ શી રીતે કહેવાય?

સમાધાન—જો પરમાર્થથી અમે વિષયપણું સ્વીકારેલું હોય તો તમારી વાત સાચી ઠરે. વિષયત્વ પણ કલ્પિત છે. જેમ અવિદ્યાનો વિષય કલ્પિત છે તેમ અવિદ્યાનો આશ્રય પણ કલ્પિત છે. પહેલાં જે ચિદાભાસની વાત કરી તે લૌકિક-કલ્પિત આત્મા છે, તેજ અધ્યાસનો આશ્રય થાય છે. વસ્તુતાએ જોઇએ તો અવિદ્યા વિષયવાળી અથવા આશ્રયવાળી થઈ શકતી નથી. જે વસ્તુ ભાવવાળી હોય તેની નિવૃત્તિ થઈ શકે નહિ.

શંકા—અવિદ્યાનો વિષય અને આશ્રય ભાવરૂપ છે એમ માનીએ તો શું ખોટું છે? તેથી પોતાનો અભાવ ન હોવાથી વિષય અને આશ્રય રહી શકે. અવિદ્યાની નિવૃત્તિ થતાં વિષય અને આશ્રયની નિવૃત્તિ સાથેજ થઈ શકે.

સમાધાન-જો અવિદ્યાની નિવૃત્તિ વાસ્તવિક હોય તો તેમ પણ બને પણ અવિદ્યા પોતેજ કલ્પિત તત્ત્વ છે, તો તેની નિવૃત્તિની કથા ક્યાંથી થઈ શકે? આવી અવિદ્યા માત્ર સુષુપ્તિમાં નથી એટલુંજ નહિ પણ જાગૃતમાં તેની હયાતી છે એવી શ્રદ્ધા જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે પણ તત્ત્વતઃ વિચાર કરતાં સ્વરૂપના જ્ઞાનની જુદી અવિદ્યા એવી કોઈ વસ્તુ નથી.

અજ્ઞાન એટલે જ્ઞાનનો અભાવ અથવા ૨. સંશય જ્ઞાન અથવા ૩ મિથ્યાજ્ઞાન એટલા અર્થ થઈ શકે. ત્યાં જ્ઞાનનો અભાવ સ્વરૂપથી સિદ્ધ થઈ શકતો નથી. જ્ઞાનની હયાતિમાં જ્ઞાનનો અભાવ રહી શકતો નથી.

શંકા—કેટલાક કહે છે કે "મને જ્ઞાન પેદા થયું, મારું જ્ઞાન નાશ પામ્યું" એવો અનુભવ જ્ઞાનનો અભાવ બતાવે છે, તે ખોટો કેમ માની શકાય?

સમાધાન—એમ નથી. જ્ઞાન ઉત્પન્ન થયું એવી પહેલાં પ્રતીતિથી અને જ્ઞાન નષ્ટ થયું એવા પાછળના પ્રત્યયની તે બંન્નેને જાણનાર જ્ઞાનનો અભાવ થઇ જશે. તે ઇષ્ટ નથી. જ્ઞાનની ઉત્પત્તિ અને જ્ઞાનનો

નાશ જે જ્ઞાનથી જણાય છે, તેનો અભાવ માનશો તો આ જગતમાં અંધારૂં થઈ જશે.

શંકા—જે જ્ઞાનથી જ્ઞાનની ઉત્પત્તિ અને વિનાશ અનુભવમાં આવે છે, તે તો જુદા પ્રકારનું જ્ઞાન છે.

સમાધાન—ત્યારે મારા પ્રશ્નનો જવાબ આપો. જે જ્ઞાનથી જ્ઞાનની ઉત્પત્તિ અને વિનાશ જણાય છે, તે ઉત્પત્તિ નાશવાળું છે કે નહિ? જો તે નાશવાન હોય તો તેના અભાવને જાણનાર બીજું જ્ઞાન જોઇશે અને તેને જાણનાર ત્રીજું જ્ઞાન એવી સાંકળનો અંત દેખાશે નહિ; અને જો બીજું જ્ઞાન (એટલે જ્ઞાનનું જ્ઞાન) નાશ વગરનું છે એમ માનશો અને પહેલું (વિષયવાળું) જ્ઞાન નાશવાળું છે એમ માનશો તો પહેલું જ્ઞાન વિષયને જણાવે છે અને બીજું (નિત્ય) જ્ઞાન વિષયને જણાવતું નથી એમ શી રીતે કહી શકાશે. સાચું જ્ઞાન તો બંન્ને બાબતમાં સાધારણ રહીને પહેલા જ્ઞાનને જ્ઞાનપણું આપે છે. પહેલું જ્ઞાન માત્ર વિષયી રહેશે તો દીવો પણ વિષયી હોવાથી તેમાં પણ જ્ઞાન થવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. તમે કહેલું (પહેલું) જ્ઞાન વિષયી નથી કારણ કે તેવો સંભવ નથી. પહેલું જ્ઞાન સ્વતંત્ર રહી શકે એવો તેનામાં બીજો કોઈ ધર્મ નથી એમ તમારાથી કહી શકાય તેમ નથી. કારણ કે બીજું જ્ઞાન નિત્ય છે. તેથી તેનાથી જો કાર્ય સિદ્ધ થાય છે, તો પહેલા જ્ઞાનની શી જરૂર છે?

શંકા—જો વિષયને વિષય કરનાર જ્ઞાન આત્મચૈતન્ય હોય તો બધા વિષયો એક સાથે ઊઠશે અને કોઇ વખતે કોઇ વિષયનું વિસ્મરણ નહિ થાય. તેથી સૂર્ય અને ઇંદ્રિયોથી ઉત્પન્ન થયેલ (ઉત્પત્તિ–વિનાશવાળું) જ્ઞાન એક છે અને બીજું તેને જાણનાર આત્મ ચૈતન્યવાળું જ્ઞાન (નિત્ય સ્વરૂપ) છે એમ કહેવું જોઇએ.

સમાધાન—તેમાં પણ દોષ આવી જશે. અનેક પ્રકારનું પહેલું જ્ઞાન ઉત્પત્તિ અને નાશવાળું હોવાથી નિત્ય જ્ઞાનમાં તે બધા જ્ઞાન એક સાથે ભડા થશે. તેથી તે દોષ સમાન છે. નિત્ય જ્ઞાન જે માને છે તેનામાં

આ દોષ આવતો નથી. વૃત્તિ વિષય કરતી હોવાથી તેની અપેક્ષાએ બીજા વિષયોની ઉપસ્થિતિ થાય છે, તેથી વ્યવસ્થા બની શકે છે. તમે કલ્પેલ અનિત્ય જ્ઞાનનું જ્ઞાનમાત્રપણું હોવાથી ઇંદ્રિય વિશેષની અપેક્ષા રાખી વિષય પરિચ્છેદ થાય છે, સ્વતઃ બધા વિષયો એક સાથે ઉત્પન્ન થતા નથી, તેવીજ રીતે જે નિત્ય જ્ઞાન છે, તેનો પણ મનોવૃત્તિ વિશેષ અને ઇંદ્રિયોની અપેક્ષા રાખી તે તે વિષયનો પરિચ્છેદ થઈ શકે છે. તે વ્યવહારિક દૃષ્ટિથી છે, તેથી તેમાં દોષ નથી. તેથી નિત્ય જ્ઞાનથી જુદું વિનાશી જ્ઞાન સિદ્ધ થઇ શકતું નથી અને તેથી જ્ઞાનનો અભાવ પરમાર્થથી બનતો નથી. જ્યાં એમ કહેવાય છે કે મને જ્ઞાન થયું, મારું જ્ઞાન નષ્ટ થયું, ત્યાં તે વ્યવહારનો વિષય ઉત્પન્ન થયો અને નષ્ટ થયો એમ અપેક્ષા લેવી એટલે વિરોધ આવશે નહિ.

જો જ્ઞાનનો અભાવ સિદ્ધ થતો નથી તો સંશય જ્ઞાન અને મિથ્યા જ્ઞાન પણ જ્ઞાન સિવાય કોઈ વસ્તુ નથી. જ્ઞાનજ વિષયનું કપડું પહેરી તેવું તેવું મનાય છે. જો કે સમ્યક જ્ઞાન, સંશય જ્ઞાન અને મિથ્યા જ્ઞાન એ ભિન્ન પદાર્થ છે (કારણ કે નહિતર પ્રમા અને ભ્રમ એક થઇ જાય) તોપણ તે બધામાં અનુગત જે જ્ઞાન છે તે અનેકત્વવાળું થતું નથી. વિષયોની ઉપાધિથી અનેક જેવા વ્યવહાર થાય તેમાં દોષ નથી. જેઓ એમ માને છે કે સંશય જ્ઞાન વગેરે પરસ્પર ભિન્ન છે, તેઓના મતમાં તે સ્વયંસિદ્ધ ન હોવાથી અને પરસ્પર એક બીજાને જાણતા ન હોવાથી તેને જ્ઞાનજ કહી શકાય નહિ.

શંકા—છતાં જ્ઞાન માનવામાં શી હરકત છે?

સમાધાન—જો ઘટ જ્ઞાનને અને પટ જ્ઞાનને જ્ઞાન માનશો તો ઘટ અને પટને પણ જ્ઞાની માનવામાં શી હરકત છે? એમ ઠીક ન લાગે તો સંશય જ્ઞાન અને મિથ્યા જ્ઞાનમાં અનુગત એકજ જ્ઞાન છે એમ માની લ્યો અને સંશયત્વ અને મિથ્યાત્વ એ તેના વિશેષણો છે, તે સ્વતઃ જ્ઞાન સ્વરૂપ નથી, પણ ઉપાધિ વશાત્ તેમાં જ્ઞાનપણું આરોપાય છે એમ માનવું જોઇએ. તેથી જ્ઞાનથી જુદી અજ્ઞાન નામની કોઇ વસ્તુ નથી એમ સિદ્ધ થયું.

તેથી જો ગરીબ બિચારી અવિદ્યા સ્વરૂપથી સિદ્ધ થતી નથી, તો તે અવિદ્યાનો વિષય અને તેનો આશ્રય શી રીતે શોધી શકાશે? છતાં વ્યવહાર દૃષ્ટિથી એ બધો વિચાર બની શકે છે. જો વિચાર કર્યાં પહેલાં આત્મા અને અનાત્માનો વિભાગ સ્વીકાર કરો છો તો તેમનો મિથ્યા સંબંધ કરનાર અવિદ્યા પણ આરોપભાવે છે એમ માનવામાં હરકત નથી. અવિદ્યાથી ગ્રહણ કરાયેલ ચિદાભાસ, જ્ઞાન અને અજ્ઞાનનો આશ્રય માની શકાય છે. તેને આશ્રયે રહી તે જ અવિદ્યાના વિષય જેવો આત્મા બને છે એમ અમે પહેલાં કહેલું છે તેથી અવિદ્યાથી ગ્રહણ કરેલ આત્માનો આભાસ તે અધ્યાસનો આશ્રય અને વિષય છે એમ વ્યવહાર દૃષ્ટિએ બની શકે છે, તેથી હવે તે બાબતમાં વધારે કહેવાની જરૂર નથી.

શંકા—મારે અવિદ્યાનું કાર્ય સ્પષ્ટપણે જાણવાની ઇચ્છા છે.

સમાધાન—મિથ્યા વસ્તુનું સ્થાપન અને જે વસ્તુમાં જે ધર્મ ન હોય તે ધર્મનું જ્ઞાન રાખવું તે બંન્ને મળીને જે અધ્યાસનું કાર્ય થાય છે, તેજ અવિદ્યાનું કાર્ય છે એમ બધા માને છે. જેમ છીપમાં રૂપું નથી છતાં તેમાં રૂપું માનીને રૂપાની બુદ્ધિ કરવી તેનું નામ અવિદ્યાનું કાર્ય છે, તેમ આત્મામાં પણ અનાત્માનો અધ્યાસ થાય છે. મિથ્યા કલ્પનાવાળી વસ્તુ, તેનો આરોપ અને સાચી વસ્તુ એ બે વચ્ચે કોઈ વાર સંશય થાય છે. આ છીપ કે રૂપું છે એવી શંકા થતાં આ રૂપું જ છે એવી વિપરીત બુદ્ધિ કેટલીક વાર ઉત્પન્ન થાય છે. એ બધી ભૂલનું નિમિત્ત વસ્તુના સ્વરૂપના અજ્ઞાનમાં રહેલું છે. તેવીજ રીતે જેણે આત્માનું સ્વરૂપ જાણ્યું નથી, તેનામાં અનાત્માના સંબંધવાળું અભિમાન ઉત્પન્ન થાય છે. વળી તે બાબતમાં સંશયજ્ઞાન, વિપરીતજ્ઞાન, આભાસ વગેરેની મનોવૃત્તિઓ ઊઠે છે. તે પછી મિથ્યા વિષયને સાચો માનવાના નિમિત્તે તેમાં રાગદ્વેષ થાય છે. પછી તે લેવા માટે અથવા મૂકવા માટે તેમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ થાય છે. પછી તેના ફળરૂપે સુખ અને દુઃખ પ્રાપ્ત થાય છે, એવી રીતે સંસારનું આલંબન અવિદ્યા છે, એમ સામાન્ય રીતે સમજવામાં આવે છે.

શંકા—તે બાબતમાં મને ત્રણ શંકા થાય છેઃ—

૧. તમે જે અવિદ્યા કહી તેનો કર્તા ઘડાને કરનાર કુંભારની માફક કોઈ છે કે નહિ?

૨. ઘડાને બનાવવામાં જેમ દંડ વગેરે નિમિત્ત જોઈએ છે, તેમ અવિદ્યા માટે કોઈ નિમિત્ત છે કે નહિ? અને

૩. માટીમાંથી ઘડો બને છે, તેમાં માટી જેમ ઉપાદાન કારણ છે તેમ અવિદ્યાનું કોઇ ઉપાદાન કારણ છે કે નહિ?

બધી રીતે વિચાર કરતાં સંસાર એ અવિદ્યાનું કાર્ય છે, એમ મને જણાતું નથી. અવિદ્યાથી સંસાર થાય નહિ કારણકે અવિદ્યા પોતે જડ હોવાથી તેની પ્રવૃત્તિ બને નહિ. અવિદ્યાનો કર્તા કોઈ બીજો હોય એવો હેતુ ગોતશો તો તેનો નિવારક મળશે નહિ. અવિદ્યા પોતે પોતાનો હેતુ બને નહિ, તેમ સંસાર પણ પોતે પોતાનો હેતુ બને નહિ.

બીજી શંકાની દૃષ્ટિએ વિચાર કરીએ તો તે પણ વિચારને સહન કરી શકતી નથી. અવિદ્યા માત્ર નિમિત્ત કારણ હોય તો સંસારનું ઉપાદાન કારણ શું? તે શોધવું પડશે. માટી જેમ ઘડાનું ઉપાદાન કારણ છે, તેમ અવિદ્યાને સંસારનું ઉપાદાન કારણ માની શકાય નહિ. કારણકે અવિદ્યા માટીની માફક કોઇ ભાવરૂપ દ્રવ્ય નથી. તેથી સંસારનું કારણ અવિદ્યા છે એમ કહેવાનો હેતુ શો છે?

સમાધાન—તાર્કિકોએ જેમ માનેલું છે તેમ સમવાયી, અસમવાયી કે નિમિત્ત કારણ જેવું કોઈ કારણ હોય એવી અવિદ્યા હું માનતો નથી.

શંકા—ત્યારે શું માનો છો?

સમાધાન—સંસારનું મિથ્યાપણું હોવાથી પારમાર્થિક દૃષ્ટિથી સંસારનું સ્વરૂપ મળતું નથી. દૃષ્ટિના દોષથી બે ચંદ્ર દેખાય તે બાબતમાં એક ચંદ્રના કારણની માફક બે ચંદ્રનું સાચું કારણ શોધવાની કોઇ મહેનત કરતું નથી કારણકે ચંદ્ર એક હોવા છતાં માત્ર દૃષ્ટિના દોષથી જેમ બે જેવો દેખાય છે તેમ અહીં પણ મિથ્યાદૃષ્ટિના દોષથી સંસાર દેખાય છે અને શાસ્ત્રદૃષ્ટિથી તે દોષ દૂર થાય છે. તેથી સંસારનું કારણ અજ્ઞાન છે એમ બોલાય છે તેથી સંસાર અને અવિદ્યાનો કાર્યકારણ ભાવ બનતો નથી.

શંકા—જેમ મિથ્યાભૂત જગત દેખાય છે તેમ તેનું કારણ મિથ્યાભૂત અવિદ્યા માની લો તો શું ખોટું છે ? છીપમાં રૂપું દેખાતી વખતે મિથ્યાભૂત અજ્ઞાનરૂપી ઉપાદાન કારણથી મિથ્યા રૂપું દેખાય છે, તેમ સંસાર વિષે પણ સમજી લેવું. છીપના અજ્ઞાન વિના કદાપિ રૂપાની બુદ્ધિ થતી નથી. તે અજ્ઞાનનો નાશ થાય ત્યારે રૂપાનો નાશ થાય છે અને તે અજ્ઞાનનો નાશ ન થાય તો રૂપાનો નાશ થતો નથી, એમ અન્વય વ્યતિરેકથી રૂપાનું ઉપાદાન અજ્ઞાન છે એમ નક્કી થાય છે. ઘડાની અંદર જેમ માટી રહેલી દેખાય છે તેમ અજ્ઞાન ચાલુ રહે છે એવી શંકા કરવી નહિ. સર્વાંશે અજ્ઞાન ચાલુ રહેવું જોઇએ એવો કોઇ રાજાનો હુકમ નથી તેમજ તેવું દેખાતું નથી. જે થોડું ઘણું અજ્ઞાન ચાલુ રહે છે તે અહીં જડરૂપથી સંભવે છે.

સમાધાન—તમે જે કહો છો તે સાચું હોય તો અજ્ઞાન વખતે રૂપું ઉત્પન્ન થયું અને જ્ઞાન વખતે રૂપું નષ્ટ થયું એવી બુદ્ધિ ઉત્પન્ન થવી જોઇએ પણ તેમ બનતું નથી. ઉત્પત્તિ વખતે છીપથી અભિન્ન રૂપું ગ્રહણ થાય છે અને રૂપાના બાધ વખતે રૂપાનો અત્યંત અભાવ ગ્રહણ થાય છે. જો રૂપું ઉત્પન્ન થતું હોય તો તેનો ત્રિકાલિક નિષેધ કેમ જણાય છે ? તેનું કારણ હું કહું છું. ત્યાં રૂપાનો સ્વરૂપથી નિષેધ નથી, પણ પારમાર્થિક રૂપથી નિષેધ છે, અથવા લોકો જેને રૂપું માને છે તેનો ત્યાં નિષેધ છે. જે રૂપું દેખાય છે તેનો તે વખતે નિષેધ નથી અને જ્ઞાન થાય છે ત્યારે જે રૂપું દેખાવ માત્ર છે તેનો નિષેધ થાય છે. જ્યારે ખબર પડે છે કે અહીં રૂપું નથી પણ માત્ર ભ્રમ હતો ત્યારે વ્યાવહારિક અને પ્રાતિભાસિક સત્તાનો અભેદ દેખાય છે અને રૂપાનો બાધ થાય છે, એ વાત સ્પષ્ટ જણાય છે. આવા તર્કનો આશ્રય કરીને બધા પ્રત્યયોનું પોતાના વિષયમાં સાર્થકતા છે એમ માનીને જે રૂપું દેખાવ માત્ર છે, ત્યાં તે અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે એમ કેટલાક માની બેસે છે.

શંકા—તો પછી અમે રૂપું દેખાવાનું કારણ અજ્ઞાન માનીએ છીએ, તેનો દ્વેષ શા માટે કરો છો ?

સમાધાન—મિથ્યા વસ્તુનું કારણ હોતું નથી. જે મિથ્યા કાર્ય હોય તેનું મિથ્યા કારણ બને નહિ. સત્ય કાર્યનું સત્ય કારણ બને. મિથ્યા વસ્તુ તો મિથ્યા જ છે એટલે છે નહિ, તેનો કાર્યકારણ ભાવ શોધવો એ ઠીક નથી. વળી તમે કહ્યું કે છીપના અજ્ઞાનથી રૂપું દેખાય છે અને છીપના જ્ઞાનથી રૂપું દેખાતું નથી એવો અન્વય વ્યતિરેક કરીને છીપનું અજ્ઞાન એ રૂપાનું ઉપાદાન કારણ છે એ પણ ખોટું છે, કારણકે જ્યારે રૂપાનો બાધ થાય છે, અને રૂપાના જ્ઞાનનો બાધ થાય છે ત્યારે એમ જણાય છે છે કે રૂપું નહોતું, છે નહિ અને થવાનું નથી. વળી એ રૂપાનું જ્ઞાન પારમાર્થિક પણ નથી, તેમ લોકો જેને સાચું રૂપું માને છે, તેનું જ્ઞાન પણ નથી. તમે તો લોકો જેને રૂપું માને છે તે પણ અવિદ્યાનું કાર્ય છે એમ માની બેઠા છો.

શંકા—જે પ્રતિભાસ થાય છે, તે અવિદ્યાનું કાર્ય છે એમ તમે માનશો તોપણ તેજ દોષ આવી પડશે.

સમાધાન—એમ નથી. દોષ વ્યાવહારિક હોય તો મિથ્યા વસ્તુના મિથ્યા કારણનો નિયમ તૂટી જશે અને દોષ પ્રતિભાસ લેશો તો દોષનું કારણ બીજો દોષ શોધવો પડશે અને તેથી અનવસ્થા દોષ આવશે.

શંકા—મિથ્યાભૂત વસ્તુનું ઉપાદાન મિથ્યા કારણ છે એમ માનીએ તો એ દોષ નહિ આવે.

સમાધાન—એ વાત સાચી નથી. મિથ્યા કારણરૂપ અજ્ઞાન હજી સુધી સિદ્ધ થયું નથી. જે એમ કહે છે કે અન્વય વ્યતિરેકથી રૂપાનું ઉપાદાન કારણ અજ્ઞાન છે તેનો અર્થ એટલોજ છે કે છીપનું અજ્ઞાન એટલે છીપના જ્ઞાનનો અભાવ, બીજું કાંઈ નહિ. જડપણાની સામ્યતાથી અજ્ઞાન ઉપાદાન કહેવાય છે, વ્યાવહારિક રૂપું પણ જડપણાની સામ્યતાથી પ્રતિભાસિક રૂપા તરીકે મનાય છે. વળી સ્વપ્ન અને જાગૃતનો ભેદ વાસ્તવ ન હોવાથી સ્વપ્નનું રૂપું અને જાગૃતના રૂપાનો ભેદ ન મળવાથી દોષનું કારણ પ્રાતિભાસિક છે એમ પણ કહી શકાય નહિ. તેથી વ્યાવહારિક રૂપાને દૂર કરીને તેના જેવું બીજું બનાવી

શકાતું નથી તેથી છીપના અજ્ઞાનરૂપ ઉપાદાનથી મિથ્યા રૂપું થયું છે એમ બની શકતું નથી.

શંકા—મૂળ એક અવિદ્યા ચિન્માત્રને આશ્રિત છે, તેનું કાર્ય વ્યાવહારિક રૂપું છે, છીપ જેટલા પ્રદેશમાં રહેલા ચૈતન્યને આશ્રિત બીજી અવિદ્યા છે, તે રૂપાના આભાસનું ઉપાદાન કારણ છે.

સમાધાન—એ પણ સાર વગરનું છે. રૂપાના ઉપાદાન કારણમાં પ્રમાણ નથી.

શંકા—કેમ પ્રમાણ નથી? પ્રમાણ તો મળે છે. રૂપાનો અધ્યાસ સાક્ષાત્ અવિદ્યારૂપી ઉપાદાનથી થાય છે. બીજું ઉપાદાન ન હોવાથી આકાશની માફક તેજ ઉપાદાન છે. આકાશનું પણ ઉપાદાન કારણ અવિદ્યા છે, એમ શ્રુતિમાં કહેલ છે. **मायां तु प्रकृति विद्यात्** તેજ પ્રમાણે અહીં પણ સમજી લેવું. ભ્રાંતિ કાળે જે રૂપું દેખાય છે, તેનું કારણ અંતઃકરણ છે એમ માનવું નહિ. અંતઃકરણ પોતે પણ અવિદ્યાનું કાર્ય છે. તમારા પક્ષમાં પણ બાધક ન્યાય મળતો નથી. મિથ્યા અર્થનો દેખાવ ( આભાસ ) બનતો નથી, માટે એ બાધક છે એમ માનતા હો તો તે વાત સાચી નથી.

સમાધાન—મિથ્યા વસ્તુનું તો ઉપાદાન પણ મળતું નથી. સાચા રૂપાની માફક મિથ્યા રૂપાનું કારણ કે અકારણ એવો કોઈ તાત્ત્વિક ધર્મનો સંબંધ થાય છે, એવું માની શકાતું નથી. વ્યાવહારિક ચીજો છે, તેનું કારણ પણ અવિદ્યા નથી. અવિદ્યાનું પરિણામ થાય છે તેમાં કોઈ પ્રમાણ નથી. આકાશનું કારણ અવિદ્યા છે, એમ પણ બનતું નથી. **मायां तु प्रकृति** એ શ્રુતિમાં પ્રકૃતિ કેવળ માયારૂપ છે, એટલો જ અર્થ નીકળે છે એટલે કે પ્રકૃતિ માયિક છે એટલે કે તે મિથ્યા જ્ઞાનના નિમિત્તવાળી છે. તેથી કોઈ ઉપાદાન કારણ નથી. મિથ્યા અર્થનું અને મિથ્યા જ્ઞાનનું કંઈક કારણ હોવું જોઈએ તેથી અવિદ્યાને ઉપાદાન કારણ માનવામાં આવે છે, તે પણ સાચું નથી. એ માન્યતા પણ મિથ્યા જ છે. મિથ્યા વસ્તુનું મિથ્યાપણું એનો અર્થ એ જ છે કે જે વસ્તુરૂપે હોતી નથી, છતાં દેખાય છે અથવા જણાય છે અને જે જ્ઞાનકાળે બાધ

પામે છે. તેથી પ્રાતિભાસિક વસ્તુનું ઉપાદાન કારણ પણ મળશે નહિ. ભાવરૂપ અવિદ્યાથી જુદી કોઇ અવિદ્યા નથી એમ તમે કહ્યું તો તેનું સ્વરૂપણ પણ સિદ્ધ થતું નથી. જે વસ્તુ પ્રાતિભાસિક છે, તેની ઉત્પત્તિ કે નિષેધ બનતો નથી. છીપમાં રૂપું ઉત્પન્ન થયું કે નાશ પામ્યું એવી પ્રતીતિનો અભાવ હોવાથી રૂપું ઉત્પન્ન થયું એ વચન પણ બનતું નથી. તેવી જ રીતે બ્રહ્મમાં જગત ઉત્પન્ન થયું કે નાશ પામ્યું એવી પ્રતીતિનો અભાવ હોવાથી જગત ઉત્પન્ન થયું એ વચન બનતું નથી. જગત ત્રણે કાળમાં નથી.

શંકા—એનો જવાબ અમે પહેલાં આપી દીધો છે. ઉત્પત્તિ વખતે છીપથી અભિન્ન રૂપું ગ્રહણ થાય છે. બાધ વખતે રૂપાનો અત્યંત અભાવ ગ્રહણ થાય છે, તેથી તમારૂં કહેલું બરાબર નથી.

સમાધાન—એ વાત સાચી નથી. પ્રતીતિના અનુસારે રૂપું ન હોતું. માત્ર પ્રતીતિ હતી, એમ સ્વીકાર કરવો ઉચિત છે. બાધ વખતે મિથ્યા રૂપું મને દેખાતું હતું, એવી પ્રતીતિના અનુભવને અનુસારે મિથ્યા રૂપાની ઉત્પતિની કલ્પના કરવી એ યોગ્ય નથી. અહીં રૂપું ન હોતું, મિથ્યા દેખાવ હતો. અરજતમાં રજત બુદ્ધિ એવા વ્યવહારરૂપ કલ્પના જ હતી. બીજું કંઈ મિથ્યા રૂપું ઉત્પન્ન થયું નહોતું.

શંકા—જો કંઈ નહોતું અને તેનું જ્ઞાન અંગીકાર કરશો તો બુદ્ધની માફક શૂન્યવાદ પ્રાપ્ત થશે.

સમાધાન—તેમ નથી. એવી પ્રતીતિનું કારણ લોકો જેને રૂપું માને છે, તેનું જ્ઞાન તે છીપમાં આધાર રૂપે હતું.

શંકા—એમ માનતા હો તો રૂપું દેખાય છે અને છીપમાં જે પ્રતીતિ થાય છે તે વિપરીત લાગે છે.

સમાધાન—એ વિપરીત નથી. છીપથી બીજું જુદું કોઇ રૂપું દેખાતું નથી, અને અંગીકાર થતું નથી. છીપ જ રૂપાના વ્યવહારને યોગ્ય થઇને ભાસે છે. તે જ પ્રમાણે સિદ્ધાંતમાં બ્રહ્મ જ જગતના વ્યવહારને યોગ્ય થઇ ભાસે છે એમ અમે સ્વીકાર કરીએ છીએ. જો ત્યાં છીપ જ છે એમ ગ્રહણ થાય તો તેની રૂપારૂપે કલ્પના કયાં અને

કેવી રીતે રહે? દોષથી અધિષ્ઠાનનું સમ્યક અગ્રહણ એ જ કારણ છે. તેથી એક પક્ષવાળા એમ કહે છે કે છીપમાં દોષ નિમિત્તથી રૂપારૂપે પરિણામ થાય છે, બીજા પક્ષવાળા એમ કહે છે કે દેખાવ માત્રથી રૂપું ઉત્પન્ન થાય છે, ત્રીજા પક્ષવાળા એમ કહે છે કે છીપમાં રહેલું રૂપું ઇંદ્રિયોના ખોટા સાધનથી ગ્રહણ થાય છે, એવા જે ત્રણ મત છે તેનો અમે આદર કરતા નથી. તેથી વસ્તુતાએ નીચે પ્રમાણે અધ્યાસ બને છે :—

"આ કંઈક છે" એમાં 'આ' અધિષ્ઠાનમાં અનિર્વચનીય રૂપું, તેનું તાદાત્મ્ય અને તેનો સંબંધ, અને

રૂપામાં આનું તાદાત્મ્ય અને તાદાત્મ્યમાં આની ઉપાધિ અને એ બંનેનો સંબંધ એ છ પદાર્થની ઉત્પત્તિ જેઓ માને છે, તેમનું વચન પણ બરાબર નથી. મિથ્યા વસ્તુની ઉત્પત્તિ જ બનતી નથી.

તેથી 'આ રૂપું છે' એવી વૃત્તિ અધિષ્ઠાનના અંશમાં થાય છે અને રૂપાના અંશમાં અવિદ્યા વૃત્તિ કામ કરે છે. એવા મિથ્યા રૂપાની ઉત્પત્તિને અનુસરી તેને આકારે જ્ઞાનનો જે આભાસ થાય છે, તે અવિદ્યાનું પરિણામ છે એમ જે સ્વીકારે છે, તેની વાત પણ સાચી નથી. છીપથી જુદું મિથ્યાભૂત રૂપાનો અભાવ હોવાથી તેની ઉત્પત્તિ સ્વીકારવી અને તે આકારે અવિદ્યાનું પરિણામ થાય છે, એમ માનવું એ અત્યંત અસંભવિત છે. અધિષ્ઠાનમાં જ દોષવશાત્ તેને વિષયક અંતઃકરણ વૃત્તિ ઉત્પન્ન થાય છે, તેથી તેના ભાનમાં બીજી વૃત્તિની કલ્પનાનું પ્રયોજન નથી. રૂપું હું જોઉં છું એ સર્વનો સિદ્ધ અનુભવ છે. તેમાં માત્ર ચક્ષુનો દોષ છે. તે દોષનું સ્વરૂપ સમજવા માટે વિષય કલ્પનામાં અવિદ્યાનું પરિણામ થાય છે, તેમાં કંઈ હેતુ નથી. તેથી સર્વ રીતે મિથ્યા વસ્તુની ઉત્પત્તિ થતી નથી એમ સિદ્ધ થાય છે. તેથી જગત કોઈએ ઉત્પન્ન કરેલું નથી. જગત ઉત્પન્ન થયું ત્યારે કોઈએ જોયું નથી.

જેઓ એમ માને છે કે કાર્યનું ઉપાદાન કારણ હોવું જ જોઈએ, એવો નિયમ છે અને તેથી અભાવના પ્રતિયોગીરૂપ કોઈ અનિર્વચનીય

રૂપાના કારણરૂપ અનિર્વચનીય અવિદ્યા ઉપાદાન રૂપે છે, તેને અમે હવે જવાબ દઇએ છીએ. અનિર્વચનીયવાદના રહસ્યને જરા યાદ કરો. અનિર્વચનીય તેને જ કહેવાય કે જે કોઈ પણ પ્રકારે કહી શકાય નહિ, છતાં વસ્તુ ભાસે તેથી મિથ્યા વસ્તુનું અનિર્વાચ્ય કારણ શોધનારા તેને અનિર્વચનીય સાપેક્ષ માનીને કહેવાનો પ્રયત્ન કરે છે. તેઓને તેમ કહેવામાં લજ્જા કેમ આવતી નથી ?

શંકા—અનિર્વચનીયનો અર્થ હું એમ કરૂં છું કે જે સત્‌રૂપે અથવા અસત્‌રૂપે અથવા સદસત્‌રૂપે વિચારને સહન કરે નહિ, અને કોઇ પ્રકારે તેનું વર્ણન આપી શકાય નહિ, તેથી ઉપાદાનની સાપેક્ષતા લેવામાં અનિર્વચનીયતાની હાનિ થતી નથી. પરસ્પર વિરૂદ્ધ સત્ત્વ અને અસત્ત્વનો નિષેધ અને સમુચ્ચય બનતો નથી, એવી શંકા ન કરવી. અભાવના પ્રતિયોગીનું નિરુપણ થઇ શકતું નથી તેથી તે નિરુપણ કરવા માટે તેનાથી વિલક્ષણ અનિર્વચનીય અવિદ્યા છે એમ હું માનું છું.

સિદ્ધાંત—એમ નથી. સત્ અને અસત્‌રૂપે કોઇ વસ્તુનું નિરુપણ નહીં થઇ શકવાથી, વાસ્તવિક રીતે તેનો અસંભવ હોવાથી તેના ઉપાદાનની અપેક્ષા રાખવી એ ખોટું છે. **ઉપાદાનની અપેક્ષામાં જ અનિર્વચનીયતાની હાનિ થાય** છે. તેથી મિથ્યા રૂપાનું મિથ્યાભૂત અજ્ઞાન ઉપાદાન કારણ નથી, તેથી જગતનું કોઇ કારણ છે અને તે કારણનું મૂળ કોઇ અવિદ્યા છે, એમ કહેવું બનતું નથી. કાર્ય કારણભાવ નીચે પ્રમાણે બને છે :—

"જે કારણથી પ્રપંચનો કાર્યકારણ ભાવ બને છે, તે હવે બરાબર સમજો. દેશ કાળ અને નિમિત્તવાળી બુદ્ધિ હોય તો જગત્–બુદ્ધિ થાય, એવી બુદ્ધિ ન હોય તો જગત–બુદ્ધિ ન થાય, એ પ્રમાણે દેશકાળના નિમિત્તવાળી બુદ્ધિના સંબંધથી રહિત જગત નામનો કોઇ પદાર્થ નથી એમ મેં પહેલાં કહેલું છે. તેથી પ્રપંચમાં જે પદાર્થ રહેલા છે તેના પરસ્પર કાર્યકારણ ભાવ પ્રપંચની અંદર બને. તેની બહાર કાર્ય કારણ ભાવ બને નહિ. તેથી જેના મતમાં મુખ્ય વૃત્તિથી અવિદ્યા પ્રપંચનું કારણ મનાય છે, તેના મતમાં પ્રપંચથી બહાર પણ

પ્રપંચ છે એમ કહી શકાય. જેઓ કહે છે કે પ્રપંચની અંતર્ગત રહેલી અવિદ્યા એ પ્રપંચનું વ્યતિરિક્ત કારણ બને છે, તેથી પ્રપંચની બહાર કાર્યકારણ ભાવ માનવાની જરૂર નથી તેમને અમે પ્રશ્ન પૂછીએ છીએ કે પ્રપંચના કારણરૂપ સ્વીકારાતી અવિદ્યા મિથ્યા છે કે નથી ? જો મિથ્યા ન હોય તો મિથ્યા કાર્યનું મિથ્યા કારણ જોઇએ એવી જે પ્રતિજ્ઞા કરી તેની હાનિ થશે. અવિદ્યાને મિથ્યા માનશો તો અવિદ્યાના મિથ્યાત્વમાં મિથ્યાભૂત બીજું કારણ તપાસવું પડશે અને તે કારણનું પણ કારણ શોધવું પડશે અને તેથી અનવસ્થા દોષ આવશે. એ દોષના પરિહાર માટે અવિદ્યા અનાદિ મિથ્યારૂપ છે એવો સ્વીકાર કરવામાં કાળ પોતે સત્ય થઈ જશે અને એવા દોષો (જે મેં પહેલાં કહ્યા તે) ફરીથી ઊભા થશે.

વળી પ્રપંચનું કારણ અવિદ્યા છે, એ મતમાં જગતનું કારણ બ્રહ્મ છે એવો શ્રુતિનો પક્ષ પણ સિદ્ધ થશે નહિ. એ વાત પણ યાદ કરો. શ્રુતિના પક્ષમાં પણ એવોજ દોષ છે એવી શંકા ન કરવી. મુખ્ય વૃત્તિથી જગતનું કોઇ મિથ્યા ઉપાદાન કારણ છે એમ કહેવું એ વ્યાજબી નથી.

આ સાથેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે માત્ર સ્થાન ધર્મથી એકજ વસ્તુ ભૂલથી જુદા જુદા રૂપે જણાય છે. સ્થાન ધર્મની સાથે કલ્પિત કાળ ધર્મ રહે છે અને તેની સાથેજ કલ્પિત કારણભાવ ઉત્પન્ન થાય છે.*

શંકા—ત્યારે અવિદ્યાનું નિમિત્ત શું છે ? જો બધી બાબતોનું નિમિત્ત મળી આવે છે તો અવિદ્યાનું પણ નિમિત્ત હોવું જોઇએ.

સમાધાન—એ પ્રશ્નજ બની શકતો નથી. દેશકાળ અને નિમિત્ત-વાળી બુદ્ધિ એ અવિદ્યાનું કાર્ય છે. જો અવિદ્યા હોય તો તેવી બુદ્ધિ દેખાય છે અને અવિદ્યા ન હોય તો તેવી બુદ્ધિ દેખાતી નથી. નિમિત્ત-વાળી બુદ્ધિને એવી ટેવ પડી જાય છે કે તે બધાનું નિમિત્ત માગ્યા કરે છે. એવી આકાંક્ષાથી પરિચ્છિન્ન થયેલ સ્વભાવવાળી તે બુદ્ધિ પોતાનું

* આ બાબત ઉપર જેને વધારે ખુલાસો જોઈએ તેણે "માયા"નું (આ લેખકનું) અંગ્રેજી પુસ્તક વાંચવું. મળવાનું ઠેકાણું—ઉત્થાન કાર્યાલય, ગોયાગેટ, પ્રતાપનગર રોડ, વડોદરા.

પણ કોઇ નિમિત્ત હોવું જોઇએ એવી ભાવના કરે છે. વસ્તુતાએ જોતાં બધું નિયમપૂર્વક નિમિત્તથી બને છે એમ નિમિત્તવાળી બુદ્ધિને જણાય છે, તેથી જેટલી જેટલી નિમિત્તની શોધ થાય છે તે બધા નિમિત્તવાળી બુદ્ધિ રૂપ અવિદ્યા કાર્યની હદમાં આવી જાય છે. એજ બરાબર ન્યાય છે. તેની બહાર નિમિત્ત વગરનું કાંઇ રહેતું નથી. અવિદ્યાનું જે જે



(એકજ વસ્તુ જુદી જુદી જગ્યાએથી જોતાં જુદા પ્રકારની દેખાય છે.)

નિમિત્ત (efficient cause) આપણે કલ્પના કરીએ, તે બધું નિમિત્ત–બુદ્ધિનો વિષય હોવાથી અવિદ્યાની હદમાં સમાઈ જાય છે. એક તો નિમિત્ત કહેવું અને તેને કાર્યની અંદર રહેલું માનવું એ વિરુદ્ધ વાત છે. તેથી તમારો પ્રશ્ન બનતો નથી. અવિદ્યા વસ્તુતાએ કોઇનું કારણ નથી તેમ કોઇનું કાર્ય પણ નથી.

શંકા—તમે કહો છો કે અધ્યાસથી જુદી કોઈ અવિદ્યા નથી, તેથી તમારા મતમાં પણ અધ્યાસનું નિમિત્ત કારણ (efficient cause) અને અધ્યાસનું ઉપાદાન કારણ (material cause) પણ કહેવું પડશે. વળી જો આત્મા અને અનાત્માનો અધ્યાસ એજ અવિદ્યા છે, એમ માનશો તો તે આત્માના અજ્ઞાન સિવાય સિદ્ધ થતો નથી અને એવા અબોધનું નિમિત્ત શું છે? તેની શોધમાં મૂળ કોઈ સાચું ભાવરૂપ અજ્ઞાન અથવા બીજા કાંઈ નિમિત્ત કારણની અપેક્ષા રહે છે. વળી તમારા મતમાં જ્ઞાનનો અભાવ એ મૂળ અજ્ઞાન માનેલું છે, તેનાથી મિથ્યા જ્ઞાનની ઉત્પત્તિ થાય છે એમ પણ કહો છો. તેથી અસત્‌માંથી સત્‌ના જન્મ જેવું થાય છે. તે પણ પ્રમાણથી વિરૂદ્ધ લાગે છે. અંતઃકરણની વૃત્તિ રૂપ અધ્યાસનું ઉપાદાન કારણ અંતઃકરણ છે. તેથી અસત્‌થી સત્‌નો જન્મ થાય છે એવું પણ નથી. અંતઃકરણના ઉપાદાન કારણની અપેક્ષા રહેતી હોવાથી ઉપાદાન કારણની ઇચ્છા શાંત થતી નથી. તેથી અવિદ્યાનું નિમિત્ત અથવા ઉપાદાન કારણ મળી ન શકવાથી તમારી પ્રક્રિયા અશુદ્ધ લાગે છે.

સમાધાન—તમારી વાતો એ અજ્ઞાનીની વાતો જેવી છે. જેમ વિદ્યાવાળો પ્રપંચ પારમાર્થિક રીતે સાચો ન હોવાથી તે પ્રપંચનું નિમિત્ત કારણ અથવા ઉપાદાન કારણ માનવાની જરૂર નથી તેવીજ રીતે અવિદ્યા પણ પરમાર્થિક રીતે સાચી ન હોવાથી તેજ કારણથી તે પોતાથી બીજું નિમિત્ત કારણ અથવા ઉપાદાન કારણ પોતાની ઉત્પત્તિમાં અપેક્ષા રાખતી નથી. સત્કાર્યવાદી વેદાન્તીના મનમાં અસત્ કાર્યનો અસત્ કારણથી જન્મ અંગીકાર થતો નથી. સત્ પોતેજ માયાથી બીજા રૂપે વિવર્ત પામે છે એટલે દેખાય છે. તેથી આત્માનો અબોધ એજ નિમિત્ત છે. તે સિવાય બીજા કંઈ નિમિત્તની અપેક્ષા રહેતી નથી કે જેથી ભાવરૂપ અવિદ્યા નામની ડાકણ ઊભી રહેવા પામે.

વળી તમે એમ પૂછો છો કે આત્માનો અબોધ એ અસત્ હોવાથી અને તે મિથ્યા બોધનું નિમિત્ત હોવાથી અસત્‌માંથી સત્ કેમ ઉત્પન્ન થયું? તો તે પ્રશ્ન પણ સમ્યક્ નથી. જો આત્માનો અબોધ એ અસત્

છે, તો મિથ્યા બોધ એ સત્ છે એમ કોણે કહ્યું? આત્માનું જ્ઞાન છોડીને બીજું કોઈ ભાવરૂપ અજ્ઞાન માનશો તોપણ દોષનો અંત આવશે નહિ. ભાવરૂપ અજ્ઞાન અસત્ છે કારણ કે તે જ્ઞાનથી ચાલ્યું જાય છે. જે વસ્તુ જ્ઞાનથી નિવર્ત્ય થાય તે સાચી નથી, તેથી આત્માના સ્વરૂપનો જેણે અનુભવ કરી નિશ્ચય કર્યો નથી, તેમને તે નિમિત્તથી મિથ્યા જ્ઞાન અને સંશય જ્ઞાનનો વ્યવહાર થાય છે, તેથી તે બંન્નેનું કારણ આત્માનો અબોધ છે. આત્મ જ્ઞાનથી તે વિષયનું અજ્ઞાન દૂર થવાથી સંશયજ્ઞાન અને મિથ્યા જ્ઞાન પણ અવશ્ય દૂર થાય છે. તેથી આત્માનો અબોધ અને મિથ્યા બોધની વચ્ચે વાસ્તવિક કાર્ય કારણ ભાવ કદાપિ બની શકતો નથી અને કહી શકાતો નથી. નિમિત્ત માગવાવાળી બુદ્ધિ પણ અવિદ્યાથી વ્યાપ્ત છે.

વળી જેના મતમાં મિથ્યા જ્ઞાનનું કારણ ભાવરૂપ અવિદ્યા છે, ત્યાં તે અવિદ્યાનું પણ કોઇ એક કારણ લેવું પડશે. તેથી તેમાં પહેલું શું? અને પછી શું? તેનો વિચાર કરવો પડશે. કાળ વગેરેની અપેક્ષા-વાળી બુદ્ધિ એજ મિથ્યા જ્ઞાનનું સ્વરૂપ છે. તેથી મિથ્યા જ્ઞાનના અભાવમાં તેના પહેલાં કાળનું અસ્તિત્વ શી રીતે રહેશે? તેથી અબોધ (અવિદ્યા) અને મિથ્યા બોધની વચ્ચે કાર્ય કારણ ભાવ બનતો નથી.

શંકા—ત્યારે તમારું શું કહેવું છે?

સમાધાન—એ અવિદ્યાનું સ્વરૂપજ એવું છે. એવી અવિદ્યાનું નિમિત્ત કે ઉપાદાનની અપેક્ષાનો અભાવ હોવાથી તમારો પ્રશ્ન બનતો નથી.

શંકા—જો અવિદ્યા છે એમ માનો છો તો તેના નિમિત્તનો પ્રશ્ન કેમ માનતા નથી? આત્મા તો સ્વચ્છ સ્વરૂપવાળો છે એમ માનો છો તો તેમાં અવિદ્યા કેમ આવી એ પ્રશ્ન પણ કેમ ન બની શકે? અને જો અવિદ્યા નામની વસ્તુ નથી તો અવિદ્યાના નિમિત્તવાળો આ બધો પ્રપંચ છે એવું વર્ણન કેમ આપો છો?

સમાધાન—હું એમ નથી કહેતો કે વાસ્તવિક રીતે અવિદ્યા નામની કોઈ વસ્તુ છે.

શંકા—ત્યારે શું કહો છો?

સમાધાન—અવિદ્યા અને તેના કાર્યોનું સ્વરૂપ આત્માજ છે કે જે આત્માને જાણતાં અવિદ્યા અને તેનું કાર્ય અસ્ત પામે છે. જેમ બપોરે પ્રકાશમાન સૂર્યની હયાતિમાં કોઇ મૂઢ પુરુષ એમ પૂછે છે કે "જે કારણથી ઘુવડને અંધારૂં દેખાય છે અને તે રૂપ જોઈ શકતા નથી, એવા અંધારાનું કારણ સૂર્યમાં શું છે? તેને બીજો કોઇ જવાબ આપે છે કે ઘુવડની કલ્પનાથી જુદું અહીં કોઇ અંધારૂં છેજ નહિ. તેવીજ રીતે અવિદ્યા વિશે સમજી લેવું.

શંકા—આત્મા નિત્ય શુદ્ધ ચિદાત્મારૂપ છે. તે પોતે પોતાને કેમ ભૂલી ગયો? કે જેથી તે પોતે પોતામાં (ઘુવડ જેમ સૂર્યમાં અંધારૂં કલ્પી હેરાન થાય છે તેમ) મોહ પામે છે?

સમાધાન—મેં એમ ક્યારે કહેલું છે કે આત્મા પોતાનું સ્મરણુ કરે છે કે વિસ્મરણુ કરે છે? હાલ તમારા પ્રશ્ન વખતે પણ તે ચિદાત્મા જ છે એમ અમે ખાત્રીથી ઘોષ કરીને કહીએ છીએ.

શંકા—ત્યારે શાસ્ત્રોનો ઉપદેશ કોને માટે છે?

સમાધાન—જે પ્રશ્ન પૂછે છે તેને માટે છે એમ જાણો.

શંકા—તમારા કહેવા પ્રમાણે તેનો આત્મા પણ ભૂલમાં પડેલો નથી તો તેને માટે પણ શા માટે ઉપદેશ જોઇએ?

સમાધાન—જે સેંકડો પ્રાણીઓનો આત્મા શરીર વગેરેથી જુદો હોવા છતાં તેઓ દેહ હું છું, એવા દેહાત્મવાદમાં કેમ નિશ્ચય કરી બેઠા છે? તેનું કારણ તુંજ કહે.

શંકા—તેઓનો આત્મા પણ વસ્તુતાએ શરીર વગેરે ધર્મથી રહિત છે, છતાં મિથ્યાજ્ઞાનથી આ બધી ખટપટ થઇ લાગે છે.

સમાધાન—તો પછી આત્મામાં સ્મરણુ કે વિસ્મરણુ એ પણ મિથ્યાજ્ઞાનથી જ થાય છે. તેથી જે અવિદ્યા નથી, તેના કારણનો પ્રશ્ન જ રહેતો નથી.

શંકા—પણ એવું મિથ્યાજ્ઞાન આત્મામાં આવ્યું ક્યાંથી?

સમાધાન—એ મિથ્યાજ્ઞાન જો આત્મામાં રહેલું હોય તો આત્માનો બરાબર સાક્ષાત્કાર કરીને પછી મને પૂછ કે આત્મામાં છે કે નહિ?

આત્મામાં શું છે? અને શું નથી? એ આત્માને જાણ્યા વગર કહેવું એ પ્રશ્ન બરાબર નથી. જ્ઞાની થઇને પૂછતો હોય તો અવિદ્યા આત્માને ત્રણે કાળમાં સ્પર્શ કરતી નથી. તે કારણથી પણ અવિદ્યાના નિમિત્તનો પ્રશ્ન બનતો નથી. તેથી અવિદ્યા પોતાના નિમિત્તનો પ્રશ્ન સહન કરતી નથી, નિમિત્તનો પ્રશ્ન પણ અવિદ્યાના આધારે રહેલો છે. છતાં વ્યવહાર દૃષ્ટિથી એમ કહી શકાય કે પ્રાણીઓ વિચાર કર્યા વગર બીજાનું કહેવું માની મિથ્યા પ્રત્યયમાં સત્યત્વનો આગ્રહ રાખે છે. તેથી આત્માના સ્વરૂપનાં વિવેકનો અભાવ એજ અવિદ્યાનું નિમિત્ત છે. એવા વિવેકનો અભાવ કેમ થયો એ પ્રશ્ન નકામો છે. એ અભાવનું કારણ અવિચાર છે એમ મેં ઉત્તર આપી દીધેલો છે. જ્યાંસુધી વસ્તુનો વિચાર થતો નથી, ત્યાંસુધી તેનું જ્ઞાન થતું નથી. તેથી અભાવરૂપ અવિદ્યાનું નિમિત્ત આત્માનો અવિચાર છે. વિવેકના અભાવથી મિથ્યાજ્ઞાન થાય છે, એ પણ અમે ઘણીવાર કહેલું છે.

શંકા—ત્યારે એવા અવિવેક અથવા અવિદ્યાની નિવૃત્તિ શી રીતે કરવી તે કહો.

સમાધાન—અવિદ્યા મિથ્યા જ્ઞાનરૂપ હોવાથી જ્ઞાનથી તેની નિવૃત્તિ થાય છે. તે તરત સમજાય તેવું છે. જ્ઞેય, જ્ઞાતા વગેરે બધું મિથ્યા અધ્યાસવાળું છે અને વસ્તુતાએ બધું શુદ્ધ ચૈતન્ય માત્ર છે. તે એકજ સત્ય છે, એવું જ્ઞાન અવિદ્યાનો નાશ કરે છે. આવું ઉત્પન્ન થયેલું જ્ઞાન જેમ અન્ય પ્રપંચને મિથ્યા જાણે છે, તેમ પોતાને પણ મિથ્યા જાણે છે. તેથી સર્વ દ્વૈત મિથ્યા છે એવું સિદ્ધ થાય છે.

શંકા—તમે અવિદ્યાની નિવૃત્તિનું વર્ણન આપ્યું તે બરાબર નથી. તમે તો માત્ર મિથ્યાજ્ઞાનને જ અવિદ્યા માનતા નથી પરંતુ સંશયજ્ઞાનને પણ અવિદ્યાનું રૂપ માનો છો અને જ્ઞાનના અભાવને પણ અવિદ્યા માનો છો. સંશયજ્ઞાન અને મિથ્યાજ્ઞાનનું કારણ જ્ઞાનનો અભાવ છે, એમ અમે માનીએ છીએ તેથી અંતે બધું જોતાં જ્ઞાનનો અભાવ એજ મૂળ અવિદ્યા છે. તેની નિવૃત્તિ એજ વિદ્યાનું કાર્ય છે, એમ કહેવું જોઇએ. તે બની શકતું નથી, કારણકે જે આવરણથી જીવ સંસારમાં

મોહ પામે છે, એવું કોઇ અજ્ઞાન નથી એમ કહેવું બનતું નથી. જો સ્વપ્રકાશ ચૈતન્ય સ્વરૂપ જીવને આવરણ કરનાર કોઇ ન હોય તો આ સંસારના મોહનું કોઇ નિમિત્ત રહેતું નથી. વળી, મોહરૂપ આવરણ કે જે વિદ્યાથી નિવૃત્ત થાય છે, તેવું કોઇ સ્વરૂપ પ્રકાશનો પ્રતિબંધ કરનાર ન હોય તો વેદાન્તમાં વિહિત કરેલ વિદ્યા નિરર્થક થાય કારણ કે તેનું પ્રયોજન રહે નહિ. એ બંન્ને દોષના નિવારણ માટે વિદ્યાથી દૂર કરવા જેવું કાંઇક સ્વરૂપનું આવરણ જરૂર માનવું પડશે. વળી આકાશ વગેરે પંચમહાભૂતથી જડ પદાર્થ પ્રસિદ્ધ થયા છે તેની સમાન સ્વભાવવાળી કોઇ પ્રકૃતિ વગર તે ઉત્પન્ન થયા હોય તેવો સંભવ નથી. તેનું કારણ સાંખ્યના જેવી પ્રકૃતિ તમે માનતા નથી. તેથી આત્મામાં અધ્યસ્ત હોય એવી કોઇ જડ પ્રકૃતિ સ્વીકારવી જોઇશે. તે આત્મ-પ્રકાશનું આવરણ કરે છે અને તેની નિવૃત્તિ વિદ્યાથી થાય છે એમ અવશ્ય અંગીકાર કરવું પડશે. તે પ્રમાણે જગતમાં અનુગત જડપણું અને જીવમાં અનુગત મૂઢપણું એમ જડપણા અને મૂઢપણાવાળું કાંઇક કારણ છે એવું માનવાની ઇચ્છા રાખનારને અજડનો અને બોધનો તિરસ્કાર કરવામાં સમર્થ એવું, સર્વના અનુભવથી સિદ્ધ એવું, ભાવ-રૂપ અજ્ઞાન તત્ત્વથી છે કે જે વિદ્યાથી દૂર કરી શકાય છે, તેને જ અવિદ્યા નામથી ઓળખવામાં આવે છે. એવું તમારી ઇચ્છા ન હોય તોયે તમારે સ્વીકારવું જ પડશે.

સમાધાન—તેથી અમારા સિદ્ધાંતમાં કાંઇ અડચણ આવતી નથી. પહેલાં તમે કહ્યું કે જો જ્ઞાનના અભાવ જેવી અવિદ્યા ન હોય તો વિદ્યાથી કોની નિવૃત્તિ કરવી ? તે તુચ્છ વાત છે. અમે વિદ્યાની ઉત્પત્તિથી જુદી કોઇ અવિદ્યાની નિવૃત્તિ માનતા નથી કે જેથી તમારો આક્ષેપ શોભારૂપ થાય. વિદ્યાની ઉત્પત્તિ એજ અવિદ્યાની નિવૃત્તિ છે અને એજ સંસારની નિવૃત્તિ છે. વાર્તિકકાર સુરેશ્વરાચાર્યનો પણ એજ મત છે. જડતા અને મૂઢતાની ઉત્પત્તિના કારણથી ભાવરૂપ અજ્ઞાનને સ્વીકારવું જોઇએ એવી ધૃષ્ટતા તમે બતાવો છો, તેનો જવાબ મેં

અનેકવાર આપી દીધેલો છે. એવું અજ્ઞાન કોઇનું કારણ નથી અને કોઇનું કાર્ય નથી કારણકે તેમાં પ્રમાણ નથી. જ્ઞાનથી નિવૃત્તિ પામે એવું કાઇ અજ્ઞાન જ્ઞાનીમાં અથવા જીવન્મુકતમાં અનુવૃત્તિથી રહે છે, એવું તો તમે પણ માનતા નથી. તેથી અજ્ઞાન કોઈ વસ્તુ નથી. વિદ્યાથી અવિદ્યાની નિવૃત્તિ થાય છે, એ ઉપદેશ પૂરતું છે. વાસ્તવિક નિવૃત્તિ બનતી નથી. વિદ્યાની ઉત્પત્તિને જ બીજા શબ્દમાં અવિદ્યાની નિવૃત્તિ કહેવાય છે. પહેલાં વિદ્યાની ઉત્પત્તિ થઇ અને પછી તેનાથી અવિદ્યાની નિવૃત્તિ થઇ એવો કાર્યકારણભાવ માનવાની જરૂર નથી. જે જાગ્યો તેનું સ્વપ્નું ગયું એમ એકજ ક્રિયામાં બે જાતનો વ્યવહાર બોલી શકાય છે.

તેથી સાચું આવરણ ન હોવાથી સંસારનું નિમિત્ત રહેતું નથી એવી બીક રાખવી નહિ. સંસારનું વાસ્તવિક આવરણ અને તેનો વાસ્તવિક મોક્ષ અમારા મતમાં માનવામાં આવેલો નથી. એ વાત બરાબર ધ્યાનમાં રાખો.

શંકા—ઘડાનો નાશ થાય છે ત્યારે ક્ષણવાર ભાવ-વિકાર થાય છે, એ તો સૌ જાણે છે. તેવીજ રીતે જ્યારે બ્રહ્મજ્ઞાનથી અવિદ્યાની નિવૃત્તિ થાય, ત્યારે પણ ક્ષણિક વિકાર થવો જોઇએ. જો જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી એક ક્ષણવાર પણ અવિદ્યા નિવૃત્તિ જેવો ભાવ વિકાર ન થાય તો તાર્કિકના મતની માફક નાશનું અનન્તપણું આવી જાય અને તેથી મોક્ષમાં પણ તેનો સદ્‌ભાવ આવી જાય.

સમાધાન—પ્રાગભાવ અનાદિ થવાથી અને પ્રધ્વંસાભાવ અનન્ત થવાથી વસ્તુની ઉત્પત્તિ અને નાશનું નિરુપણ નહિ થઈ શકે એવી બીક રાખવી નહિ. અવિદ્યાની ઉત્પત્તિને જેમ અમે અનિર્વચનીય માનીએ છીએ તેમ અવિદ્યાની નિવૃત્તિને પણ અનિર્વચનીય માનવામાં કાંઈ ખોટ નથી. એવી અનિર્વચનીયતાથી અવિદ્યા સાચી સિદ્ધ થતી નથી.

શંકા—જો અવિદ્યાની નિવૃત્તિ ચીરસ્થાયી ન હોય તો મુક્તિનો અર્થ શો? અથવા પુરુષાર્થની સ્થિતિ પણ કેમ બનશે.

સમાધાન—એ તમારી ભ્રાંતિ છે. અવિદ્યાની નિવૃત્તિ એજ મોક્ષ છે, એમ અમે કહેલું નથી, પણ અખંડ આનંદનું સ્ફુરણ અને સંસારના દુઃખનો મૂળથી ઉચ્છેદ એનું નામ મોક્ષ છે; અથવા સંસારના દુઃખની નિવૃત્તિ પણ અવિદ્યાની નિવૃત્તિની સમાન છે. માત્ર અખંડ આનંદનું સ્ફુરણ એજ મોક્ષ છે.

તેથી આ બધું જે તમારા મનની કલ્પનાથી ઊભું થયું છે, તે વાસ્તવથી સાચું નથી. અવિદ્યાનો ભાવ કે અભાવ એ બંધી કલ્પનાનું બી વસ્તુતાએ હોય તેમાં પ્રમાણ નથી. વળી આગળ કહ્યું તે પ્રમાણે વિદ્યાનો જન્મ અને અવિદ્યાનો નાશ તેમાં ભેદ નથી. શ્રી શંકરાચાર્ય અને શ્રી સુરેશ્વરાચાર્ય પણ એ વાતને ટેકો આપે છે. 'જ્ઞાન થતાં દ્વૈત રહેતું નથી' એવું શ્રી શંકરાચાર્યનું વચન હોવાથી જ્ઞાન પછી ક્ષણિક કાળના (દ્વૈતના) રહેવાપણામાં પ્રમાણ ન હોવાથી નિવૃત્તિ નામની કોઇ વિક્રિયા જ્ઞાન થયા પછી રહેવી જોઇએ, એ અસંગત કલ્પના છે. વળી અવિદ્યા નિવૃત્તિ એટલે બ્રહ્મનું સ્વરૂપજ, બ્રહ્મમાં અવિદ્યા નિત્ય નિવૃત્ત છે, એવું ઘણીવાર શ્રી શંકરાચાર્યે કહેલું છે. તેથી ઘડાને જેમ દંડથી મારીને નાશ કરવામાં આવે છે તેવી રીતે અવિદ્યાની નિવૃત્તિને ભાવ વિકારવાળી માનવી એવી ભ્રાંતિને અવકાશ નથી. વિદ્યા મુસલની માફક હથિઆરવાળી બનીને ઘટની માફક અવિદ્યાનો નાશ કરે છે એમ કહી શકાતું નથી.

વળી રજ્જુ-સર્પના દૃષ્ટાંતમાં જ્ઞાન વખતે રજ્જુના સ્વરૂપના જ્ઞાન સિવાય, તેમાં ભૂલથી કલ્પેલ સર્પ વગેરે દૂર કરવામાં બીજી ક્રિયાની જરૂર નથી.

શંકા—રજ્જુના અજ્ઞાનમાં ત્રણ પ્રકારનાં કારણ નીચે પ્રમાણે બની શકે છે—

૧. જેવી વૃત્તિ થવી જોઇએ તેવી થતી નથી.

૨. અનિર્વચનીય મૂળ અજ્ઞાનના સંબંધથી પણ એવું બને છે.

૩. દોરડીમાં રહેલા આવરણના કારણથી પણ એવું બને છે.

તેમાં પહેલી વાત સ્વીકારીએ તો વૃત્તિ તો જે વિષયનું અજ્ઞાન હોય તેટલુંજ દૂર કરે છે. તેથી બધું અજ્ઞાન દૂર થતું નથી. મૂળ અજ્ઞાનનો સંબંધ માનીએ તો અને દોરડીમાં આવરણ રહેલું છે એમ માનીએ તો, સાક્ષીમાં તેનો અધ્યાસ થવાથી તેવો સંબંધ ઉત્પન્ન થાય છે અને જ્ઞાનથી તે આવરણના સંબંધની નિવૃત્તિ બને છે. વળી જો દોરડીના આવરણવાળી પ્રતીતિનો સ્વીકાર કરીએ તોપણ જ્ઞાનથી તે વખતે આવરણ માત્ર દૂર થાય છે. એ બધી કલ્પનામાં દોરડીના જ્ઞાનથી અવિદ્યા દૂર થતી નથી. અવિદ્યા તો માત્ર બ્રહ્મજ્ઞાનથી દૂર થાય છે.

અથવા દોરડીમાં સર્પ દેખાય છે, તેને તુલા–અવિદ્યા માનો, એ પક્ષમાં ઉપરના બધા પ્રસંગે જ્ઞાન થતાં તુલા–અવિદ્યાની નિવૃત્તિ થાય છે પણ મૂલા–અવિદ્યાની નિવૃત્તિ થતી નથી.

સમાધાન—તમે જે કહ્યું કેઃ—

૧. કોઈ ભાવરૂપ અવિદ્યા છે.

૨. તેમાં વળી મૂલા–વિદ્યા અને તુલા–અવિદ્યાનો ભેદ થાય છે

૩. તે ચૈતન્યનું આવરણ કરે છે.

૪. તે બાબતમાં અને તેના વિષયો સહિત સાક્ષીમાં અધ્યાસ થાય છે અને એ બધું બ્રહ્મવિદ્યાથી દૂર થાય છે;

એ બાબતમાં કંઇ પ્રમાણ નથી એમ હું આગળ કહી ગયો છું. તેથી હવે તેમાં કંઇ બીક રાખવા જેવું નથી, અને ફરી તેનું ખંડન કરવાની અમારી ઇચ્છા નથી. દોરડીના સ્વરૂપના જ્ઞાન માત્રથીજ જેમ તેમાં અધ્યસ્ત સર્પ, સર્પનું જ્ઞાન, સર્પનું રૂપ, સર્પનો કાળ, સર્પની બીક વગેરે અધ્યાસનો નાશ થાય છે, એમ બધા માને છે તેમ આત્મ-જ્ઞાનના બળથી બધો અધ્યાસ અને તેનું કાર્ય નાશ પામે છે, એમ અવશ્ય માનવું પડશે. અવિદ્યા અને તેની નિવૃત્તિમાં કાંઈ વિશેષ લક્ષણ નથી કે જેથી આત્મામાં વાસ્તવિક અવિદ્યા માનીને તેનો વાસ્તવિક નાશ માનવો પડે.

તેથી સર્વ કલ્પનાનું મૂળ અવિદ્યા અને તેની નિવૃત્તિ વાસ્તવિક

ન હોવાથી, અવિદ્યાની નિવૃત્તિ અનિર્વચનીય છે અથવા તે વિરોધી-વૃત્તિરૂપ છે અથવા પ્રધ્વંસાભાવરૂપ છે અથવા કોઈ ભાવ વિકાર છે અથવા કોઈ પાંચમો પ્રકાર છે એમ મૂર્ખવાદીઓ ખોટી કલ્પના કર્યાં કરે છે. વ્યવહારમાં જે દેખાય છે તેનું પ્રમાણ શોધવું અને તેનો પરિહાર કરવો તેમાં ફળ નથી. માત્ર મંદ બુદ્ધિવાળાને સમજાવવા માટે એ બધા વિકલ્પો છે. તે પણ ઠીક નથી. જેમનામાં ભેદની વાસના રહી ગઈ છે, તેનામાં ભેદ વધારીને તેના ચિત્તને સ્થિર કરવાનો પ્રયત્ન કરવો એ ખોટું છે. જેમ હોય તેમ ભલે હો. વાસ્તવમાં અવિદ્યાનો સદ્ભાવ અને તેની નિવૃત્તિ અમે ઈચ્છતા નથી તેથી અમારા પક્ષમાં કોઈ જાતનો વિવાદ નથી.

જો એકજ વિશુદ્ધ આત્મ તત્ત્વ છે તો તેમાં અવિદ્યા અને તેની નિવૃત્તિની કલ્પના કેમ બની તેની શંકા કરવી નહિ. જેમ અવિદ્યા વ્યાવહારિકી દેખાય છે, તેમ તેની નિવૃત્તિ પણ વ્યાવહારિકી છે. તેમાં જે દેખાય છે તેને અમે ખોટું માનતા નથી. અમે તો એવું સિદ્ધ કરેલું છે કે **વાસ્તવમાં** અવિદ્યા જેવી કોઈ વસ્તુ નથી અને તેની નિવૃત્તિ પણ બનતી નથી.

તેથી તમે કલ્પેલી ભાવરૂપ અવિદ્યા અનુભવથી સિદ્ધ થતી નથી તેમ તેમાં પ્રમાણની અપેક્ષા પણ નથી. તે અધ્યાસ રૂપ છે, એમ બધા માને છે તેથી તેની સ્વરૂપથી અનુપપત્તિ કે ઉપપત્તિ બનતી નથી. તેનો આશ્રય અને વિષય ચિદાભાસ છે, એમ અમે સિદ્ધ કરેલ છે. તે પક્ષમાં મૂળ અજ્ઞાનની માફક અન્યોઽન્યાશ્રય અને અનવસ્થાના જેવા દોષ ઉત્પન્ન થતા નથી. વળી આત્માનું તિરોધાન પણ બને છે કારણકે અમે વાસ્તવિક તિરોધાન માનતા નથી. પ્રતીતિ કાલે તેનું કલ્પિતત્વ અમે સ્વીકારીએ છીએ, તેથી આત્માના સ્વપ્રકાશત્વનો ઘાત થતો નથી.

આવી અવિદ્યાની નિવૃત્તિ પણ પ્રતિપાદન થઈ શકે છે. અવિદ્યા કલ્પિત હોવાથી તેની વાસ્તવિક નિવૃત્તિ બનતી નથી. નિવર્તક જ્ઞાન પણ નિવર્ત્ય અજ્ઞાનની માફક બીજા નિવર્તકની અપેક્ષા રાખતું નથી

કારણકે તે પછી રહેતું નથી. અનાત્મ વસ્તુનો મિથ્યાત્વ નિશ્ચય એજ નિવૃત્તિ છે. એવી રીતે બધું મિથ્યાત્વ માનનાર નિવૃત્તિ પોતે પોતાનું મિથ્યાત્વ જાણી લે છે, તેથી તેને માટે પણ બીજા નિવર્તકની જરૂર નથી.।વળી નિવૃત્તિ વસ્તુતાએ બ્રહ્મ સ્વરૂપ હોવાથી બીજી શંકાને અવકાશ નથી. વ્યવહારથી એમ બોલાય છે કે નિવર્તક જ્ઞાન એટલે મિથ્યાત્વ નિશ્ચય એવી રીતે નિવર્તક કરતી આત્માની સત્તા આત્માને સ્પષ્ટ કરે છે અને નિવૃત્તિને ઉત્સાહ આપે છે.

શંકા—બંધ અને મોક્ષનો આશ્રય સમાન છે. ભિન્ન નથી. તેથી જો જાણનારનો મોક્ષ વખતે અભાવ થશે તો વ્યધિકરણ થશે અને જાણનારનો નાશ એજ મોક્ષ કહેવાશે. વેદ્ય--વેદિતાના નાશ વગર તમારો મોક્ષ સિદ્ધ થતો નથી. વળી જાણનાર પોતાના નાશ માટે પ્રવૃત્તિ પણ કરશે નહિ તેથી મોક્ષની કથા પણ બંધ થઈ જશે.

સમાધાન—જાણનારનો સ્વરૂપથી નાશ અમે માનેલો નથી. જાણવાની ક્રિયા અસ્વરૂપ ભૂત હોવાથી તેના મિથ્યાત્વનો નિશ્ચય એજ મોક્ષ અમે માનેલો છે. એ રીતથી, અવિદ્યા પ્રતીતિ માત્ર હોવાથી, સસલાના શીંગડાની માફક અત્યંત અસત્ નથી તેમ આત્માની માફક અત્યંત સત્ પણ નથી કારણકે તે મિથ્યા છે એમ અમે સિદ્ધ કરેલું છે. એકજ વસ્તુમાં અત્યંત અસત્પણું અને પરમાર્થથી સતપણું કદાપિ સંભવતું નથી. કારણકે તેનો વિરોધ છે. તેથી તે સત્—અસત્વાળી પણ નથી. તેથી તેનું તેના કાર્ય સહિત નિરૂપણ કે જે અનિર્વચનીય પણું કહેવાય છે તે પણ વ્યવહાર દૃષ્ટિથી કલ્પાય છે.

તેમાં પ્રમાણ જોઈએ એવી શંકા કરવી નહિ. સર્વત્ર પ્રમાણ હોય તેજ સાચું એ વાત અયુક્ત છે એમ અમે આગળ કહેલું છે. પ્રમાણ પ્રમેય વગેરેનો વ્યવહાર તો અવિદ્યાને આધારે થાય છે અને અવિદ્યાનું કારણ શોધવાની જરૂર નથી. ઉપર જણાવેલી રીતે અવિદ્યાની તપાસ કરશો એટલે તે જતી રહેશે. તપાસ નહિ કરો ત્યાં સુધી દેખાશે. તેથી શંકાઓ માટે અવકાશ નથી.

## પ્રકરણ ૯

# જ્ઞાન અને કર્મ

શૃઙ્ગ્યગ્નિ દંષ્ટ્ર્યસિજલદ્વિજકણ્ટકેભ્યઃ
क्रीडा परावति चलौ स्वसुतौ निषेद्धुम्।
गृह्याणि कर्तुमपि यत्र न तज्जनन्यौ
शेकात आपतुरलं मनसोऽनवस्थाम् ॥
(શ્રીમદ્ ભાગવત ૧૦-૮-૨૫)

અર્થઃ—જ્યારે માતા જશોદા તથા રોહિણી પોતાના અત્યંત ચપળ બાળકની રમત વખતે, તેમને ગાય, બળદ વગેરે પશુઓથી, અગ્નિથી, કૂતરા વગેરે કરડનાર પ્રાણીથી, તલવાર વગેરે હથિયારોથી તથા જળથી, પક્ષીઓથી અને કાંટાથી બચાવવા સમર્થ થતી નહોતી અને સાથે સાથે ઘરનું કામ સંભાળી શકતી નહોતી ત્યારે તેમનું ચિત્ત બહુ ઉદ્વિગ્ન થઇ જતું હતું.

અહીં જશોદાજીની જગ્યાએ જીવની વૃત્તિ એવો અર્થ થઇ શકે છે અને કૃષ્ણને આત્મા તરીકે માની શકાય છે. એ રીતે જોતાં આત્મામાં સ્થિતિ રાખવી, તેની આડું કાંઇ આવરણ આવી ન જાય એવી સંભાળ રાખવી અને વ્યવહારનું બધું કામ બરાબર સંભાળવું એ બહુ મુશ્કેલ કામ છે. આત્મામાં સ્થિતિ રાખવા માટે અદ્વૈત જ્ઞાનની ખાસ જરૂર છે અને કર્મ વખતે સંભાળ ન રહે તો દ્વૈતભાવ કેટલીક-વાર આવી જાય છે.

તેથી વેદાન્તમાં જગતના ધર્મોનું પાલન કરનારનો મોક્ષ માનેલ નથી. જગતના ધર્મોનું પાલન કરનાર પુરુષ બ્રહ્મજ્ઞાનનો અધિકારી થઈ શકતો નથી. રાત દિવસ જે માણસો સંસારી પ્રવૃત્તિમાં રચીપચી રહેલા હોય, રાતદિવસ ભેદભાવથી જેઓનું અંતઃકરણ ભરાઇ ગયું હોય, ભેદ વ્યવહાર વિના જેને માટે કશું કર્તવ્ય રહેલું ન હોય તે જીવ સકળ

જગતમાં સમસ્ત પ્રાણીઓમાં રાગદ્વેષથી મુક્ત થઇને સમભાવે કેવી રીતે વર્તી શકે? અભેદ જ્ઞાન માટે અભેદ જ્ઞાન ઉત્પન્ન કરે તેવી વૃત્તિ સતત જોઇએ, તેવા જ સંસ્કાર જોઇએ, તેવાં જ કર્મ જોઇએ. જો આ બધી વસ્તુઓ ન હોય તોપણ જો બ્રહ્મજ્ઞાન અથવા અભેદ જ્ઞાન થાય તો આખું જગત બ્રહ્મજ્ઞાની બન્યું હોત પણ તેમ બનતું નથી. તેથીજ શાસ્ત્રમાં વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થા રાખેલી છે. તે પ્રમાણે બરાબર જીવન ગાળવામાં આવે તો ધીરે ધીરે માણસમાંથી (આવરણ કરે તેવા) કુ-સંસ્કાર દૂર થઈ શકે છે. તેથી સંન્યાસી અથવા સંન્યાસને લગોલગ પરિસ્થિતિમાં આવી ગયેલ શ્રીરામકૃષ્ણ પરમહંસ જેવા અથવા તેમના શિષ્ય નાગમહાશય જેવા અથવા શ્રી તુકારામ જેવા ગૃહસ્થીજ વેદાન્તના અધિકારી થઇ શકે છે અને વેદાન્તનો રસ પી શકે છે.

કોઈ એક દાક્તર પાસે કોઇ દર્દી ગયો. દાકતરે દવા આપી અને અમુક અમુક ચીજો ખાવી નહિ એમ કહ્યું. દર્દીએ જવાબ આપ્યો કે એટલી બધી કરી મારાથી પાળી શકાશે નહિ, તે કરતાં દર્દ ધીરેધીરે જાય તો હરકત નથી, ફરી વધારે બેસે તો હરકત નથી પણ ખાવાની છૂટ આપો. એક બે ભજીઆં ખાઉં તો શું ખોટું, જરા મગફળી, ગાંઠીઆ, વાલની દાળ વગેરે, તીખી ચટણી, પણ જરા જરા લઈશ તેમાં શું ખોટું? સાથે જરા ગાજરનું અથાણું અથવા જરા ખાટી કઢીમાં પણ કંઈ વાંધો લાગતો નથી. દાકતરે જાણ્યું કે આ દર્દી સાજો થાય તેમ નથી, તેથી તેણે કહ્યું કે તારે ખાવું હોય તે ખા પણ **'મારૂં માથું ન ખા.'** આ ઉપરથી સિદ્ધાંતમાં એમ સમજવાનું છે કે ઘણા જિજ્ઞાસુ પોતાને ઠીક પડે તેમ રહેવા માગે છે, શાસ્ત્ર પ્રમાણે અથવા ગુરુ કહે તે પ્રમાણે રહેવામાં પોતાની ચાલુ માન્યતા ભાંગી જતી લાગવાથી કાંઇ બ્હાના ગોતી પોતાની હદ છોડવા માગતા નથી. પોતાનો સંસાર એમને એમ રહે અને મોક્ષ પણ જોઇએ એવું ઘણા માગે છે. તેઓને કેટલાક ગુરુઓ તેમની હદમાંથી કાઢી શકતા નથી. પણ હદ છોડ્યા વગર સર્વાત્મભાવ પ્રાપ્ત કરી શકાતો નથી. સંસાર દશામાં બ્રહ્મ

અનાવૃત અનુભવમાં આવતું નથી. ત્યાં આત્મા અત્યંત સમીપ હોવા છતાં તેને માટે પુરતો વખત મળતો નથી. જ્યાં દ્વૈતની વાતનો અને દ્વૈતના વિચારનું જોર હોય અને દેહ અને ઇંદ્રિયોના સુખની ચર્ચા ચાલતી હોય ત્યાં જીવ અને બ્રહ્મનો પ્રત્યક્ષ અભેદ તરત અનુભવમાં આવતો નથી.

સર્વાત્મભાવ પ્રાપ્ત કરવાથીજ ખરો આનંદ મળે છે. **यो वै भूमा तत्सुखम्.** તેથી એવી દશા પ્રાપ્ત કરવી એ દરેક જિજ્ઞાસુનું કર્તવ્ય છે પણ ઉપર કહ્યું તે પ્રમાણે કેટલેક અંશે અસંગભાવ પ્રાપ્ત કર્યા વગર સર્વાત્મભાવ પ્રાપ્ત થઈ શકતો નથી. અસંગભાવ વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિથી કેળવી શકાય છે, પણ કેટલાકને એમ લાગે છે કે તેનાથી ભેદબુદ્ધિ વધી જાય છે. એ વાત થોડે અંશે સાચી છે પણ સારા ગુરુ મળ્યા હોય તો જિજ્ઞાસુને તરત સર્વાત્મભાવમાં લાવી દે છે. અસંગ ભાવ કેળવ્યા વગર અને જ્ઞાન દૃઢ કર્યા વગર કેટલાક સમાજ સેવકની માફક જે ઉતાવળથી સર્વાત્મભાવ કેળવવા પ્રયત્ન કરે છે તેઓ બરાબર તે ભાવ કેળવી શકતા નથી. તેમાં સંગજન્ય દોષ ઉત્પન્ન થવાનો સંભવ છે.

કર્મ બરાબર જ્ઞાનપૂર્વક કરવામાં આવે તો તે ચિત્તશુદ્ધિ દ્વારા મુક્તિનો હેતુ થાય છે ( **योगस्थ कुरु कर्माणि**–ગીતા ૨–૪૮ ) અને કર્મ જ્ઞાનપૂર્વક ન થાય તો બંધનનો હેતુ થાય છે. કર્મની અવસ્થા એ જાગ્રત અવસ્થા છે. સ્વપ્ન અવસ્થામાં કે સુષુપ્તિમાં જીવ કર્મ કરવાને સ્વતંત્ર નથી. જાગૃત અવસ્થામાં પણ જ્યાં હું અને બીજાં છે એવું જ્ઞાન છે તે દશા જ્ઞાની પુરુષોને મિથ્યા લાગે છે કારણકે તે દશાનો બાધ થઈ જાય છે. તેથી જ્ઞાની પુરુષોનાં કર્મ જુદા પ્રકારનાં રહે છે. અંતરંગ કર્મ તરીકે તેઓ બ્રહ્માકાર વૃત્તિથી જ્ઞાનમાં નિષ્ઠા વધારે છે અને બહિરંગ કર્મ તરીકે સજાતીય પ્રવાહ રહે તેવો ઉપદેશ આપવાનું કર્મ કરે છે અથવા બધાને પ્રભુ માની સેવા કરે છે. તેમને વ્યાવહારિક દશામાં આવવું હોય તો જેમ ભગવાન અવતાર લઇને કર્મ કરે છે, તેમ **જ્ઞાની પુરુષોએ ભક્તની દશામાં આવીને કર્મ કરવાં**

જોઈએ. ભક્તિમાર્ગની દૃષ્ટિએ વસ્તુ અનેક છે, છતાં બધામાં એક પરમાત્મા રહેલા છે અને બધાનું જીવન એક સત્તાથી ચાલે છે. સૃષ્ટિ ભગવાનની રચેલી છે, તેની સત્તાથી નભે છે અને તેની સત્તાથી પ્રલય થાય છે. આવી ભાવનાને સૃષ્ટિ–દૃષ્ટિવાદ કહે છે. જેને એવી દૃષ્ટિ હોય તેઓને માટે ગીતા કહે છે કે જે ભગવાનની સત્તાથી બધી પ્રવૃત્તિ ચાલી રહેલી છે, જેનાથી આ બધું વ્યાપ્ત છે તેને પોતાનાં કર્મ અર્પણ કરવાં એ ખરી પૂજા છે અને તેમ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. (ગીતા ૧૮–૪૬). જ્ઞાની પુરુષો દૃષ્ટિ–સૃષ્ટિવાદ માને છે, એટલે કે જેવી જેની દૃષ્ટિ તેવી સૃષ્ટિ છે અને જે વખતે દૃષ્ટિ છે તે વખતે સૃષ્ટિ છે, આગળ પાછળ નથી. છીપમાં રૂપું દેખાય ત્યારે ત્યાં આગળ પાછળ રૂપું નથી. તેથી સૃષ્ટિ પરમાર્થે નથી, એટલે મિથ્યા છે. મિથ્યા વસ્તુથી વ્યવહાર થઈ શકે છે પણ જ્ઞાની પુરુષો તે વ્યવહારને સાચો માનતા નથી તેથી તેઓને કર્મમાં રૂચિ રહેતી નથી.

ભક્ત એમ માને છે કે વસ્તુ અનેક છે પણ સત્તા એક છે. જ્ઞાની એમ માને છે કે જેમાં સત્તા નથી એ કોઈ વસ્તુ નથી. એવા જ્ઞાનને ટકાવવા માટે બહુ વૈરાગ્ય જોઈએ. ભક્તિ ટકાવવા માટે શરણુ ભાવની જરૂર છે. આ રીતે જોતાં અર્જુનની માફક જેઓ જાગૃત અવસ્થાનો જ વિચાર કરે છે અને જેમને સૃષ્ટિ સાચી લાગે છે તેમને માટે કર્મ છે અને કર્મ કેવી રીતે કરવાં એ બાબત વધારે વિગતથી ગીતામાં સમજાવવામાં આવેલું છે. શ્રીમદ્ ભાગવત્‌માં જ્યાં ૭ દિવસમાં પરીક્ષિત રાજાનો મોક્ષ કરવાનો છે ત્યાં ત્રણુ અવસ્થાનો વિચાર શુકદેવજીએ શરૂઆતથી લીધેલો છે, ત્યાં કર્મ કરીને મોક્ષ મેળવવા જેટલો વખત નથી તેથી ભક્તિ સાથે (તેના દીકરા) જ્ઞાન અને વૈરાગ્ય સાથે રાખેલા છે.

જ્યાં માત્ર એક જાગ્રત અવસ્થાનો વિચાર છે ત્યાં કર્મ માટે અવકાશ છે. ભક્ત એમ માને છે કે જો ભગવાન બધી અવસ્થામાં છે તો સ્વપ્નના અનુભવ અને સુષુપ્તિના અનુભવનો વિચાર કરવાની

જરૂર નથી. ભગવાન બધી અવસ્થામાં હાજર છે પણ તે અનુભવ લેવા માટે ખૂબ શરણભાવ જોઇએ. કોઇ અવસ્થા કાયમ ટકતી નથી, તેથી જો અવસ્થામાં મન જશે તો મન ભગવાનમાં રહેશે નહિ. તેથી આ પ્રકરણના પહેલા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે જશોદાજીની માફક ઘણા ભકતોને અગવડ પડે છે. ગૃહસ્થાશ્રમમાં રહીને પુત્રૈષણા વિત્તૈષણા અને લોકૈષણા કેમ જીતવી એ બાબત હાલના કાળમાં શ્રી. રામકૃષ્ણ પરમહંસે તેમના શિષ્યો નાગમહાશય, રામચંદ્ર દત્ત, ગિરીશ વગેરેને સમજાવેલું છે અને તેઓ તે પ્રમાણે વર્તી જીવન સુધારી શકયા છે.

શ્રી. રામકૃષ્ણ પરમહંસ કહેતા કે માયાની જાળમાં ન પકડાવા માટે કાંતો નાગમહાશયના જેવા બહુ નાના માછલા જેવું (દીન) થવું અથવા સ્વામી વિવેકાનંદના જેવા બહુ મોટા માછલા જેવું (એટલે પોતાને બ્રહ્મરૂપે) જોતાં શીખવું. બંને જાતનાં માછલાં જાળમાં પકડાતાં નથી. બંને રીતે ભગવદ્ પ્રાપ્તિ પણ થાય છે. પણ જો કર્મમાં ધ્યાન ન રહે તો લોકવાસના ઉત્પન્ન થતાં વાર લાગતી નથી. જે આચરણ કરવાથી સર્વ લોક મારી સ્તુતિ કરે, કોઈ પણ મારી નિંદા ન કરે એવું હું આચરણ કરૂં એવા અભિનિવેશને લોકવાસના કહે છે. આવી વાસના સો જન્મ વડે પણ પૂરી થવી શકય નથી. જીવન્મુક્તને એવી વાસના હોતી નથી.

ભક્ત પોતે જે જગ્યાએ હોય, જે અવસ્થામાં હોય ત્યાં જ (ભગવાન હાજર હોવાથી) ભગવાનને લેવા માંગે છે. તેથી જે ભગવાન સર્વવ્યાપક છે તેણે એક જગ્યાએ એક અવસ્થામાં પણ તેની સાથે રહેવું પડે છે. તેથી ભક્તને કેટલાક ચમત્કાર અને સિદ્ધિ અનુભવમાં આવે છે.

જ્ઞાની પુરુષ ભગવાનને વ્યાપક લે છે, તેથી બીજા શરીરમાં પણ પોતાને જોઇ શકે છે, તેથી બીજા શરીરમાં જે કામ થાય છે, તે પણ પોતાથી જુદું નથી. તેથી બીજાને કાંઈ કહેવું હોય તો પોતે ત્યાં છે, એવી ભાવનાથી ત્યાં કામ થવા લાગે છે અને ઘણી વાતચીત કરવી

પડતી નથી; તેથી માત્ર પોતાની જગ્યાએ દરેક કામ સાથે ભગવાનને રાખવાની ખાસ જરૂર નથી.

ગયા પ્રકરણમાં સમજાવ્યું તે પ્રમાણે અવિદ્યા જેવી કોઇ સાચી વસ્તુ નથી, તેથી મંગળમય અને આનંદમય ભગવાનના રાજ્યમાં અમંગળની કે દુઃખની સંભાવના નથી. એવા સર્વોત્તમભાવમાં વિશ્વાસ રાખવો એ પ્રથમ કર્તવ્ય છે. એ સિદ્ધાંતમાં વિશ્વાસ ન હોય ત્યારે જે દશા ઉત્પન્ન થાય છે, તેમાંથી દુઃખ અને અજ્ઞાનની ઉત્પત્તિ થાય છે.

તેથી આત્મ–લક્ષી બનીને રહેવું જોઇએ. જો જ્ઞાન પ્રમાણે જીવન નહિ થાય તો જીવન પ્રમાણે જ્ઞાન થઇ જશે. દ્વૈતનું અવલંબન લેવાથી ચિત્તવૃત્તિમાં બીજી વસ્તુના ગુણને અનુસાર ચેતના પ્રાપ્ત થશે અને તે પ્રમાણે નવીન કર્તવ્ય જ્ઞાન ઉત્પન્ન થતાં જે ઇંદ્રિયોની ક્રિયા થવા લાગે છે, તેને જ પરધર્મ કહે છે.

કોઇ પણ અવસ્થા અથવા પરિસ્થિતિથી જો આત્મજ્ઞાનમાં સંશય ન થાય તો જ્ઞાન પક્વ થયું કહેવાય, માટે અખંડ અદ્વૈત વસ્તુનું ચિંતન કરવું અને તેને પ્રતિકૂળ ચિંતન ન કરવું એ કર્મયોગનું મુખ્ય સાધન છે. ગીતાના મહાત્મ્યમાં કહેલું છે કે તે **अद्वैतामृतवर्षिणी** છે એટલે તેનો બોધ અદ્વૈતમાં લઇ જનાર છે. જે પરિવર્તન જેવું દેખાય છે તે પણ નિત્ય સત્ય સ્વરૂપ, આનંદ સ્વરૂપની અંતર્ગત હોવાથી તે પરિવર્તનથી તેને કાંઈ થતું નથી. પરિવર્તનમાં દૃષ્ટિ રાખવી નહિ. અજ્ઞાની એમાં દૃષ્ટિ રાખે છે. જ્ઞાની જેની સત્તાથી બધું ચાલે છે તે સત્તામાં દૃષ્ટિ રાખે છે. કર્મ વખતે કેટલીકવાર કાંઇ અભિમાન આવી જવાનો સંભવ છે. પણ જ્ઞાનીનું અભિમાન પાણીમાં કરેલ લીટાની માફક ક્ષણવારમાં દૂર થાય છે.

જ્યાંસુધી હું અને બીજા દેખાય છે ત્યાં સુધી બહુ પ્રવૃત્તિ વધારવાથી બહુ અજ્ઞાન વધે છે. જ્યારે હું અને બીજા જેવું દ્વૈત દેખાતું નથી, ત્યારે થોડી પ્રવૃત્તિથી પણ ઘણું સારું કામ થાય છે. અદ્વૈતભાવ દૃઢ થયા વગર જ્ઞાન અને કર્મની બરાબર એકતા થઇ શકશે નહિ.

અદ્વૈતભાવ ઉપર કહ્યું તેમ જ્ઞાનીને ત્રણ અવસ્થાના વિચારથી થાય છે અને જગત મિથ્યા લાગે છે અને ભક્તને શરણાગતિથી થાય છે અને જગત સાચું લાગે છે. તેથી જેને આત્મામાં રતિ છે, તૃપ્તિ છે, સંતોષ છે તેને કાંઇ કર્મ કરવાથી લાભ નથી અને કાંઇ ન કરવાથી પણ લાભ નથી એમ ગીતાના ત્રીજા અધ્યાયમાં જણાવેલું છે. આવા પુરુષનો આધાર કર્મ ઉપર નથી પણ અદ્વૈત જ્ઞાન ઉપર છે. આ શ્લોકના (ગીતા ૩-૧૭) સંબંધમાં લોકમાન્ય તિલક પોતાની ગીતા ઉપરની ટીકામાં કહે છે કે જ્ઞાનીને પોતાને માટે કર્તવ્ય નથી, પણ બીજા માટે એટલે લોક સંગ્રહ માટે કર્તવ્ય છે. ખરી રીતે એ દશામાં કર્તવ્ય જેવું નથી છતાં કર્મ કરવું હોય તો કર્મની જગ્યાએ ભગવાનને સાથે રાખવા પડશે અને તેથી ભક્તની દશામાં આવવું જોઇએ. એવો પુરુષ કોઈ પણ વસ્તુ સ્થિતિમાં અથવા કોઇ પણ સંયોગમાં નિજ, શુદ્ધ, નિર્વિકાર, અચળ સ્થિતિમાં રહી સ્થિર બુદ્ધિનો જ પરિચય આપે છે. અને સદા શાંત એક રસરૂપ નિર્મળ આનંદમાં લીન રહી તેની સુગંધ ફેલાવે છે. કર્મની દશા સુષુપ્તિમાં, સમાધિમાં કે મોક્ષમાં મળતી નથી.

જેને લડાઇ, કજીઆ, કંકાસ, દુઃખ વગેરે દેખાય છે અને તેના વિચાર બહુ આવે છે તેની દૃષ્ટિ ભિન્ન દશામાં ચાલી જાય છે. તે પરમાત્માનો પરિચય આપી શકશે નહિ. દુઃખનું કારણ અનાત્મભાવ છે અને તે સાચી વસ્તુ નથી કારણ કે ઊંઘમાં તે ભાવ રહેતો નથી. જ્ઞાનથી પણ રહેતો નથી. તેથી જે પરિવર્તનશીલ દશા છે, તેમાં ધ્યાન દેવાથી લાભ નથી. એક અખંડ પરમાત્મ વસ્તુમાં ધ્યાન રાખી કર્મ કરવાનું છે. તેવી દશામાં કોઇ હાનિ લાભ થતા નથી અને થશે નહિ.

લોકનિંદા અથવા સમાજની ટીકાના ભયથી સત્યની મર્યાદાનું ઉલ્લંઘન થવું ન જોઇએ. સાધારણ માણસો સમાજની દૃષ્ટિ સાચી માની લે છે, અને તે પ્રમાણે વર્તવા ઇચ્છે છે. જ્ઞાની ભક્ત અદ્વૈત ભાવથી જ રહે છે.

તેથી જે કર્મમાં વિવેક નથી, જ્ઞાન નથી, તેવા કર્મની ઉપેક્ષા કરવી જોઇએ. જ્યાં સુધી બેપણાનું જ્ઞાન છે, દ્વૈતનું જ્ઞાન છે, ત્યાં સુધી ઇષ્ટમાં પ્રેમ અને અનિષ્ટની ઉપેક્ષા જરૂર થશે અને કરવી જોઇએ અને જ્ઞાનને પ્રતિકૂળ હોય તેવી પ્રવૃત્તિનો ત્યાગ કરવો જોઇએ. તેને જ નિદિધ્યાસન કહે છે.

પછી સત્સંગથી ધીરે ધીરે એવી ટેવ પડી જશે કે પરિણામી અવસ્થામાં ચિત્ત જાય નહિ અને નિત્ય વર્તમાન બ્રહ્મસ્વરૂપમાં મગ્ન રહે. એવી રીતે ચિત સ્થિર થયા પછી પરિણામી અવસ્થામાં પણ દ્વિતીય જ્ઞાન રહિત કેવળ આનંદ મળી શકશે. સાધારણ માણસ આ બાબત સમજી શકે તેવું નથી. જેની દૃષ્ટિ એકદમ દૃશ્ય તરફ જાય છે, પરિણામી વસ્તુ તરફ દોડે છે તે નિત્ય સત્યના સ્વરૂપને સમજી શકશે નહિ. એવી બાબતોમાં જતા મનને રોકવા માટે વેદાન્તમાં દૃશ્યનું મિથ્યાત્વ સિદ્ધ કરેલ છે. જ્યાં ભેદ દૃષ્ટિ છે ત્યાં લૌકિક વ્યવહાર માટે વિધિ નિષેધ પણ રહેશે.

જે જેવું સમજે છે તેને માટે તેવું કર્તવ્ય છે. અદ્વૈત જ્ઞાન એજ ઇશ્વરનું સ્વરૂપ છે. એવું જ્ઞાન જેનામાં છે તેના તરફથી મુક્ત જીવનનો પરિચય મળે છે. દૃઢ વિશ્વાસમાં પરમાત્મા સુલભ છે. ઇષ્ટ વસ્તુનું નિરૂપણ એ જ પ્રથમ અને શેષ કર્તવ્ય છે, તેથી જે આધાર રૂપથી પ્રાપ્ત છે અને બીજું કંઇ નથી, તેને અનુસાર વર્તવાનું વ્રત લેવું. તેમાં સંશય ન જોઇએ.

એક મુશ્કેલી પોતાનાં સગાં અને મિત્રોમાં અદ્વૈતભાવ રાખવામાં આવશે. જે સગાંને કાકા, મામા તરીકે કે પતિ–પત્નિ તરીકે જાણી લીધાં હોય ત્યાં તે જ્ઞાન ખોટું છે. તે જગ્યાએ ખોટું જ્ઞાન ફેરવીને તેમને બ્રહ્મ રૂપે જાણવા મુશ્કેલ છે કારણ કે ખોટા જ્ઞાનનો વ્યવહાર વધારે હોય છે. વળી તેઓ પણ બ્રહ્મભાવ રાખ્યા વગર આપણી સાથે વર્તે છે. જ્યારે ભગવાને ઉદ્ધવજીને અદ્વૈત જ્ઞાન આપ્યું અને તે પ્રમાણે વર્તવાને કહ્યું (૧૧–૭–૭) ત્યારે ઉદ્ધવજીએ કહ્યું કે "આવા જ્ઞાન

પ્રમાણે તો સંન્યાસીઓ વર્તી શકે, અમે ઘરમાં રહેલાં વારંવાર મારું તારું કરનારાથી એ પ્રમાણે રહી શકાય નહિ. માટે તેવું જ્ઞાન ટકે એવો કંઇક ઉપાય બતાવો. ત્યારે જવાબમાં ભગવાને શ્રી દત્તાત્રયના ૨૪ ગુરુઓનું વર્ણન આપી તે પ્રમાણે વૈરાગ્ય કેળવવાનું કહ્યું. વસુદેવજી અને દેવકીજી પણ કૃષ્ણને પુત્ર તરીકે માની બેઠા હતા, તેથી જ્ઞાન માટે તેઓએ નારદજીનું શરણ લીધું હતું. અર્જુનની પાસે સગુણ બ્રહ્મ રથ ઉપર તેમની સાથેજ હતુ પણ તેમને તેણે મિત્ર તરીકે માની લીધા હતા. તેથી તેને તેમાં બ્રહ્મ ભાવ આવતો નહોતો. આ ઉપરથી જણાશે કે સંસારનાં સગાંમાં અને મિત્રોમાં જેને જેને પહેલાં અજ્ઞાન ભાવે જાણી લીધા હોય ત્યાં તે ભાવ ફેરવવાની મુસ્કેલી રહે છે, તેથીજ ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થ આશ્રમની જરૂર માનવામાં આવેલી છે. અદ્વૈતભાવ એજ સત્ય છે, તેનો આગ્રહ રાખવો એજ સત્યાગ્રહ છે, પણ તે અઘરું કામ હોવાથી મહાત્મા ગાંધીજી પણ હજુ સત્યના પ્રયોગ કરે છે.

તેથી જ્ઞાનીએ અથવા ભક્તે કર્મ કરવાંજ જોઇએ અથવા ન કરવાં જોઇએ એ બાબત બહુ જરૂરી નથી. તેમણે કેવો પ્રેમ કેળવવો જોઇએ, કેવું જ્ઞાન રાખવું જોઇએ એ બાબત બહુ જરૂરી છે. ગીતામાં એક ઠેકાણે કહેલું છે કે "જે સર્વ પ્રાણી માત્રમાં મને જુએ છે અને તેમાં એક નિષ્ઠાથી પ્રેમ રાખે છે તે યોગી ગમે તે રીતે રહે તો એ તે મારામાં રમે છે (૬–૩૧). એટલે કે જનકની માફક કર્મ કરતો રહે અથવા યાજ્ઞવલ્કયની માફક કર્મનો ત્યાગ કરે અથવા દત્તાત્રયની માફક પ્રતિબિંધ કર્મથી રહે, તોએ સરખું છે. એ ત્રણેની અંતર્દશા સરખી હતી.

જનક ભગવાનને બધી અવસ્થામાં લઇ શકતા હતા. સર્વ વ્યાપક બ્રહ્મને પોતાની જગ્યાએ પોતાના કર્મની સાથે રાખી શકતા હતા. એ દશા કેવી હશે તેનું અનુમાન કેટલાક કરે છે, પણ તદ્દન સ્પષ્ટ ખ્યાલ તેમને આવી શકતો નથી. તેથી આ બાબત ઉપર કંઇક વધારે કહેવાની

જરૂર છે. સત્તા અને અસ્તિત્વના વિચારથી જો એવો નિર્ણય થઈ શકે કે એક પરમ તત્ત્વનું રહેવું એજ કેવળ રહેવું છે અને સમાન અને અવિકારી રહેવું એ તેનો ધર્મ છે અને જે જે કામ કરવું પડે છે તે એકલા થઈ શકતું નથી તેથી તે તે કામ વખતે જીવભાવ આવી જવાનો સંભવ છે છતાં તેને આશ્રય આપનાર જે પરમ તત્ત્વ છે, તેને પણ તે તે કર્મ દ્વારા પ્રગટ રાખવા એ ભક્તની ભક્તિનું લક્ષણ છે અને એજ ખરો નિષ્કામ ભાવ છે. એ ઉપરના ગીતાના શ્લોકનું તાત્પર્ય છે. જે પ્રભુ સર્વના આશ્રય છે તેની સાથે સેવા કરનારનો નિત્ય સંબંધ રહેવો જોઇએ. તે સંબંધ ભક્તની ક્રિયામાં અબાધ્ય જોઈ શકાય એજ આશ્ચર્યકારક જીવન છે. એ સંબંધ ન રહે તો તેનો પરિચય શી રીતે આપી શકાય? ભિન્ન દેખાવમાં જેની અભિન્નતા સિદ્ધ રહે છે, ત્યાં શુદ્ધ પ્રેમની નિષ્ઠાથી તેનો પરિચય દેવો હોય તો તેવા ભાવથી નિઃસંકોચ વ્યવહાર કરવો, કે જેથી ભગવાનની શક્તિ કર્મમાં પ્રગટ થાય અને અમૃતમય જીવનનો પરિચય લઈ શકાય અને આપી શકાય. આ પદ્ધતિને શાક્ત—અદ્વૈત કહે છે, તેમાં ભગવાનની શક્તિનો અનુભવ મળે છે. ત્યારેજ એમ કહી શકાય કે માત્ર પરમાત્માજ રહેલા છે, પણ જ્યાં એ વાત ભૂલી જવામાં આવે છે ત્યાં આશ્રિત (અહંકાર) પ્રગટ રહે છે અને આશ્રય આપનાર (ભગવાન) અપ્રગટ રહી જાય છે. એ ખોટી દશા છે કારણ કે કોઈ નિરાધાર રહી શકતા નથી. માટે આશ્રય આપનારનો પરિચય આપવો એજ વિશેષ જીવન છે, તેને વિશિષ્ટાદ્વૈત પણ કહે છે.

જેનો નિત્ય સંબંધ બધાં કર્મની સાથે છે તેનો પરિચય આપણા કર્મદ્વારા મળવો જોઇએ. એવો ભાવ રાખી શકાય તો તે અવિનાશી પરમાત્માને આપણી સાથે પ્રગટ રહેવું પડે છે. તેથી પહેલાં જ્ઞાનને ઠીક કરી લેવું જોઇએ. જો ભગવાનને જાણ્યા નથી, તો કયા જ્ઞાનનો પરિચય આપી શકાશે? જગતમાં જે સર્વવ્યાપક છે તેનોજ પરિચય લેવો અને દેવો એ આપણું મુખ્ય કામ છે. આપણો પરિચય દેવાની જરૂર નથી કારણ કે જીવ જીવભાવે આશ્રિત છે.

શરીર છે ત્યાંસુધી કંઈક કામ કરવું પડે છે. વળી બીજા નથી છતાં બીજા છે એવું જ્ઞાન રાખવામાં ભય ઉત્પન્ન થાય છે, તેથી સંશય અને વિપરીત ભાવના ઉત્પન્ન થાય છે અને કામ પુરૂં થયા પછી પશ્ચાત્તાપ થાય છે.

આત્મભાવ હોય પણ તે ભાવ પ્રમાણે કામ ન થાય તો ભાવની શુદ્ધિનો પરિચય શી રીતે આપી શકાશે? જડ વસ્તુ આપણુને મદદ કરી શકતી નથી પણ ચેતન માટે એવી શંકા રાખવી એ નાસ્તિક ભાવ છે.

જો સર્વત્ર પરમાત્મા છે તો બીજા કોણ કયાંથી આવશે? એટલું જ્ઞાન પાકું થાય તો ઘણું છે. આપણું જે કામ જે જગ્યાએ થાય તેની સાથે પરમાત્માનો સંબંધ છે તો શંકા શાની? ચિંતા શાની? માટે એ જ્ઞાનથી આનંદમાં રહેવું. રહે છે તે માત્ર (અથવા જ્ઞાનીની ભાષામાં કહીએ તો હું માત્ર) તેથી બીજા કોઈ વિચારથી ભય કે ઈચ્છા ચિત્તમાં પેસી ન શકે એજ ભકતોના જીવનનું આશ્ચર્ય છે.

મોઢેથી બોલવું કે હું ભગવાનમાં માનું છું, છતાં પોતાના જ્ઞાનમાં ભિન્ન સત્તાનો વિચાર રહી જાય તો એક ભગવાન હોવા છતાં અને તેનાથી ભિન્ન બીજું કંઈ માનવાથી સાચા ભગવાન માન્યતામાં નથી તો મનથી ગમે તે ભગવાનનું સ્વરૂપ કહેવાથી આપણી માન્યતાના ભગવાન મળશે કે ખરા ભગવાન મળશે?

આશ્રિત ભાવનો પરિચય દેવામાં આશ્રયદાતાનો પણ પરિચય દેવો જોઇએ, દઈ શકાય છે, થઇ જાય છે. સેવ્ય–સેવકતા સન્મિલનથી અભિન્ન એકતાનો પરિચય મળે છે, ત્યારેજ કર્મ બરાબર થાય છે, ખરું જીવન સમજાય છે અને પળાય છે.

આપણુને ભગવાન મળેલા છે એ જ્યાં સુધી આચરણુથી પ્રગટ ન થાય, બીજાના જીવનમાં દષ્ટિ ચાલી જાય, પોતાના નિત્ય રહેવામાં રહે નહિ તો આપણું રહેવું ભગવાનને આધારે સિદ્ધ થતું નથી અને

જીવનમાં જે નવીનતા આવવી જોઇએ તે આવશે નહિ. સામાન્ય જીવન એ તો માયાના ગુણની એક પ્રગટ અવસ્થા છે.

ભગવદ્‌ભાવને અથવા આત્મભાવને પરસ્પરના વ્યવહારમાં પ્રગટ રાખવો એ નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિનો વ્યવહાર છે.

ભક્તની સાથે ભગવાનને રહેવું એ ખાસ જરૂરી છે. એ તો બધાએ માનવું પડે છે. સર્વ ભાવમાં તેની પાસે કેવળ એકજ નિત્ય વર્તમાન રહે છે. ભાવ પ્રગટ થાય તેનું નામજ ભક્તિ છે. જેની સાથે નિત્ય ભગવાન છે, એવું લાગે તેનેજ ભક્ત કહી શકાય. ભગવાન અને ભક્ત કદી જુદા રહી શકતા નથી. જ્યાં ભક્ત છે ત્યાં ભગવાનને રહેવું પડે છે. તેથી દ્વંદ્વમાં નિર્દ્વંદ્વ સત્યનો એકાકાર કરી સમ રહેવું એ મુખ્ય ધર્મ છે. ભક્ત તો ભગવાન સિવાય બીજાને જાણતો નથી કારણ કે બીજા છે નહિ અને એવા જ્ઞાનવાળાજ ભક્ત કહેવાય છે. તેનો સંબંધ કાયમ રાખી જ્ઞાન શક્તિનો ઉપયોગ કરવાનો છે.

આપણી જગ્યાએ પરમાત્મા હોય તો કેવું જ્ઞાન રાખે અને કેવો વ્યવહાર કરે, એ સમજી એવી ભાવનાથી રહેવાય તોજ કર્મ બરાબર થઈ શકે. તે વખતે કાર્યની અવસ્થામાં ભગવાનની સાથે ભક્તનું રહેવું બરાબર જોવામાં આવશે.

જ્યાં જ્ઞાનરૂપ કર્મ થાય ત્યાંજ નિષ્કામ ભાવ રહે છે. જ્યાં એવું કર્મ જોવામાં આવતું નથી ત્યાં તે ભગવાનનું સમરૂપે રહેવું તિરોહિત થઈ જાય છે.

ધનવાનની પાસે ધન હોય એ સ્વાભાવિક છે, ઉપયોગનો વખત આવતાં તે ધનનો વ્યવહાર સ્વાભાવિક થાય છે, તો જ્ઞાનવાળા ભક્તના જ્ઞાનનો ઉપયોગ પણ સ્વાભાવિક છે. જો એક જ સત્તા સર્વત્ર છે, તો ભગવાનના સિવાય ખરો વ્યવહાર કોનો થઇ શકશે. વ્યવહારથી ભગવાનનું અસ્તિત્વ સિદ્ધ નથી. ભગવાન છે માટે તે ભાવનો વ્યવહાર થવો જોઇએ. આપણે ભગવાન સાથે યુક્ત છીએ એ વ્યવહારથી બતાવવાનું છે. એવી ભાવના જ્યાં હોય ત્યાં ભગવાનને ભક્તની સાથે

વ્યવહારમાં પણ રહેવું પડે છે, ત્યારે જ ખરૂં જીવન સમજાય છે, અને આખું જીવન ભગવત સેવારૂપ થાય છે.

ઉપર કહેલી કર્મની રીતને objective method કહે છે. તેમાં જીવ પોતે પ્રકૃતિમાં રહેલો માને છે અને ભગવાન સાથે સંબંધમાં રહે છે. એવી દશામાં સંબંધની જરૂર છે અને સંબંધ રહી શકે છે. Subjective method માં જીવ પોતાના સાચા સ્વરૂપે બ્રહ્મ છે અને બીજી કાંઈ (પ્રકૃતિ જેવી) સાચી વસ્તુ ન હોવાથી કોઇની સાથે સંબંધ થતો નથી અને સંબંધની જરૂર પણ નથી. સંબંધ વગરનું સુખ જેમ સુષુપ્તિમાં મળે છે તેમ બ્રહ્મદશામાં પણ મળે છે. પણ તે દશામાં નિષ્ઠા કરવા માટે બહુ વૈરાગ્ય જોઇએ. તેટલો વૈરાગ્ય ઘણા સાધકમાં હોતો નથી, તેથી તેમને માટે objective method એટલે ભક્તિ-માર્ગ શ્રેષ્ટ છે, તેથી જનક જેવા કેવી રીતે વ્યવહાર કરી શકતા એ અહીં બતાવવાનો પ્રયત્ન કરેલો છે.

સામાન્ય માણસની દૃષ્ટિ ભિન્ન ભાવમાં ચાલી જાય છે અને જે પરમાત્મા સર્વદા સર્વત્ર રહે છે તેમાં દૃષ્ટિ સ્થિર રહેતી નથી અને એ ભૂલ પકડવી મુસ્કેલ પડે છે. તેનું કારણ એ છે કે જગતને મિથ્યા માનવું જેટલું સહેલું છે તેટલું જીવને મિથ્યા માનવું સહેલું નથી. જ્યારે આપણે માનીએ કે અહંકાર ગયો, ત્યારે પણ તે કોઈ ખુણા-માંથી પ્રગટ થઇ પ્રસિદ્ધ થાય છે. આ કારણને લઇને વૈષ્ણવોએ જીવને મિથ્યા માનવાને બદલે જીવની સત્તાને મિથ્યા માની છે. તેવી માન્યતા થયા પછી જે એક ભગવાનની સત્તા રહે છે, તેના રહેવામાં કંઇ અન્યથા થતું નથી, તે તો એવાને એવાજ રહે છે, તો જે ભાવથી એના રહેવાનો અનુભવ મળે તે ભાવ કેમ પ્રાપ્ત થાય? તે શીખવું જોઇએ.

જો ભગવાન સર્વત્ર છે, તો તે તરત કેમ ન મળે? તેની જરૂર પૂરી રાખી નથી એમ કહેવું જોઇએ. ચીજોની જરૂરીઆત સમજીને રહેતા ચીજોની જરૂર માની છે, ગુણમાં દૃષ્ટિ છે, તેની સાથે સદા

રહેવાવાળા અધિષ્ઠાનમાં દૃષ્ટિ નથી તેથી ચીજ મળે છે અને તેથી ભગવાનને માટે પરિશ્રમ કરવો પડે છે. કોઈ કહે કે મારે ભગવાનને મળવું છે અને ભગવાન મળતા નથી એ અસંભવ છે. ભગવાન કોઈ ક્રિયાનું ફળ નથી, કારણકે તે હમેશાં આપણી સાથે છે. તેનું આપણી સાથે સદા રહેવું એ પ્રમાણિત કરવું એ આપણો ધર્મ છે. ભગવાન મળતા નથી એમ કહેવાય નહિ. તે મળી રહેલ છે. તેની સાથે આપણો નિત્ય સંબંધ છે.

જો તેજ સર્વ જગ્યાએ સમાન છે તો આપણને તેજ મળી રહેલ છે એમ કેમ નથી માનતા? તેનાથી ભિન્ન કાંઇ નથી. એમ બરાબર માની શકાય તો તે સદા રહેવાવાળાના પરિચયની જિજ્ઞાસા બરાબર થઇ એમ માની શકાય. તેથી કામ કરતાં તેના સંબંધથી રહેવાની અવસ્થા રાખી, સર્વ ભાવથી તેનો પરિચય આપી શકાય તોજ આપણે તેને ચાહીએ છીએ એમ કહી શકાય. જ્ઞાનપૂર્વક કરેલાં કામ મોક્ષનો અનુભવ આપે છે. સાચું જ્ઞાન થયા પછી ભક્તિનો વખત અને વ્યવહારના કામનો વખત જુદો રહેતો નથી. જેમાંથી બે થતાં નથી એવી જ્ઞાન-શક્તિથી યુક્ત વ્યવહાર કરવો એ મનુષ્ય માટે જરૂરનું છે.

આપણી શક્તિનો ઉપયોગ માત્ર ચીજોના પરિચયમાં થવો ન જોઇએ. સાધારણ ભાવથી રહેતાં ચીજોની જરૂરીઆતથી ચીજોનો સંબંધ રહે છે. તેથી આપણી શક્તિ ચીજો બનાવવામાં ઉપયોગી થઈ રહે છે. આપણે જે કામને લાયક હોઈએ તેવું કામ મળે છે.

જે ભગવાન સર્વમય છે, નિત્ય વર્તમાન રહેવું એજ જેનું રહેવું છે એવો વિશ્વાસ બરાબર થયો તો આપણો વ્યવહાર તેની લીલાભૂમિ બની જશે, અહીં તેને પ્રગટ રહેવાની જગ્યા છે. જો ભગવાનની ઇચ્છા આપણને દૂર કરવાની હોય તો જ્યાં તે નહોય ત્યાં આપણને મૂકવા જોઇએ પણ તેમ બનતું નથી. તેથી ભગવાનની દૃષ્ટિથી કોઈ તેનાથી જુદું થઇ શકતું નથી.

જ્યારે ભગવાનના નિત્ય સંબંધનો પરિચય વ્યવહારમાં લઇ શકાતો

નથી અને આપી શકાતો નથી, ત્યારે સંસાર છોડવાની ઇચ્છા થાય છે. જેવી માન્યતા હશે તેવું આચરણ થશે એ નિયમ છે.

આધાર સિવાય કોઈ કામ થઈ શકતું નથી તો આધાર પ્રગટ રહેવો જોઇએ. અપ્રાપ્તની પ્રાપ્તિ નથી. પ્રાપ્તની પ્રાપ્તિ છે અને પ્રાપ્તનો વ્યવહાર છે. વાસ્તવમાં આધાર આધેય અને તેનો સંબંધ એકજ છે. તેથી જો ભિન્ન સત્તા માનીને કોઈ કાર્યનો આરંભ થશે તો પરિણામે ભિન્નતાનો અનુભવ થશે અને કેવળ એક સત્તા સ્વીકારી કોઇ કાર્યનો આરંભ થશે, તો પરિણામમાં કેવળ એકજ સત્તા રહેશે.

આપણી જગ્યા પર ભગવાન છે અને પ્રગટ રહેવું એ તેનું કામ છે. જ્યારે શ્રીકૃષ્ણે માટી ખાધી એવી ફરિયાદ જશોદાજી પાસે આવી અને શ્રીકૃષ્ણે કહ્યું કે મેં માટી (અનાત્મા) ખાધી નથી+ ત્યારે તે બાબતની ખાત્રી કરવા જ્યારે જશોદાએ તેનું મોઢું જોયું તો તેમાં માટીને બદલે આખું વિશ્વ જણાયું. માટે અજ્ઞાન દશામાં જ્યાં અનાત્મા છે ત્યાં જ્ઞાનદૃષ્ટિએ બ્રહ્મ દેખાય છે. એવા વિશેષ ગુણથી વિશષિત રહેવા વખતે જાણી શકાશે કે તત્ત્વનું રહેવું સર્વત્ર સદા સમ છે. વેદાન્તની ભાષામાં તે દશાને વૃત્તિમાં આરૂઢ થયેલ વિશેષ ચેતન કહે છે, તે આવરણ ભંગ કરે છે અને સ્વરૂપને પ્રગટ રહેવા માટે જગ્યા આપે છે.

તેથી જો ભગવાનનું રહેવું આપણી માન્યતામાં સદા સર્વત્ર છે એવું નિશ્ચિત થઈ ગયું તો આપણી સામે વિઘ્નરૂપે બીજા કોઇનું રહેવું બનતું નથી. એક ભાગમાં સંસાર અને બીજા ભાગમાં ભગવાન એવી વસ્તુસ્થિતિ નથી. સંસારી ભાવ એટલે ભેદબુદ્ધિ દૂર કરવાની છે, તે માટે થોડો વખત સંસારની વાતોથી અસંગ રહેવાની જરૂર ઘણાને લાગે છે અને તે વ્યાજબી છે. અંશના જ્ઞાનથી જે ભેદવાદની માન્યતા આવી જાય છે તેનાથી સત્યમાં અસત્યની કલ્પના બંધાય છે અને તેથી પરિણામે દુઃખ થાય છે. બધા પરમાત્માનાં રૂપ છે એમ માની પોતે સેવક

+ તેનો અર્થ એવો પણ થાય છે કે મારાથી જુદું હોય એવું મેં કાંઈ ખાધું નથી.

થઇ જવું એમ કરતાં કરતાં સેવક પણ બ્રહ્મરૂપ થવા લાગશે કારણકે જો બધા પરમાત્માના સ્વરૂપ છે અને સેવક તેનું સ્વરૂપ નહોય તો બધા પરમાત્માના સ્વરૂપ છે એ સિદ્ધાંત પણ ટકતો નથી, અથવા જીવ, જગત અને ઇશ્વર ત્રણેનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ હોવાથી તે ત્રિપુટીને બ્રહ્મ ભાવે દૂર કરવી. બંનેનું ફળ એક છે. બંને રીતે એક સત્તા રહે છે. ભગવાનને માનવાનો નિશ્ચય થયો કે કેવળ ભગવાન સર્વત્ર મળ્યા કરે છે એમ કહેવું પડશે. માનવાની ઇચ્છા થઇ કે બીજી સત્તાનો આપો-આપ અભાવ થઇ ગયો. સામાન્ય માણસની કલ્પનાના ભગવાન એ વાસ્તવિક ભગવાન નથી તો મળશે ક્યાંથી? હોય તો મળેને? પરિશ્રમ થશે, મળશે નહિ. ભગવાન તો નિત્ય મળેલા છે, તેને સરળ વિશ્વાસથી ધારણ કરી લેવા જોઇએ.

Personal efforts do not condition the fact which is unconditioned. They become occasions for the revelation of the eternally revealed fact.

માયા સમેટી લેવા માટે ભગવાનને કહેવાની જરૂર નથી, કારણકે અવિચ્છેદ, અવિરામ પ્રવાહ રૂપથી એકજ રહે છે. માયા જેવી વસ્તુ નથી છતાં તેમાં વસ્તુ બુદ્ધિ કરવી એ માણસની ચિંતાનું કારણ છે. આત્મવાનજ નિર્દ્વંદ્વ રહી શકે છે. તેના ચિત્તમાં અનુકૂળતા કે પ્રતિકૂળતાની ભાવના ઉદય થતી નથી તેથી સ્વ-પરવાળા ભેદભાવની કલ્પનાનો અસંભવ છે. જે કર્મમાં એકજ રહે તેને જ્ઞાન-કાર્ય કહે છે.

જ્યાં બીજાનું ભાન પણ ન રહે તેજ શાન્તિપદ છે. જે ચેતનાથી જે કાર્યનો આરંભ થશે તેનું આચરણજ તે ચેતનાનું પ્રમાણ છે. જે કર્મમાં પૂર્ણ જ્ઞાનનો પરિચય મળે તે કર્મ જ્ઞાન-શક્તિવાળું કહી શકાય છે. આધાર સહિત રહેવું એજ ખરું રહેવું છે તો ન રહેવાની કલ્પનાથી અધીર થવાની સંભાવના ક્યાં છે? પોતાના નિત્ય રહેવામાં જો શંકા નથી તો પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિની ચિંતા શાની? માત્ર સહજ કામ આવે તે સહજ ભાવે એટલે આત્મભાવે કરી લેવાનું છે. રહે છે તે

એક, તેનું પરિવર્તન કે રૂપાંતર થતું નથી, તેમાં તેના વિશેષ ગુણુની વિશેષતા પ્રગટ થાય તો બધા કામનો બધો પરિશ્રમ સફળ છે.

The Bhakta's idea of heaven is a condition in which we shall all love one another. The Vedantic idea make it a condition in which we are all eternally united. Sagum Brahman unites differences. Nirgum Brahman denies differences.

જ્ઞાની માટે અદ્વૈત ભાવની જરૂર છે, ભક્ત માટે અનન્ય ભાવની જરૂર છે. નિર્ગુણ બ્રહ્મ ભેદનો નિષેધ કરે છે, સગુણ બ્રહ્મ બધાનો અભેદ કરે છે. બંન્નેનું ફળ એક છે. બંનેમાં સત્તા એક રહે છે અને એક સત્તામાં સાચો આનંદ છે.

ધારણામાં બીજાની શૂન્યતા રહેવી જરૂરી છે, એવી ભાવનાથી રહેલ ભક્ત અથવા જ્ઞાની તદ્ભાવ-ભાવિત કહેવાય છે. વ્યવહારની જરૂરીઆત એતો નિમિત્ત છે. વ્યવહારમાં પૃથક્ જેવું દેખાઈ આવે છે. વાસ્તવમાં કોઇ પૃથક્ થતું નથી. તેથી શુદ્ધ પ્રેમથી દ્રવીભૂત હૃદયમાં જ્યાં બીજાનું ભાન રહેતું નથી ત્યાં પરમાત્મા પ્રગટ છે.

પૂર્ણ સદા પૂર્ણ છે, તે કર્મ કરવાથી સુધરતા નથી કે બગડતા નથી, જ્ઞાનવાનના પ્રત્યેક કાર્યમાં નિત્ય સાથી જે ભગવાન છે તેમાં લીન રહેવું, અવસ્થોચિત કર્મદ્વારા જે ભગવાન પરિચ્છિન્ન થતા નથી તેની ચેતના જ્ઞાન-શક્તિદ્વારા રાખવી, એજ જ્ઞાની ભક્તના જ્ઞાનની વિશેષતા અથવા વિલક્ષણતા છે. તે જ્ઞાની સિવાય બીજું કોણ સમજી શકે ?

કોઇને જુદા રાખવા કે માનવા એનું નામ જ્ઞાન નથી. એકત્વના બોધથી કૃતાર્થ રહેવું એજ જ્ઞાનવાનનું લક્ષણ છે. અજ્ઞાનથી જે કાંઈ થાય છે, તે કર્મજ નથી.

કોઈ કહે કે મેં ઘડાને જોયો છે પણ માટી જોઇ નથી, વીંટી

જોઇ છે પણ સોનું જોયું નથી. ચાકું જોયું છે પણ લોઢું જોયું નથી, એ જેમ ભૂલામણી છે તેમ જે કહે છે કે મેં જગત જોયું છે પણ ભગવાન જોયા નથી એ પણ ભૂલામણી છે. જ્યારે ક્રિયા પહેલાં દેખાય ત્યારે પરિણામ દેખાય છે, પણ જ્યારે સત્તા પહેલાં દેખાય છે ત્યારે પરિણામ દેખાતું નથી.

જ્યાંસુધી સર્વ ભૂતમાં ઓતપ્રોત એક બ્રહ્મનું રહેવુ માન્ય નહિ થાય ત્યાંસુધી સાકાર–નિરાકાર અથવા જડ–ચેતનનું દ્વંદ્વ લાગ્યા કરશે. જ્યાંસુધી જન્મ મૃત્યુનું ભાન ચિત્તમાં રહે છે, ત્યાંસુધી તે નિત્ય સત્ય પરમાત્મામાં નિષ્ઠાનો ઉદય થતો નથી. સાધારણ અજ્ઞાની જનનો વ્યવહાર માન્ય કરવા જેવો નથી પણ જ્ઞાનીનો વ્યવહાર અદ્વૈતભાવવાળો હોય છે. સર્વ પ્રાણીમાત્રમાં એક અવ્યય બ્રહ્મને જોવા એજ જ્ઞાન છે. જો ભિન્ન સત્તા જ્ઞાનમાં નથી તો વ્યવહાર અને પરમાર્થનો ભેદ કરવાની જરૂર નથી. તે પરમતત્ત્વનું સદા પ્રાપ્ત રહેવું એ જ્ઞાનવાળાના કાર્યથી પ્રમાણિત થાય છે. તરંગ લેવા માટે હાથ લાંબો કરીએ તો જળ જ હાથમાં આવે છે.

નિત્ય પ્રાપ્ત દેવદત્ત પોતાની પ્રાપ્તિ માટે બીજે ગામ જતો નથી. દીવો પોતાના તેજથી પ્રકાશ કરે છે, ત્યારે તેમાં પ્રકાશક પ્રકાશ્યભાવ હોવા છતાં ભેદ નથી, તેવીજ રીતે સચ્ચિદાનંદમાં ભેદ નથી.

સૂર્ય અંધારાનો નાશ કરીને પ્રકાશતો નથી કારણકે સૂર્યે અંધારૂં જોયું જ નથી તેમ આત્મા અવિદ્યાનો નાશ કરતો નથી, કારણકે આત્માએ અવિદ્યા જોઇ નથી.

એ સિદ્ધાંતમાં સંપૂર્ણ નિષ્ઠા અને શ્રદ્ધા જોઇએ.

સાધારણ માણસ પણ જરૂરી વસ્તુ પોતાના ઘરમાં રાખે છે. જે વસ્તુની જરૂર ન હોય તેને તરત પોતાના ઘરમાંથી બહાર ફેંકી દે છે. આપણા ઘરમાં જરૂરની ચીજોજ મળે છે, તેમ આપણા અંતઃકરણમાં જરૂરી જ્ઞાન અને જરૂરી પ્રેમ રાખવો જોઇએ. ભગવાનની કૃપાનો અર્થ એવો નથી કે આપણે ભગવાન પાસે કાંઇ માગીએ અને તે મળે.

ભગવાન આપણને મળેલા છે એ બધા કર્મથી બતાવવું અને તેમ કરી શકાય એજ ભગવાનની કૃપા છે. જીવને જ્યારે પૃથક્ રહેવાનું સ્થાન ન મળે ત્યારે ભગવાનથી અભિન્ન એકત્વમાં લીન થઈ રહેવાય છે. ભગવાન એ અનાયાસથી મળેલ નિત્ય પ્રાપ્ત ધન છે. તેને પુરાણોમાં પુરુષોત્તમ કહે છે અને ઉપનિષદોમાં બ્રહ્મ કહે છે.

જે સર્વત્ર છે તેના અનુભવમાં સાચા જ્ઞાન સિવાય અને સાચા પ્રેમ સિવાય બીજા કોઇની સહાયતાની જરૂર નથી. જ્યાં કાંઈ પણ અંતર દેખાય ત્યાં બીજી વસ્તુની સહાયતાની જરૂર પડે છે. ત્યાં દૃષ્ટિ અપ્રાપ્ત જેવું રહી જાય છે. ભગવાન પરિશ્રમથી સાધ્ય નથી. જ્યાં ગ્રહણ કે ત્યાગ જેવું રહેતું નથી એ ભગવદ્ભાવ છે, અથવા બ્રહ્મભાવ છે, એજ આનંદમય જીવન છે.

૬૯ અપરોક્ષ જ્ઞાનવાળાને કર્તવ્ય બુદ્ધિથી કર્તવ્ય નથી છતાં કર્મનો પ્રસંગ આવે તો બ્રહ્મભાવે કર્મ કરે છે. જેમ કપૂર બાળીએ તો અગ્નિ અને કપૂર બંન્ને અદશ્ય થઇને નવી દશા ધારણ કરે છે તેવી જ રીતે બ્રહ્મ અને બ્રહ્મભાવે થતાં કર્મ એક થઇને બ્રહ્મદશા ધારણ કરે છે. **ब्रह्मार्पणं ब्रह्महविः** વગેરે.

બ્રહ્મવેત્તાને કર્મ કરવાનું બંધન નથી તેમ કર્મ ન કરવાનું પણ બંધન નથી છતાં પોતે સદાચારમાં રહી વર્તે છે. જેઓ અવધૂત કોટીના હોય તે ઉપદેશ આપતા નથી પણ તેમનું જીવન જ વૈરાગ્યનો બોધ કરે છે. જેઓ આચાર્ય કોટીના હોય છે તેઓ ઉપદેશ આપે છે. તેમનું જીવન લોકોને અભ્યાસ કરાવવામાં ઉપયોગી છે. જે બધે પોતાનું સ્વરૂપ જુએ છે તેમને લોક–સંગ્રહ માટે ફરજ જેવું કર્તવ્ય રહેતું નથી. જેને પોતાની જ્ઞાતિનું અથવા દેશનું અભિમાન છે તેમને પોતાની જગ્યા વિશાળ કરવા માટે તેવા કર્મમાં રૂચિ રહે છે. જેમની જગ્યા બ્રહ્મજ્ઞાનથી બહુ વિશાળ થઇ ગઇ છે તેમને કર્મ કરવાથી વધારે વિશાળતા આવતી નથી અને કર્મ છોડી દેવાથી પણ નાના કે મોટા બની જતા નથી. ભવિષ્યમાં કોઈ કારણથી આખી પૃથ્વીનું એક રાજ્ય થઈ જાય તો

આપણો દેશ પણ ફરી જાય. અનાત્મામાં અહંભાવ એ હાલની ઘણી પ્રવૃત્તિનો હેતુ છે. જ્ઞાનીભક્ત કર્મ વખતે અને કર્મ ન હોય ત્યારે આત્મામાં જ રહે છે.

સ્વરૂપમાં જે સ્વયંસિદ્ધપણું છે તેને જ પ્રકૃતિ પુરુષની એકતા કહે છે. જ્યાં ભેદ નથી ત્યાં સ્વરૂપનો અનુભવ છે. એ અનુભવને પ્રકૃતિ-પુરુષના અભેદની સંજ્ઞા મળે છે. આકારવાળી વસ્તુમાં ભેદ બને છે. નિરાકારમાં ભેદ કે અભેદ બનતો નથી. એવું સમજવામાં ભેદનો નિષેધ થાય છે અને અભેદ તો સિદ્ધ જ છે.

જ્ઞાનની ઉત્પત્તિ પછી જ્ઞાનીને માટે શાસ્ત્રમાં વિધિ માનેલી નથી. વિધિથી પરિછિન્ન ભાવ આપે છે. અજ્ઞાન હોય ત્યાંસુધી એક પ્રકારના પરિચ્છિન્ન ભાવમાંથી બીજા પ્રકારની વિશાળતામાં આવવા માટે વિધિ છે. જેનામાં પૂર્ણ વિશાળતા છે એવા જ્ઞાની માટે વિધિ નથી.

જગતના વિલાસથી દ્વૈતની સિદ્ધિ નથી. કલ્પિત માયાથી બ્રહ્મનું સદ્વિતીયત્વ થતું નથી. દ્વિતીય જેવો દેખાવ એ તો દિવ્ય પ્રેમનો વેપાર છે. અજન્ય આનંદ જન્ય દૃષ્ટિથી સમજાય નહિ. વૃત્તિ વગરનો આનંદ વૃત્તિવાળી દશાથી સમજાશે નહિ. જે દશાનો આનંદ લેવો હોય તે દશામાં આવીને તે લેવો જોઈએ. જેવું પ્રમેય હોય તેવું પ્રમાણ જોઈએ. વૃત્તિ, વૃત્તિનું અધિષ્ઠાન અને વૃત્તિનું કાર્ય એ ત્રણને એક સાથે બ્રહ્મરૂપે લેવાથી પણ બ્રહ્મભાવ પ્રગટ રહે છે.

વાયુ નિષ્પંદ થતાં વાયુ મટી જતો નથી. વાયુનું સ્પન્દન થતાં બે વસ્તુ બની જતી નથી. ગાય બેસી જવાથી ભેંસ થઈ જતી નથી. બેઠેલી ગાય ઊભી થાય તો ગાય મટી જતી નથી. તેમ બ્રહ્મની સ્થિતિમાં કે ગતિમાં બીજું બની જતું નથી. જ્યાં બીજું દેખાય ત્યાં ખોટો પ્રમાતા હોય છે અથવા ખોટું પ્રમાણ હોય છે અથવા ખોટું પ્રમેય હોય છે. એક ખોટું થતાં ત્રણ ખોટાં થાય છે તેથી ત્રણેનો એક બ્રહ્મમાં લય કરવો અથવા ત્રણે એક સાથે બ્રહ્મરૂપે રાખી કર્મ કરવાં.

વરસાદ વરસે ત્યારે બિંદુરૂપે દેખાય છે. જમીન ઉપર પડયા પછી એક રસ થઈ જાય છે.

જ્ઞાન વગરની શક્તિ ભેદ વધારે છે. તેનો નમુનો પશ્ચિમના દેશોમાં છે. એકલા શકિતવાદથી માણસ પશુ જેવો થાય છે. જ્ઞાન સહિત કર્મ માણસને પ્રભુ બનાવે છે. પશ્ચિમના દેશોમાં લોકોની ખોટી પ્રવૃત્તિને રોકે એવું ઘણું સાહિત્ય નથી,

વ્યવહારિક પ્રત્યક્ષ પ્રમાણ માત્ર વર્તમાન વસ્તુને જ ગ્રહણ કરે છે. અતીત અને અનાગતને ગ્રહણ કરતું નથી. તેથી જે વસ્તુ ત્રણ કાળથી અબાધ્ય છે તે પ્રત્યક્ષ પ્રમાણનો વિષય થાય નહિ. પ્રપંચની સત્તા વ્યવહાર દશામાં અજ્ઞાનીને અબાધ્યત્વરૂપે દેખાય છે તેથી વ્યવહાર દશામાં તે મિથ્યાત્વથી વિરૂદ્ધ નથી. બ્રહ્મસત્તા સર્વદા સર્વત્ર અબાધ્યત્વરૂપ છે. જ્ઞાનીને તેનો અનુભવ રહે છે.

ભકતો કલ્પિત પદાર્થની નિવૃત્તિ કરતા નથી. તેઓ અનેકને સાચા માની અનેકત્વમાં એકને સાથે લઇ દરેક કર્મમાં ભગવાનને પ્રગટ રહેલા જોવા માટે કર્મ કરે છે તેથી જે મોટી સિદ્ધિ અને શકિત ભકતના અને યોગીના જીવનમાં જોવામાં આવે છે તેટલી જ્ઞાનીના જીવનમાં જોવામાં આવતી નથી, છતાં જ્ઞાનેશ્વર મહારાજ જેવા કોઇમાં જ્ઞાનની સાથે સિદ્ધિ પણ જોવામાં આવે છે. બધા સાધનનો મુખ્ય હેતુ અદ્વૈતમાં નિષ્ઠા કરવાનો છે એ લક્ષમાં રહેવું જોઇએ. સિદ્ધિ તરફ લક્ષ રાખવાથી દ્વૈત દૂર થશે નહિ.

શ્રુતિમાં જે નિષેધ વાકયો છે તે શરૂઆતમાં પ્રપંચમાં અનાત્માની સત્તાનો નિષેધ કરે છે. એ દશામાં ભકતોનું જીવન શરૂ થાય છે. પછી જ્યારે પ્રપંચના સ્વરૂપનો નિષેધ માંડુકય ઉપનિષદની શ્રુતિ જેવી શ્રુતિ કરે છે ત્યારે જ્ઞાનીનું જીવન શરૂ થાય છે. અપ્રાપ્તનો નિષેધ થાય નહિ પણ કલ્પિત પ્રાપ્તવત્ છે તેનો નિષેધ બની શકે છે. તેથી બંન્ને રીતે એટલે જ્ઞાનયોગથી અથવા કર્મયોગથી આત્માનો અનુભવ મળી શકે છે. તેટલા માટે જ ભગવાન ગીતામાં કહે છે કે **एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम्** (કર્મ અને જ્ઞાન બંન્નેમાંથી એક માર્ગમાં બરાબર સ્થિતિ થાય તો બન્નેનું ફળ મળે છે. ગીતા ૫–૪.)

પરિશિષ્ટ-૧.

# મહાભારત

હિંદુ ધર્મમાં મહાભારત, રામાયણ, શ્રીમદ્ ભાગવત્ વગેરે પ્રમાણભૂત શાસ્ત્રો મનાય છે તે સગુણ વિદ્યામાં તેમજ નિર્ગુણ વિદ્યામાં બંન્નેમાં ચાલી શકે તેવા ગ્રંથો છે. જેમને ભક્તિ કરીને ભગવાનનાં દર્શન કરવાની ઈચ્છા હોય તેમને તેમાંથી ભક્તિનું તત્વ મળે તેવું છે, અને જેમને આત્મજ્ઞાન જોઈતું હોય તેમને તે પણ તેમાંથી મળે તેવું છે. તે ઉપરાંત વ્યવહારિક કર્મ કેમ સુધારવાં, વગેરે બાબતો પણ તેમાં અનેક જગાએ આપેલી છે.

વ્યાવહારિક કર્મને માટે જો કે મહાભારત ઘણે અંશે ઉપયોગી થાય તેવું છે, તોએ તેમાં કેટલીક બાબતો એવી આવે છે કે જે હાલના સમાજની બુદ્ધિમાં તરત ઉતરે તેવું નથી.

(૧) વ્યાસની ઉત્પત્તિ પારાસર અને મત્સ્યગંધાના સંબંધથી કેમ?
(૨) દ્રૌપદીને પાંચ પતિ કેમ?
(૩) દ્રૌપદીની ઉત્પત્તિ વેદીમાંથી અને તેના ભાઈ ધૃષ્ટદ્યુમ્નની ઉત્પત્તિ યજ્ઞકુંડમાંથી કેમ?
(૪) પાંડવો અને કર્ણ તેના બાપના દીકરા ન હતા પણ સૂર્યના પુત્ર કેમ હતા?
(૫) દ્રોણ દડીઆમાંથી અને કૃપાપાચાર્ય અને કૃપી પણ વિચિત્ર રીતે કેમ ઉત્પન્ન થયેલા છે.

મહાભારતનાં કેટલાંક મુખ્ય પાત્રો અયોનિજ છે. એટલે તેમની ઉત્પત્તિ સામાન્ય માણસની ઉત્પત્તિની પેઠે થયેલી જોવામાં આવતી નથી. તેથી હાલના સમાજને મહાભારત સમજવું મુશ્કેલ પડે તેવું છે. પણ એજ મહાભારતનો સમાધિ ભાષામાં-માનસ શાસ્ત્ર (એટલે Psychology) તરીકે અર્થ કર્યો હોય તો હાલના કાળમાં ઉપયોગી

થાય તેવું તેમાંથી ઘણું મળી શકે છે, અને એવા અર્થ તેમાંથી સહજ નીકળી શકે તેમ પણ છે.

દાખલા તરીકે–ભા એટલે તેજ અથવા વિદ્યા;

મહાભા–મહાન તેજ અથવા બ્રહ્મવિદ્યા;

મહાભારત–મહાન તેજમાં રમવાની અથવા બ્રહ્મવિદ્યાનો આનંદ લેવાની કળા.

આવા અર્થમાં આખું મહાભારત, અને તેના બનાવો લઇ શકાય તેમ છે. તેને માટે વૈદિક શબ્દ કોષ એટલે નિરૂક્તનો અભ્યાસ જોઇએ અને સમાધિભાષાનો પરિચય પણ જોઇએ, તે વિષે આ પુસ્તકમાં વધારે લખી શકાય તેવું નથી, પણ નીચે પ્રમાણે કેટલીક અર્થ-સૂચક સૂચના આપેલી છે. તે પ્રમાણે જિજ્ઞાસુ જો મહાભારત વાંચશે તો તેને તેમાં ઘણું નવું જાણવાનું મળશે.

પશ્ચિમના ઇતિહાસમાં એમ જણાવે છે કે તેમના બાપદાદા વાંદરા જેવા હતા અને ડારવીનના મત પ્રમાણે તે વાંદરા સુધરતાં સુધરતાં માણસ થયા; પણ આ દેશનો ઇતિહાસ એમ બતાવે છે કે આપણા પૂર્વજો ઋષી મુનિઓ હતા. તે ઘણા વિદ્વાન હતા. તેમનામાં સારી વિદ્વતા ન હોત તો ઉપનિષદ્, ગીતા, ષડ્દર્શન, રામાયણ, મહાભારત અને પુરાણો જેવા ગ્રંથો મળી શકત નહિ. તેમાં ઇતિહાસ અને પુરાણોની રચના એવી છે કે આગળ કહ્યું તેમ સમાધિ ભાષામાં એટલે આત્મજ્ઞાનમાં પણ ચાલી શકે છે. તે ભાષામાં ચાલે એવા મહાભારતના કેટલાક અર્થ નીચે આપેલા છે :—

પારાસર—અસુર સ્વભાવની પર રહેલ આત્મજ્ઞાનનું તત્ત્વ.

મત્સ્યગંધા—બર્હિશદ નામના પિતૃઓની કન્યા હતી, તેથી તે કર્મ-કાંડનું તત્ત્વ સૂચવે છે.

એ બંનેના સંબંધથી જ્ઞાનકાંડ અને કર્મકાંડને વિગતથી સમજાવનાર વ્યાસ—વિસ્તાર કરનાર ઉત્પન્ન થયા અને મત્સ્યગંધા પારાસરના સંબંધથી સત્યવતી થઈ શાંતનુને પરણી.

શાંતનુ—જેના તનમાં એટલે શરીરમાં શાંતિ રહે છે તેને સત્યવતી મળે છે એટલે સત્ય તરફ વૃત્તિ થાય છે.

શાંતનુના પુત્ર ભીષ્મ નીડર, બ્રહ્મચારી થયા, અને બીજા વિચિત્ર વીર્ય પ્રજા કરવા લાયક ન હોવાથી, તેની સ્ત્રીમાંથી વ્યાસે પાંડુ, ધૃતરાષ્ટ્ર અને વિદુર ઉત્પન્ન કર્યા. અહીં વિચિત્રવીર્ય એ શબ્દ એમ સૂચવે છે કે માણસના જેવી ઉત્પત્તિ નથી. પાંડુનાં સ્ત્રી કુંતાજીએ સૂર્યની ઉપાસનાથી કર્ણ અને ૩ પાંડવ ઉત્પન્ન કર્યાં.

ધૃતરાષ્ટ્ર એટલે જે બીજાના રાષ્ટ્રને ખૂંચવી લઈને બેઠો છે. જે વસ્તુ પોતાની નથી અને પારકાની છે તેના ઉપર અન્યાયથી અને પશુબળથી પોતાનો અધિકાર જમાવવા ધૃતરાષ્ટ્ર યત્ન કરી રહેલ છે.

ધૃતરાષ્ટ્રના પુત્રો=આંધળાના પુત્ર જેવા એટલે અજ્ઞાનીના પુત્ર જેવા હતા. તેમાં કેટલાકનાં નામ, દુર્યોધન, દુઃશાસન, દુઃસહ, દુઃશલ, દુર્ધર્ષ, દુષ્પ્રધર્ષ, દુર્મર્ષણ, દુર્મુખ, દુષ્કર્ણ, દુર્મદ, દુર્વિગાહ, દુર્વિમોચન, દુષ્પરાજય, દુર્ધર, વગેરે હતા. તેઓની બહેનનું નામ દુઃશલા હતું એ બધા નામનો પ્રારંભ 'દુ', દુઃખ, દુઃષ્ટતા વગેરે ભાવનો સૂચક છે.

વિદુર=વિદ્ શબ્દ ઉપરથી જ્ઞાની અને ત્યાગ વૃત્તિવાળા હોવાથી તે કોઈ રાજ્યમાં પોતાનો અધિકાર રાખતા ન હોતા. એણે કોઈ સાથે ઝગડો કર્યો નથી. એવા સાધુ પુરુષને ઘેર ભગવાન ભાજી ખાવા પણ જાય છે અને દુર્યોધન જેવા દુષ્ટ પ્રકૃતિ-વાળાના મેવા પણ ભગવાન જમતા નથી.

પાંડુ=રજોગુણી છે. રજોગુણી ભોગી હોય છે. તે ભોગથી રોગી બની અકાળે મરે છે. તેથી પાંડુએ પ્રજા ઉત્પન્ન કરેલી નથી.

ભીષ્મ=અહંકાર છે.

દ્રોણ=મન છે, એ સર્વને શીખવે છે.

યુધિષ્ઠિર=એટલે યુદ્ધમાં સ્થિર રહે તેવા, એ આકાશ તત્ત્વ છે.

ભીમ=વાયુ તત્ત્વ છે.

અર્જુન=તેજનું તત્ત્વ છે.

માદ્રીથી થયેલ નકુલ અને સહદેવ એ પાણી અને પૃથ્વીના તત્ત્વમાં ઘટી શકે તેવા તત્ત્વ છે.

અથવા નીચે પ્રમાણે પણ અર્થ થઇ શકે છે :—

કુંતિમાં ધર્મવૃત્તિથી યુધિષ્ઠિર.
,, નિર્ભયવૃત્તિથી ભીમ.
,, વીરવૃત્તિથી અર્જુન.
માદ્રીમાં જ્ઞાનવૃત્તિથી નકુલ.
,, દેવભક્તિથી સહદેવ.

દ્રૌપદી=વેદીમાંથી ઉત્પન્ન થયેલ બુદ્ધિશક્તિ છે. તેનામાં બુદ્ધિ ઘણી હતી. એટલે લાકડું, તેની ચાખડી બે પગમાં પહેરી જે ફરે છે તે સંન્યાસીઓ અને તેનામાં જેવી વિદ્યા હોય તેવી વિદ્યાવાળી એ દ્રૌપદી, એમ અર્થ બેસી શકે છે. એવી વિદ્યા-શક્તિ પાંચે ભાઇઓને પ્રાપ્ત થઇ અને પાંચે ભાઇઓ તેને રાખી શકે તેવા હતા.

એવી બુદ્ધિના ચીર દુઃશાસન એટલે આસુરીવૃત્તિ ખેંચે પણ એ બુદ્ધિ આત્મપક્ષપાતી હોવાથી આત્મારૂપી કૃષ્ણ તેનું રક્ષણ કરી શકે છે.

પાંડવોને કૌરવોએ લાખાગૃહમાં રાખેલા હતા. બળી જાય એવું ઘર એ શરીર સમજવાનું છે. તેમાં વિદુરના કહેવાથી એટલે જ્ઞાન-શક્તિથી પાંચ તન્માત્રાઓ છૂટી શકેલ છે. તે લાક્ષાગૃહનો રખેવાળ પ્રરોચન એટલે દેહમાં સુખ માનનાર વૃત્તિ બળી ગયેલી છે. તે પછી પાંડવો દ્વૈત વનમાં અને કામુક વનમાં ગયા છે. આવા વનમાં એટલે ભેદબુદ્ધિવાળા અને વાસનાવાળા સંસારમાં ઘણાને રખડવું પડે છે. તેમાં સમતાથી ગુપ્તપણે રહી શકાય તો પછી વિરાટમાં જઈ શકાય એટલે વધારે વ્યાપક જ્ઞાન થઈ શકે. વિરાટને ત્યાં અર્જુન વિરાટની દિકરી ઉત્તરાને ભણાવવા રહેલ છે. તે ઉત્તર ભૂમિકાની વાત છે.

વનવાસ પછી જ્યારે પાંડવોને એટલે પંચ તન્માત્રાને રહેવા, આસુરી પ્રકૃતિવાળા તત્ત્વ જગ્યા આપતા નથી, ત્યારે યુદ્ધની તૈયારી થાય છે. ધર્મક્ષેત્રે કુરૂક્ષેત્રે એવા ગીતાની શરૂઆતના શબ્દો છે. ક્ષેત્રનો અર્થ ભગવાને ગીતાના તેરમા અધ્યાયમાં 'શરીર' તરીકે આપેલો છે, તેથી આ મહાભારતનું યુદ્ધ એ દૈવી પ્રકૃતિ અને આસુરી પ્રકૃતિ વચ્ચેનું યુદ્ધ સમજવાનું છે. તેમાં ભીષ્મની સામે શિખંડી હતા. તે થોડો વખત પુરુષ એટલે આત્મા થાય અને થોડો વખત સ્ત્રી એટલે વ્યુત્થાન દશામાં પ્રકૃતિ થાય. શિખંડીના રથની ધજા અસંકલ્પની હતી. તેથી જ્યાં નિર્વિકલ્પ સ્થિતિ ઉત્પન્ન થાય ત્યાં અહંકારરૂપી ભીષ્મનું જીવન પૂરું થાય છે.

ભીષ્મની જગાએ દ્રોણ આવ્યા છે. તે પરોક્ષ જ્ઞાનનું સ્વરૂપ છે, તેને ધૃષ્ટદ્યુમ્ન એટલે અપરોક્ષ જ્ઞાને માર્યા છે. મહાભારતમાં ૧૮ અક્ષૌહિણી સેના હતી. એટલે ૧૦ ઈંદ્રિયો અને ૮ પ્રકૃતિઓ. અર્જુન પાસે પાશુપતાસ્ત્ર હતું. વનવાસમાં તપ કરી તેણે તે શંકર પાસેથી મેળવેલું હતું. શંકર એટલે શાંતિ આપનારે આપેલું સાધન પશુ જેવી વૃત્તિઓને વશ કરી શકે છે. વળી અર્જુનને મુશ્કેલીમાંથી બચાવનાર શ્રી કૃષ્ણ હતા અને તેનું હથીઆર સુદર્શન એટલે સમ્યક્ દર્શન હતું. તે એકવાર વાપરેલ છે, કારણ કે તે આવે એટલે બધાં વિઘ્ન દૂર થઈ જાય અને પછી કોઈ વિરોધમાં રહે નહિ. આવા અર્થમાં આખું મહાભારત ચાલી શકે તેવું છે, તેને માટે અહીં ફક્ત માર્ગસૂચક સંજ્ઞાઓ આપેલી છે. કૌરવનાં બાણ એ વ્યવહારમાં આસુરી પ્રકૃતિનું જોર છે. આપણા દરેકના શરીર રૂપી રથમાં શ્રીકૃષ્ણ રૂપી આત્માનું સ્મરણ રાખ્યું હોય તો આસુરી સ્વભાવનાં બાણ લાગે નહિ, અને સંસારના યુદ્ધમાં વિજય મળી શકે. આ બાબતમાં વધારે સૂચના જોઇતી હોય તેમણે Permanent History of Bharat Varsha by K. Narayan Swami Iyer. એ પુસ્તકના બંને ભાગ જોવા. તે મુંબઈમાં કોટમાં, પીટીટ લાયબ્રેરીમાં છે.

## પરિશિષ્ટ ૨.

# શ્રીમદ્ ભાગવત્.

## સમાધિભાષા.

શ્રીમદ્ ભાગવત્ માટે થોડોક વિચાર આ પુસ્તકના બીજા પ્રકરણમાં આપેલો છે. શ્રીમદ્ ભાગવતની મુખ્ય ભાષા સમાધિભાષા છે, તે વિષે ત્યાં પ્રમાણ આપેલું છે. પુષ્ટિ માર્ગના આચાર્ય શ્રી વલ્લભાચાર્યજી પણ શ્રીમદ્ ભાગવતની મુખ્ય ભાષા તરીકે સમાધિ ભાષા માને છે, એટલે કે શ્રીમદ્ ભાગવત્ આધ્યાત્મિક ભાવે આપણા અંતરાત્મામાં ઘટાવી શકાય તેવું છે. એવી મતલબની એમણે જે ટીકા શ્રીમદ્ ભાગવત્ ઉપર લખી છે તેને સુબોધિની કહે છે. તે આચાર્ય પોતાના જીવનમાં બધા સ્કંધ ઉપર સુબોધિની લખી શક્યા નથી. માત્ર પહેલા ત્રણ સ્કંધ, દશમ અને એકાદશ એટલા ઉપર ટીકા લખી શક્યા છે અને તે ટીકા પણ હાલના માણસો સરળતાથી વાંચી શકે તેવી સહેલી નથી, પણ એ ટીકાનો આશય લઇને કોઇ વિદ્વાન પોતાની મેળે ભાગવત્ વાંચવા ધારે તો તેમાંથી ઘણું નવું જાણવાનું મળી શકે છે.

ભાગવતમાં પહેલા સ્કંધના બીજા અધ્યાયના ૧૧ મા શ્લોકમાં કહેલું છે કે જે પરમ તત્ત્વને તત્ત્વવિત્ પુરુષો અદ્વયજ્ઞાન કહે છે. તેને જ બ્રહ્મ, પરમાત્મા અથવા ભગવાન તરીકે સમજાવવામાં આવે છે.

તે તત્ત્વનો વ્યાસ ભગવાને બાર સ્કંધમાં ૧૮૦૦૦ શ્લોક કરી સમાધિ ભાષામાં વિસ્તારથી વર્ણન કરેલ છે. તે સમાધિ ભાષાનો પૂરો ખ્યાલ આ નાના પુસ્તકમાં આપી શકાય તેમ નથી પણ કેટલીક માર્ગસૂચક હકીકત માત્ર નીચે આપેલી છે.

### મહાત્મ્ય

કહેનાર સુત પુરાણી છે. સુ એટલે કલ્યાણ, ત એટલે તત્ત્વ એટલે માણસનું પરમ કલ્યાણ કરે એવા તત્ત્વની જેને ખબર છે તે

સુત પુરાણી છે. શૌનક એટલે સુખ જેનું શૂન્ય થઈ ગયું છે તે સાંભળનાર છે. નૈમિષારણ્ય એટલે માણસનું નિમેષ રૂપી આયુષ્ય છે, તેમાં એ તત્ત્વ ગ્રહણ કરી લેવા જેવું છે. સાત ગાંઠવાળો વાંસ એ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર અને અજ્ઞાન એ સાત ગાંઠ સમજવાની છે.

## પહેલો સ્કંધ

શુકદેવજી શા માટે ભણ્યા? તે તો નિજલાભપૂર્ણ હતા, આત્મામાં તેને આનંદ મળતો હતો. તેના જવાબમાં કહે છે કે ભગવાનનું સ્વરૂપ જ એવું છે કે કોઇ ભક્તિ કર્યો વગર રહી શકે નહિ. શુકદેવજીમાં અસંગત્વ ભાવ હતો પણ છતાં જનક પાસે જવું પડયું હતું. એ એમ બતાવે છે કે સર્વાત્મભાવ ત્યાંથી શીખ્યા હતા. શુકદેવનો બીજો સમાધિભાષાનો અર્થ વિહંગમ માર્ગ એટલે એકદમ મુકિતનો માર્ગ એમ પણ થઇ શકે છે. પરીક્ષિત રાજા એટલે જેને પરોક્ષ જ્ઞાન થયું છે પણ અપરોક્ષ જ્ઞાન જોઇએ છે, તે ભાગવત્‌ના શ્રોતા છે. તેણે સમીક ઋષીના ગળામાં મરેલો સર્પ નાંખ્યો. તેનો અર્થ એવો છે કે સમ્યક બુદ્ધિનો અનાદર કર્યો, તેથી સંસારરૂપી સર્પ કરડવાનો તેને શ્રાપ મળે છે. તક્ષક નાગનો એ અર્થ ભાગવત્‌ને અંતે આપેલો છે.

વળી આ સ્કંધમાં કુંતાજી ભગવાન પાસે દુઃખ માગે છે,–એટલા માટે કે દુઃખમાં ભગવાન યાદ આવે છે; તે ઉપરાંત કુટુંબ અને દીકરાનો સ્નેહ છોડાવી આપવાની માગણી કરે છે. બધું છોડવું સહેલું છે પણ કુટુંબનો સ્નેહ, મિત્ર પ્રેમ, વગેરે ભૂલવાં મુશ્કેલ છે, છતાં એક દિવસ એ બધું ભૂલવું પડશે.

## બીજો સ્કંધ

આ સ્કંધમાં રાજા પરીક્ષિત શુકદેવજીને પૂછે છે કે જીવને બંધન શી રીતે થયું? તેના જવાબમાં શુકદેવજી કહે છે કે–સ્વપ્નની માફક માયાથી બંધન લાગે છે. શ્રીમદ્ ભાગવત્‌માં સ્વપ્નાનું દૃષ્ટાંત ઘણીવાર વાપરવામાં આવે છે. જ્યાં સુધી ત્રણ અવસ્થાના અનુભવનો વિચાર થતો નથી ત્યાં સુધી જ્ઞાન બરાબર ચોખ્ખું થતું નથી. અગ્નિ અને

લાકડાનું દૃષ્ટાંત પણ ઘણે ઠેકાણે આવે છે, જેમ અગ્નિ લાકડા જેવો દેખાય છે પણ લાકડા જેવો થતો નથી, તેમ જીવ પ્રકૃતિ જેવો દેખાય છે પણ પ્રકૃતિ જેવો થતો નથી.

ચતુઃ શ્લોકી ભાગવત્ પણ આ સ્કંધની અંદર છે. તેનું તાત્પર્ય એવું છે કે જે ભગવાન સર્વદા સર્વત્ર છે તેને અન્વય અને વ્યતિરેક વડે જીજ્ઞાસુએ જાણી લેવા. જ્યારે ભગવાન સિવાય બીજું દેખાય ત્યારે વ્યતિરેક ભાવે, અતદ્‌વ્યાવૃત્તિ લક્ષણથી નેતિ નેતિ કરી, તે મિથ્યાજ્ઞાન દૂર કરવું અને અન્વય ભાવે બધું પરમાત્મામય છે એવું જ્ઞાન થાય ત્યારે તેમાં નિષ્ઠા રાખવી.

## ત્રીજો સ્કંધ

આ સ્કંધમાં માયાનો પ્રશ્ન વિદુરજીએ મૈત્રેયને પૂછી તેનો સારો ખુલાસો મેળવેલો છે. તે જવાબ વેદાન્તના સિદ્ધાંતને મળતો આવે છે. તેમનો પ્રશ્ન એવો છે કે ભગવાન જો ચિન્માત્ર છે, અવિકારી છે, સ્વતઃ તૃપ્ત છે, દેશ અને કાળથી અતીત અને નિર્ગુણ છે, અને તેના સિવાય બીજું કંઇ નથી તો માયા આવી ક્યાંથી? અને કોઇને સુખ અને કોઇને દુઃખ એવી વિષમતા શા માટે? તેના જવાબમાં મૈત્રેય ઋષી કહે છેઃ—એ દૃષ્ટિ ભેદથી, ન્યાય ભેદથી, વિરુદ્ધ દેખાય છે. જેમ માણસ ભૂલથી સ્વપ્નમાં પોતાનો શિરચ્છેદ જુએ છે, જલમાં ચંદ્ર ભૂલથી ચાલતો દેખાય છે, તેમ અનાત્માના ધર્મ આત્મામાં ભૂલથી દેખાય છે. એવી ભૂલ નિવૃત્તિધર્મથી, વાસુદેવની કૃપાથી અને ભક્તિથી ધીરે ધીરે તિરોધાન થાય છે.

આ સ્કંધમાં વૈકુંઠમાં સનકાદિ જાય છે અને ત્યાં જયવિજય તેમને રોકે છે તે કથા સમાધિ ભાષામાં ઠીક ચાલી શકે છે. આત્માની અકુંઠ સ્થિતિને વૈકુંઠ કહે છે, તેમાં સનકાદિ જાય છે એટલે આનંદની અભિવ્યક્તિ થાય છે, પણ જીવના અહંકારરૂપી જય વિજય તેનો પ્રવેશ થવા દેતા નથી. તેથી તેમને શ્રાપ મળે છે અને ત્રણ જન્મમાં માયાના ત્રણ ગુણ જીતીને આવે ત્યારે જીવ એવા વૈકુંઠમાં સ્થિર રહી શકે.

આ સ્કંધમાં સાંખ્યનું જ્ઞાન, એટલે આત્મા પ્રકૃતિના ગુણોથી અસંગ છે તે કપિલાખ્યાનમાં વિસ્તારથી સમજાવેલું છે. જ્યાં સુધી આવું વિવેક જ્ઞાન થતું નથી ત્યાં સુધી આત્મજ્ઞાનનો માર્ગ ચોખ્ખો થતો નથી. ત્યાં દેવહુતિ કપીલ ભગવાનને પૂછે છે–પ્રકૃતિ તો સાચી લાગે છે તે દૂર કેમ થાય? તેના જવાબમાં કપિલ ભગવાન કહે છે–પ્રકૃતિના દોષ જોવા જોઇએ. જેમ અગ્નિમાં લાકડાં ન નાંખીએ તો ઠરી જાય છે તેમ માયા તરફ લક્ષ ન રાખવામાં આવે તો સ્વમહિમામાં રહેવાવાળા આત્માનું તે અશુભ કરી શકતી નથી. ન જાગેલાને સ્વપ્ન નડે છે, જાગેલાને નડતું નથી. આવું જ્ઞાન જેને તરત થઇ ન શકે તેને માટે સબીજયોગ, પ્રાણાયામ વગેરે ક્રિયાવાળી ભક્તિ છે.

## ચોથો સ્કંધ

નિત્ય વસ્તુમાં પ્રીતિ ન રાખીએ તો શી હાનિ થાય તે માટે આ સ્કંધમાં દક્ષ પ્રજાપતિનું આખ્યાન છે અને નિત્ય વસ્તુમાં પ્રીતિ રાખવાથી શો લાભ છે તેને માટે ધ્રુવ ચરિત્ર છે. બંન્ને આખ્યાન સમાધિભાષામાં ચાલે તેવા છે. દક્ષ એટલે બુદ્ધિ. માણસ પોતાના આત્મારૂપી શંકરની અવગણના કરી માત્ર પોતાની અલ્પબુદ્ધિથી સંસારનાં બધાં કામ કરે તો તેના કામમાં વિઘ્ન આવ્યા વગર રહે નહિ. એ દક્ષ પ્રજાપતિનો યજ્ઞધ્વંસ છે.

ધ્રુવ એ સુનિતિનો પુત્ર, એટલે નીતિમાં રહે તેને અવિચળ પદવી મળે. તે વ્યવહારનું સુખ લેવા સુરૂચી પાસે ગયા પણ ભગવદ્‌ભાવ પ્રાપ્ત થયા વગર વ્યવહારનું સુખ પણ મળતું નથી. નારદના ઉપદેશથી ધ્રુવે તપ કર્યું. નારદજીને સમાધિ ભાષામાં સર્વાત્મભાવ અથવા Intuition કહે છે. તે બધે ઠેકાણે હાજર હોય છે. બધા ભક્તોને મદદ કરે છે અને ભક્ત ન હોય ત્યાં અથવા ભક્તિ વધારવા માટે કજીઆની જરૂર હોય તો કજીઓ પણ કરાવે. આ સ્કંધમાં તે ઉપરાંત એક પુરંજન આખ્યાન છે. તેનો સમાધભાષાનો અર્થ ત્યાંજ આપવામાં આવેલો છે. પુરંજન રાજા એટલે જીવ, શરીરરૂપી નગરીમાં ભૂલથી

માયાના પ્રેમમાં પડયો છે. ત્યાં જીવની પડતી દશા થાય છે. જેમ પ્રકૃતિ નાચે છે તેમ પુરંજન નાચે છે.

નીચેનો શ્લોક ભાગવતમાં ઘણીવાર આવે છેઃ-

**अर्थेह्यविद्यमानेऽपि संसृति र्न निवर्तते ।**
**ध्यायतो विषयानस्य स्वप्नेऽनर्थागमो यथा ॥**

માયા છે નહિ છતાં સંસાર કેમ જતો નથી ? જેમ સ્વપ્નમાં વિષયનું ધ્યાન કરતો માણસ અનર્થને પામે છે તેમ જાગૃતમાં સંસાર નથી છતાં સંસારના ચિંતનથી સંસાર ખસતો નથી. વેદાન્તનો આ મુખ્ય સિદ્ધાંત છે, અને ભાગવતમાં આ શ્લોક નીચે પ્રમાણે ઘણે ઠેકાણે આવે છેઃ-

૩-૨૭-૩, ૪-૨૯-૩૫, ૪-૨૯-૭૩, ૭-૭-૨૭ ૧૧-૨૨-૫૫, ૧૧-૨૮-૧૩.

## પાંચમો સ્કંધ.

આ સ્કંધમાં ઋષભદેવજી પુત્રોને કહે છે કે જે આપણને મૃત્યુપાશથી ન છોડાવે તે ગુરુ નથી, તેને સ્વજન ન કહેવો, તે પિતા થવાને લાયક નથી, મા થવાને લાયક નથી, પતિ થવાને લાયક નથી, એવો એવો ઉપદેશ આપી ચાલ્યા તે વનમાં ગયા. તેના સો પુત્રમાંથી એક ભરત રાજય છોડી જંગલમાં તપ કરવા ચાલ્યા ગયા. આગલા કાળમાં સ્ત્રીના સુખની અને રાજ્યના સુખની કિંમત બહુ ઓછી હતી. હાલના કાળમાં કોઈ રાજા આત્મજ્ઞાનને માટે રાજ છોડીને ચાલ્યા જતા નથી પણ ઊલટું રાજ્ય મેળવવાને માટે લાખો માણસો જેલમાં જાય છે; અને છતાં ખરૂં રાજ્ય મળતું નથી અને આત્મજ્ઞાન પણ મળતું નથી. 'દેહ હું છું' એવું મનાવનાર વિદ્યા અને 'દેહ હું નથી' એવું મનાવનાર વિદ્યા જે દેશમાં હોય તેના સંસ્કારમાં ઘણો ફેર રહે છે. આત્મજ્ઞાન એ રાજ્ય કરતાં પણ વિશેષ મુશ્કેલ છે. ભરતને માત્ર હરણના બચ્ચામાં પ્રીતિ રહી ગઈ તો તેને હરણનો જન્મ આવ્યો. આજે પણ કયા પશુના શરીરમાં કયા મહાત્મા

પોતાનું પ્રારબ્ધ ભોગવતા હોય તે જાણી શકાય તેમ નથી. તેથી બધા પ્રાણી ઉપર દયા ભાવ રાખવો જોઈએ.

પ્રારબ્ધ પૂરું થયા પછી જડભરત રૂપે ફરી તેણે જન્મ લીધો. તે જન્મમાં તેણે રહુગણને સારું જ્ઞાન આપેલું છે. ત્યાં શરીરના ધર્મથી આત્માનું અસંગપણું જણાવેલું છે.

જડભરત એ ગયા જન્મમાં ભરત ચક્રવર્તિ હતા અને રહુગણ તેમનો ખંડીઓ રાજા હતો એટલે એક જન્મમાં માણસ એક દેશમાં જન્મે તો તે પોતાનો દેશ કહેવા મંડી જાય અને બીજા જન્મમાં જર્મનીમાં જન્મે તો ત્યારે જર્મની એ પોતાનો દેશ કહેવા મંડી જાય. પોતાનો દેશ ફરી જતાં વાર લાગતી નથી. જડભરતે રહુગણને જે ઉપદેશ આપ્યો તે વારંવાર મનન કરવા જેવો છે. તે ઉપદેશને અંતે તે રહુગણને કહે છે કે આત્મજ્ઞાન, આત્મજ્ઞાની પુરુષોના ચરણની સેવા કર્યા વગર મળતું નથી.

આ સ્કંધમાં જે ભૂગોળ વિદ્યા આવે છે તે હાલની ભૂગોળને મળતી આવતી નથી, તેથી કેટલાકને એમ લાગે છે કે આ બધા પહેલાંના બ્રાહ્મણોના ગપોડા છે. વળી, દૂધનો સમુદ્ર, મધનો, શેરડીનો સમુદ્ર વગેરે વાતો હાલના માણસોના મગજમાં બેસે તેવી નથી. પણ આખું ભાગવત્ એ સમાધિભાષાનો ગ્રંથ છે અને આ ભૂગોળ જેને સમાધિનો અનુભવ હોય તે બરાબર બેસાડી શકે તેવી છે. પ્રિયવ્રત રાજાના રથનાં પૈડાં ફરવાથી ૭ ખાડા થયા તે આત્માના સાધનની ૭ ભૂમિકાના અર્થમાં ચાલી શકે છે. એ ૭ ભૂમિકા આ પુસ્તકના પહેલા વિભાગમાં આપેલી છે. તેમાં વચ્ચેના રસ એ જુદી જુદી ભૂમિકાના રસ છે. વચ્ચે જંબુદ્વીપ છે તેને સુદર્શન દ્વીપ પણ કહે છે. સુ એટલે આત્માનું કલ્યાણ થાય એવું આત્મદર્શન તે ભૂમિકાએ છે. પાંચમા સ્કંધ સુધી નિવૃત્તિ માર્ગ છે. છઠ્ઠા સ્કંધથી પ્રવૃત્તિ માર્ગ છે.

પ્રવૃત્તિમાં પડેલા માણસ કેવી રીતે છૂટી શકે તે બાબત આ સ્કંધથી શરૂ થાય છે.

આ સ્કંધમાં બે આખ્યાન અજામીલ અને વૃત્રાસુરનાં સમાધિ ભાષામાં સમજાય તેવાં છે. અજા એટલે માયા, તેની સાથે મળેલો તે અજામીલ, તે નારાયણનું નામ લેવાથી માયામાંથી છૂટયો. ઘણા આજે પણ નારાયણનું નામ લે છે છતાં માયામાંથી કેમ છૂટતા નથી? નારાયણ નામના દીકરાનું નામ તો પહેલાં પણ અજામીલે ઘણીવાર લીધું હતું પણ છેલ્લી વખતે લીધું ત્યારે તેના ભાવમાં કંઈક જરૂર ફેર પડેલો હોવો જોઈએ. માટે નામની સાથે ભાવ બહુ કામ કરે છે. સંસારમાં કેટલાક નાસ્તિકને પણ વૈરાગ્યના પ્રસંગે ભગવાનનું નામ બહુ ગમે છે, અને રાગીને કોઇ ઉપર પ્રેમ થયો એટલે પછી જેના ઉપર પ્રીતિ થઇ તેનું નામ બહુ ગમે છે. ત્યાં ભાવસંબંધ સમજવાનો છે. નારાયણનું નામ લેવાથી અજામીલનાં પાપ બળી ગયાં હતાં પણ તેનો મોક્ષ થયો નહોતો. તે માંદગીમાંથી સાજો થયા પછી તપ કરવા ગયો હતો અને અંતે જ્ઞાન મેળવી મોક્ષ પામ્યો હતો. જ્ઞાનથી પાપ અને પુણ્ય બંન્નેનો નાશ થાય છે.

અજામીલના આખ્યાન પછી નારદજીએ દક્ષના દીકરાને સંન્યાસી કર્યાની વાત આવે છે. દક્ષ એ બુદ્ધિનું તત્ત્વ છે, ભેદ ન હોય ત્યાં સામાન્ય બુદ્ધિ ભેદ બતાવે છે અને નારદજી અભેદ બતાવનાર છે. તેથી નારદજી દ્વૈત વૃત્તિને અદ્વૈતમાં લઈ જનાર છે એવો અર્થ ત્યાં નીકળે છે.

પછી વૃત્રાસુરની કથા આવે છે. તે વૃત્તિઓ રૂપી અસુર ઘણાની પાસેજ રહે છે. આગલા જન્મમાં વૃત્રાસુર એ ચિત્રકેતુ નામનો રાજા હતો અને શંકર અને પાર્વતીને યોગ્ય દૃષ્ટિથી ન જોવાથી અને સંસારી દૃષ્ટિથી જોવાથી તેને શ્રાપ મળ્યો હતો. આજે પણ જ્યાં સ્ત્રી પુરૂષો બેઠા હોય તેમને શંકર અને પાર્વતી રૂપે જોવા જોઇએ, નહીંતર જોનારને શ્રાપ લાગશે. તેમાંથી શૃંગારના ચિત્ર રૂપી ચિત્રકેતુ અને તેમાંથી વૃત્તિઓ રૂપી વૃત્રાસુર જન્મે છે. આપણા હાથના દેવ ઇંદ્રથી એટલે આપણે હાથે વૃત્તિઓનો નાશ કરવા ઇચ્છીએ પણ ઋષિના જ્ઞાનની મદદ વગર તે બની શકતું નથી. માટે ઇંદ્રે દધ્યંગ ઋષિની

મદદ માગી. તેણે ધી એટલે બુદ્ધિનું અંગ આપ્યું. તેનાથી વૃત્તિઓ રૂપી અસુર મર્યો છે.

વૃત્રાસુરના મરતી વખતના ૪ શ્લોક એ શ્રીમદ્ ભાગવતના ભક્તિમાર્ગમાં બહુ ઉપયોગી મનાય છે, જીવના વાચ્યાર્થને દાસનો દાસ કર્યો હોય તો જીવનો લક્ષ્યાર્થ બ્રહ્મ થઈ શકે; સાથે સાથે વૃત્રાસુરના જેવો વૈરાગ્ય પણ જોઈએ.

## સાતમો સ્કંધ.

છઠ્ઠા સ્કંધમાં માયા અને વૃત્તિઓ જીતવાનું સાધન બતાવ્યા પછી આત્માનો આનંદ બતાવવા માટે અને તે સર્વ વ્યાપક હોવાથી તેની સામે કોઇ રહેતું ન હોવાથી નિર્ભયતા બતાવવા માટે આ સ્કંધ છે પ્રહ્લાદ ઘણું ભણ્યા નહોતા પણ સાચું ભણ્યા હતા. દીકરો બાપને બોધ આપે છે કે "ડાહ્યા પુરુષે મિથ્યા ઘર સંસારને છોડીને વનમાં જઈ હરિની ભક્તિ કરવી જોઈએ, હું અને બીજા એ અસત્ વૃત્તિ છે." પણ બાપ માનતો નથી. અહીં એકજ વખતે બે ફરજ ઉત્પન્ન થયેલી છે. પુત્રે પિતાનું કહેવું માનવું કે ભક્તિ કરવી? અહીં નીતિ કરતાં ભક્તિની શ્રેષ્ઠતા બતાવેલી છે. પ્રહ્લાદ અસુરનાં બાળકોને પણ ઉપદેશ આપે છે કે જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ બુદ્ધિની અવસ્થા છે. જેની સત્તાથી તે જણાય છે, તે જ્ઞાતા પુરુષ બધાનું અધિષ્ઠાન છે. તેને માટે ફક્ત નિર્મળ ભક્તિની જરૂર છે, બધે પરમાત્માને જોવા એ ખરી ભક્તિનું લક્ષણ છે." મૂળ બીજા સ્કંધમાં જે ચતુઃશ્લોકી ભાગવત્માં અન્વય વ્યતિરેક ભાવ કહેલો છે તેજ બધા શાસ્ત્રોનો સિદ્ધાંત છે, એટલે કે જો સંસાર દેખાય તો તે છોડી વનમાં જઈ સાધન કરવું અને તે જગ્યાએ ભગવાન દેખાય તો ભક્તિ સિદ્ધ થઈ ગણવી. જ્યારે નૃસિંહ ભગવાન પ્રગટ થયા ત્યારે પ્રહ્લાદ તેમને કહે છે કે "હું તમારા ઉગ્ર રૂપથી બીતો નથી પણ સંસારના વિષયોની બીક લાગે છે." તે ઉપરથી સમજવાનું છે કે

ભગવાન બધે છે પણ બધું સુખ એ ભગવાનનું સુખ નથી. પ્રહલાદનું ચરિત્ર અને તેમાં વારંવાર આવતો ઉપદેશ જિજ્ઞાસુઓએ અનેક વખત વાંચવા જેવો છે. આ સ્કંધમાં વર્ણાશ્રમ ધર્મનું વર્ણન પણ આવે છે. અહીંથી વાનપ્રસ્થ ધર્મ શરૂ થાય છે.

## આઠમો સ્કંધ

આ સ્કંધમાં ગજેન્દ્ર મોક્ષની કથા છે, તે સમાધિ ભાષામાં સમજાય તેવી છે. ગજેન્દ્ર એ અહંકાર છે, વનમાં સ્ત્રી સાથે રહે છે છતાં તેને ગ્રાહ રૂપી માયાએ પકડેલો છે. ભગવાનની સ્તુતિ કરતાં ભગવાન છંદ રૂપી એટલે શાસ્ત્રરૂપી ગરુડ ઉપર બેસી મદદે આવે છે અને તેના સુદર્શનથી એટલે સમ્યક દર્શનથી માયા મરે છે. તે પછી સમુદ્ર મન્થનની કથા આવે છે, તે પણ જીવની અંદર રહેલ દૈવી પ્રકૃતિ અને આસુરી પ્રકૃતિનું યુદ્ધ છે, તેમાં પહેલાં સાધન કરવામાં ઝેર જેવો અનુભવ થાય છે અને અઘરું લાગે છે પણ પાછળથી આત્માના સુખ રૂપી અમૃત મળે છે. અસુરોનું મુખ્ય હથીઆર ત્રિશૂળ એટલે ત્રણ ગુણવાળી માયા છે. તે પછી વામન અવતારમાં જેણે ત્રણ ગુણવાળી માયામાં બધું માપી બલિરાજાને પાતાળમાં ચાંપ્યો તે કથા છે. ત્યાં પણ સિદ્ધાંત એ છે કે જે આપણે આપણી જગ્યા ભગવાનને આપીએ તો ભગવાન આપણી પાસે નિત્ય હાજર રહે. આત્મ સમર્પણ એ નવધા ભક્તિમાં છેલી ભક્તિ છે, વેદાન્તમાં એનેજ વાચ્યાર્થનો ત્યાગ કહે છે. જે ભગવાનનું છે તે ભગવાનને આપવું એને ભક્તિમાર્ગમાં આત્મસમર્પણ કહે છે.

## નવમો સ્કંધ

આ સ્કંધમાં નાભાગના પુત્ર અંબરિષની કથા છે. જ્યાં ભાગ નથી ત્યાં ઈશ અંબર રૂપે એટલે ભક્તનું રક્ષણ કરનાર બખ્તર બને છે. છતાં દુર્વાસના રૂપી દુર્વાસા ભક્તોની પણ પરીક્ષા કરે છે. ત્યાં ભગવાને દુર્વાસાને જે જવાબ આપેલો છે તે ખાસ મનન કરવા જેવો છે. ભગવાન કહે છે કે "જે ભક્ત સ્ત્રી, પુત્ર, ઘર, સગાં અને પ્રાણની પણ દરકાર

છોડી મને શરણ્ આવ્યાં છે તેને હું કેમ છોડી શકું ? હું અને તે એક છીએ." વગેરે એ ૪–૫ શ્લોક ખાસ મનન કરવા જેવા છે.

## દશમ સ્કંધ

દશમાં સ્કંધમાં પૂર્વાર્ધમાં વિવિદિષા સંન્યાસ જેવું છે અને ઉત્તરાર્ધમાં વિદ્વત સંન્યાસ જેવા ભાવ આવે છે.

આ સ્કંધમાં શ્રી કૃષ્ણ ચરિત્ર છે. તે આખું સમાધિ ભાષામાં ચાલે તેવું છે. આપણને આત્માનો અનુભવ થયો તે આપણી અંદર શ્રી કૃષ્ણનો જન્મ સમજવાનો છે, અને તેમાં નિષ્ઠા થવા લાગે એટલે કંસરૂપી અવિદ્યાની સેનાને સહજ મારી શકાય છે. મામો ભાણેજ એકજ વખત ભેગા થયા છે અને જ્યારે મળ્યા કે તરત મામાને મારેલ છે. વિદ્યા અને અવિદ્યા સાથે રહી શકે નહિ. કંસ જ્યાં બે ન હોય ત્યાં બે દેખતો હતો તેથી તે અવિદ્યાનું સ્વરૂપ છે. પૂતના પણ કામ-ચારિણી એટલે વાસનાનું સ્વરૂપ છે. નાની ઉમરમાં ભગવાન ગોવાળીઆના છોકરાં સાથે રમે છે અને તેનાં કપડાં ધૂળવાળાં થઈ જાય છે ત્યારે જશોદાજી કહે છે કે "હવે આ ધૂળમાં રમવાનું કામ બંધ કર, નંદરાયજી જમવા બેઠા છે, તે તારી રાહ જુએ છે માટે તેની સાથે બેસીને જમ." તેનો અર્થ એવો થાય છે કે શ્રુતિ દરેક જીવને કહે છે કે "તું માયારૂપી ધૂળમાં રમવાનું છોડી દે અને આનંદરૂપી નંદની સાથે જમ, એટલે તેની સાથે આનંદ લે. તૃણાવર્ત દૈત્ય વ્રજમાં આવી એવી ધૂળ ઉડાવે છે કે કોઇ પોતાને કે પારકાને ઓળખી શકતું નથી. અહીં આવર્ત શબ્દનો અર્થ આવરણ થાય છે. આવરણથી એટલે અવિદ્યાથી વ્રજ રૂપી આ જગતમાં કોઇ પોતાને કે બીજાને ઓળખી શકતું નથી. કાળીનાગ તમોગુણનું સ્વરૂપ છે, અઘાસુર પાપનું સ્વરૂપ છે. ભગવાન યશોદાજીને કહે છે કે 'મેં માટી ખાધી નથી એટલે મારામાં માયા નથી' એ અર્થ સહજ નીકળે છે. બકાસુર એ ગર્વ છે, ધેનુકાસુર એ લોકૈષણા છે; વગેરે વગેરે. વૃંદાવનનો અર્થ ભક્તિનું

ધામ અથવા સત્સંગનું સ્થાન. વ્રજમાં બહુ ઉત્પાત થાય એટલે આપણા સંસારમાં કંસરૂપી દ્વૈત ભાવનાના બહુ વિઘ્ન આવે ત્યારે ભગવાન બધાને વૃંદાવનમાં જઇને રહેવાનું કહે છે. ત્યાં બંધા વ્રજના માણસોએ જઇને પોતાનાં ગાડાં અર્ધ ચંદ્રાકારે ગોઠવી દીધાં હતાં. જ્યારે સત્સંગમાં માણસો બેસે છે ત્યારે વકતા એક બાજુ હોય છે અને સાંભળનારાના શરીર સામે અર્ધું કુંડાળું વાળીને બેઠા હોય છે. ત્યાં ગાડાને બદલે શરીર સમજવું. જેઓને આ સ્કંધની સમાધિભાષા જોવી હોય તેમણે શ્રી વલ્લભાચાર્યની સુબોધિની વાંચવી જોઇએ. ચીરહરણ લીલાના પ્રસંગમાં નાની ઉંમરની બ્રહ્મચારી કન્યાઓ તે અવસ્થામાંથીજ માતાજી પાસે માગે છે કે કૃષ્ણ અમારા પતિ થાય. એ નિત્ય વસ્તુના સુખની માગણી છે. આજે પણ આત્મસાક્ષાત્કાર માટે બ્રહ્મચર્ય અવસ્થામાંથી જે સંન્યાસ લઇ લે તે એ કુંવારી ગોપીઓ છે, તેમનું દેહનું અભિમાન તરત ભગવાન છોડાવે છે, એ અર્થમાં ચીરહરણ લીલા છે. વિવાહનો અર્થ જીવ બ્રહ્મની એકતા છે.

ઇંદ્રને માટે યજ્ઞ કરવાનું છોડાવી ગોવર્ધનની પૂજા કરવાનું સમજાવતા ભગવાન નંદરાજીને કહે છે કે સંસારના ધર્મ પાળતા કરતાં વનના ધર્મ અને વાનપ્રસ્થના ધર્મ પાળવા વધારે સારું છે એ રહસ્ય ગોવર્ધન પૂજાની કથામાંથી નીકળે છે. વાનપ્રસ્થ પછી સંન્યાસ છે. ભગવાન અને ગોવાળીઆઓ વનમાં ફરતાં બ્રાહ્મણની પત્નીઓ પાસે જમવાનું માગે છે ત્યાં સંન્યાસીઓની ભિક્ષા સમજવાનું છે. રાસલીલાની પહેલાં વરૂણ લોકનું દર્શન છે. એ લોકના વર્ણનમાં સત્ ચિત્ આનંદ રૂપી દશાનું દર્શન છે. તેવું દર્શન થયા પછીજ રાસલીલા સમજી શકાય. બલરામજી નિર્ગુણનું સ્વરૂપ છે તેથી તેમણે રાસલીલામાં અથવા મહાભારતમાં ભાગ લીધો નથી. પહેલાં તે મોટાભાઈ તરીકે આવ્યા પછી માયા આવી અને પછી શ્રી કૃષ્ણ રૂપી સગુણ ભગવાનનો અવતાર થયેલો છે. તે બંન્ને પહેલાં ન આવે ત્યાં સુધી અવતાર થાય નહિ.

રાસલીલા પણ સમાધિ ભાષામાં બરાબર ચાલે છે. ભગવાન

ગોપીઓને દશ શ્લોકમાં કહે છે કે "તમે પાછી જાઓ, પતિ સેવા કરો, તમને સગાં અને સખીઓ શોધતાં હશે, હું બધે ઠેકાણે છું તેથી મારું ધ્યાન, દર્શન, કીર્તન કરવાથી મને પામી જશો." તેનો જવાબ અગ્યાર શ્લોકથી . ગોપીઓએ આપેલો છે. તેમાંથી પુષ્ટિ માર્ગ નીકળેલો છે. ગોપીઓ કહે છે કે "અમે અહીં વિષય માટે આવેલી નથી, અમને ઘર કે દેહ યાદ આવતાં નથી, પતિ આપો તો એવા આપો કે જે અમે જીવીએ ત્યાં સુધી જીવે અને બીજા જન્મમાં પણ એજ પતિ મળે તોજ પતિ સેવા થાય અને ધ્યાન, દર્શન, શ્રવણ વગેરેનું ફળ તો આપ અમારી સામેજ છો તેથી ફળની હાજરીમાં ફળ મેળવવાનું સાધન બને નહિ" વગેરે વગેરે કહેતાં છેવટે ભગવાનનો એટલે આત્માનો અનુગ્રહ થયો છે.

સામાન્ય માણસો પાસે તો ભગવાનને આપવા જેટલો પ્રેમ હોતો નથી. તેમનો પ્રેમ તેમના કુટુંબમાં, મિત્રોમાં અને બીજાઓમાં વ્હેંચાઈ ગયેલો હોય છે તેથી પ્રેમની કોથળી ખાલી રહે છે. ગોપીઓ તો ભગવાનના પ્રેમમાં પોતાના દેહ અને ઘરને પણ વીસરી ગઇ હતી. એ સંન્યાસીના જેવી દશા હતી.

તે પછી ભગવાન કંસને મારવા ગયા છે અને ત્યાં મલ્લને મલ્લ જેવા, કંસને કાળરૂપ, યોગીઓને પરમ તત્વરૂપ, માબાપને બાળક રૂપે દેખાયા છે. એક વસ્તુ પરની અપેક્ષાએ અનંત ગુણવાળી છે એ સાપેક્ષવાદનો સિદ્ધાંત જે જૈન ધર્મમાં માનેલો છે તે અહીં મળી શકે છે. વ્યવહાર સમજવા માટે અને માયાનું સ્વરૂપ સમજવા માટે સાપેક્ષવાદ બહુ ઉપયોગી છે પણ ભાગવતનો મુખ્ય સિદ્ધાંત તો અદ્વૈત પર છે. સાપેક્ષવાદમાં સામે પર જેવું કાંઈક રહી જાય છે, અદ્વૈતમાં સામે કોઈ રહેતું નથી. સાપેક્ષવાદ અઘાસુરના પ્રકરણમાં ૧૧ માં શ્લોકમાં પણ છે.

તે પછી ભગવાને રૂક્મિણિને એટલે માયા શક્તિને પોતાના વશમાં લીધી છે, અને જરાસંધ રૂપી પ્રારબ્ધ કર્મને ભીમ રૂપી પ્રાણને નિમિત્ત કરી જીતેલ છે. રૂક્મિણિના વિવાહનો પ્રસંગ એ જીવ–બ્રહ્મની એકતાનો પ્રસંગ છે. વિવાહ પછી ભગવાને રૂક્મિણિનું જે હાસ્ય કરેલું છે અને તેનો જે જવાબ રૂક્મિણિએ આપેલ છે તે દશમ સ્કંધના ૬૦ મા અધ્યાયમાં છે. તેમાંથી સમાધિ ભાષાનું રહસ્ય બહુ સારૂં નીકળે છે. રૂક્મિણિ તે વખતે ભગવાનને કહે છે કે જે સ્ત્રીનું મન હાડકાં, માંસ અને લોહીથી ભરેલા પુરુષોના શરીરમાં લલચાય છે અને એવા શરીરને જે સ્ત્રી પતિ તરીકે માને છે તેનો સંબંધ આપની સાથે થઇ શકતો જ નથી. તેથી દશમ સ્કંધમાં જ્યાં વિવાહની વાત આવે છે, ત્યાં સામાન્ય વિવાહની વાત સમજવાની નથી પણ જીવ–બ્રહ્મની એકતાની વાત સમજવાની છે. એ અર્થમાં ૧૬૧૦૮ સ્ત્રીઓની વાત પણ બરાબર ઘટી શકે છે. દશમ સ્કંધમાં જ્યાં સ્ત્રીની વાત આવે ત્યાં પ્રકૃતિ અર્થ કરવાનો છે અથવા પ્રકૃતિમાં રહેલો જીવ એમ અર્થ કરવાથી પુરુષો અને સ્ત્રીઓ બધાનો બ્રહ્મ સંબંધ કરવાની કથા સ્પષ્ટ જણાઇ આવે છે. સુદામા એટલે આત્મ કલ્યાણને માટે ઇંદ્રિયોનું દમન કરનાર ઉપર અનુગ્રહ કરેલો છે, અને દ્વિવિધ વાનર (એટલે ભેદ બુદ્ધિનું તત્ત્વ) જે દ્વારકામાં રંજાડ કરતો હતો તેને બલરામને કહીને મારી નંખાવેલો છે. ભગવાન પોતે બધાના ઘરમાં એક સાથે રહી શકે છે, એવો સર્વાત્મભાવ નારદજીને બતાવ્યો છે. તે પછી સુભદ્રા એટલે આત્માનું પરમ કલ્યાણ કરી આપે એવી વૃત્તિ (ભગવાનની બહેન) જે સંન્યાસ લે તેને આપી શકાય તેથી અર્જુનને સંન્યાસી થઇને આવવાનું કહેલું છે, અને જેમ **भद्रं कर्णेभि श्रृणुयाम देवाः** એ સ્તુતિ પછી ઉપનિષદ્ શરૂ થાય છે તેમ સુભદ્રા પછી ઉપનિષદના સાર રૂપ વેદ સ્તુતિ આપેલી છે. તેમાં વેદાન્તનો સાર છે, તેમાં શરૂઆતમાં અવિકૃતપરિણામવાદ છે પણ છેવટના ભાગમાં તો માયાનું મિથ્યાત્વ સિદ્ધ કરેલું છે. જીવ જ્યારે માયાનું અનુસંધાન કરે છે ત્યારે તેને માયાની

અસર લાગે છે, આત્માના સ્વરૂપમાં માયાનો પત્તો નથી. તેનેજ વેદાન્તમાં અનિર્વચનીય ખ્યાતિ કહે છે. તેજ સિદ્ધાંત વધારે વિસ્તારથી એકાદશ સ્કંધમાં સમજાવેલો છે.

## એકાદશ સ્કંધ.

આ સ્કંધમાં મુખ્ય સારા અધ્યાય, ૨,૭,૧૦,૧૧,૧૨,૧૩,૧૪, ૨૨ અને ૨૮ છે. બીજામાં, સાચી ભક્તિનું સ્વરૂપ, સાચા ભક્તનું સ્વરૂપ વગેરે આપેલું છે. સાતમામાં ઉદ્ધવજીને વેદાન્તનું જ્ઞાન આપવામાં આવ્યું એટલે ઉદ્ધવજી ગભરાઇ જાય છે. ત્યાં ભગવાન કહે છે કે "કોઈ, સારું, કોઈ નરસું એ ભેદબુદ્ધિથી જણાય છે, તે આત્માનું અનુસંધાન ન રાખવાથી જણાય છે અને તેથી કર્મ, વિકર્મ વગેરેની વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, માટે (૧૦ મામાં) નિવૃત્તિ ઉત્પન્ન કરે એવાં કર્મ કરવાં, પ્રારબ્ધ કર્મ મને સોંપી દેવાં અને આત્માની જિજ્ઞાસા ઉત્પન્ન થાય ત્યારે અધૂરા રહેલા કર્મની દરકાર કરવી નહિ પણ આત્મામાં મન લગાડી દેવું."

પ્રકૃતિના ગુણથી કર્મ અને કર્મથી પાછી પ્રકૃતિ બંધાય છે. જ્યાંસુધી ગુણબુદ્ધિ છે ત્યાંસુધી આત્મા ઘણા દેખાશે અને જ્યાં ઘણાં આત્મા દેખાયા ત્યાં પરતંત્રતા જણાશે; બંધ અને મોક્ષ એ પણ માયાથી છે. વિદ્વાન સ્વપ્નમાંથી ઊઠેલાની પેઠે દેહમાં રહેલો છતાં દેહમાં નથી અને અજ્ઞાની તો સ્વપ્નમાં રહેલાની પેઠે દેહમાં નથી છતાં દેહમાં પોતાને માની બેસે છે. જેને સ્વપ્નમાંથી ઊઠયા પછી ઘણા માણસ દેખાય છે તે જાગ્યો નથી, માટે ભેદ બુદ્ધિ છોડી, આત્મામાં આરામ લઈ, જડની માફક જગતમાં વિચરવું અને જો આવી રીતે મન ભગવાનમાં અર્પણ ન કરી શકાય (૧૧-૧૧-૨૨) તો ભગવાનને બધાં કર્મ અર્પણ કરી તેની ભક્તિ કરવી. આ જગ્યાએ તથા ગીતાના ૧૨ મા અધ્યાયમાં ભગવાનને મન અર્પણ કરવું એ ઊંચામાં ઊંચી ભક્તિ કહેલી છે, એનેજ વેદાન્તમાં

વૃત્તિવ્યાપ્તિ કહે છે. એવી બ્રહ્માકારવૃત્તિ આવરણભંગ કરે છે તેનું મુખ્ય સાધન (૧૨ મા અધ્યાયમાં) સત્સંગ છે, એમ જણાવેલું છે. ૧૩ મા અધ્યાયમાં હંસાખ્યાનમાં તો ભગવાને ચોખ્ખું વેદાન્ત સંભળાવી દીધેલું છે. ત્યાં ભગવાન કહે છે કે અદ્વૈત દૃષ્ટિવાળા ઉપદેશ પણ આપી શકતા નથી કારણ કે તેની દૃષ્ટિમાં બીજું નથી, છતાં ઉદ્ધવજીની શંકા તોડવા કહે છે કે "જે કાંઇ મનથી, વાણીથી, દૃષ્ટિથી અનુભવમાં આવે તે હું છું, મારાથી અન્ય નથી એમ જાણ. બીજું દેખાય તે જાગ્યો નથી, તે સ્વપ્નમાં છે. સ્વપ્નમાં એક છે છતાં ભૂલથી ઘણા દેખાય છે તેવું જાગૃતમાં પણ ભૂલથી અનેકત્વ દેખાય છે. માટે કોઇના ગુણ કે દોષ જોવા એ દોષ છે અને કોઇના ગુણ કે દોષ ન જોવા એ ગુણ છે. અવી રીતે કહેતા લોકો તિરસ્કાર કરે તો તે સહન કરવો. સાત્વિક માણસો વનમાં રહે છે, રજોગુણી ગામમાં અને તમોગુણી જુગારખાનાં સેવે છે. જેનું મન સ્ત્રીથી હરાઈ ગયું છે તેને વિદ્યાથી, તપથી, ત્યાગથી, અભ્યાસ કે એકાંત સેવન કે મૌનથી શો લાભ ? રજ્જુને સર્પ માનવાવાળાને રજ્જુનો લાભ મળતો નથી." આ વાત બ્રહ્મગીતમાં ભગવાન સ્પષ્ટ કરે છે. ૨૮ મા અધ્યાયમાં કહે છે કે "કોઈના કર્મની સ્તુતિ કે નિંદા કરવી નહિ. જ્યાં બધું અખંડ એકરૂપ છે ત્યાં ભદ્ર શું કે અભદ્ર શું ? વાણીથી કહેલું, મનથી ચિંતવન કરેલું બધું મિથ્યા છે; છાયા, પડઘો, અને આભાસ જેમ મિથ્યા છતાં કોઇને બિવરાવે છે તેમ માયા મિથ્યા હોવા છતાં જન્મ મૃત્યુના ભય ઉપજાવે છે. નહિ જાગેલાને સ્વપ્ન અનર્થરૂપ છે, જાગેલાને તે મોહ કરી શકતું નથી, તેમ જ્ઞાનીને માયાનો મોહ નથી. તેને સમાધિ અને વિક્ષેપ બંન્ને સરખાં છે, સૂર્યની આડાં વાદળાં આવે અથવા વાદળાં દૂર થાય તેમાં સૂર્યને કાંઈ હાનિ કે લાભ નથી તેમ આત્માને માયાથી હાનિ કે લાભ નથી. તેનો લાભ તેના સ્વરૂપથી છે, છતાં જ્યાંસુધી મનના દોષ દૂર ન થાય ત્યાં સુધી સંગમાં ધ્યાન રાખજો. ખોટો સંગ રાખશો તો માયા જીતી શકાશે નહિ." એવો

ઉપદેશ ઉદ્ધવજીને આપી ભગવાન સ્વધામ પધાર્યા. સમાધિ ભાષામાં ઉદ્ધવજી એ બુદ્ધિનું સ્વરૂપ છે. ભગવાન તેમને કહે છે કે જ્યાં સુધી સંસાર ઉપર વૈરાગ્ય ન આવે ત્યાંસુધી કર્મ કરવાના છે અને પછી છોડવાનાં છે, વળી જ્યાંસુધી બધા પ્રાણી માત્રમાં હું છું એવું જ્ઞાન ઉત્પન્ન ન થાય ત્યાં સુધી ભક્તિ કરૂવાની છે અને પછી ભક્તિ પૂરી થઈ જાય છે.

## બારમો સ્કંધ

સાતમે દિવસે પરીક્ષિત રાજાના મોક્ષનો દિવસ હોવાથી શુકદેવજી ચોખેચોખ્ખી વાત આ સ્કંધમાં કહી દે છે. સત્યને નાનાત્વ એટલે ભેદ નથી. જેમ સોનાના ઘાટ વ્યવહારમાં જુદે રૂપે બોલાય છે તેમ એક જ પરમાત્મા લૌકિક અને વૈદિક ક્રિયામાં જુદે નામે બોલાય છે. આત્મા અજર છે, અમર છે. ઘડો ફૂટતાં ઘટાકાશને કાંઇ થતું નથી પણ ઘટાકાશ મહાકાશરૂપ થાય છે તેમ જીવ બ્રહ્મરૂપ થાય છે. એ વેદાન્તનું પ્રસિદ્ધ દષ્ટાંત શુકદેવજી રાજાને સમજાવે છે, અને કહે છે કે "હું બ્રહ્મ છું, એ જ પરમ ધામ છે, એવી સમીક્ષા આત્માથી આત્મામાં કરતાં શરીર અને વિશ્વ પણ તમને પૃથક જોવામાં આવશે નહિ." પરીક્ષિત રાજા પણ જવાબ આપે છે કે "હું હવે બ્રહ્મનિર્વાણ પામ્યો છું, અભય થયો છું. મને જ્ઞાનમાં નિષ્ઠા થઈ છે અને મારૂં અજ્ઞાન દૂર થયું છે, આપે પરમ સુખ આપનાર ભગવત્પદ મને બતાવી આપ્યું." જેમ પરીક્ષિત રાજાને ફક્ત સાત દિવસ કથા સાંભળવાથી આત્મજ્ઞાન થઇ ગયું, તેમ આત્મજ્ઞાન માટે તે જ્ઞાન ઉત્પન્ન થાય એવી કથા સાંભળવી અથવા એવું અધ્યયન કરવું એ જ જિજ્ઞાસુ માટે મુખ્ય કર્તવ્ય છે. વેદસ્તુતિમાં પણ કહેલું છે કે જે ભગવાનની કથા સાંભળે છે તેમનાં કર્મ અને તપ છૂટી જાય છે તો પછી જેઓ આત્માના સ્વરૂપની સ્ફૂર્તિથી રહે છે તેમનાં કર્મ છૂટી જાય તેમાં નવાઈ નથી.

---

## પરિશિષ્ટ-૩

# રામાયણ

રામાયણ પણ સમાધિ ભાષાનો ગ્રંથ છે, તે આદિ કવિ શ્રી. વાલ્મિકીને સમાધિમાં મળેલું છે.

જેમ શ્રીમદ્ ભાગવત્ નારદજીએ વ્યાસને કહેલું છે તેમ વાલ્મિકી રામાયણ પણ નારદજીએ વાલ્મિકીને પહેલાં કહેલું અને પાછળથી સમાધિ કરતાં જે પ્રમાણે નારદજીએ કહેલું તે પ્રમાણે જોવામાં આવ્યું તેના મંગલાચરણના શ્લોકમાં જ કહેલું છે કે જેની માયાથી આખું વિશ્વ ચાલી રહેલું જણાય છે, તે રામના સ્વરૂપનો જો અનુભવ થાય તો દોરડીમાં જેમ સર્પ મિથ્યા દેખાય છે, તેમ આ જગત મિથ્યા જણાય છે વગેરે; તુલસીદાસજીના રામાયણને પણ રામચરિત માનસ કહેવામાં આવે છે, એટલે કે એ કથા માનસશાસ્ત્ર અથવા તત્ત્વજ્ઞાનની કથા છે. તેમાંથી સમાધિભાષાને લગતા કેટલાક અર્થ જોઇએ તો નીચે પ્રમાણે મળી આવે છેઃ—

૧. અયોધ્યા—જ્યાં યુદ્ધ નથી, રાગ નથી, દ્વેષ નથી, ત્યાં આત્માના આરામ રૂપી રામનો જન્મ છે.

૨. દશરથ—દશ ઇંદ્રિયો સાત્ત્વિક થઈ રહે તો તેને ત્યાં આત્માના આરામનો જન્મ થાય.

૩. દશ માથાવાળો રાવણ—દશ ઇંદ્રિયો રજોગુણી અને તમોગુણી થઇ રહે તો આત્મા જેનો શત્રુ થાય તે.

૪. લક્ષ્મન—લક્ષ્ય રૂપી રામમાં જેનું મન છે તે.

૫. ભરત—ભક્તિમાં રત એટલે રમનાર.

૬. શત્રુઘ્ન—કામ ક્રોધને મારનાર.

૭. નિશાચર—અવિદ્યામાં ફરનાર.

૮. સીતા—જનકે યજ્ઞ માટે ખેડેલી પૃથ્વીમાંથી ઉત્પન્ન થયા છે. બધા કર્મ યજ્ઞરૂપે બ્રહ્માર્પણ થાય તો સ્વરૂપ શકિતનો અનુભવ મળે.

૯. ત્ર્યંબક ધનુષ્ય—ત્રણ ગુણવાળું માયાનું સ્વરૂપ. સીતાજી એટલે સ્વરૂપશક્તિ તેનાથી રમતા હતા. તે જે તોડે તે તેના પતિ થઈ શકે.

૧૦. સાપેક્ષવાદ—વિવાહ વખતે રામને અનેક માણુસો પોતાની દૃષ્ટિ પ્રમાણે જોતા હતા.

૧૧. વનમાં રામ-સીતા અને લક્ષ્મણ—જીવ અને બ્રહ્મની વચ્ચે માયાની જેમ ફરતા હતા.

૧૨. સોનેરી મૃગ—માયા રૂપી મૃગ.

૧૩. અંગદ—અંગનું દમન કરનાર.

૧૪. સંપાતિ—સમ્યક રીતે ઊંડા ઉતરેલ.

૧૫. સુરસા—જીભનો રસ.

૧૬. લક્ષ્મણની મૂર્છા—આત્માનું અનુસંધાન છૂટી જવું.

૧૭. હનુમાન—સત્સંગ.

૧૮. રાવણને ડૂંટીની પાસે મારેલું બાણ—બ્રહ્મચર્યથી અહંકાર મરે.

૧૯. લડાઈ વખતે રામનો રથ—
૧ શૂરતા અને ધીરતા રૂપી ચાક
૨ દૃઢતા સત્ય, શીલ—ધ્વજા
૩ બળ, જ્ઞાન, દમ, પરહિત—ઘોડા
૪ ક્ષમા, દયા, મમતા—દોરી
૫ મહાદેવજીનું ભજન—સારથી
૬ વૈરાગ્ય—ઢાલ
૭ સંતોષ—તલવાર
૮ દાન—ફારસી
૯ બુદ્ધિ—પ્રચંડ શક્તિ
૧૦ જ્ઞાન—કઠણ ધનુષ્ય
૧૧ સંયમ નિયમ—ભાથું
૧૨ બ્રાહ્મણોનું પૂજન—કવચ

આવો રથ જેની પાસે હોય તે અજય સંસાર રૂપી શત્રુને પણ જીતી શકે છે એમ તુલસીદાસજીના રામાયણમાં છે, આવી સંજ્ઞાઓ ઉપરથી જણાય છે કે રામાયણ પણ સમાધિભાષાનો ગ્રંથ છે.

પરિશિષ્ટ ૪

# છ દર્શનનો સાર

| વિષય | પૂર્વ મીમાંસા | ઉત્તર મીમાંસા (વેદાન્ત) | ન્યાય | વૈશેષિક | સાંખ્ય | યોગ. |
|---|---|---|---|---|---|---|
| જગત | સ્વરૂપથી અનાદિ અનન્ત પ્રવાહ રૂપ સંયોગ વિયોગવાળું | ચેતનનો વિવર્ત | પરમાણું આરંભિત સંયોગ વિયોગજન્ય આકૃતિ વિશેષ | પરમાણું આરંભિત સંયોગ વિયોગજન્ય આકૃતિ વિશેષ | પ્રકૃતિનું પરિણામ ૨૩ તત્ત્વવાળું | પ્રકૃતિનું પરિણામ ૨૩ તત્ત્વવાળું |
| જગતનું કારણ | જીવનું અદષ્ટ અને પરમાણું | અભિન્ન નિમિત્તોપાદાન ઇશ્વર | પરમાણું-ઇશ્વર વિગેરે ૯ | પરમાણું-ઇશ્વર વિગેરે ૯ | ત્રણ ગુણવાળી પ્રકૃતિ | કર્માનુસાર પ્રકૃતિ અને તેના નિયામક ઇશ્વર |
| ઇશ્વર | ... | માયા વિશિષ્ટ ચેતન | નિત્ય ઇચ્છા જ્ઞાન વિગેરે ગુણવાન વિભુકર્તા વિશેષ | નિત્ય ઇચ્છા જ્ઞાન વગેરે ગુણવાન વિભુકર્તા વિશેષ | ... | ક્લેશ કર્મ વિપાક આશય અસંબદ્ધ પુરુષ વિશેષ |
| જીવ | જડ ચેતનાત્મક વિભુ નાના કર્તા ભોકતા | અવિદ્યા વિશિષ્ટ ચેતન | જ્ઞાન વગેરે ૧૪ ગુણવાન કર્તા ભોક્તા જડ વિભુ નાના | જ્ઞાન વગેરે ૧૪ ગુણવાન કર્તા ભોક્તા વિભુ નાના | અસંગ ચેતન વિભુ નાના ભોક્તા | અસંગ ચેતન વિભુ નાના કર્તા ભોક્તા |
| બન્ધહેતુ | નિષિધ કર્મ | અવિદ્યા | અજ્ઞાન | અજ્ઞાન | અવિવેક | અવિવેક |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| બન્ધ | નરક વગેરે દુઃખનો સંબંધ | અવિદ્યા અને તેનું કાર્ય | ૨૧ જાતના દુઃખ | ૨૧ જાતના દુઃખ | અધ્યાત્મ વગેરે ત્રણ પ્રકારનાં દુઃખ | પ્રકૃતિ પુરુષ સં-યોગજન્ય અવિદ્યા વગેરે પાંચ ક્લેશ |
| મોક્ષ | સ્વર્ગપ્રાપ્તિ | અવિદ્યા અને કાર્યની નિવૃત્તિ પૂર્વક પરમાનંદની પ્રીતિ | ૨૧ દુઃખનો નાશ | ૨૧ દુઃખનો નાશ | ૩ પ્રકારના દુઃખનો નાશ | પ્રકૃતિ પુરુષના સંયોગના અભાવ સહિત અવિદ્યા વગેરે ૫ ક્લેશની નિવૃત્તિ |
| મોક્ષ સાધન | વેદવિહિત કર્મ | બ્રહ્માત્મૈક્ય જ્ઞાન | ઈતર ભિન્ન આત્મજ્ઞાન | ઈતર ભિન્ન આત્મજ્ઞાન | પ્રકૃતિ પુરુષ વિવેક | નિર્વિકલ્પ સમાધિપૂર્વક વિવેક |
| અધિકારી | કર્મફળમાં આસક્ત | મળ વિક્ષેપદોષ-રહિત ચતુષ્ટય સાધન સંપન્ન | દુઃખ મટાડવાની ઇચ્છાવાળો કુતર્કી | દુઃખ મટાડવાની ઇચ્છાવાળો કુતર્કી | સંદિગ્ધ વિરક્ત | વિક્ષિપ્ત ચિત્તવાળો |
| પ્રગટકર્તા આચાર્ય | જૈમિનિ | વેદવ્યાસ | ગૌતમ | કણાદ | કપિલ | પતંજલિ |
| પ્રધાનકાંડ | કર્મકાંડ | જ્ઞાનકાંડ | જ્ઞાનકાંડ | જ્ઞાનકાંડ | જ્ઞાનકાંડ | ઉપાસના કાંડ |
| વાદ | આરંભવાદ | વિવર્તવાદ | આરંભવાદ | આરંભવાદ | પરિણામવાદ | પરિણામ વાદ |
| આત્મ પરિમાણુ સંખ્યા | વિભુ નાના | વિભુ એક | વિભુ નાના | વિભુ નાના | વિભુ નાના | વિભુ નાના |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પ્રમાણ | ૬ | ૬ | પ્રત્યક્ષ અનુમાન ઉપમાન અને શબ્દ (૪) | પ્રત્યક્ષ અનુમાન (૨) | પ્રત્યક્ષ અનુમાન શબ્દ (૩) | પ્રત્યક્ષ અનુમાન શબ્દ (૩) |
| ખ્યાતિ | અખ્યાતિ | અનિર્વચનીય | અન્યથા | અન્યથા | અખ્યાતિ | અખ્યાતિ |
| સત્તા | જીવ જગત પરમાર્થ સત્તા | પરમાર્થરૂપાત્મ સત્તા વ્યવહારિક અને પ્રાતિભાસિક જગત સત્તા | જીવ જગત પરમાર્થ સત્તા | જીવ જગત પરમાર્થ સત્તા | જીવ જગત પરમાર્થ સત્તા | જીવ જગત પરમાર્થ સત્તા |
| ઉપયોગ | ચિત્ત શુદ્ધિ | તત્વજ્ઞાન પૂર્વક મોક્ષ | મનન | મનન | ત્વં પદાર્થ શોધન | ચિત્તની એકાગ્રતા |

| | | |
|---|---|---|
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**—આવૃત્તિ ૭મી ... ... | ૮૮૮ | ૪—૦ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય** ... ... ... ... ... | ૧૬૮ | ૧—૦ |
| **વિદુરનીતિ** ૧૬૮ ૦—૧૨ \| **અવધૂત ગીતા** | ૧૫૨ | ૧—૦ |

**શ્રીમદ્ ભગવદ્ગીતા**—ગુજરાતી સરલાર્થ તથા **પંડિત નીલકંઠની** વિસ્તૃત ટીકા સાથે. કદ પત્રજા, પૃષ્ઠ ૬૭૬, મૂલ્ય રૂપિયા ૧—૧૦

**શ્રીભગવદ્ગીતા**—એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતરવાળી પૃષ્ઠ ૪૮૦, બૉર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૦—૮

**શ્રીમદ્ભગવદ્ગીતા**—માત્ર ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ૨૦ મી, બૉર્ડ-પટ્ટીનાં પૂંઠાં, પૃષ્ઠ ૨૮૮, મૂલ્ય ૦—૪

## સંતવાણી તથા ઉપદેશો—

| | | |
|---|---|---|
| **પરમસુખી થવાના ઉપાયો**—શ્રીમન્નથુરામશર્મા ... | ૩૩૬ | ૨—૦ |
| **રામકૃષ્ણકથામૃત**—બે ગ્રંથોમાં નવી આવૃત્તિ ... ... | ૮૦૦ | ૫—૦ |
| **દીવાને સાગર**—શ્રી સાગરકૃત... ... ... ... ... | ૪૮૦ | ૪—૮ |
| **અખાની વાણી**—સુધારાવધારા સાથે—ત્રીજી આવૃત્તિ ... | ૫૦૪ | ૩—૦ |
| **સંત કબીર—આધ્યાત્મિક પદો**—વા. મો. શાહ ... | ૧૬૮ | ૧—૮ |
| **પ્રીતમદાસની વાણી**—આવૃત્તિ ૨ જી ... ... ... | ૫૬૦ | ૨—૮ |
| **ભજનસાગર**—ઉત્તમ ૯૩૧ ભજનોનો સંગ્રહ... ... ... | ૬૮૮ | ૨—૮ |
| **ગુજરાતની ગઝલો** (દી. બ. કૃષ્ણલાલ ઝવેરી)... ... | ૧૮૦ | ૧—૦ |
| **तुकाम्हणे**—પસંદ કરેલા અભંગોનો સંગ્રહ—મરાઠીમાં... | ૧૨૦ | ૦—૫ |
| **દાસબોધ**—(સમર્થ રામદાસ સ્વામીકૃત) ... ... ... | ૬૪૮ | ૨—૮ |
| **સ્વામી રામતીર્થના સદુપદેશો**—ગ્રંથ ૧ લો ... ... | ૫૬૪ | ૨—૮ |
| ,, ,, **સદુપદેશો**—(ગ્રંથ ૩ જા રૂપે) ... | ૫૨૦ | ૨—૮ |
| **સ્વામી વિવેકાનંદના ઉપદેશો**—(ભાગ ૪—૫)... ... | ૬૦૦ | ૨—૪ |
| ,, ,, **ભક્તિયોગ**—આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) | ૩૮૪ | ૧—૮ |
| ,, ,, **પાતંજલ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦, ૧૧) | ૫૬૦ | ૨—૦ |
| **તુકારામ ગાથા**—ગ્રંથ ૧ લો તથા ૨ જો—સરળ ભાષાંતર | ૧૮૪૦ | ૬—૦ |

## સંતો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

| | | |
|---|---|---|
| **બુદ્ધચરિત્ર** તથા **અન્ય સંતપુરુષો**— ... ... ... | ૪૯૬ | ૨—૦ |
| **રામકૃષ્ણ પરમહંસ**—વિસ્તૃત ચરિત્ર ... ... ... | ૬૦૮ | ૨—૮ |
| **સ્વામી વિવેકાનંદ**—ચરિત્ર—(ભાગ ૯ મા રૂપે)... ... | ૭૮૪ | ૩—૦ |
| **સ્વામી રામતીર્થ**—વિસ્તૃત ચરિત્ર—(ગ્રંથ ૪ થારૂપે) ... | ૬૭૨ | ૩—૦ |
| **સંત તુકારામ**—વિસ્તૃત ચરિત્ર ... ... ... ... | ૬૪૮ | ૨—૮ |

| | | |
|---|---|---|
| **ચૈતન્ય મહાપ્રભુ**–ખંડ ૧ થી ૫–ત્રણ ગ્રંથોમાં (સચિત્ર) | ૧૫૯૬ | ૬–૮ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** ... ... | ૫૦૪ | ૨–૮ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો**... | ૪૨૪ | ૧–૬ |
| **શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧–૦ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦–૧૦ |
| **ભક્તચરિત્ર**–૨૯ ભક્તોનાં ચરિત્રો ... ... ... ... | ૫૨૮ | ૨–૮ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૧ લો–૫૨ ચરિત્રો... ... | ૬૩૬ | ૧-૧૨ |
| ,, ,, –ભાગ ૨ જો–૭૦ ચરિત્રો... ... | ૬૨૪ | ૨–૮ |
| **મુસ્લિમ મહાત્માઓ**–(૯૬ ચરિત્રો, ઉપદેશોસહિત)... | ૭૫૬ | ૨–૪ |
| **નાનક**–અન્ય નવ ગુરુઓના ટૂંકા પરિચય સાથે ... | ૭૨ | ૦–૬ |
| **મહર્ષિ દયાનંદ** ૧૫૨ ૧–૦ \| **સ્વામી સહજાનંદ** | ૧૧૨ | ૦–૧૨ |
| **મહાવીર**–ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર... ... ... | ૫૬ | ૦–૬ |
| **હિંદના આચાર્યો**–સંપાદક ડૉ. હરિપ્રસાદ ... ... | ૬૦૮ | ૪–૦ |

## ઐતિહાસિક તથા સાહિત્યવિષયક ગ્રંથો—

| | | |
|---|---|---|
| **ભારતના વીરપુરુષો**–ઐતિહાસિક ચરિત્રો ... ... | ૩૩૬ | ૧–૪ |
| **વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**– ... ... ... | ૩૦૪ | ૧–૦ |
| **કચ્છની લોકવાર્તા**–(શ્રી. ડુંગરશી ધરમશી સંપટ)... | ૩૫૪ | ૨–૦ |
| **સાહિત્યપ્રારંભિકા**–લે. હિંમતલાલ ગ૦ અંજારિયા ... | ૧૫૨ | ૧–૦ |

## ખાસ સ્ત્રી ઉપયોગી ગ્રંથો—

| | | |
|---|---|---|
| **ભારતની દેવીઓ**–દળદાર ત્રણ ગ્રંથોમાં ... ... | ૨૨૬૮ | ૯–૦ |
| **દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી**–(આવૃત્તિ ૫ મી) | ૧૬૦ | ૦–૮ |
| **કલ્યાણમયી**–(શ્રી. ડુંગરસી ધ૦ સંપટકૃત) ... ... | ૨૧૨ | ૧–૦ |
| **ટૂંકી વાતો ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો | ૫૮૮ | ૨–૮ |
| ,, ,, **૨ જો**–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો | ૫૭૬ | ૨–૮ |
| ,, ,, **૫ મો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો | ૪૦૮ | ૨–૮ |
| ,, ,, **૬ ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો | ૩૨૦ | ૨–૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**– | ૩૭૨ | ૨–૦ | **સ્વર્ગનો ખજાનો**– | ૩૧૨ | ૨–૦ |
| **સ્વર્ગની કૂંચી**– | ૩૭૨ | ૨–૦ | **સ્વર્ગનો પ્રકાશ**– | ૨૩૬ | ૨–૦ |
| **સાચું સ્વર્ગ**– | ૪૯૨ | ૨–૦ | **સ્વર્ગની જિંદગી**– | ૩૦૦ | ૨–૦ |
| **સંસારમાં સ્વર્ગ**– | ૩૪૮ | ૨–૦ | **સ્વર્ગની સીડી**– | ૩૬૦ | ૨–૦ |
| **સ્વર્ગનો આનંદ**– | ૩૬૦ | ૨–૦ | **સ્વર્ગની સડક**– | ૪૬૮ | ૨–૦ |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

| | | |
|---|---|---|
| **સંસારમાં સુખ કયાં છે?** (વા. મો. શાહ કૃત) ... | ૧૮૦ | ૧—૦ |
| **સુબોધપુષ્પવાટિકા**—શેખ સાદીકૃત ગુલિસ્તાંનો અનુવાદ | ૧૩૬ | ૦—૫ |
| **સુબોધ કથાસાગર**—બોધદાયક દૃષ્ટાંતોનો સંગ્રહ ... | ૪૬૪ | ૨—૦ |
| **આગળ ધસો**—ચેતનાપ્રેરક મહાન ગ્રંથ ... ... | ૪૬૮ | ૨—૮ |
| **ભાગ્યના સ્રષ્ટાઓ**—સંશોધિત બીજી આવૃત્તિ ... ... | ૫૬૪ | ૨—૮ |
| **સુખી જીવનનાં સાધન**—ઉત્સાહપ્રેરક પુસ્તક ... ... | ૩૧૨ | ૧—૮ |
| **આદર્શ દૃષ્ટાંતમાળા**—બે ગ્રંથોમાં ... ... ... ... | ૯૨૮ | ૪—૦ |
| **કતલખાનું**—સામ્યવાદી અપ્ટન સીંક્લેરકૃત... ... ... | ૬૯૬ | ૩—૦ |
| **શુભસંગ્રહ**—(ભાગ ૧, ૨ ને ૯) જુદા જુદા ત્રણ ગ્રંથો | ૧૪૭૨ | ૫—૪ |
| **સોનેરી સૂચનો ને સુવિચાર સામગ્રી** ... ... ... | ૨૦૮ | ૦—૪ |

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**આર્યભિષક્**—નવી દશમી આવૃત્તિ છપાય છે.

| | | |
|---|---|---|
| **ઔષધિ કલ્પલતા**—(સ્વામી કૃષ્ણાનંદજીકૃત) ... ... | ૧૧૨ | ૦—૧૨ |
| **વૈદક સંબંધી વિચારો**—ભાગ ૧ લો તથા ૨ જો ... | ૧૧૧૬ | ૩—૧૨ |
| **આયુર્વેદ નિબંધમાળા**—ભાગ ૧ લો તથા ૨ જો ... ... | ૧૧૫૨ | ૪—૪ |
| **આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**—ગાંધીજીકૃત ... ... | ૧૪૮ | ૦—૪ |
| **આરોગ્ય ને ખોરાક**—(પોપટલાલ ગો. શાહ)... ... | ૧૭૬ | ૧—૦ |
| **હિંદના આર્થિક વિકાસની યોજના** ... ... ... | ૧૦૮ | ૦—૮ |

## બાળકો માટેનાં પુસ્તકો—

| | | |
|---|---|---|
| **બીરબલ** અને **બીજા**—લેખક જ્યોતિન્દ્ર હ૦ દવે ... | ૨૮૦ | ૧—૮ |
| **ભારતીય નીતિકથાઓ**—મહાભારતમાંની ૫૨ વાતો... | ૧૯૨ | ૦—૮ |
| **સુબોધક નીતિકથા**—૧૫૨ બોધપ્રદ વાતો ... ... | ૨૩૨ | ૦—૮ |
| **સદ્ગુણી બાળકો**—૬૯ ખરા બનાવોનો સંગ્રહ... ... | ૧૩૬ | ૦—૪ |
| **બાળસદ્બોધ**—વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... | ૧૨૦ | ૦—૪ |
| **બાળકોની વાતો**—રસિક વાતચીતરૂપે ૨૧ પાઠો ... ... | ૮૮ | ૦—૩ |
| ,, ,, —ભાગ ૨ જો—બોધપ્રદ ૬૧ પાઠો ... ... | ૨૬૪ | ૦—૮ |

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, **અમદાવાદ** ને કાલબાદેવીરોડ, હાથીબિલ્ડીંગ, **મુંબઈ—૨**

સસ્તું સાહિત્ય મુદ્રણાલય—ઠે. રાયખડ, અમદાવાદ. ૧૫૦૦-૪૪

# સ્વામી માધવતીર્થના બીજાં પુસ્તકો

| | | મળવાનું ઠેકાણું. |
|---|---|---|
| ૧. તું કોણ. | ૨–૦–૦ | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. |
| ૨. આર્યોના સંસ્કાર | ૨–૦–૦ | ,, |
| ૩. તે કોણ ? | ૩–૦–૦ | ભક્તિ માર્ગ કાર્યાલય પો. બો. ૬ અમદાવાદ. |
| ૪. પ્રયાગનો કુંભમેળો | ૧–૪–૦ | ,, |
| ૫. પ્રહ્લાદનો સત્યાગ્રહ | ૧–૦–૦ | ,, |
| ૬. નિત્ય પ્રસાદ | ૧–૮–૦ | ડાક્તર લલ્લુભાઇ, ઠે. લાખાજીરાજ રોડ, રાજકોટ. મોહનલાલ લલ્લુભાઈ બનારસી કાપડના વેપારી માણેકચોક, અમદાવાદ. |
| ૭. અરવિંદ ઘોષનું તત્ત્વ-જ્ઞાન | ૨–૮–૦ | એન. એમ. ત્રિપાઠીની કુંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. |
| ૮. સત્સંગનો મહિમા | (ભેટ) | શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. |
| ૯. Maya (માયા) (અંગ્રેજીમાં) | ૧–૦–૦ | 'ઉત્થાન' કાર્યાલય, ગોયા ગેટ, વડોદરા. |
| ૧૦. ધ્યાન અને જ્ઞાન | ૦–૪–૦ | 'ઉત્થાન' કાર્યાલય, ગોયા ગેટ, વડોદરા. |